પૂ. આ. શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા રચિત

# શ્રી જૈન રામાયણ

વિશિષ્ટ વિવેચન યુકત પ્રવચનો

પ્રવચનકાર

## પૂ. આ. ભ. શ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજા

સંપાદક

પૂ. આ. શ્રી વિજયજિનેન્દ્રસૂરીશ્વરજી મહારાજ

**જૈન રામાયણના**
**વિશિષ્ટ વિવેચનો સાથે**

પ્રવચનકાર

**પૂ. આ શ્રી**
**વિજયરામચંદ્રસુરીશ્વરજી**
**મહારાજા**

★ મહાન પ્રવચનકાર

★ મહાન શાસ્ત્રવિવેચક

★ યોગશાસ્ત્ર અને
યોગદ્રષ્ટિ સમુચ્ચય જેવા
ગ્રંથોના પ્રખર પ્રવચનકાર

★ પ્રવચનના અંશે અંશમાં
મોક્ષ માર્ગના પ્રતિપાદક

★ પ્રખર પ્રશ્નોત્તરદાતા

★ પ્રખર હાજર જવાબી

★ તાર્કિક તાત્ત્વિક શિરોમણી

★ યુગપ્રભાવક યુગ પુરુષ
પૂજયશ્રીને કોટિ-કોટિ વંદના

- જિનેન્દ્રસૂરિ

श्री हर्ष पुष्पामृत जैन ग्रंथमाला, ग्रंथांक - ३१७

શ્રી મહાવીર જિનેન્દ્રાય નમઃ

શ્રીમણિબુદ્ધ્યાણંદહર્ષકપૂરામૃતસૂરિગુરુભ્યો નમઃ

**કલિકાલસર્વજ્ઞ જૈન શાસન જ્યોતિર્ધર**
**આચાર્ય ભગવંત શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી**
**મહારાજ - વિરચિત**

શ્રી ત્રિષષ્ટિશલાકાપુરુષ ચરિત્ર ૭ મું પર્વ

# શ્રી જૈન રામાયણ

ભાગ ૧ થી ૬ - સર્ગ ૧ થી ૧૦

## વિશિષ્ટ વિવેચન યુકત પ્રવચનો


-: પ્રભાવક - પ્રવચનકાર :-

પૂજ્યપાદ પરમશાસન પ્રભાવક સુવિહિત તપાગચ્છ
સામાચારી સંરક્ષક વ્યાખ્યાન વાચસ્પતિ
સુવિશાલગચ્છાધિપતિ સૂરિચક્ર ચક્રવર્તી

**આચાર્યદેવેશ શ્રીમદ્ વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજા**

-: સંપાદક :-

**પૂ. આચાર્યદેવ શ્રી વિજયજિનેન્દ્રસૂરીશ્વરજી મહારાજ**



-: પ્રકાશિકા :-

**શ્રી હર્ષ પુષ્પામૃત જૈન ગ્રંથમાલા**

લાખાબાવળ - શાંતિપુરી (સૌરાષ્ટ્ર)

મૂલ્ય રૂા. ૩૦૦.૦૦

## આભાર દર્શન

આ ૧ થી ૬ ભાગ એક જ ગ્રથમાં મહાગ્રંથ રુપે છપાય તો વાંચકને સંપૂર્ણ જૈન રામાયણ વાચવા મળી જાય તેવી ભાવના પૂ.આચાર્ય ભગવંત શ્રીમદ્ વિજય રામચંદ્રસૂરીશ્વરજી મહારાજા પાસે પૂ.આ.શ્રી વિજય જિનેન્દ્ર સૂ. મ. ઓ. અમદાવાદમાં રજુ કરી અને પૂજ્યપાદશ્રીએ તેમાં અનુમોદન આપ્યું તથા તે વખતે શ્રી પ્રવચન પ્રચારક ટ્રસ્ટના ટ્રસ્ટીશ્રી શ્રીયુત્ કાંતિલાલ ચુનીલાલભાઇએ પણ સંમતિ આપી અને એક મહાન ગ્રંથ આ રીતે એક જ પુસ્તક રૂપે પ્રગટ થાય છે તે અતિ આનંદની વાત છે.

આ રામાયણના પ્રવચનો અતિ મનનીય અને પાત્રોના હાર્દને અને ધર્મના રહસ્યને પ્રાપ્ત કરવાનું અમૂલ્ય સાધન છે. આ એક મહાન કાર્યમાં પૂજ્યપાદશ્રી એ અનુમોદન આપ્યું તે માટે તેઓશ્રીજીના અમે ખૂબ ખૂબ ઋણી છીએ તથા શ્રી જૈન પ્રવચન પ્રચારક ટ્રસ્ટનો તથા તેના માનનીય ટ્રસ્ટીશ્રી કાંતિલાલભાઇનો પણ ખૂબ આભાર માનીએ છીએ. આ એક ગ્રંથ મહા ગ્રંથ રુપે અત્યંત ઉપયોગી છે. જૈન જૈનેતર જગતને બોધક છે. આ ગ્રંથ પ્રગટ કરવામાં શ્રી ગેલેકસી પ્રિન્ટર્સ રાજકોટે જે મહેનત કરી છાપવામાં સહકાર આપ્યો છે તેની અનુમોદના કરીએ છીએ. આ દળદાર ગ્રંથ એક ભાગમાં પ્રગટ કરવાનો અમારો આશય સફળ થાય એજ અભિલાષા.

તા.૧-૭-૯૫ — મહેતા મગનલાલ ચત્રભૂજ - વ્યવસ્થાપક

જામનગર. — શ્રી હર્ષ પુષ્પામૃત જૈન ગ્રંથમાલા

**પ્રાપ્તિસ્થાન**

(૧) **શ્રી હર્ષ પુષ્પામૃત જૈન ગ્રંથમાલા** - (લાખાબાવળ)
C/o. શ્રુતજ્ઞાનભવન, ૪૫, દિગ્વિજય પ્લોટ, જામનગર.
(૨) **મહેતા મગનલાલ ચત્રભુજ** - શાકમારકેટ સામે, નિશાળ ફળી જામનગર.
(૩) **પ્રકાશકુમાર અમૃતલાલ દોશી** - ૧૦-૧૩, જયરાજ પ્લોટ, રાજકોટ.
(૪) **જયંતિલાલ ત્રિભોવનદાસ સંઘવી - મહાવીર સ્ટોર્સ,** ૨૬૮૧, ફુવારા બજાર, ગાંધી રોડ, અમદાવાદ.
(૫) **સરસ્વતી પુસ્તક ભંડાર** - હાથીખાના, રતનપોળ, અમદાવાદ.
(૬) **મુકુંદભાઇ રમણલાલ શાહ - ધરતી ટેક્ષટાઇલ્સ**
૨, વૃંદાવન શોપીંગ સેન્ટર, પાનકોરનાકા, અમદાવાદ.
(૭) **સેવંતિલાલ વી. જૈન** - ૨૦, મહાજનગલી, મુંબઇ-૨
(૮) **પ્રવીણચંદ્ર ગંભીરદાસ શેઠ - ભારતી ટ્રેડર્સ,** ૨૦૯, દાદી શેઠી અગ્યારીલેન, મુંબઈ - ૨.
(૯) **બાબુભાઇ પોપટલાલ વખારીયા** - લાલબાગ, મુંબઇ - ૪
(૧૦) **ચંદુલાલ જેસંગભાઇ કડાવાળા** - શાંતિનગર, જમનાદાસ મહેતા રોડ, મુંબઇ - ૬
(૧૧) **મગનલાલ લક્ષ્મણ મારૂ** - પારસમણિ, મહાત્મા ગાંધીરોડ, નવપાડા થાણા (મહારાષ્ટ્ર)
(૧૨) **પ્રેમચંદ મેઘજીભાઇ c/o. ચુનીલાલ પોપટલાલ** ગુઢકા પરેલ પોય બાવડી શેઠે બિલ્ડીંગ મુંબઇ-૧૨
(૧૩) **શાહ મેઘજી વીરજી** - દોઢીયા બોકસ નં.૪૯૬૦૬ નાઇરોબી.
(૧૪) **રતિલાલ ડી. ગુઢકા** - ૧૧૭, સડબરી વેમ્બલી મીડલસેક્સ લંડન
(૧૫) **અશ્વિનકુમાર પ્રેમચંદ હરણીયા** - અજન્ટા કંપાઉન્ડ ભીવંડી.
(૧૬) **સુઘોષી કાર્યાલય** - શેખનો પાડો, ઝવેરી વાડ સામે, રિલીફ રોડ, અમદાવાદ - ૧.

પ્રકાશિકા - **શ્રી હર્ષ પુષ્પામૃત જૈન ગ્રંથમાલા** (લાખાબાવળ)
C/o.શ્રુતજ્ઞાનભવન, ૪૫-દિગ્વિજય પ્લોટ, જામનગર - સૌરાષ્ટ્ર.

વી.સં.૨૫૨૧ :- વિક્રમ સં.૨૦૫૧ ● સન્ ૧૯૯૫ ● પ્રથમ આવૃતિ નકલ ૧૦૦૦

# ● આમુખ ●

પૂ.પાદ કલિકાલસર્વજ્ઞ જૈનશાસનના મહાન જ્યોતિર્ધર આચાર્ય ભગવંત શ્રીમદ્ **હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજશ્રી** વિરચિત **શ્રી ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર ૭ મું પર્વ ; જૈન રામાયણ** દશ સર્ગોમાં વિસ્તૃત છે. તેને અનુલક્ષીને પૂ.પાદ પરમશાસન પ્રભાવક વ્યાખ્યાન વાચસ્પતિ પરમતારક આચાર્ય ભગવંત શ્રીમદ્ **વિજય રામચંદ્રસૂરીશ્વરજી મહારાજશ્રીએ** ફરમાવેલા પ્રવચનોના વિશિષ્ટ વિવેચન યુક્ત સારભૂત અવતરણનો આ છઠ્ઠો ભાગ પ્રસિદ્ધ કરતાં આજે અમે અતીવ આનંદ અનુભવીએ છીએ.

કલિકાલસર્વજ્ઞ સૂરિપુરંદર **શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી** મહારાજશ્રીની કાવ્ય પ્રસાદીરૂપ શ્રી જૈન રામાયણ ગ્રંથ સ્વયં બોધક રસિક તેમજ કલ્યાણકામી આત્માઓને માટે મનનીય ને પ્રેરણાદાયી છે. તેમાંયે પૂ.પાદ પ્રવચનકાર સૂરિપુરંદરશ્રીએ તેને અનુલક્ષીને આપેલાં સચોટ મનનીય તથા તલસ્પર્શી પ્રવચનોને માટે શું કહેવું ? એક તો શુદ્ધ સો ટચનું સોનું ને તેને ગુલાબ, ચંપો, જાસુદ-જુઈ આદિ સુગંધિત પુષ્પોથી સુવાસિત કરેલ હોય, એક તો શુદ્ધ પૌષ્ટિક દૂધ ને તે બદામ, કેસર તથા શર્કરાયુક્ત હોય તેમાં પુછવું જ શું ? તે રીતે પૂ.પાદ પ્રવચનકારશ્રીના 'જૈન રામાયણ' પરના મર્મસ્પર્શી પ્રવચનોના ગુણગાન કરવા તે ખરેખર વચનાતીત છે.

વિ. સં. ૧૯૮૫ - ૮૬ ના વર્ષોમાં પૂ.પાદ પ્રવચનકાર મહાત્માશ્રી, પોતાના પરમગુરૂદેવ સકલાગમ રહસ્યવેદી પરમગીતાર્થ સુવિહિત શિરોમણિ આચાર્યદેવ શ્રીમદ્ વિજય **દાનસૂરીશ્વરજી મહારાજશ્રી** તેમજ પોતાના ગુરૂદેવ સિદ્ધાંતમહોદધિ કર્મશાસ્ત્રપારીણ પૂ.પાદ પન્યાસજી મહારાજશ્રી **પ્રેમવિજયજી ગણિવરશ્રી** (સ્વ. પૂ.પાદ આચાર્યદેવ શ્રીમદ્ વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજ)ની પુનિત છત્રછાયામાં મુંબઈ લાલબાગ - ભૂલેશ્વર મોતીશા જૈન ઉપાશ્રયમાં બિરાજમાન હતા. તે દરમ્યાન મુખ્યત્વે ચાતુર્માસના કાલમાં તેઓશ્રી દૈનિક પ્રથમ વ્યાખ્યાનમાં શ્રી આચારાંગસૂત્ર પર પ્રવચનો ફરમાવતા હતાં, ને પોરિસી ભણાવ્યા બાદ બીજા વ્યાખ્યાનમાં 'જૈન રામાયણ' પર વિશિષ્ટ વિવેચનયુક્ત પ્રવચનો તેઓ શ્રીમદ્ પોતાની આગવી પ્રતિભાશાલી શૈલીમાં ફરમાવતા હતા. તે બધા પ્રવચનોનું સારભૂત અવતરણ તે સમયે 'જૈન પ્રવચન' સાપ્તાહિકમાં દર અઠવાડિયે પ્રસિદ્ધ થતું હતું.

કલિકાલસર્વજ્ઞ પૂ. આચાર્ય ભગવંત **શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી** મ.શ્રી વિરચિતત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્રના ૭મા પર્વ જૈન રામાયણના પ્રભાવશાલી તે બધા પ્રવચનોનું સારભૂત અવતરણ ત્યારબાદ વિ. સં. ૧૯૮૯માં પ્રથમવાર **'જૈન રામાયણ'** ભા. ૧ ગ્રંથાકારે પ્રસિદ્ધ થયેલ. તે પછી ક્રમશઃ 'જૈન રામાયણ'ના બીજા ભાગો યાવત્ પૂ. પ્રવચનકાર પરમગુરૂદેવશ્રીમદ્‌નાં જૈન રામાયણ પર બીજા છ ભાગો પ્રસિદ્ધ થયેલ - તે બધા સાતેય ભાગોમાં પ્રસિદ્ધ થયેલાં પૂ.પાદશ્રીના જૈન રામાયણ પરનાં તે અધ્યાત્મલક્ષી પ્રવચનો વાંચનાર ધર્મશ્રધ્ધાળુ મુમુક્ષુ જીવોને પ્રેરણાદાયી, ઉદ્‌બોધક ને ખરેખર જીવનને ઉન્નત બનાવનાર પરમ ઉપકારક બનેલા.

વિ. સં. ૧૯૮૫ - ૮૬ ઈ.સ. ૧૯૨૮ - ૧૯૨૯ એટલે આજથી ૫૦ વર્ષ પૂર્વે પૂ. પાદ પરમતારક

કૃપાસાગર પરમગુરૂદેવ આચાર્ય મહારાજશ્રીએ ફરમાવેલાં એ પ્રવચનો આજે પણ તેટલા જ પ્રેરણાદાયી તથા અનેક રીતે માનવ જીવનના વિકાસ, ઉત્થાન તથા આધ્યાત્મિક ઉન્નત્તિના માટે માર્ગદર્શક છે, એમ નિઃશંકપણે કહી શકાય.

આજ કારણે રામાયણ પરના પૂ. પાદશ્રીએ ફરમાવેલા પ્રવચનોની ગ્રંથશ્રેણી - ભા. ૧ થી ૭ : વર્તમાનકાલના વિષમવાતાવરણમાં કે જ્યાં કેવલ અર્થ કામની, તૃષ્ણાની, અને અહં-મમના વિનાશક તોફાનોની આંધી, ચોમેર અનંતજ્ઞાની પરમતારક શ્રી જિનેશ્વરદેવે ફરમાવેલ સમ્યગ્જ્ઞાન સમ્યગ્દર્શન તથા સમ્યક્ ચારિત્રના મંગલકર પ્રકાશનને રૂંધી રહી હોય, તે અવસરે સંસારના કલ્યાણકામી ભવ્ય જીવોને 'જાગતા રહેજો' નો સાવધાની સૂચક રોન દઈને કલ્યાણકર સન્માર્ગની દિશા તરફ વાળવાને પરમ ઉપકારક છે.

કારણ કે, પૂ.પાદ પરમકૃપાસાગર પ્રવચનકાર શ્રીમદ્‌ની એવી અદ્‌ભુત અને વિશિષ્ટ પ્રભાવક પ્રવચન શૈલી છે કે, આજથી ૫૦ વર્ષ પૂર્વે તેઓશ્રીએ અધ્યાત્મલક્ષી ને મોક્ષમાર્ગના ઉદ્‌બોધક પ્રવચનોમાં જે જે સદ્‌બોધ ફરમાવેલ છે, તે આજે પણ એટલો જ પ્રાંસગિક ને ઉપકારક છે.

જે કારણે તેઓ શ્રીમદ્‌ના તે પ્રભાવક પ્રવચનોને સાંભળતા વાંચતા ગમે ત્યારે વાચનાર કે સાંભળનાર શ્રોતાગણ આજે પણ જીવનમાં કદિ ન જોયેલું ને જાણેલું ન સાંભળેલું નિત-નવું સાંભળી જાણીને જીવન ધન્ય બની ગયાનું, ને આત્મ ઉત્થાનના ઉપકારક મંગલમાર્ગને પામ્યાનું ગૌરવ અનુભવી રહેલ હોય છે. એમ જરૂર નિઃસંદેહ કહી શકાય.

'જૈન રામાયણ' ગ્રંથના પૂર્વે પ્રસિદ્ધ થયેલ સાતે ભાગોની બધી નકલો આજથી લગભગ ૨૫-૩૦ વર્ષથી નહિ મલતી હોવાના કારણે, અતિ ઉપયોગીને વર્તમાનકાલમાં કલ્યાણકામી મુમુક્ષો જીવોના આત્મ ઉત્થાનમાં તેમજ મોક્ષસાધક આરાધનામાં સહાયક ગ્રંથશ્રેણી ફરીથી પ્રસિદ્ધ કરવા માટેની ધર્મરસિક આત્માઓની સતત માંગણીના કારણે પૂર્વે પ્રસિદ્ધ થયેલ, તે જૈન રામાયણ ૧ થી ૭ ભાગો સંસ્કારિત સંપાદિત કરીને દ્વિતીયાવૃત્તિ રૂપે આજે ફરી પ્રકાશિત થઈ રહેલ છે.

જૈન રામાયણ ગ્રંથોની બીજી આવૃત્તિરૂપ આ ગ્રંથ શ્રેણીના પ્રથમ ભાગમાં પ્રથમ ત્રણ સર્ગ પરના, દ્વિતીય ભાગમાં ચોથા સર્ગ પરના, તૃતીય ભાગમાં પાંચમાં છઠ્ઠા તથા સાતમા સર્ગ પરના, ચોથા ભાગમાં આઠમા સર્ગના પુર્વાર્દ્ધ પરનાં, ને પાંચમા ભાગમાં બાકી રહેલ આઠમા સર્ગ પરના પૂ. પાદશ્રીનાં પ્રભાવક પ્રવચનોનું સારભૂત અવતરણ પ્રસિદ્ધ થયેલ છે. આજે પ્રસિદ્ધિને પામી રહેલ આ છઠ્ઠા ભાગમાં નવમા દશમા સર્ગ પરના પૂ.પાદશ્રીના મનનીય ને આત્મજાગૃતિના પ્રેરક પ્રવચનો પ્રસિદ્ધ થઈ રહેલ છે.

પૂર્વે પ્રથમ આવૃત્તિમાં ૧ થી ૭ ભાગો પ્રસિદ્ધ થયેલ. આજે તે છ ભાગોમાં પ્રસિદ્ધ થઈ રહેલ છે. જેમાં પ્રવચનોનાં એ જ શબ્દો, એ જ વાક્યરચના ને એ જ ભાષા શૈલી ને એ જ વર્ણન સાંગોપાંગ જાળવીને કેવલ સંસ્કૃત શ્લોકોને તેમજ તે પરના અલગ અનુવાદને છોડી દઈને, તેમજ કેટલાક

ભાગોના ગ્રંથોના પેજ વધારીને પૂર્વા - પરનો સબંધ બરાબર જાળવીને પૂ. પાદ પરમશાસન પ્રભાવક પરમગુરૂદેવશ્રીના પ્રવચનો જે પૂર્વે સાત ભાગોમાં પ્રસિદ્ધ થયેલ તે આજે છ ભાગોમાં પૂર્ણ થાય છે.

તદુપરાંત અમારી એ પણ અભિલાષા છે કે, પૂ. પાદ પરમકૃપાળુ સદ્‌ગુરૂદેવશ્રીના જૈન રામાયણ પરના પ્રભાવક પ્રવચનો નો જૈન સંઘમાં - સવિશેષ પ્રચાર થાય, જેથી જીવનમાં ત્યાગ, વૈરાગ્ય, સંયમ તપ તેમજ સંસ્કારોની પાવનકારી પ્રેરણા સર્વ કોઈ કલ્યાણકામી આત્માઓને પ્રાપ્ત થાઓ.

આજે લગભગ ૪૪-૪૫ વર્ષ બાદ ફરીથી સંપાદિત સંયોજિત થઈને પ્રસિદ્ધ થઈ રહેલ આ બધા જૈન રામાયણના ૧ થી ૬ ભાગોનું સંપાદન પૂ. પાદ પરમકૃપાળુ પરમશાસન પ્રભાવક પરમગુરૂદેવશ્રીના પટ્ટાલંકાર પૂ. પાદ આચાર્યદેવ શ્રીમદ્ **વિજય કનકચંદ્રસૂરીશ્વરજી મહારાજશ્રી** એ કાળજીપૂર્વક પરિશ્રમ લઈને કરેલ છે, છતાંયે છદ્મસ્થ સુલભ જે કાંઈ ક્ષતિઓ રહી ગયેલ હોય તે કારણે પૂ.પાદ પરમ ઉપકાર પ્રવચનકારશ્રીના આશય વિરૂધ્ધ, તેમજ શ્રી જૈન સિદ્ધાંતથી વિપરીત જે કાંઈ પ્રસિદ્ધ થયેલ હોય તે માટે અમે 'મિચ્છામિ દુક્કડમ્' યાચીએ છીએ.

પ્રાંતે : પૂ. પાદ પરમતારક ભીમભવોદધિઉધ્ધારક પરમ કરૂણાસાગર પ્રવચનકાર આચાર્ય ભગવંતશ્રીના જૈન રામાયણ પરના આ પ્રવચન ગ્રંથોનું વાંચન મનન અધ્યાત્મપ્રેમી મુમુક્ષુ ભવ્ય જીવનમાં અસાધારણ પરિવર્તન જન્માવી, સંસારના પૌદ્‌ગલિક સુખો પરનો રાગ ટાળી પોતાના જીવનને મંગલમય બનાવવા અનંત ઉપકારી પરમ તારક શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાની આરાધના દ્વારા સંસારના પૌદ્‌ગલિક દુઃખો પ્રત્યેનો દ્વેષ ટાળી સુખો પ્રત્યેનો દ્વેષ પ્રગટાવીને અનંત જન્મ - મરણ કર્મ - કષાયની અવિરતિપણે ચાલી રહેલ પરંપરાના ચક્રને ભાંગીને ભુક્કો કરી અખંડ - અનંત અવ્યાબાધ અપુનરાવર્તનરૂપ સિદ્ધિસુખના ભોક્તા સર્વ કલ્યાણકારી આત્માઓ બનો એજ એક ની એક અભિલાષા.

વિ. સં ૨૦૩૫

● પ્રકાશક ●

(બીજી આવૃત્તિ છઠા ભાગમાંથી)

# પ્રસ્તાવના

જૈન શાસન એ ગુણરત્નોની ખાણ છે તીર્થંકરદેવો, ગણધરદેવો, પૂર્વધરો મુનિ મહાત્માઓ તો શું પણ એક શ્રાવક શ્રાવિકા પણ શ્રી અરિહંત પરમાત્માના વચનને પામેલા હોય તો પણ તે જૈન શાસનની જ્યોતિ જગાવનારા બને છે.

આવા ગૃહસ્થ પણ શ્રાવકપણાના ગુણને પામેલા શ્રી રામચંદ્રજી શ્રી લક્ષ્મણજી અને શ્રી સીતાજીએ પોતાના જીવન આદર્શ દ્વારા આદર્શ જીવનની પ્રતિભા જગતમાં રેલાવી છે. તેમના એ આદર્શ જીવન એ લાખો કરોડો જીવોનું આદર્શ બન્યુ છે. એટલું જ નહિં તે પુન્યાત્માઓના આદર્શ જીવનને આદર્શ તરીકે પ્રરુપવામાં પણ હજારો લાખો મુનિરાજો આદિ પણ સદા તત્પર રહે છે.

જૈન જૈનેતર બંને વિભાગોમાં શ્રી રામચંદ્રજી આદિના આદર્શોની મહત્તા છે. છતાં જૈન શાસનમાં શ્રી રામચંદ્રજીની મહાનતા પ્રાકૃતિક ભાવે છે આદર્શ જીવનની પ્રતિભા રૂપે છે અને તેથી શ્રી રામચંદ્રજી આદિના પાત્રોની પ્રકટ પ્રબળતા અને પ્રભાવિકતા તેમના ઉત્તમ આદર્શોમાંથી પ્રગટે છે અને તેથી તે પ્રતિભા માત્ર પૂજ્યનીય વંદનીય અને સન્માનનીય માત્ર નહિ પરંતુ સ્મરણીય, આદરણીય, અનુકરણીય રુપે પ્રકાશિત રહે છે એથી જ આ ઉત્તમ આત્માઓની ઉત્તમતા જગતમાં વ્યાપક બનેલી છે. જૈન શાસનની શૈલીમાં તેઓશ્રીની શ્રધ્ધેયતા, સંસ્કારિતા આદર્શ ગૃહસ્થ જીવનનું અંતિમ પૃષ્ઠ સર કરે તેવી છે અને જેથી આદર્શ કુટંબ તરીકે શ્રી રામચંદ્રજીનું કુટુંબ એક દ્રષ્ટાંત બની રહે છે.

આ મહાન પાત્રોની મહાનતા શ્રી જૈન ગ્રંથોમાં ઉત્તમ કોટિની બતાવવામાં આવે છે, તેનું વિસ્તૃત આલેખન પૂ. શ્રી વિમલસૂરીશ્વરજી મહારાજા કૃત પઉમ ચરિયંમાં પ્રાકૃત ભાષામાં થયું છે અને કલિકાલ સર્વજ્ઞ પૂ. શ્રીહેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ શ્રી ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્રમાં તેમનાં વિશિષ્ટ ચરિત્રનું વર્ણન કર્યુ છે. ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્રમાં સાતમું પર્વ શ્રી રાવણ શ્રી રામચંદ્રજી અને શ્રી લક્ષ્મણજી શ્રી સીતાજી આદિના ચરિત્રોને વર્ણવે છે. તેમાં પ્રથમ શ્રી રાવણના પૂર્વજોની પ્રતિભા અને ઈતિહાસો છે. જેમાં એક આદર્શ એ પ્રતિબિંબિત થાય છે. કે એમના એ પૂર્વજોએ તેમના જીવનમાં સંયમની સંધ્યાને ખીલ્વીને જીવનનો અંત નહિ પણ સંસારના અંતની અનુપમ સાધના દ્વારા સફલ બનાવ્યું હતું. શ્રી રાવણ પણ એ કુલમાં ઉત્પન્ન થયેલા શલાકાપુરુષ હતા. તેમની ઉત્તમતા અનુપમ આદર્શ અને તેજસ્વી હતી. તેમની એ પ્રતિભા તેમના પાપોદયથી અને પૂર્ણતા કરેલા સુકૃતના નિયાણાના પ્રભાવે ખંડિત બની હતી અને શ્રી સીતાજીના હરણ દ્વારા તે ખંડિત પ્રતિભા જગતમાં કાલિમા રૂપે પ્રચાર પામી હતી. શલાકા પુરુષોને પણ કર્મનો ઉદય આવતાં કેવી પછડાટ ખાવી પડે છે. તેનું એ એક દ્રષ્ટાંત બની રહે છે.

તે સામે શ્રી રામચંદ્રજી આદિને ભયંકર આપત્તિમાં પણ તેમનામાં રહેલી શ્રી અરિહંત પરમાત્માના આદર્શોની શ્રેણીએ કયાંય નીચે ન પટકતાં સતત પ્રગતિશીલ રાખીને જગતમાં આદર્શરૂપે ઉજ્વલ બનાવી હતી. શ્રી સીતાજી એક સ્ત્રી માત્ર હતા છતાં તેમનામાં રહેલા સતીત્વના ભવ્યભાવે તેમની આપત્તિ

વિપત્તિઓમાં પણ તેમના જીવનને વાંચનારને તેમની સાથે જ સહાનુભૂતિ રૂપ અને સદા આત્માની સાથે હૃદયથી સ્વજનરૂપ બનાવી દીધા છે.

આવા આદર્શ પાત્રોના આદર્શો સાથેનું તે તે પાત્રોના હાર્દ સુધી પહોંચીને, તે તે પાત્રોનું વાસ્તવિક સ્વરૂપ નિરુપણ કરવું ઘણું જ કઠીન છે. અને તેમાંય તે તે પાત્રોને વર્તમાન જીવનની ઘટમાળ સાથે ઘટાવીને વાર્તમાનિક જીવોના જીવનમાં આદર્શરૂપે પ્રવેશાવી દેવાનું કાર્ય ભગીરથ છે. છતાં વર્તમાનકાલમાં સર્વોચ્ચ પ્રવચનકાર અને શાસ્ત્રના રહસ્યોને આત્મસાત્ કરનાર પરમ પૂજ્ય પરમશ્રદ્ધેય સુવિશાલ ગચ્છાધિપતિ આચાર્ય ભગવંત શ્રીમદ્ વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ પોતાના મનનીય પ્રભાવિક પ્રવચનોમાં આ શ્રી રામચંદ્રજીની જૈન રામાયણ રૂપ કથા એવી રીતે આલેખી છે કે શ્રોતાઓને તેઓશ્રી સાક્ષાત્ રામચંદ્રજીના યુગમાં લઈ જાય છે. અને તે તે પાત્રોનું આલેખન શબ્દરૂપ કરાવતા હોવા છતાં જીવંત રૂપે જાણે અનુભવ થાય છે.

પૂજ્યશ્રીજીની આ અત્યંત આદર્શભૂત પ્રવચન શૈલીએ સારય જૈન જગતને વશ કરેલ છે. તેઓશ્રીએ યોગશાસ્ત્ર મહાગ્રંથ અને યોગદ્રષ્ટિ સમુચ્ચય જેવા તાત્ત્વિક ગ્રંથોના પ્રવચનો મુંબઈ આદિમાં આપેલા છે અને ભલભલા ભેજાઓને પણ ડોલાવી દીધા છે. પુણ્યાત્માઓના તો એવા ઉદ્દગારો પણ સરી પડયા છે કે પૂ. હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા જેઓશ્રી યોગશાસ્ત્ર મહાગ્રંથના પ્રણેતા છે તથા પૂ. હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા જેઓશ્રી યોગદ્રષ્ટિ સમુચ્ચય મહાગ્રંથના રચયિતા છે. તેઓ પૂજ્યોને પણ એવો ખ્યાલ નહિ હોય કે અમારા ગ્રંથોનું આવું તાત્ત્વિક અને ઉંડાણથી વર્ણન કરનારા પાકશે. અર્થાત્ આવું અદ્ભુત પ્રવચન તત્ત્વનું કૌવત પૂજ્યપાદ આચાર્ય ભગવંત શ્રીમદ્ વિજયરામચંદ્ર સૂરીશ્વરજી મહારાજાની જીભ અને જીવમાંથી પ્રગટ થયેલું છે. અને એ કૌવતનું સત્ત્વ લાખો હૈયામાં આજે ઝીલાઈને આત્માની ધાતુરૂપ બની ગયું છે અને બની રહ્યું છે.

જૈન રામાયણ આદર્શ પાત્રોનું આલેખન છે. પરંતુ વિવેચકો પોતપોતાની દ્રષ્ટિથી તેમાં સ્વરસીક્તા અનુસાર તે પાત્રોને આલેખે છે તે પાત્રોના હાર્દ અને તત્ત્વો સુધી પહોંચવુ કઠીન બને છે અને તેથી ભળતા નિરુપણો દ્વારા તે તે પાત્રોનું વાસ્તવિક સ્વરૂપ દર્શિત થઈ શક્તું નથી અને તેથી પૂજ્યપાદશ્રીના વિશિષ્ટ વિવેચન યુક્ત પ્રવચનોનું આ નિરુપણ વિરલ રહે છે.

આ જૈન રામાયણના પ્રવચનો હાલારી ભાઈઓને ઉગતી ભાવનાના ભવ્ય પોષક હોવાને કારણે જ્યારે જ્યારે તેના ભાગ પ્રગટ થાય ત્યારે સારી સંખ્યામાં તેની નકલો હાલારી અને ભાવિકોમાં પ્રચાર પામતી. પરંતુ પૂર્વના ભાગ મળે ત્યારે ઉત્તર ભાગ સિલકમાં ન હોય અને ઉત્તરના ભાગ મલે ત્યારે પૂર્વ ભાગ સિલકમાં ન હોય. તેથી વારંવાર થતું કે આ આખું મહાન પ્રકાશન એક જ ગ્રંથ રૂપે પ્રગટ થાય તો સૌ વાંચકો અને તેના રસીકોને પૂર્ણ તૃપ્તિ મળે. તે માટે અવારનવાર એ વાત થતી.

ઉપમિતિ ભવપ્રપંચા ભાષાંતર ભાગ ૧-૨-૩ પેજ પ્રાયઃ ૧૪૦૦ તથા પંચપ્રતિક્રમણ વિવરણ પેજ પ્રાયઃ ૯૦૦ના પ્રકાશનો સંપાદિત થયા પછી દર બે ત્રણ વર્ષે મોટું પ્રકાશન થાય તેવી યોજના હોવાથી

પૂજ્યશ્રીજીના પ્રવચનો એકજ ભાગમાં દળદાર ગ્રંથ રુપે પ્રગટ થાય તો ઘણું ઉપયોગી થશે તેવી વિનંતિ પ્રવચનકાર પૂજ્યપાદશ્રીને અમદાવાદમાં કરી અને સૌના સદ્દભાગ્યે તેઓશ્રીએ પ્રસન્નતાથી સ્વીકારી અને સુશ્રાવક કાંતિલાલભાઈ ચુનિલાલભાઈ જેઓ શ્રી જૈન પ્રવચન પ્રકાશન ટ્રસ્ટના મુરબ્બી છે તેમને પણ વાત થતાં તેમણે પણ અનુમોદન આપ્યું તેથી આ મહાન ગ્રંથ એક દળદાર ગ્રંથરુપે સંઘ સમક્ષ ઉપસ્થિત થયો છે તે માટે પરમ પૂજ્ય કૃપાળુ આચાર્ય ભગવંતશ્રીજીનો ઉપકાર જેટલો માનીએ તેટલો ઓછો છે અને સુશ્રાવક કાંતિભાઈની પણ સદ્દભાવનાની અનુમોદના કરીએ તેટલી ઓછી છે.

જો કે પૂજ્યપાદ પ્રખર પ્રવચનકારશ્રીજી આપણા કમભાગ્યે આજે વિદ્યમાન નથી તેથી તેઓશ્રીજીને કરકમલોમાં આ ગ્રંથ અર્પણ કરવાનું પરમ સદ્દભાગ્ય તો પ્રાપ્ત થઈ શકે તેમ નથી. પરંતુ તેઓશ્રીના સર્વ જીવોના હિતચિંતક આત્માની ઉત્તમ ઉત્તમ પ્રભાવક શ્રેણીઓની હારમાળાઓમાં આ એક પ્રવચન પ્રકાશન સુમન સમાઈ જાય તે રીતે તેઓશ્રીજીના ઉપકારોની સ્મૃતિમાં સમર્પિત કરી કંઈક ગદ્દગદ્દ અને હૈયાના આર્દ્ર ભાવે તેઓશ્રીનાં ચરણોમાં વંદન કરી કૃતકૃત્ય થવાનો પ્રયત્ન કરૂ છું.

કયાં તેમની ગરિમા અને કયાં મારી ક્ષુદ્રતા ? કયાં તેમનો શાસ્ત્ર બોધ અને કયાં મારો શાસ્ત્ર ચંચુપાત ? કયાં તેમની વિશાળતા અને કયાં મારી સંકુચિતતા ? કયાં તેમની ગંભીરતા અને કયાં મારૂં છીછરાપણું ?

છતાં તેઓશ્રીના ગુણવૈભવ જ તેમના ગુણોનો રાગી બનાવી તેમના જેવા થવાના તેમને સમર્પિત થવાના અરમાન સાથે અગણિત ઉપકારોની સ્મૃતિ તાજી કરીને સર્મપણના બે નયન બુંદ પાડીને આકાંક્ષા અને પ્રતિક્ષાના ભાવો વ્યક્ત કરી મારા જીવનને ધન્ય માનું છું.

અંતમાં આ રામાયણ ગ્રંથ જ વાંચકોના હૃદયના તાર ઝણઝણાવી દે છે અને તે કથા વસ્તુને સ્પષ્ટ કરતા પૂજ્યશ્રીજીના પ્રવચનો અંતરના ઉંડાણ સુધી પેશી જઈને વાંચકોના આત્માનો ઉદ્ધાર કરવા સમર્થ બને છે. તેથી જ દરેક પુણ્યાત્માઓ વારંવાર આ પ્રવચનોનું મનન કરે, છેવટે એકાદવાર તો અવશ્ય પૂર્ણ રૂપે વાંચીને આ પ્રવચન પીયૂષનું પાન કરે તે જ અંતરની અભિલાષા મારા દીક્ષા દિને વ્યક્ત કરીને વિરમું છું.

જિનેન્દ્ર સૂરિ

૨૦૫૧ જેઠ સુદ - ૧૧
શુક્રવાર તા. ૯-૬-૯૫
માહિમ, મુંબઈ

## ''જૈન રામાયણ''નો પૂર્વ પરિચય

### રામાયણ એટલે રજોહરણની પ્રભાવના

''આપણે રામાયણ વાંચવાનું છે, એમાં રજોહરણની પ્રભાવના છે, રામાયણ એટલે રજોહરણ-ધર્મધ્વજની ખાણ. ઘણા ઘણા પુણ્યવાન આત્માઓનું વર્ણન આમાં આવે છે. આચાર્ય ભગવાનશ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ એ પુણ્યશાલીઓનાં વર્ણનો ઘણી જ સુંદર રીતે ઉલ્લાસપૂર્વક અહિ આલેખ્યાં છે.

માતા-પિતા, બંધુ-સ્નેહી, નોકર-ચાકર, રાજા-મહારાજા કેવા હોવા જોઇએ ? તે બધું આ રામાયણમાંથી નીકળશે. આ મહાપુરૂષોના પૂર્વજો કેવા કેવા પુણ્યવાન આત્માઓ છે ? એના વર્ણનો આમાં આવશે.

પહેલું વર્ણન પ્રતિવાસુદેવ રાવણનું અને એમનાં પૂર્વજોનું ચાલશે, કારણ કે પ્રતિવાસુદેવ પ્રથમ ઉત્પન્ન થાય છે. ઉત્પન્ન થઇને તે ત્રણ ખંડનું સામ્રાજ્ય મેળવે છે. તે પછી બલદેવ અને વાસુદેવ ઉત્પન્ન થાય છે. વાસુદેવ (લક્ષ્મણજી) ના હસ્તે પ્રતિવાસુદેવ (રાવણ) મરાય છે. બલદેવ (રામચંદ્રજી) અને વાસુદેવ (લક્ષ્મણજી) એ ઉભયનો બંધુ પ્રેમ કોઇ અજબ હોય છે. એ બધાનું વર્ણન ક્રમસર અહિ આવશે.''

- પ્રવચનકાર પૂજ્યપાદ

આચાર્ય ભગવંત શ્રીમદ્ **વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ** : (જૈન રામાયણ : ભાગ-૧ થી ૬)

ક્રોડ ક્રોડ વંદના સહ
અને હૃદયની ઊર્મિઓ સાથે...
સાદર સમર્પણ
જૈન શાસનના પ્રાવચનિક
જૈન શાસનના વર્તમાન યુગપુરુષ
જૈન શાસનના પરમ પ્રભાવક
જૈન શાસનના અણમોલ જવાહીર
જૈન શાસનના ધર્મધુરંધર
જૈન શાસનના પરમ સંરક્ષક...
પૂજ્યપાદ આચાર્યદેવેશ
શ્રીમદ્ વિજયરામચંદ્રસૂરીશ્વરજી
મહારાજાના
પુનીત કરકમલોમાં...
- જિનેન્દ્રસૂરિ

પરમ પૂજ્ય સકલાગમરહસ્યવેદી આચાર્યદેવ શ્રી વિજયદાનસૂરીશ્વરજી મહારાજાના પટ્ટધર
પરમ પૂજ્ય સિદ્ધાંત મહોદધિ આચાર્યદેવ શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાના પટ્ટધર

પરમ શાસન પ્રભાવક, સુવિશાલ ગચ્છાધિપતિ,
વ્યાખ્યાન વાચસ્પતિ, મહારાષ્ટ્રાદિ દેશોદ્ધારક.

પૂજ્યપાદ આચાર્યદેવ

શ્રીમદ્ વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજા

પરમ પૂજ્ય વર્તમાન કાલે ઉગ્રતપઃકારક અઠાઇથી વીશસ્થાનક સમારાધક
આચાર્યદેવ શ્રી વિજયકર્પૂરસૂરીશ્વરજી મહારાજા ના પટ્ટધર.

હાલારદેશોદ્ધારક, શ્રેષ્ઠ કવીશ્વર, પ્રદૃષ્ટવકતા, પરમ નિસ્પૃહી, શાસન સંરક્ષક

પૂજ્ય આચાર્યદેવ

શ્રીમદ્ વિજયઅમૃતસૂરીશ્વરજી મહારાજા

# શ્રી જૈન રામાયણ

## અનુક્રમણીકા

## પહેલો વિભાગ

### પહેલો સર્ગ



### બીજો સર્ગ

## ત્રીજો સર્ગ

### હનુમાનની ઉત્પત્તિ અને વરૂણ સાધના

# બીજો વિભાગ

## ચોથો સર્ગ

## ત્રીજો વિભાગ

### પાંચમો સર્ગ

| વિષય | પેઈજ નં. |
|---|---|


## છઠ્ઠો સર્ગ

| વિષય | પેઈજ નં. |
|---|---|

## સાતમો સર્ગ

| વિષય | પેઈજ નં. |
|---|---|



## ચોથો વિભાગ

### આઠમો સર્ગ

| વિષય | પેઈજ નં. |
|---|---|



## પાંચમો વિભાગ

### આઠમો સર્ગ

## છઠ્ઠો વિભાગ

### નવમો સર્ગ

## દસમો સર્ગ

| પહેલો વિભાગ | રાક્ષસવંશ અને વાનરવંશની<br>ઉત્પત્તિ : શ્રી રાવણનો જન્મ. |
|---|---|

## પહેલો સર્ગ

[૧]

'ત્રિષષ્ટિ-શલાકા-પુરૂષ-ચરિત્ર'ના આ સાતમા પર્વના આ પ્રથમ સર્ગની શરૂઆત કરતાં જ કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રી **હેમચંદ્રસૂરીશ્વરજી** મહારાજા ફરમાવે છે કે -

> **"अथ श्री सुव्रतस्वामि—जिनेन्द्रस्याञ्जनद्युतेः । हरिवंशमृगांकस्य, तीर्थे संजातजन्मनः ॥१॥**
> **बलदेवस्य पद्मस्य, विष्णोर्नारायणस्य च । प्रतिविष्णो रावणस्य, चरितं परिकीर्त्यते ॥२॥"**

*"શ્રી ઋષભદેવસ્વામી આદિ શલાકા પુરૂષોનાં ચરિત્રો વર્ણવ્યા પછી, હવે અંજનની કાંતિ જેવી કાંતિવાળા અને હરિવંશમાં ચંદ્રમા સમા વીસમા તીર્થપતિ '**શ્રી મુનિસુવ્રતસ્વામી**' નામના જિનેન્દ્રના તીર્થમાં થયો છે જન્મ જેમનો એવા '**પદ્મ-રામ**' નામના બળદેવનું. '**નારાયણ-લક્ષ્મણ**' નામના વિષ્ણુ-વાસુદેવનું અને '**રાવણ**' નામના પ્રતિવિષ્ણુ-પ્રતિવાસુદેવનું ચરિત અમારા વડે કહેવાય છે."*

**એટલે કે :-**

આ સાતમા પર્વમાં - '૨૪-તીર્થંકરદેવો, ૧૨-ચક્રવર્તિઓ, ૯-બળદેવો ૯ વાસુદેવો અને ૯-પ્રતિવાસુદેવો' આ ત્રેસઠ ઉત્તમ પુરૂષો પૈકીના અને વીસમા તીર્થપતિના સમયમાં થયેલા આઠમા બળદેવ શ્રી રામચંદ્રજી, આઠમા વાસુદેવ શ્રી લક્ષ્મણજી અને આઠમા પ્રતિવાસુદેવ શ્રી રાવણ, આ ત્રણ ઉત્તમ પુરૂષોનું ચરિત્ર અમે કહીશું.

**આથી :-**

સ્પષ્ટ છે કે - 'શ્રી ત્રિષષ્ટિ - શલાકા - પુરૂષચરિત્ર' નામના આ સાતમા પર્વમાં સાડાત્રણ ક્રોડ ગ્રંથરત્નોના રચયિતા, પરમોપકારી, કલિકાલસર્વજ્ઞ, ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ બલદેવ શ્રી રામચંદ્રજી, વિષ્ણુ યાને વાસુદેવ શ્રી લક્ષ્મણજી તથા પ્રતિવાસુદેવ શ્રી રાવણનું વર્ણન કર્યું છે. આ ત્રણે મહાપુરૂષો શ્રી મુનિસુવ્રતસ્વામીના શાસનમાં થયા છે. અંજન જેવી શ્યામ કાંતિવાળા અને શ્રી હરિવંશમાં ચંદ્રમા સમાન વીસમા તીર્થપતિ ભગવાન્ શ્રી મુનિસુવ્રતસ્વામીજીના તીર્થમાં આ મહાપુરૂષો થયા છે. આ ત્રણે મહાપુરૂષો ત્રિષષ્ટિ - શલાકા - પુરૂષો પૈકીના છે : નિયમા મુક્તિગામી આત્માઓ છે. મુક્તિગામી આત્માઓએ પણ કરેલી અયોગ્ય કરણીઓનાં, આ શાસ્ત્રકારોએ વખાણ નથી કર્યા. મોક્ષગામી આત્માઓએ પણ, જે જે ભવમાં જે જે અયોગ્ય કાર્યવાહીયો કરી, તેનો નતીજો દેખાડવામાં શાસ્ત્રકારો ચૂકયા નથી. શ્રી વાસુદેવો અને પ્રતિવાસુદેવો નિયાણું કરીને થાય છે : અનંતજ્ઞાનીઓએ ફરમાવેલી રત્નત્રયીને પૂર્વભવમાં આરાધે છે : તીવ્ર તપશ્ચર્યા તપે છે : ઘોર ઉપસર્ગો પણ સહે છે : છતાં આખરે એ સંયમ આદિના ફલ તરીકે પૌદ્ગલિક સુખની માગણી કરે છે. ધર્માનુષ્ઠાનના ફલ તરીકે પૌદ્ગલિક સુખની માગણી - ઇચ્છા,

એ ખરેખર અયોગ્ય ઇચ્છા છે : એનું પરિણામ સારૂં નથી હોતું. મુક્તિ ન મળે ત્યાં સુધી ધર્મરસિક આત્માઓને સ્વર્ગાદિ સુખ, ઋદ્ધિસિદ્ધિ વિગેરે મળે તેમાં વાંધો નથી, પણ મુદ્દો એ છે કે - મળે તો ભલે મળે, પણ ધર્મી આત્માની તેવી માગણી ન હોવી જોઇએ. બ્રહ્મચર્યના પ્રભાવે પણ સ્વર્ગ મળે છે, એની ના નથી : છતાં દેવલોકની દેવાંગનાઓના મોહથી બ્રહ્મચર્ય સેવવામાં આવે - દુશ્મનોનો સંહાર થાય તેવું બળ મેળવવા માટે બ્રહ્મચર્ય સ્વીકારવામાં આવે તો ? એ સાધક કે બાધક ? સંયમ હારી જવાનાં અદ્વિતીય દૃષ્ટાંતો - વાસુદેવ અને પ્રતિવાસુદેવ છે. પૂર્વે તપ - જપ કરે અને ઐરાવણ વેચી રાસભની ખરીદી કરવા જેવું કરે. સંયમના પ્રતાપે મળે તો બધું, પણ અસંખ્યાત વર્ષો સુધી નરકોમાં અનંતી વેદના ભોગવવી પડે છે. રાવણ અને લક્ષ્મણના આત્મા નરકગામી છતાં, તેમનાં હૃદયમાં શ્રી જિનેશ્વરદેવના શાસનની સુંદરમાં સુંદર છાયા હતી. શ્રી જિનેશ્વરદેવના શાસનમાં જન્મેલા આત્માનું હૈયું પણ કેટલું કોમલ અને નમ્ર હોય ? દુર્ભાગ્ય યોગે અનેક પાપો સેવાઇ જાય, પણ હૃદય જૂદું હોય છે ! પ્રસંગે પ્રસંગે એ આત્માઓ પોતાના હૃદયમાં રહેલી કોમલતા ,નમ્રતા અને શ્રી જિનેશ્વરદેવના શાસનને છાજતું સૌજન્ય વિગેરે કેવાં બતાવે છે, તે આ ચારિત્રમાં ખાસ જોઇ શકાશે : શ્રી જિનેશ્વરદેવોનું શાસન હૃદયમાં વસી જવું જોઇએ. જેઓના હૃદયમાં શ્રી જિનેશ્વરનું શાસન વસ્યું છે, તેઓ નરકની વેદનાઓ પણ સમાધિથી ભોગવે છે : બેશક, બૂમો પડાઇ જાય છે, પણ એની સાથે જ આત્મા કહે છે કે - દુષ્કર્મનો વિપાક છે, શાંતિથી ભોગવ. જ્ઞાની કહે છે કે - શ્રી જિનેશ્વરદેવનું શાસન, એ એવી ચીજ છે કે - તે અશુભ કર્મોના વિપાકોદય વખતે નવાં કર્મો આવવા નથી દેતી. સંપત્તિમાં અને આપત્તિમાં - બેયમાં સમ્યગ્દૃષ્ટિ આત્મા કર્મ ખપાવે અને બીજો બાંધે. એક તરે અને બીજો ડૂબે. સાત ભૂમિના પ્રાસાદમાં બેઠો હોય, બે - પાંચ દેવાંગનાઓ જેવી સ્ત્રીયો ફરતી હોય, વિષયની છોળો ઉછળતી હોય, પણ સમ્યગ્દૃષ્ટિ શું વિચારે ? વિચારે કે - આ કારાગૃહ છે. કારાગૃહ એટલે ? કેદખાનું. હવે વિચારો કે - સમ્યગ્દૃષ્ટિ આત્મા પોતાના કુટુંબમાં કયા સંસ્કાર નાખે ?

**પરમ શ્રાવક શ્રી અર્હદ્દાસ અને શ્રી શ્રેણિક મહારાજા.**

**'શ્રી સમ્યક્ત્વ કૌમુદી'** નામના ગ્રંથમાં પરમ શ્રાવક **'શ્રી અર્હદ્દાસ'** નામના શ્રેષ્ઠિવર્યનું દૃષ્ટાંત આવે છે. શ્રી શ્રેણિક મહારાજાએ બારે વર્ષે આવતા અને ચાતુર્માસિક પર્વના દિવસે ઉજવાતા **'કૌમુદી મહોત્સવ'** માટે નગરીમાં ઉદ્ઘોષણા કરાવી : આથી નગરીમાં તેના ઉદ્યાપનની તૈયારી ચાલી રહી છે : અને રાજાનો આદેશ હોવાથી પોતાને ત્યાં પણ તે તૈયારી ચાલતી જોઇને, તે પરમ ધર્માત્મા શ્રેષ્ઠિવર્ય વિચારે છે કે - 'આજે સર્વ ઉત્તમ કર્મો કરવાના કારણરૂપ ચાતુર્માસિક પર્વ છે : જે પર્વમાં દેવતાઓ પણ શ્રી નંદીશ્વર દ્વીપે જઇને સ્નાત્રમહોત્સવ કરે છે. આજે વિવેકી આત્માએ સર્વ પ્રકારના આદરે કરી શ્રી જિનેશ્વરદેવની પૂજા કરવી જોઇએ અને તે પ્રમાણે કરવાનો નિયમ પણ મેં શ્રી જિનેશ્વરદેવની પાસે અંગીકાર કર્યો છે.'

આ પ્રમાણે વિચારી તે શ્રેષ્ઠિવર્ય નાના પ્રકારની મણિઓના સમૂહથી શોભતા વિશાલ સુવર્ણના સ્થાળને હસ્તમાં લઇ રાજકુલમાં ગયા અને ત્યાં રાજા પાસે તે ભેટણાને ધરી, રાજાને નમસ્કાર કરીને ઉભા રહ્યા. એમને આમ આવીને ઉભેલા જોઇને, તરતજ શ્રેણિક મહારાજાએ એ શ્રેષ્ઠિવર્યને આવવાનું કારણ પૂછયું. ઉત્તરમાં તે શ્રેષ્ઠવર્ય જણાવે છે કે -

"नृदेवाद्य चतुर्मासी-पर्व सर्वाघघातकम् । यत्र नन्दीश्वरे यात्रां, सुपर्वाणोऽपि कुर्वते ॥१॥"
"मयापि श्रीमहावीर-जिनाग्रे जगृहे पुरा । समग्रपुरचैत्यानां, विधिना पूजनव्रतम् ॥२॥"
"साधूनां विश्वबन्धूनां, वन्दनाऽभिग्रहस्तथा । समं स्वीयकुटुम्बेन, सर्वेणाऽमुष्य वासरे ॥३॥"
"रात्रावेकत्र चैत्ये तु, कृत्वा पूजां जगद्गुरोः। गीतनृत्यादिकं कार्यं, कार्यमित्यस्ति मे विभो ! ॥४॥"
"कौमुदीमहनिर्माणे, त्वदादेशो जनेऽधुना । एवं सति यथा भावी, व्रतभङ्गो न मे मनाग् ॥५॥
यथा च भवदादेशः, पालितः स्यान्नृपालक ! । आदिश्यतां तथाऽवश्य - मार्हतश्रेणिभूषण !" ॥६॥

*'હે નરદેવ ! આજે સર્વ પાપોનો નાશ કરનારૂં ચાતુર્માસિક પર્વ છે, કે જે પર્વમાં દેવતાઓ પણ શ્રી નંદીશ્વરદ્વીપમાં યાત્રા કરે છે. મેં પણ પ્રથમ શ્રી મહાવીર ભગવાન્ પાસે આ પર્વના દિવસે પોતાના સઘળા કુટુંબ સાથે વિધિપૂર્વક સમગ્ર નગરચૈત્યોના પૂજનવ્રતનો અને વિશ્વના બંધુ સમા સાધુ મહારાજાઓને વંદના કરવાનો અભિગ્રહ અંગીકાર કર્યો છે. હે સ્વામિન્ ! રાતના એક ચૈત્યમાં જગદ્‌ગુરૂ શ્રી જિનેશ્વરદેવની પૂજા કરીને, ગીતનૃત્યાદિક કાર્ય પણ મારે કરવાનું છે. હવે હમણાં લોકમાં આપનો કૌમુદી મહોત્સવ કરવાનો આદેશ છે. તો હે નરપાલક ! હે આર્હતશ્રેણિભૂષણ ! હે શ્રાવકસમુદાયમાં અલંકાર સમા રાજન્ ! આપ અવશ્ય એવો આદેશ કરો કે - જેથી જરાપણ મારો વ્રતભંગ ન થાય અને આપનો આદેશ પણ પાળી શકાય.''*

આ પ્રમાણેની વિનંતિ સાંભળીને શ્રી શ્રેણિકમહારાજાને એટલો બધો આનંદ થયો કે - જેથી તેમની રોમરાજી વિકસ્વર થઇ ગઇ. એ આનંદના યોગે તેઓ વિચારે છે કે :-

**''अहो महामोहकरं विधूय, महोत्सवं विस्मितविश्वमेनम् । अयं महात्मा दधते विशुध्दां, सर्वज्ञधर्मे निजबुध्धिमेवम् ॥१॥**
**पुण्यात्मनाऽनेन मदीयदेशः, पुरं तथैतत्सकलं गृहं च । पवित्रितं चारुचरित्रभाजा, जिनेन्द्रपुजोद्यतमानसेन ॥२॥**
**एवंविधा भवेयुश्चे-द्भूयांसो नगरे मम । पुमांसः सकलं राज्यं, तदा हि सफलं भवेत् ॥३॥''**

*''ખરેખર, આશ્ચર્ય છે કે - આ મહાત્મા મહામોહને કરનાર અને આખા વિશ્વને વિસ્મય પમાડનાર આ મહોત્સવનો વિવેક પૂર્વક ત્યાગ કરીને, શ્રી સર્વજ્ઞદેવના ધર્મને વિષે આ પ્રકારની વિશુદ્ધ બુદ્ધિને ધારણ કરે છે. ખરેખર, સુંદર ચરિત્રથી શોભતા અને શ્રી જિનેન્દ્રની પૂજામાં ઉજમાલ મનવાળા આ પુણ્યાત્માએ, મારો દેશ તથા મારૂં સકલ નગર અને સકલ ઘર પવિત્ર કર્યું. મારા નગરમાં જો આવા પ્રકારના ઘણા પુરૂષો થાય તોજ મારું રાજ્ય સફલ થાય."*

આ વિચારણા ઉપરથી સમજી શકાશે કે - મોહની પ્રવૃત્તિમાં મુંઝાયા છતાં, પ્રભુ શ્રી સર્વજ્ઞદેવના ધર્મથી પરિણત થયેલા આત્માઓની દશા કેટલી ઉંચી હોય છે ? અને કોઇ પણ આત્માના ધર્મ-કર્મને સાંભળીને તે આત્માને કેવોક આનંદ થાય છે ? શ્રેષ્ઠિવર્યની ઉત્તમ ભાવનાથી રંજિત થયેલા શ્રી શ્રેણિક મહારાજા, તે ધર્મરસિક શ્રેષ્ઠિવર્યની પ્રશંસા કરવા સાથે, તેમણે કરવા ધારેલા ધર્મકાર્યમાં પ્રોત્સાહન મળે તેવો આદેશ આપતાં કહે છે :-

**''त्वं धन्यः कृतकृत्यस्त्वं, श्लाध्यं जन्म तवैव हि ॥ १ ॥**
**यस्त्वमेवंविधे विश्व - प्रमादपदकारणे । अतुच्छोत्सवसंभारे, धर्मकर्मणि कर्मठः ॥२॥**
**प्रमादपरवान्, प्राणी, सांसारिकमहोत्सवे । जायमाने भवेन्निना, प्रायो धर्मपराङ्मुखः ॥३॥**
**व्रतं तावत्क्रिया ताव - तावन्क्रियमधीरता । न यावद्देहिनां कार्यं, भवेत्संसारसंभवम् ॥४॥**
**त्वयैव मम साम्राज्ये, प्राज्यता जायतेऽखिले । अतस्त्वं सर्वसामग्र्या, पूजां निःशउकमाचर ॥५॥**
**त्वद्गृहिण्योऽपि कुर्वन्तु, स्थिता निजगृहे पुनः । त्वया समं महाभाग !, जिनपूजामहोत्सवम् ॥६॥**
**ममापि जायतां पुण्यं, पुण्यं त्वदनुमोदनात् । कर्तुः साहाय्यदातुश्च, शास्त्रे तुल्यं फलं स्मृतम् ॥७॥**
**निगद्यैवं मणिस्थालं, पश्चात्तस्मै नृपोऽर्पयत् । महान्तो धर्मकार्येषु, न कुर्वन्ति प्रतिग्रहम् ॥८॥''**

*"હે શ્રેષ્ઠિન્ ! આવા પ્રકારના વિશ્વને પ્રમાદના સ્થાન રૂપ બનાવવામાં કારણરૂપ અતુચ્છ ઉત્સવનો સમૂહ જે સમયે વર્તિ રહ્યો છે, તે સમયમાં જે તું ધર્મકર્મમાં કર્મઠ છો, તે તું ધન્ય છો, કૃતકૃત્ય છો અને તારોજ જન્મ પ્રશંસાને પાત્ર છે. કારણ કે - પ્રમાદને આધીન પ્રાણી સાંસારિક મહોત્સવ ચાલતો હોય તે વખતે, ઘણું કરીને અતિશય ધર્મથી પરાઙ્મુખ હોય છે. સંસારી પ્રાણીયોની વ્રત, ક્રિયા અને નિયમોમાં ધીરતા ત્યાં સુધીજ ટકે છે કે - જ્યાં સુધી સાંસારિક કાર્ય ઉપસ્થિત ન થાય : માટે ખરેખર, એક તારાજ યોગે અખિલ રાજ્યમાં શ્રેષ્ઠતા છે. આથી તું સર્વ સામગ્રીથી નિઃશંકપણે શ્રી જિનેશ્વરદેવની પૂજાને કર. હે મહાભાગ ! તારી સ્ત્રીયો પણ પોતાના ઘરમાં રહી થકી તારી સાથે શ્રી જિનેશ્વરદેવની પૂજાના મહોત્સવને ઉજવો ! તારી અનુમોદના કરવાથી મને પણ પવિત્ર પુણ્યની પ્રાપ્તિ થાવ, કારણ કે - શાસ્ત્રમાં કરનારને અને કરવામાં સહાય આપનારને સમાન ફલ કહ્યું છે. આ પ્રમાણે કહીને રાજાએ તે મણિના સ્થાલને પાછો આપ્યો, ખરેખર, મહાપુરૂષો ધર્મકાર્યોમાં અંતરાય કરતા નથી.''*

**સાચું હિતૈષીપણું**

મહાનુભાવો ! વિચારો કે - પ્રમાદના યોગે ધર્મને નહિ આચરી શકતા આત્માઓ, ધર્મકર્મ પ્રત્યે કેટલી રૂચિવાળા હોય છે, ધર્મકર્મ કરવામાં ઉદ્યત થયેલા આત્માઓ પ્રત્યે તેઓ કેવો સદ્ભાવ બતાવે છે અને કેટલું સન્માન કરે છે ? ભગવાન્ શ્રી મહાવીરદેવના શાસનની આરાધનામાંજ કલ્યાણને માનતા પરમ સમ્યગ્દૃષ્ટિ શ્રી શ્રેણિક મહારાજા આવા ધર્મકર્મપરાયણ આત્માઓથી જ પોતાના રાજ્યની શ્રેષ્ઠતા સમજે છે. આથી શું ધ્વનિત થાય છે ? ખરેખર, ધર્મમાં વિઘ્ન કરતા આત્માઓ માટે આ દૃષ્ટાંત ઘણું જ વિચારણીય છે. પોતે ધર્મ નહિ કરી શકતા હોવાથી, ધર્મકર્ત્તાઓને ધર્મ કરતાં અટકાવવા, એના જેવું એક પણ અધમ કાર્ય નથી. ધર્મના રસિકો વધુ ધર્મરસિક બને, એ કાર્યવાહી કરવાને બદલે - વિપરીત કાર્ય કરવાથી, આત્મા દુર્લભબોધિ યા બહુલ સંસારી થાય એમાં શું આશ્ચર્ય છે ? એ પણ વિચારવાનું છે કે - પર્વની આરાધના માટે શ્રેષ્ઠિવર્ય શ્રી અર્હદ્દાસને લક્ષ્મીની પણ કિંમત નથી : નહિ તો એક પર્વદિવસની આરાધના માટે, અનેક મણિરત્નોથી ભરેલો થાળ ભેટ આપવાની ઉદારતા તે શ્રેષ્ઠિવર્યે ન બતાવી શકત. ધર્માત્માઓને ધર્મકર્મ માટે સર્વસ્વ તજતાં પણ આંચકો નથી આવતો, એ સમજાવવા સાથે આ દૃષ્ટાંત એ પણ સમજાવે છે કે ધર્મરસિક શ્રદ્ધાયુક્ત સત્તાધીશો લોભમાં પડયા વિના, હૃદયના ઉમળકા સાથે સામાને ધર્મકાર્ય કરવામાં ઉચિત સહાય આપવામાં લેશ પણ પાછી પાની નથી કરતા. વધુમાં શ્રેષ્ઠિવર્યે પોતાની સાથે પોતાના આખા કુટુંબને ધર્મમય બનાવવાની કેટલી કાળજી રાખે છે, એ પણ આ દૃષ્ટાંતથી સમજી શકાય તેમ છે. ધર્મી આગેવાને પોતાનાં આશ્રિતોને, પોતાના સહચારિઓને અને પોતાના સ્નેહીવર્ગ આદિને ધર્મકર્મમાં યોજવાના પ્રયત્નો કરવા જોઇએ, એમ આ દૃષ્ટાંત ઉદ્ઘોષણા પૂર્વક જણાવે છે. અસ્તુ.

ઉપરની રીતિએ મહારાજાની અનુમતિ મેળવી, તે શ્રેષ્ઠિવર્ય શ્રી અર્હદ્દાસે પોતાના કુટુંબ સાથે ઘણા જ ઠાઠમાઠથી સર્વને આશ્ચર્ય પમાડે એવો સ્નાત્રમહોત્સવ કર્યો અને ચૈત્યપરિપાટી વિગેરે દ્વારા સર્વ દિન ધર્મકર્મમાં પસાર કર્યો. રાત્રિમાં પણ પોતાના ઘરના જિનમંદિરમાં ઈંદ્રની માફક કુટુંબ સાથે શ્રી જિનેશ્વરદેવની ભક્તિ કરી. તમે જોઇ શક્યા કે - શ્રી અર્હદ્દાસ શ્રેષ્ઠિવર્યે પોતાની સાથે પોતાના કુટુંબને પણ ધર્મકર્મમાં રક્ત બનાવ્યું અને એમ કરવામાં જ સાચું વડીલપણું છે. હવે વિચારો કે - આજે કયી દશા છે ? છોકરો નાટકમાં જાય, સીનેમામાં જાય, તો આજના લોકો રોકે નહિ, પણ કહે કે - જમાનો છે. અને પૂજા ન કરે તો કહી દે કે -એને અભ્યાસનો બોજો બહુ છે. તમે સમ્યગ્દૃષ્ટિ માબાપ છો ને ? હિતૈષી, વાલી થવાનો દાવો કરો છોને ? તમે હિતૈષી અને વાલી શાના ? તમે સંતાનોની એ તપાસ કરી છે કે - આજે તેઓના કાનમાં પાપરૂપ ઝેર કેટલું રેડાયું ? શ્રી જિનેશ્વરદેવના શાસનની વિરુદ્ધ સંસ્કાર કેટલા પોષાયા ? જો આ ન કરો તો હિતૈષીપણું કે વાલીપણું શી રીતિએ સાબીત થાય ?

સંપ્રતિ રાજા, રાજા થઇ પટ્ટહસ્તિ ઉપર ચઢી માતાને નમસ્કાર કરવા આવે છે. ત્યારે માતા કહે છે કે :- 'મારો સંપ્રતિ રાજા બને તેમાં મને આનંદ ન આવે, પણ શ્રી જિનેશ્વરદેવના શાસનની પ્રભાવના કરે તો મને આનંદ આવે.' આનું નામ માતા. આજની માતા શું કહે છે ? માબાપ તો બધાને થવું છે, દીકરાને આંગળીએ તો બધાને રાખવા છે, આજ્ઞા તો બધાને મનાવવી છે, પણ તેવી ઇચ્છાવાળાઓએ પોતામાં પિતૃત્વ અને માતૃત્વ કેળવ્યા વિના કેમ ચાલે ? માબાપ, માબાપ નહિ બને - તો દીકરા, દીકરા નહિ બને. હું ઉન્મત્ત દીકરાઓનો બચાવ નથી કરતો : પણ જેમ દીકરાઓએ દીકરા બનવું જોઇએ, તેમ માબાપે પણ માબાપ બનવું જોઇએ.

**રામાયણ એટલે રજોહરણની પ્રભાવના -**

આપણે રામાયણ વાંચવાનું છે. એમાં રજોહરણની પ્રભાવના છે. રામાયણ એટલે રજોહરણની ખાણ. ઘણા

ઘણા પુણ્યવાન્ આત્માઓનું વર્ણન આમાં આવે છે. શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ એ પુણ્યશાલિઓનાં વર્ણનો ઘણીજ સુંદર રીતિએ ઉલ્લાસપૂર્વક આલેખ્યાં છે. માતા, પિતા, બંધુ, સ્નેહી, નોકર ચાકર, રાજામહારાજા કેવા હોવા જોઈએ, તે બધું આ રામાયણમાંથી નીકળશે. આ મહાપુરૂષોના પૂર્વજો કેવા કેવા પુણ્યવાન્ આત્માઓ છે, એના વર્ણનો આવશે. પહેલું વર્ણન પ્રતિવાસુદેવ શ્રી રાવણનું અને એમના પૂર્વજોનું ચાલશે, કારણ કે પ્રતિવાસુદેવ પ્રથમ ઉત્પન્ન થાય છે. ઉત્પન્ન થઈને તે ત્રણ ખંડનું સામ્રાજ્ય મેળવે છે. તે પછી બળદેવ અને વાસુદેવ ઉત્પન્ન થાય છે. વાસુદેવના હસ્તે પ્રતિવાસુદેવ મરાય છે. બળદેવ અને વાસુદેવ, એ ઉભયનો બંધુપ્રેમ અજબ હોય છે. આ બધાનું વર્ણન ક્રમસર થશે. હાલ તો એ જાણી લ્યો કે - આ મહાપુરૂષો અંજન સમી શ્યામ કાંતિવાળા અને શ્રી હરિવંશમાં ચંદ્રમા સમા વીસમા તીર્થપતિ ભગવાન્ શ્રી મુનિસુવ્રતસ્વામીજીના શાસનમાં થયા છે.

## [ ૨ ]

**શ્રી જૈનશાસનની પરંપરા અને તેની વિશિષ્ટતા.**

શ્રી રામચન્દ્રજી, શ્રી લક્ષ્મણજી અને શ્રી રાવણના ચરિત્રને વર્ણન કરનારા આ સાતમા પર્વના પ્રથમ સર્ગમાં, કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ, 'રાક્ષસવંશ' અને 'વાનરવંશ' ની ઉત્પત્તિ તથા શ્રી રાવણના જન્મનું વર્ણન કર્યું છે. શ્રી રાવણનો જન્મ રાક્ષસવંશમાં થયેલ છે. એ કારણથી પ્રથમ 'રાક્ષસવંશ' માં ઉત્પન્ન થયેલા પુણ્યશાલી રાજા મહારાજાઓનું વર્ણન કરતાં, કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે :-

> **''भरतेऽत्र रक्षोद्वीपे, लंकायां घनवाहनः । आसीद्रक्षोवंशकंदो, विहरत्यजितेऽर्हति ॥१॥**
> **स महारक्षसे राज्यं, सुधीर्दत्वा स्वसूनवे । अजितस्वामिपादान्ते, परिव्रज्य ययौ शिवम् ॥२॥**
> **महारक्षसा अपि चिरं, राज्यं भुक्त्वा स्वसूरीनंदने । देवरक्षसि संस्थाप्य, प्रव्रज्य च शिवं ययौ ॥३॥**
> **रक्षोद्वीपाधिपेष्वेव-मसंख्येषु गतेषु तु । श्रेयांसतीर्थेऽभूत्कीर्ति-धवलो राक्षसेश्वरः ॥४॥''**

*''જે સમયે આ અવસર્પિણી કાલના બીજા તીર્થપતિ **શ્રી અજિતનાથ સ્વામી** વિચરતા હતા, તે સમયે આ જંબૂદ્વીપના **'ભરત'** નામના ક્ષેત્રમાં આવેલા રાક્ષસદ્વીપમાં અને તે દ્વીપમાં પણ આવેલી **'લંકા'** નામની નગરીમાં **'રાક્ષસવંશ'** ની વૃદ્ધિ માટે કંદસમાં **'ઘનવાહન'** નામના રાજા હતા. સુંદર બુદ્ધિવાળા તે મહારાજા પોતાના **'મહારાક્ષસ'** નામના પુત્રને રાજ્ય આપીને અને પૂજ્ય શ્રી અજિતનાથસ્વામીજી પાસે પ્રવ્રજ્યા અંગીકાર કરીને સિદ્ધિપદે પધાર્યા. **'શ્રી મહારાક્ષસ'** મહારાજા પણ ચિરકાલ સુધી રાજ્યને ભોગવીને અને તે પછી રાજ્ય પોતાના પુત્ર **'શ્રી દેવરાક્ષસ'** ઉપર સારી રીતિએ સ્થાપીને, એટલે કે - પોતાના પુત્રને સોંપીને પ્રવ્રજ્યા- દીક્ષાનો સ્વીકાર કરીને સિદ્ધિપદે પધાર્યા.*

**આ પ્રમાણે :-**

**''રાક્ષસદ્વીપ'**ના અસંખ્યાતા અધિપતિઓ થઈ ગયા પછી, આ જ અવસર્પિણી સમયના અગીઆરમાં તીર્થપતિ ભગવાન્ **શ્રી શ્રેયાંસનાથ સ્વામીના** તીર્થમાં **'કીર્તિધવલ'** નામના રાક્ષસેશ્વર થયા.''

**આ ઉપરથી :-**

**સમજાશે** કે - પ્રથમ શ્રી રાવણના પૂર્વજોની પરંપરા ચાલે છે. અને તેમાં પ્રથમ તો માત્ર સામાન્ય રીતિએ **નામજ** ગણાવે છે, એટલે કે - કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા પોતાના રચેલા, 'શ્રી

ત્રિષષ્ટિ - શલાકા પુરૂષ - ચરિત્ર' ના સાતમા પર્વની અંદર, વીશમા તીર્થપતિ શ્રી મુનિસુવ્રતસ્વામીના તીર્થમાં થયેલા મહાપુરૂષો શ્રી રામચંદ્રજી, લક્ષ્મણજી તથા રાવણનું ચરિત્ર વર્ણવતાં, પ્રથમ પ્રતિવાસુદેવ શ્રી રાવણની વંશપરંપરાનું વર્ણન કરે છે. એ ઉપરથી પણ સમજાય છે કે - 'શ્રી જૈનશાસનની પરંપરા પણ જૂદી છે.' એટલે કે - શ્રી જૈનશાસનમાં જન્મેલાને બાલ્યકાલમાં સંયમ મળે તો આનંદ માને અને તેમ ન બને તો તે અવસરે સંયમધર થવાને ચૂકે નહિ : કારણ કે - સંયમ, એ તો શ્રી જિનશાસનને પામેલાનો શણગાર છે. આ વાત તમને શ્રી રાવણની પરંપરાના વર્ણનથી સારી રીતિએ સમજાશે. અહીં એક ખુલાસો કરી લઇએ કે - કેટલાકો શ્રી રાવણ વિગેરેને રાક્ષસો કહે છે : પણ તેમ નથી. રાક્ષસ દ્વીપના માણસો માટે તેમનો વંશ તે રાક્ષસવંશ અને માટે જ તેઓ જાતે રાક્ષસ કહેવાય છે. જેમ ગુજરાતનો ગુજરાતી, કાઠીયાવાડનો કાઠીયાવાડી, તેમજ રાક્ષસદ્વીપના રાક્ષસો કહેવાયા.

આ શ્રી જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં આવેલા રાક્ષસદ્વીપની લંકા નામની નગરીમાં, રાક્ષસવંશના કંદસમા શ્રી ઘનવાહન નામના રાજા હતા. આ અવસર્પિણીના બીજા તીર્થપતિ ભગવાન્ શ્રી અજિતનાથસ્વામી વિચરતા હતા, ત્યારની આ વાત છે. શ્રી રાવણની વાત છે - શ્રી મુનિસુવ્રતસ્વામીના શાસનમાં, અને પરંપરા લીધી - શ્રી અજિતનાથસ્વામીના સમયથી. સુંદર બુદ્ધિથી શોભતા શ્રી ઘનવાહન રાજા પોતાના પુત્ર મહારાક્ષસને રાજય આપી, શ્રી અજિતનાથસ્વામીની પાસે સંયમ લઇ શિવપદને પામ્યા. 'શ્રી મહારાક્ષસ' રાજા પણ ચિરકાલ સુધી રાજયને ભોગવીને પોતાના પુત્ર શ્રી દેવરાક્ષસને રાજય સોંપી સંયમ અંગીકાર કરી મુક્તિપદને પામ્યા. એવી રીતિએ રાક્ષસદ્વીપના અધિપતિયો અસંખ્યાતા થઇ ગયા પછી, અગીઆરમા તીર્થપતિ શ્રી શ્રેયાંસનાથ સ્વામીના તીર્થમાં 'કીર્તિધવલ' નામના રાક્ષસના અધિપતિ થયા. આ રીતિએ શ્રી રાવણની પરંપરામાં અનેક રાજાઓ મુક્તિપદને અને સ્વર્ગને પામ્યા છે. સમયગ્દૃષ્ટિ આત્મા જૈનકુળમાં જન્મવાનું શાથી ઇચ્છે ? મિથ્યાત્વવાસિત ચક્રવર્તિપણું ન ઇચ્છતાં દરિદ્રપણે જૈનકુળ ઇચ્છે, એનો હેતુ શો ? શ્રાવકકુળમાં શું હોય કે - જેથી દેવતા પણ ત્યાં આવવા ઇચ્છે છે ? શ્રાવક રોજ શ્રી જિનેશ્વરદેવની ત્રિકાલપૂજા, ઉભયકાલ આવશ્યક, ગુરૂવંદન, વ્યાખ્યાન શ્રવણ, તપ, જપ તથા સંયમના મનોરથ વિગેરે કરે. શ્રાવક યથાશક્તિ પોતાના મકાનમાં શ્રી જિનમંદિર, પૌષધશાલા અને સંયમનાં ઉપકરણ રાખે અને ઉંચા પ્રકારના મનોરથો કરે. આ કારણે દેવતાઓ પણ શ્રાવકકુલમાં આવવા ઇચ્છે અને આવે. એ કુલ પુણ્યવાન્ કે પાપવાન્ ? જેના ઘરમાં સંયમના પરિણામવાળા આવે, તે કુળ પુણ્યવાન્ કે પાપવાન્ ? જેના ઘરમાં બાલકને સંયમના પરિણામ થાય અને બાલક સંયમના પરિણામ પ્રકટ કરે, તે ઘરનાઓ શું વિચારે ? જો પુણ્યવાનો હોય તો તે એજ વિચારે કે - 'અહોભાગ્ય અમારૂં, કે જેથી અમારા ઘરમાં આવા એક પરમ પુણ્યશાલિનો જન્મ થયો છે.'

શ્રાવકકુલની મર્યાદા અને આબરૂ સાચવવા માટે ઉપરના વિચારોને જ સેવવા પડશે. શ્રી પુંડરિક - કંડરિકનું અધ્યયન યાદ રાખવું પડશે. મોહ હોય, મોહ હરેકને સતાવે, મોહના પંજામાંથી કોઇ છટક્યું નથી અને એમાંથી છટકે તે ભાગ્યશાલી તથા મોહની માત્રા ન હોય તો અહોભાગ્ય : પણ મોહની માત્રા લંઘી જાય, એટલે કે - મોહમસ્ત બની જાય, તો શાસ્ત્ર કહે છે કે વડીલ તે વડીલ રહેતા નથી. બધી મર્યાદા હોય. મર્યાદા બહાર કંઇ ન હોય. શ્રાવકના કુલમાં કયી ભાવના, કયી મર્યાદા અને તેવા કુલમાં જન્મેલાઓમાંથી ધર્મભાવના માટે કેવા કેવા ઉદ્‌ગારો નીકળવા જોઇએ ? આ બધા વિષયોમાં શ્રાવક પોતાની ફરજ શાંત ચિત્તે વિચારે. પૂર્વે એક **'શ્રી અભયંકર'** નામના શ્રેષ્ઠિવર્ય થયેલા છે. તેમને ત્યાં નોકરો ઘણા હતા. તેમાંના તે બે નોકરની અત્રે વાત કરીએ, કે જેમાંનો એક નોકર શેઠના પશુઓને ચરાવતો અને બીજો નોકર કચરો કાઢતો. એ બે નોકરોને પણ ભેગા થવા વખતજ ન આવે, કારણ કે - થાકયા પાકયા આવીને સૂઇ જાય. એક દિવસ તે બે નોકરો ભેગા થયા અને વિચારવા લાગ્યા કે :-

'આપણા શેઠ કેવા પુણ્યવાન ! એમણે પૂર્વે ઘણું પુણ્ય કર્યું છે, જેના પ્રતાપે અખૂટ સાહ્યબી મળી છે છતાં એના તેજમાં અંજાતા નથી અને પુણ્ય કરે છે, તો આવતા ભવે પણ એવી જ સામગ્રી મળશે અને ધર્મ કરશે. આપણે તો ગયા ભવમાં પુણ્ય કર્યું નથી જેથી આ ભવમાં મજુરીથી માંડ પૂરૂં કરીએ છીએ એટલે ધર્મ કરવાનો વખત મળતો નથી, ધર્મ કરી શકતા નથી. તથા જયારે આ ભવમાં પણ ધર્મ ન થાય તો આવતા ભવમાં પણ તેવો પુણ્ય અવસર ને અનુકૂળતા કયાંથી જ મળવાની ? માટે આપણો તો ગયો ભવ પણ ગયો, આ ભવ પણ ગયો અને આવતો ભવ પણ ગયો.'

આ વાતચીત શેઠના કાને અથડાઇ. શેઠ વિચારે છે કે -

'મારા નોકર પુણ્યવાન્ છે. કયારે વખત આવે કે આ નોકરોને ધર્મમાર્ગે જોડું.'

શેઠને આનંદ થયો. નોકરને ધર્મી જોઇ શ્રાવક તો ખૂશી થાય. આજે શેઠને નોકર કહે કે - 'પરમ દિવસે ચૌમાસી છે' તો શેઠ કહે કે - 'શ્રાવકને નોકર રાખવા નહિ, કારણ કે - એને રાખીએ તો અંતરાય આવેને ?' કયા શેઠે કહ્યું કે - 'પરમ દિવસે પર્વ આવે છે માટે જૈન હો તો તમે પર્વના ઉત્તમ આચારમાં લીન થાઓ, કામમાં હરકત નહિ આવે.' કયા શેઠે પૂછયું કે - 'રાત્રે કેમ ખાઓ છો ?' શ્રાવકપણાની ફરજનો ખ્યાલ આવે છે ? 'અમારા કુલ ઉંચા' - એમ કહેવું ખરૂં, પણ ઉંચા કુલને લાયક કરવાનું ખરૂં કે નહિ ?

અમે બાપ, અમારી આજ્ઞા બાળકે માનવીજ જોઇએ એમ કહેવું, ખોટી પણ આજ્ઞા મનાવવા બળજબરી કરવી, પણ તમે શ્રી મહાવીરપિતાની આજ્ઞા કેટલી માનો છો ? આજનાં માબાપને બાળક આજ્ઞા માને એ યાદ આવે, પણ માબાપ આજ્ઞા કેવી કરે એ યાદ ન રાખે. આ રીતે આજે ફાવતી વાત કરે. જ્ઞાની કહે છે કે - શ્રી જિનેશ્વરદેવે તો સીધી સડક બાંધી છે કે જેને આશ્રય કરનારા બધા જ માર્ગસ્થ બને. સૌ સૌની સ્થિતિ તપાસે તો બાધ નથી. કાગડાને ધોળો તથા રાતને દિવસ જો ગુરૂ કહે, તો શિષ્ય તહત્તિ કહે અને શંકા થાય તો શંકાના સમાધાન માટે એકાંતે સવિનય પૂછે કે - 'ભગવન્ ! કાગડો ધોળો એનું રહસ્ય શું ?' પણ એકવાર તો તહત્તિ જ કહે. તેમજ ગુરૂ પણ શ્રી જિનેશ્વરની આજ્ઞાથી એક કદમ પણ આઘા ન જાય : આઘા ન થઇ જવાય તેની પૂરતી કાળજી રાખે. જ્ઞાની પુરૂષો કહે છે કે - જિનેશ્વરદેવની આજ્ઞાથી વિરુદ્ધ પ્રરૂપણા કરનાર ગુરૂની આજ્ઞામાં રહેવું, એ ઇરાદાપૂર્વક આત્માનો નાશ કરવા બરોબર છે. અસ્તુ.

હવે મહારાજા શ્રી કીર્તિધવલની કારકીર્દિ અને તે પછીની પરંપરામાં કોણ કોણ થાય છે, એ વિગેરે અવસરે જોવાશે.

## [ 3 ]

**પદ્માહરણ.**

વીસમા તીર્થપતિ ભગવાન્ શ્રી મુનિસુવ્રતસ્વામીના શાસનમાં શ્રી રામચંદ્રજી, લક્ષ્મણજી તથા રાવણના ચરિત્રને, શ્રી ત્રિષષ્ઠિ - શલાકા - પુરૂષચરિત્રના સાતમા પર્વમાં કળિકાળસર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ વર્ણવે છે : અને તેમાં શ્રી રાવણની પૂર્વપરંપરા ચાલે છે. એમાં કહેવાઇ ગયું કે - જે સમયે બીજા તીર્થપતિ શ્રી અજિતનાથસ્વામી વિચરતા હતા, તે સમયે આ ભરતક્ષેત્રમાં આવેલી લંકાનગરીમાં, રાક્ષસવંશના કંદસમા શ્રી ઘનવાહન નામના રાજા થયા. એ સદ્‌બુદ્ધિવાળા નરપતિ પોતાના પુત્ર મહારાક્ષસને રાજગાદી સોંપી, શ્રી અજિતનાથસ્વામી પાસે સંયમ અંગીકાર કરીને શિવપદને પામ્યા. એ મહારાક્ષસ રાજાએ પણ

પોતાના પુત્ર શ્રી દેવરાક્ષસને ગાદી આપી, સંયમ અંગીકાર કરી શિવપદને સાધ્યું. આ રીતિએ શ્રી રાક્ષસદ્વીપમાં અસંખ્યાતા અધિપતિ થઇ ગયા બાદ, અગીઆરમાં તીર્થપતિ શ્રી શ્રેયાંસનાથ સ્વામીના તીર્થમાં 'કીર્તિધવલ' નામના રાક્ષસપતિ રાજા થયા.

જે વખતે અહીં લંકા નગરીમાં શ્રી કીર્તિધવલ રાજા હતા, તે વખતે **વૈતાઢય પર્વત** ઉપર **મેઘપુર** નામના નગરમાં **અતીન્દ્ર** નામના પ્રસિદ્ધ વિદ્યાધર રાજા હતા. તે રાજાને **શ્રીમતી કાંતા** નામની રાણીથી **'શ્રીકંઠ'** નામનો પુત્ર અને **રૂપથી** દેવીના જેવી **'દેવી'** નામની દીકરી થઇ. **રત્નપુર** નગરના સ્વામી **પુષ્પોત્તર** નામના **વિદ્યાધરેન્દ્રે** પોતાના પુત્ર **પદ્મોત્તર** માટે એ સુંદર લોચનવાળી શ્રીદેવીની માગણી કરી, પણ તે અતીંદ્રે ગુણવાન એવા પણ પદ્મોત્તરને પોતાની પુત્રી ન આપી, અને ભાગ્યના યોગથી પોતાની પુત્રી શ્રી કીર્તિધવલ રાજાને આપી. લોકોક્તિ એવી છે કે - **'જર, જમીન ને જોરૂ, એ ત્રણ કજીયાનાં છોરૂ.'** - એના સંસર્ગમાં રહીને શાંતિની વાત કરવી, એ વાહીયાત વાત છે. આજે શાંતિની વાતો કરનારા, આ ત્રણ હેય છે એમ સમજે, તો તેઓ સહેલાઇથી પ્રભુના માર્ગને સમજી શકે. પુષ્પોત્તર રાજાને એમ થયું કે - 'માંગણી કરવા છતાં મારા પુત્રને કન્યા ન આપી અને વગર માગ્યે કીર્તિધવલને આપી ! આથી તે પોતાનું અપમાન માનવા લાગ્યો અને તેથી જ - 'તેને કીર્તિધવલ રાજા પરણી ગયા.' - એમ જાણી તે અતીન્દ્ર તથા તેના પુત્ર શ્રીકંઠ સાથે વૈર ધરવા લાગ્યો.

એક વખત મેરૂપર્વત ઉપરથી પાછા આવતાં શ્રી અતીંદ્ર રાજાના પુત્ર શ્રીકંઠે પુષ્પોત્તર રાજાની રૂપે કરીને લક્ષ્મી જેવી **'પદ્મા'** નામની પુત્રીને જોઇ. જોવા માત્રથી જ કામદેવના વિકારરૂપ સાગરને ઉલ્લાસ પમાડવામાં દુર્દિન સમાન પરસ્પર તે ઉભયને અનુરાગ - પ્રેમ થયો. પદ્મા, પ્રેમભર દૃષ્ટિથી જાણે સ્વયંવરની માળાને જ ન નાખતી હોય, તેમ શ્રીકંઠ તરફ પોતાનું મુખકમળ રાખીને ઉભી રહી. તેણીનો પોતા તરફ અનુકૂળ અભિપ્રાય છે, એમ જાણી કામદેવથી પીડાતા શ્રીકંઠે તેણીને ઉપાડી જલ્દી આકાશમાર્ગે પ્રયાણ કર્યું. તે વખતે રાજપુત્રી પદ્માની દાસીઓએ બૂમાબૂમ કરી. ''કોઇ પદ્માને હરી જાય છે' - એવો પોકાર કરવા માંડયો. દાસીઓના તે પોકારને સાંભળીને, બળવાન્ એવા પુષ્પોત્તર રાજા પણ સૈન્ય સાથે તૈયાર થઇ, શ્રીકંઠની પાછળ પડયા. શ્રીકંઠ પણ જલ્દી કીર્તિધવલ રાજાને શરણે ગયો અને પદ્માહરણના સઘળા વૃત્તાંતને શ્રી કીર્તિધવલ સમક્ષ કહ્યો. પુષ્પોત્તર રાજા પણ પ્રલયકાલમાં જળવડે સાગરની જેમ - એટલે સાગર જેમ દિશાઓને આચ્છાદિત કરે, તેમ અમિત સૈન્યવડે દિશાઓને આચ્છાદિત કરતા જલ્દી ત્યાં આવ્યા.

કીર્તિધવલ રાજાએ દૂતદ્વારા પુષ્પોત્તર રાજાને કહેવડાવ્યું કે-' તમારો આ વગર વિચાર્યો ને માત્ર ક્રોધને આધીન થઇને કરવા ધારેલો આ યૃદ્ધનો પ્રવાસ વ્યર્થ છે : કારણ કે - તમારે જો આ કન્યા અવશ્ય કોઇને આપવાની તો છેજ, તો પછી તેણીએ ઇચ્છા મુજબ વરેલો આ શ્રીકંઠ કોઇ પણ રીતિએ અપરાધ કરનાર તરીકે ગણી શકાય નહિ. માટે તમારે યુદ્ધ કરવું, એ ઉચિત નથી. દીકરીનું મન જાણીને હવે તમારે પોતે વધૂવરના વિવાહનું કૃત્ય કરવું એ ઉચિત છે.'

પદ્માએ પણ દૂતીના મુખથી કહેવરાવ્યું કે -

'પિતાજી ! હું પોતે શ્રીકંઠને મ્હારી રાજીખૂશીથી વરી છું : પણ આમણે મારૂં હરણ કર્યું નથી.'

આ પ્રમાણે સાંભળવાથી પુષ્પોત્તર રાજાનો કોપ શાંત થઇ ગયો. ઘણું કરીને વિચારશીલ પુરૂષોનો કોપ નિશ્ચયપૂર્વક સહેલાઇથી શમે તેવો હોય છે. પદ્માની ઇચ્છા જાણ્યા બાદ એનો વાંધો જતો રહ્યો. અને પોતાની મેળે કીર્તિધવલની રાજધાનીમાં પોતાની પુત્રી શ્રીકંઠને મોટા મહોત્સવપૂર્વક પરણાવી. પછી તે પુષ્પોત્તર રવાના થયો અને પોતાના નગરમાં ગયો.

આ પછી કીર્તિધવલ રાજાએ શ્રીકંઠને કહ્યું કે - 'હે મિત્ર ! તમે હવે અહીં જ રહો : કારણ કે - વૈતાઢ્યગિરિ ઉપર હમણાં તમારા શત્રુઓ ઘણા છે. આ રાક્ષસદ્વીપની નજદીકમાં જ વાયવ્ય દિશામાં ત્રણસો યોજનના પ્રમાણવાળો **'વાનર'** નામનો દ્વીપ છે. તે સિવાય બીજા પણ **બર્બરકુલ** અને **સિંહલ** વિગેરે મારા દ્વીપો છે, કે જે દ્વીપો ભ્રષ્ટ થઇને નીચે આવેલા સ્વર્ગના ખંડ સમા છે : તેમાંથી કોઇ એક દ્વીપમાં રાજધાની કરી મારાથી નજીક, આપણો વિયોગ ન થાય તે રીતિએ તમે સુખ પૂર્વક રહો ! જો કે - તમને શત્રુઓથી જરા પણ ભય નથી, તો પણ મારા વિયોગના ભયે તમારે ત્યાં જવું એ યોગ્ય નથી.'

આ પ્રમાણેના સ્નેહપૂર્વકના કથનને સાંભળીને શ્રીકંઠ શું કરે છે, તે હવે પછી -

## [ ૪ ]

**શ્રીકંઠ રાજાનું વૃત્તાન્ત.**

કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા શ્રી ત્રિષષ્ટિ-શલાકા-પુરૂષચરિત્રના સાતમા પર્વમાં શ્રી મુનિસુવ્રતસ્વામીના શાસનમાં થએલા શ્રી રામચંદ્રજી, શ્રી લક્ષ્મણજી તથા શ્રી રાવણનું ચરિત્ર કહે છે. તેમાં પ્રથમ 'રાક્ષસવંશ' અને 'વાનરવંશ'ની ઉત્પત્તિનું વર્ણન કરવા સાથે, શ્રી રાવણની ઉત્પત્તિની વાત આવે છે. પ્રતિવાસુદેવ પહેલા થાય અને એમણે ભેગી કરેલી ત્રણ ખંડની સાહ્યબી વાસુદેવ લઇ લે : વાસુદેવ માલીક થાય. પ્રતિવાસુદેવ તથા વાસુદેવ પૂર્વે નિયાણું કરીને, એટલે આરાધેલા સંયમ-તપને દુનિયાદારીના લાભ માટે વેચીને આવે છે અને પરિણામે નરકે જાય છે. પણ એ બધા આત્મા ઉત્તમ કોટિના હોય છે અને અર્દ્ધપુદ્ગલ પરાવર્તનમાં નક્કી મુક્તિએ જનારા હોય છે : માટે એમના ચરિત્રનું ઉત્કીર્તન કરવામાં આવે છે. શલાકા પુરૂષ, એટલે ઉત્તમ પુરૂષ. શ્રી રાવણના પૂર્વજોની પરંપરા, શ્રી અજિતનાથ સ્વામીના વખતથી કહેવામાં આવે છે. તે આપણે જોઇ રહ્યા છીએ. એ જોતાં આપણે ત્યાં સુધી આવ્યા છીએ કે - શ્રીકંઠ રાજા પુષ્પોત્તર રાજાની દીકરી પદ્માને લઇને કીર્તિધવલ પાસે આવે છે અને કીર્તિધવલ રાજા દૂત મોકલીને પુષ્પોત્તર રાજાને કહેવરાવે છે કે - 'કેવલ ક્રોધને આધીન થઇને વિચાર કર્યા વિના યુદ્ધનો પ્રયાસ વ્યર્થ છે. કન્યાને અવશ્ય આપવાની છે. તમારી કન્યા શ્રીકંઠને પોતાની ઇચ્છાથી વરી છે. અને શ્રીકંઠનો કશોજ અપરાધ નથી. માટે યુદ્ધનો વિચાર માંડી વાળી દીકરીનું મન જાણી લઇને ઉચિત કરવું જરૂરનું છે.' પુષ્પોત્તર રાજા પણ પોતાની પુત્રીનો વિચાર જાણી લઇ, મોટા ઉત્સવ સાથે શ્રીકંઠ તથા પદ્માનો લગ્નોત્સવ કરી, પોતાના નગરમાં ચાલ્યા ગયા. ત્યારબાદ કીર્તિધવલ રાજાએ શ્રીકંઠને કહ્યું કે - 'મિત્ર ! તમે અત્રે રહો, કારણ કે - વૈતાઢ્યગિરિ ઉપર તમારા શત્રુઓ ઘણા છે. વળી આ રાક્ષસદ્વીપની નજીકમાં જ વાયવ્ય ખુણામાં ત્રણસો યોજનના પ્રમાણવાળો વાનરદ્વીપ છે. તે સિવાય પણ ભ્રષ્ટ થઇને નીચે આવેલા સ્વર્ગના ખંડ સમા બર્બલકુલ અને સિંહલ વિગેરે દ્વીપો છે. તેમાંથી કોઇ પણ એક દ્વીપમાં રાજધાની કરી, મારાથી નજીક - મને વિરહ ન થાય તેવી રીતિએ તમે સુખપૂર્વક રહો. જો કે - તમારા જેવાને શત્રુઓથી ભય નથી, પણ મારો અને તમારો વિયોગ ન થાય એ કારણે તમારે જવું એ યોગ્ય નથી.'

હવે શ્રી કીર્તિધવલ રાજાના ઉપર્યુક્ત સ્નેહપૂર્વકના કથનથી અને વિયોગ સહન કરવાની અશક્તિથી, શ્રીકંઠ રાજાએ વાનરદ્વીપમાં નિવાસ કરવાનું કબુલ કર્યું. શ્રીકંઠ રાજા કબુલ થવાથી શ્રી કીર્તિધવલ રાજાએ વાનરદ્વીપમાં આવેલા **'કિષ્કિંધા'** નામના પર્વત ઉપર આવેલી **'કિષ્કિંધા'** નામની નગરી-તેના રાજ્ય ઉપર 'શ્રીકંઠ' રાજાને સ્થાપન કર્યો. ત્યાં આગળ આજુબાજુ ફરતા,મોટા શરીરવાળા અને ફલોનું ભક્ષણ કરનારા

ઘણા મનોહર વાનરો શ્રીકંઠ રાજાના જોવામાં આવ્યા. શ્રીકંઠ રાજાએ તે વાનરો માટે અ-મારિની ઉદ્ઘોષણા કરાવી અન્નપાનાદિક અપાવવા માંડ્યું. શ્રીકંઠે આખી પ્રજાને હુકમ કર્યો હતો કે - વાનરોને જરા પણ તકલીફ ન દેવી. એમને ખવરાવવા-પીવરાવવા અને મરજીમાં આવે તેમ ફરવા દેવા. રાજાના તેવા વર્તાવથી બીજા લોકોએ પણ વાનરોનો સત્કાર કરવા માંડ્યો. કહેવત છે કે : **"यथा राजा तथा प्रजा"** 'જેવા રાજા તેવી પ્રજા.' ત્યારથી વિદ્યાધરો કૌતુકના યોગે લેપ્યમાં અને ધજા, છત્ર આદિ ચિહ્નોમાં વાનરોનાં ચિત્રો જ કરવા લાગ્યા. વાનરદ્વીપના રાજ્યથી અને દરેક જગ્યાએ વાનરોનાં ચિત્રોથી, વાનરદ્વીપમાં રહેનારા વિદ્યાધરો પણ **'વાનર'** નામથી જ પ્રસિદ્ધિને પામ્યા.

શ્રીકંઠ રાજાને **વજ્રકંઠ** નામનો એક પુત્ર થયો, કે જે યુદ્ધની લીલામાં ઉત્કંઠાવાળો અને સર્વત્ર અકુંઠ પરાક્રમી હતો. હવે એકવાર પોતાના સભાસ્થાનમાં બેઠેલા શ્રીકંઠ રાજાએ શ્રી નંદીશ્વરદ્વીપમાં રહેલા શાશ્વત્ અર્હતોની યાત્રા માટે જતા દેવોને જોયા. જોતાંની સાથે શ્રીકંઠ રાજાને પણ એ યાત્રા કરવાની ભાવના થઈ. ભક્તિને આધીન બનેલા તે શ્રીકંઠ રાજા પણ તત્કાલ નગરીની બહાર આવી, માર્ગમાં જતા ઘોડાઓની પાછળ ગામના પાધરે રહેલો ઘોડો જેમ ચાલવા માંડે, તેમ અનેક વાહનોમાં બેસીને જતા દેવતાઓની પાછળ તે પણ ચાલવા લાગ્યા. ખરેખર, દરેકની શક્તિ સરખી નથી હોતી. વિમાનમાં બેસીને માર્ગમાં ચાલતાં માર્ગમાં આવેલ પર્વતના યોગે જેમ નદીનો વેગ અટકી પડે, તેમ માનુષોત્તર પર્વતને લંઘતાં શ્રીકંઠ રાજાનું વિમાન સ્ખલના પામ્યું. દેવતાઓ તથા વિદ્યાધરો તો આગળ ચાલ્યા ગયા અને શ્રીકંઠ પોતે ત્યાં અટકી ગયા. કારણ કે - તેમનું વિમાન સ્થંભી ગયું. એથી શ્રીકંઠ રાજા વિચારવા લાગ્યા કે -

**"प्राग्जन्मनि मया तेपे, तपोऽल्पं खलु तेन मे । नंदीश्वरार्हद्यात्रायां, नापूर्यत मनोरथः ॥१॥"**

*"ખરેખર, મેં પૂર્વજન્મમાં તપ ઘણું જ થોડું તપ્યું છે. તેજ કારણથી શ્રી નંદીશ્વર' નામના દ્વીપમાં રહેલા શ્રી અરિહંતોની યાત્રાનો મારો મનોરથ પૂર્ણ ન થયો. અર્થાત્ - જે રીતિએ ધર્મને આરાધવો જોઇએ એ રીતિએ ધર્મને આરાધ્યો નથી, એથી જ શ્રી નંદીશ્વરદ્વીપની યાત્રાનો મારો મનોરથ ફળ્યો નહિ."*

**આ પ્રમાણેના** વિચારથી 'શ્રીકંઠ' રાજાને નિર્વેદ થયો. નિર્વેદ, એ સમ્યક્ત્વનું ત્રીજું લક્ષણ છે અને તેનું સ્વરૂપ આલેખતાં **ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી** ગણિવરે ફરમાવ્યું છે કે -

**"નારક ચારક સમ ભવ ઉભગો, તારક જાણીને ધર્મ; ચાહે નીકળવું નિર્વેદ તે, ત્રીજું લક્ષણ મર્મ ॥૩॥"**

વિચારો કે - મહાપુરૂષો ગમે તેવાં નિમિત્તોને વૈરાગ્યજનક કેવી રીતિએ બનાવે છે ? ખરેજ, મહાપુરૂષોની વાત જ કોઈ જૂદી હોય છે. ખરેખર, શુભ સંસ્કાર, સામગ્રી, સહવાસ અને શુદ્ધ મનોવૃત્તિનાં જ એ ફલ હતાં. 'એ ગયા ને હું નહિ ? ખરી વાત, એમણે પૂર્વે આરાધના કરેલી અને મેં નહિ કરેલી. હજી મનુષ્ય તો છું ને ? ખરેખર, સંયમ જૂદી ચીજ છે. બંધનમાં પડેલો આત્મા કદી પણ ધાર્યું કરી શકતો નથી. હવે મારે શું કરવું જોઈએ ? દેવતા નંદીશ્વરે ગયા, પણ હું ક્યાં જાઉં ? એ પૌદ્ગલિક બળવાળા છે, મારામાં એટલું બળ નથી, પણ આત્મા તો સ્વાધીન છે ને ? વગર નંદીશ્વર ગયે, જેને માટે નંદીશ્વર જવું છે ત્યાં કેમ ન પહોંચું ? જે કાર્ય મારા સ્વાધીનનું છે તે કેમ ન કરૂં ? દેવતાએ નંદીશ્વર શા માટે જવાનું ? કર્મક્ષય થાય એજ હેતુ છે ને ? હું પણ એવા સ્થાને જાઉં કે - પ્રભુના સંયમનું આરાધન કરી ઝટ મુક્તિપદે પહોંચું !' શ્રીકંઠ રાજાએ ક્ષણમાં એવો ઉત્તમ માર્ગ શોધ્યો કે - જેના યોગે ધાર્યું કામ નીકળી જાય ! આ દેવતાઓની ઈર્ષ્યા નહિ, પણ હરિફાઈ. એ તો હોવી જ જોઈએ અને એ હોવાના પરિણામે -

# સર્ગ ચોથો :

## [૧]

### વજ્રબાહુ મનોરમાને પરણવા જાય છે :

શ્રી 'ત્રિષષ્ઠિશલાકા પુરૂષ ચરિત્ર'નો 'હનુમાનજીની ઉત્પત્તિ અને વરૂણની સાધના' નામનો ત્રીજો સર્ગ પૂર્ણ થયો. હવે 'રામચંદ્રજી અને લક્ષ્મણજીની ઉત્પત્તિ, પરિણયન અને વનગમન' નામનો ચોથો સર્ગ શરૂ થાય છે. એની શરૂઆતમાં સુંદરમાં સુંદર પ્રસંગ વજ્રબાહુ અને ઉદયસુંદરનો આવે છે.

એ પ્રસંગની ભૂમિકાને રજૂ કરતાં પૂર્વે કલિકાલસર્વજ્ઞ આ. ભ. શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા પ્રથમ ફરમાવે છે કે, 'જે અરસામાં રાવણ આદિ મહારાજાઓ પોતાના રાજ્યશાસનને ખીલવી રહ્યા છે, તે જ અરસામાં મિથિલા નગરીમાં હરિવંશમાં વાસવકેતુ નામનો રાજા હતો, તે રાજાને વિપુલા નામની પ્રિયા હતી. વાસવકેતુ રાજાને વિપુલા નામની પત્નીથી થયેલો જનક નામનો પુત્ર સંપૂર્ણ લક્ષ્મીવાળો, પૃથ્વી ઉપર પ્રસિદ્ધ અને પ્રજાઓને માટે પિતા સમાન એવો રાજા થયો.

એજ સમયમાં અયોધ્યા નામની નગરીમાં આ અવસર્પિણીકાલના પ્રથમ તીર્થપતિ શ્રી ઋષભદેવસ્વામી પછી ઈક્ષ્વાકુ વંશમાં અંતર્ગત આદિત્યવંશ-સૂર્યવંશમાં અસંખ્યાતા રાજાઓ થઈ ગયા. એ અસંખ્યાત રાજાઓ પૈકીના કેટલાંક રાજાઓ મોક્ષપદે પધાર્યા અને કેટલાક રાજાઓ સ્વર્ગગતિને પામ્યા. તે પછી જે સમયે વીસમા તીર્થપતિ શ્રી મુનિસુવ્રતસ્વામીનું શાસન સારી રીતિએ પ્રવર્તી રહ્યું હતું, તે સમયે વિજય નામના રાજા થયા. એ વિજય નામના રાજાને હિમચૂલા નામની પ્રાણપ્રિયા ધર્મપત્ની હતી. તે ધર્મપત્નીથી તે રાજાને વજ્રબાહુ અને પુરંદર નામના બે પુત્રો થયા.

અને એ જ વખતે નાગપુર નામના નગરમાં ઇભવાહન નામના રાજા હતા. તે રાજાને ચૂડામણિ નામની પત્ની હતી અને મનોરમા નામની પુત્રી હતી, પોતાની પુત્રીને આ ઇભવાહન રાજાએ વજ્રબાહુને આપવાની ઈચ્છા પ્રદર્શિત કરી, તેથી ચંદ્રમા જેમ રોહિણીને પરણે, તેમ વજ્રબાહુ નાગપુર નગરમાં જઈને યૌવનને પામેલી મનોરમાને મોટા મહોત્સવથી પરણ્યા. પરણ્યા પછી વજ્રબાહુએ જ્યારે પોતાની ધર્મપત્ની મનોરમાને લઈને પોતાના નગર તરફ પ્રયાણ કર્યું, ત્યારે ઉદયસુંદર નામનો મનોરમાનો ભાઈ એટલે વજ્રબાહુનો સાળો, ભકિતપૂર્વક પોતાનાં બેન અને બનેવીને મૂકવા માટે સાથે ચાલ્યો.

### માર્ગમાં મુનિદર્શન થાય છે :

પોતાના નગર તરફ જતા વજ્રબાહુએ માર્ગમાં સૂર્યની જેમ તપરૂપ તેજથી ઝળહળતા, સૂર્ય જેમ ઉદયાચલ પર્વત ઉપર રહે છે, તેમ વસંત નામના પર્વત ઉપર રહેલા, જાણે મોક્ષમાર્ગને જોતા જ ન હોય તેમ ઉંચે જોતા, આતાપના લેવામાં તત્પર અને તપશ્ચર્યાને કરતા ગુણસાગર નામના મહામુનિને જોયા.

મહામુનિઓનાં વર્ણનો, ખરે જ વિચારમાં ગરક કરી દે તેવાં આવે છે. આવાં વર્ણનોના મુનિપણાના અર્થીઓએ ખાસ વિચાર કરવો જોઈએ. આવાં વર્ણનોનો વિચાર, મુનિપણાના અર્થીઓમાં કોઈ નવું જ

ચૈતન્ય સ્ફુરાવશે. મુનિપણાના સ્વીકાર માત્રથી ઇતિકર્ત્તવ્યતા માનનારાઓ માટે આવાં વર્ણનો એમ કહે છે કે 'મુનિવરોએ દિનપ્રતિદિન તપશક્તિમાં વધવા માટે અવિરત પ્રયત્નો આદરવા જોઇએ, અને આતાપના આદિથી પૂર્વકાલની સુકોમળતાનો ત્યાગ કરવા માટે જ શક્તિઓ ખરચવી જોઇએ. સુકોમળતા એ સંયમની સાધનામાં મોટામાં મોટું વિઘ્ન છે અને તપની બેદરકારી, એ જ્ઞાનના ફલની બેદરકારી છે. રાજા મહારાજા જેવાઓ, કે જેઓએ પૂર્વાવસ્થામાં સુખસાહ્યબીમાં લીન થઇ સુકોમળતાને કેળવવામાં કશી જ કમીના નથી રાખી, તેવાઓ પણ જ્યારથી ઘરબાર તજી અણગાર બને છે, ત્યારથી સુખસાહ્યબીને હૃદયમાંથી પણ કાઢી નાંખે છે અને ઉગ્રવિહારી બની સુકોમળતાની જગ્યાએ અજબ કઠોરતાને કેળવે છે; એટલે કે પૂર્વાવસ્થાની સુકોમળતાનો કદિ જ વિચાર ન કરતાં, તેઓ જેટલી તકલીફ અધિક વેઠાય તેટલી તકલીફ અધિક ને અધિક વેઠે છે. શું આ વસ્તુને વિચારથી પણ અલગ કરવી એ મુનિપણા પ્રત્યેની બેદરકારી નથી ? છે જ. માટે મહાપુણ્યોદયે અને ઘણી જ કર્મલઘુતાના યોગે મળેલા મુનિપણાની બેદરકારી કરવી એ મુક્તિરમણીના કામીને નજ પાલવવી જોઇએ.

**ઉત્તમ કુલનો અનુપમ મહિમા :**

આવા મહામુનિવરના દર્શનથી ઉત્તમ કુલમાં ઉત્પન્ન થયેલા વજ્રબાહુને અપૂર્વ આનંદ થયો અને અપૂર્વ ઉત્સાહ આવ્યો.

ખરેખર, જે આત્માઓના હૃદય તાં સંયમ પ્રત્યે અખંડ અનુરાગ બેઠો છે, તેવા સમ્યગ્દ્રષ્ટિ આત્માઓને તો આ પ્રસંગે તો ઠીક, કિન્તુ ચોરીમાં બેઠા હોય ત્યાંયે મુનિનું દર્શન અભૂતપૂર્વ આનંદ અને ઉત્સાહ પેદા કરે છે. મોક્ષની સાધના માટે જ્યારે શ્રી સર્વજ્ઞદેવો એક સમ્યક્ સંયમનેજ ઉત્તમ સાધન માને છે, ત્યારે મુમુક્ષુ આત્માઓનાં હૈયાં સંયમીના દર્શન માત્ર થતાંય પુલકિત થાય, તેમાં કાંઇ જ આશ્ચર્ય પામવા જેવું નથી.

વજ્રબાહુને થયેલા એ આનંદ અને ઉત્સાહનો ખ્યાલ આપવા માટે, મુનિવરના દર્શનથી મહાપુણ્યશાલી વજ્રબાહુને શું થયું ? તે શું બોલ્યા ? અને કેવી રીતે બોલ્યા ? તેનું વર્ણન કરતાં કલિકાલસર્વજ્ઞ આ. ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે,

'મેઘનાં દર્શનથી જેમ મયૂર આનંદ પામે, તેમ તે મહામુનિવરનાં દર્શનથી હર્ષને પામેલા કુમાર વજ્રબાહુ, એકદમ વાહનને પકડીને, એટલે કે ઉભું રખાવીને, આ પ્રમાણે કહેવા લાગ્યા કે, 'અહો ! આ કોઇ પણ મહાત્મા છે. આ મહામુનિ વંદન કરવા યોગ્ય છે. ખરે જ, ચિંતામણિરત્ન જેવા આ મહર્ષિને મેં મારા ઘણા પુણ્યના યોગે જ જોયા.'

ભાગ્યશાલિઓ ! વિચારો ! ઉત્તમ કુલના આ મહિમાને ! શ્રાવકકુલમાં જન્મેલા આત્માઓની મનોદશા કેવી હોય છે ? એ ખાસ આ પ્રસંગ ઉપરથી એકે એક પુણ્યાત્મા માટે વિચારણીય છે. ઉત્તમ આત્મા માટે પ્રભુમાર્ગમાં વિહરતાં મુનિવરનું દર્શન એ કેવું અને કેટલું આનંદપ્રદ છે, એ આજના સુવિહિત મુનિ દર્શનથી ઇરાદાપૂર્વક બેદરકાર બનીને વિમુખ બનેલા આત્માઓએ આ ઉપરથી ખૂબખૂબ સમજવાનું છે. તાજો પરણીને આવેલ છે, દેવાંગના જેવી ધર્મપત્ની પોતાની સાથે જ બેઠેલ છે અને આનંદપૂર્વક પોતાના નગર તરફ પ્રયાણ કરી રહેલ છે : એટલે કે ભરયુવાની છે, દેવાંગના જેવી ભાર્યા પાસે જ બેઠેલી છે, સંસારીને માટે તો ખાસ આ આનંદનો સમય છે, તેવા સમયમાં મુનિ દ્રષ્ટિએ આવ્યા કે તરત જ વજ્રબાહુને મેઘ દેખાવાથી મયૂરને જેવો હર્ષ ઉત્પન્ન થાય તેવો હર્ષ ઉત્પન્ન થયો, વંદન કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. ખરેખર, ઉત્તમકુલની પ્રાપ્તિ અને તે કુલના શુદ્ધ આચારોની જે સેવા, એ વસ્તુ જ કોઇ જુદી ચીજ છે. મુનિ સામે મળે તો વંદન વિના શ્રાવક ન જ જાય. રસ્તામાં મંદિર આવે તો શ્રાવક દર્શન કર્યા વિના જાય નહિ.

શુદ્ધ કુલ અને તે કુલના શુદ્ધ આચારોની સેવાના યોગે જ મેઘને જોઈને જેવો મયુરને આનંદ થાય તેવો આનંદ મુનિના દર્શનથી વજ્રબાહુને થયો, તરત જ ઉદયસુંદર પાસે રથને ઉભો રખાવીને વજ્રબાહુએ કહ્યું કે, ''ખરે જ આ કોઈ પણ મહાત્મા છે, મહામુનિ વંદન કરવાને યોગ્ય જ છે અને ચિંતામણિરત્ન જેમ મહાપુણ્ય વિના અલભ્ય છે, તેમ આવા મહાત્માનું દર્શન પણ મહાપુણ્ય વિના અલભ્ય છે : માટે મહાપુણ્યના યોગે જ મને આવા મહામુનિનું દર્શન થયું.'

શું કુલદીપક તરીકેની નામના કાઢવા ઈચ્છનારાઓ વજ્રબાહુની આ દશા અને તેમણે કાઢેલા આ ઉદ્‌ગારો ઉપર વિચાર કરવાની પણ ફુરસદ લેશે કે ? જૈનકુલના કુલદીપક બનવા માટે તો આવી જ દશા અને આવા જ ઉદ્‌ગારો જોઇએ, પણ બીજા નહિ જ. મુનિ તરફ કુદ્રષ્ટિ, એ પોતાના કુલને કલંકિત કરનારી દ્રષ્ટિ છે અને મુનિઓ માટે યદ્વા તદ્વા ઉદ્‌ગારો એ પોતાની જાતને લજવવા બરાબર છે. શ્રી જૈનશાસનના મુનિઓ તો જીવનનૌકાને સુખપૂર્વક સંસારસાગરના કિનારે પહોંચાડનારા સાચા કર્ણધારો છે. તેવા તારકો સામે ઉલટા વિચારો કરવા એ વિના કારણ આ અમૂલ્ય માનવ જીંદગી બરબાદ કરવા જેવું છે. શ્રાવકકુલમાં માનવ જન્મ પામવા છતાં પણ સંસારસાગરથી તરવાનો ઉપદેશ આપનારા નહિ ગમે, તો પછી કયાં અને કયારે ગમશે ? શ્રાવકકુલની મહત્તા મોક્ષમાર્ગની આરાધનાને જ આભારી છે, આ વાત ખાસ ખ્યાલ રાખવા જેવી છે. શ્રાવકકુલમાં જન્મ્યા પછી મોક્ષમાર્ગ આરાધવાની અરૂચિ, એ ખરે જ ભયંકર પાપોદય છે. એવા ભયંકર પાપોદયથી બચવા માટે આવાં દ્રષ્ટાંતો શ્રી જિનેશ્વરદેવના કથાસાહિત્યમાં થોકબંધ છે, માટે એવાં પરમ ઉપકારક દ્રષ્ટાંતોનું શ્રવણ, ચિંતન, અનુકરણ કરી તેવા ભયંકર પાપોદયથી બચવું એ જ આ શ્રાવકકુલ પામ્યાની સાચી સાર્થકતા છે.

પરન્તુ આજે તો શ્રાવકકુલની પ્રાપ્તિની સાર્થકતા પણ બીજી જ વસ્તુઓની પ્રાપ્તિમાં કેટલાંકોએ માની લીધી છે: અન્યથા, જ્યાં કેવલ ત્યાગનાં જ વહેણ વહેવાં જોઇએ અને જ્યાં આવીને શ્રાવકો કેવલ ત્યાગ સરિતામાં ઝીલવા ઇચ્છે, ત્યાંથી અર્થ-કામના ઉપદેશ સાંભળવાની એક સ્ફુરણા સરખીય કેમ થાય ? અને આવી શ્રી વીતરાગ ભગવંતની પાટ પર બેસીને ત્યાગમાર્ગને બદલે એના નાશક એવા અર્થ-કામનો ઉપદેશ પણ કેમ અપાય ? માટે ભાગ્યવાનો ! સમજો કે શ્રાવક જીવનની મહત્તા વિરતિની ઉપાસનામાં રહેલી છે, અને તેમાં વજ્રબાહુ જેવાનાં દ્રષ્ટાંતો આદર્શરૂપ રાખી વિચારણીય છે.

પરંતુ આ બધુંય તે જ પુણ્યાત્માઓને માટે છે કે જેઓ પોતાના શ્રાવકપણાને સફળ કરવા ઇચ્છે છે અને શ્રી જિનેશ્વર દેવની આજ્ઞામાં જ દ્રઢ શ્રદ્ધા ધરાવે છે.

## [ ૨ ]

### સાળા અને બનેવીના પ્રેરણાદાયી સંવાદ

આપણે જોઇ ગયા કે વજ્રબાહુ મનોરમાને પરણીને પોતાની તે પત્નીના ભાઈ ઉદયસુંદર આદિની સાથે પોતાની તે પત્નીને લઇને, પોતાના નગર તરફ પ્રયાણ કરી રહ્યા છે. પ્રયાણ કરતાં માર્ગમાં આવેલા વસંત પર્વત ઉપર મોક્ષમાર્ગનું નિરીક્ષણ કરતાં હોય તેમ ઉંચે જોતા, આતાપના લેવામાં તત્પર અને તપશ્ચર્યા કરતા ગુણસાગર નામના મહામુનિને જોયા અને તેથી મયૂર જેમ મેઘના દર્શનથી નાચી ઉઠે, તેમ વજ્રબાહુ કુમાર નાચી ઉઠયા અને એકદમ વાહનને અટકાવી બોલ્યા કે 'ખરે જ આ કોઇ મહાત્મા છે, આ મહામુનિ વંદ્ય જ છે અને ચિંતામણિના જેવા આ મહર્ષિનું દર્શન મહા પુણ્યોદયના યોગે જ થયું છે.'

આવું કથન વજ્રબાહુના મુખથી શ્રવણ કરીને, ઉદયસુંદરે વજ્રબાહુને પ્રશ્ન કર્યો કે, ''કુમાર ! શું આપ દીક્ષાને ગ્રહણ કરવા ઇચ્છો છો ?''

ભાગ્યવાનો ! આ પ્રસંગ ઘણો જ વિચારણીય છે. કારણ કે જે સમયે વજ્રબાહુ 'ખરે જ આ કોઇ મહાત્મા છે, મહામુનિ વંદ્ય જ છે અને આવા ચિંતામણિ જેવા આ મહર્ષિનું દર્શન મહાપુણ્યોદયેજ થયું છે.' આ પ્રમાણે બોલ્યા, તે સમયે વજ્રબાહુના અંતરમાં દીક્ષા લેવાના પરિણામ ન હતા, પણ શ્રી જિનેશ્વરદેવના શાસનમાં જન્મેલા આત્માના અંતરમાં દીક્ષાની ભાવના તો અહર્નિશ જીવતી ને જાગતી જ હોય છે. એ ભાવનાના જ પ્રભાવે, ઉદયસુંદરનો ઉપરનો પ્રશ્ન સાંભળતાંની સાથે જ વજ્રબાહુએ એકદમ ઉત્તર આપતાં ઘણી જ પ્રસન્નતાપૂર્વક કહ્યું કે,

''તે પરમતારક પરિવ્રજ્યાને સ્વીકારવાનું મારૂં ચિત્ત છે.''

આ ઉત્તર સાંભળીને હાંસીમાં ચઢેલા ઉદયસુંદરે હાંસીમાં ફરીને કહ્યું ''જો એ દીક્ષા લેવાનું આપનું મન છે, તો તે આજે જ સ્વીકારો : વિલંબ ન કરો' કારણ કે હું પણ એ કામમાં આપનો સહાયક છું.''

આ સાંભળીને એક મશ્કરીના વચનમાત્રથી જ વૈરાગ્યરંગથી રંગાઇ ગયેલા વજ્રબાહુકુમારે ઉદયસુંદરને કહ્યું કે,

**''मर्यादामिव वारिधिः मा त्याक्षीः स्वामिमां संधां''**

*'જેમ સાગર પોતાની મર્યાદાને તજતો નથી, તેમ તું પણ આ પોતાની પ્રતિજ્ઞાને તજતો નહિ.' આવા સ્પષ્ટ કથનના ભાવને પણ નહિ સમજતા ઉદયસુંદરે ઉપહાસમાં ને ઉપહાસમાં કહી દીધું કે,* ***आमेव*** *''ઘણું જ સારું.''*

આ ઉત્તરથી અતિશય પ્રસન્ન થયેલા વજ્રબાહુકુમાર જેમ મોહને તજે, તેમ વાહન ઉપરથી ઉતરીને વસંત નામના પર્વત ઉપર ચઢવા લાગ્યા; તેમની સાથે ઉદયસુંદર આદિએ પણ ચઢવા માંડયું; ઉદયસુંદરે આ સઘળી પ્રવૃત્તિનું ઘણી જ કાળજીપૂર્વક અવલોકન કર્યું અને એ અવલોકનથી ઉદયસુંદર સમજી શકયા છે કે, 'હું તો મશ્કરી કરૂં છું, પણ આ તો સાચું જ કરી રહ્યા છે. વાહનમાંથી આમની ઉતરવાની ક્રિયા અને પહાડ ચઢવાની ક્રિયા જોતાં જરૂર જ વજ્રબાહુકુમાર ઉપર જઇને દીક્ષા અંગીકાર કરશે જ.'

આથી મોહમગ્ન ઉદયસુંદર વજ્રબાહુને એકદમ સમજાવી લેવાના હેતુથી કહેવા લાગ્યા કે, ''હે સ્વામિન્ ! આપ દીક્ષા અંગીકાર ન કરો અને મારા ઉપહાસભર્યા કથનને ધિક્કાર હો ! ખરેખર હે સ્વામિન્ ! આપણી પરસ્પર થયેલી વાતો એ સાચી વાતો ન હતી, પણ આપણી વચ્ચે થયેલી એ નર્મોક્તિ એટલે કુતૂહલની વાતો હતી, માટે તેવી કુતૂહલની વાતોનું ઉલ્લંઘન કરવામાં દોષ શું છે ? ઘણું કરીને કુતૂહલની વાતો ધવલગીતની માફક સત્ય જ હોય એમ નથી હોતું; અર્થાત્ જેમ ધવલગીતમાં ગવાતી વાતો ઘણું કરીને સાચી જ હોય છે એમ નથી હોતું; તેમ કુતૂહલની વાતોમાં પણ કહેવાયેલી વસ્તુ સાચી જ હોય એમ નથી હોતું. માટે આપણી વચ્ચે થયેલી વાતો એ સાચી વાતો ન હતી, પણ માત્ર કુતૂહલની જ વાતો હતી, માટે એ વાતોને સત્ય માનીને તેનો અમલ કરવાની જરૂર નથી. તેથી આપ સઘળાં સંકટોમાં અમને સહાયક થશો. આ પ્રમાણેના અમારા કુલના મનોરથોને પણ આપ અકાળે ન ભાંગી નાખો. વિશેષમાં હે સ્વામિન્ ! હજુ મંગલના ચિન્હરૂપ આ કંકણ તો આપના હાથમાં જ છે, તે કારણથી વિવાહના ફલરૂપ ભોગોને આપ એકદમ કેમ તજી દ્યો છો ? તેમજ હે નાથ ! સાંસારિક સુખના આસ્વાદથી વંચિત અને આપે તરણાની માફક તજી દીધેલી મારી બેન આ મનોરમા કેવી રીતે જીવી શકશે ?''.

આ સંવાદ ઘણો જ વિચારણીય છે. દીક્ષાની વાત જ્યાં સુધી કુતૂહલરૂપે ચાલતી હતી, ત્યાં સુધી મોહમગ્ન ઉદયસુંદરે આનંદ અનુભવ્યો, પણ જ્યારે એ કુતૂહલની વાતને વાસ્તવિક રીતે સત્યરૂપે પરિણમતી જોઇ,

ત્યારે મોહમગ્ન ઉદયસુંદર મોહના પ્રતાપે કેવો મૂંઝાઇ જાય છે ? આ ખાસ વિચારવા યોગ્ય છે. ખરે જ, મોહનો પ્રતાપ કોઇ અજબ જ હોય છે. એ મોહના જ પ્રતાપે આખું જગત મૂંઝાઇ ગયેલું છે. મોહના 'अहं-मम' 'હું અને મારૂં'' આ મંત્રમાં મૂંઝાયેલી દુનિયા ખરે અવસરે પીછેહઠ કર્યા વિના રહેતી જ નથી.

આ વસ્તુનો અનુભવ આપણને આ ઉદયસુંદરે કરાવ્યો. પણ મોહના વિજય માટે 'नाहं-न मम' 'હું નહિ અને મારૂં નહિ.' આ મંત્રના જાપને જ કરનારા ગમે તેવા મોહક પ્રસંગની સામે પણ કેવી રીતે ધીર રહી શકે છે અને પોતાની ધીરતા દ્વારા પોતાના નિશ્ચયમાં દ્રઢ રહેવા સાથે સામેના આત્માઓ પણ જો યોગ્ય હોય તો તેઓને પણ પોતાના સાથી કેવી રીતે બનાવે છે; એ વગેરે જોવા માટે વજ્રબાહુ, ઉદયસુંદરે ધરેલી દલીલોના પ્રતિકાર સાથે કેવો ઉપદેશ આપે છે તે અને તેનું પરિણામ કેવું સુંદર આવે છે, તે ખાસ સમજવું અને જાણવું જરૂરી છે.

[ ૩ ]

**પુણ્યશાલી વજ્રબાહુનો સુંદર સદુપદેશ :**

ઉપરોક્ત પ્રસંગમાં આપણે જોયું કે, ઉદયસુંદરે મશ્કરીમાં કહેલી વાતને વજ્રબાહુએ તો પોતાના વર્તન દ્વારા તદ્દન સાચી જ કરી બતાવી, એટલે કે વજ્રબાહુ તો દીક્ષાનો સ્વીકાર કરવા માટે જ સજ્જ થઇ ગયા, એથી મોહવશ ઉદયસુંદર બોલી ઉઠયા કે 'હે સ્વામિન્ ! આપ દીક્ષાને અંગીકાર ન કરો અને મારા મશ્કરીભર્યા કથનને ધિક્કાર હો ! ખરેખર, હે સ્વામિન્ ! આપણી વચ્ચે થયેલી વાતો સાચી ન હતી, પણ મશ્કરીની હતી. આથી એવી વાતોનું ઉલ્લંઘન કરવામાં કશો જ દોષ નથી, કારણ કે ઘણું કરીને ધવલગીતોની માફક મશ્કરીની વાતો પણ સાચી નથી હોતી, માટે એવી મશ્કરીની વાતોનો અમલ કરીને-'આપ અમને સઘળાં પણ કષ્ટોમાં સહાયક થશો.' એવા અમારા કુળના મનોરથોને આપ અકાળે ભાંગી નાંખશો નહિ. વળી વિવાહની નિશાનીરૂપ આ મંગળ કંકણ તો હજુ આપના હાથે વિદ્યમાન છે, તો તે વિવાહના ફલરૂપ ભોગોને આપ એકદમ શા માટે તજી દો છો ? તથા હે સ્વામિન્ ! આપ આ રીતે મારી મનોરમા નામની બેનને તરણાની માફક તજી દેશો તો એ રીતે તજાઇ ગયેલી અને સાંસારિક સુખસ્વાદથી ઠગાઇ ગયેલી આ મારી બેન મનોરમા કેવી રીતે જીવી શકશે ?'.

આ પ્રકારે બોલતા અને મોહથી મૂંઝાઇ રયેલા પોતાના સાળાને શાંત કરવા અને વસ્તુસ્વરૂપનો સત્ય ખ્યાલ આપવા માટે પરમ વિરાગી વજ્રબાહુ, સુંદર સદુપદેશ આપતા હોય તેમ કહેવા લાગ્યા કે,

**''सुन्दरं मर्त्यजन्मद्रोः फलं चारित्रलक्षणम् ।''**

*''મનુષ્યજન્મરૂપી વૃક્ષનું ચારિત્રલક્ષણ સુંદર ફલ છે, એટલે કે આ મનુષ્યભવરૂપી વૃક્ષનું સુંદરમાં સુંદર કોઇ ફલ હોય તો તે ચારિત્ર જ છે.''*

જૈનકુલમાં જન્મવા છતાં પણ ચારિત્રથી ઉભગી ગયેલાઓએ વજ્રબાહુના આ કથનને ખાસ યાદ રાખવા જેવું છે; મનુષ્ય જન્મ પામીને શું મેળવવા યોગ્ય છે ? એ આ મહાપુરૂષના કથનથી ઘણું જ સ્પષ્ટ થઇ જાય છે. અર્થકામના ઉપાસકો જો તેઓ સજ્જનતાભર્યું માનવ હૃદય ધરાવતા હોય તો તેમને આ કથન ઘણું જ ચાનક લગાડનારૂં છે.

પણ એટલું જ કહીને આ મહાપુરૂષ અટકતા નથી. આગળ વધીને એ મહાપુરૂષ તો કહે છે કે ''સ્વાતિ નામના નક્ષત્રમાં મેઘનું પાણી છીપોમાં જેમ મોતીરૂપ થાય છે, તેમ તારી નર્મોક્તિ એટલે મશ્કરીની વાણી પણ મારે માટે સર્વ પરમાર્થરૂપ એટલે સર્વ પ્રકારે આત્મકલ્યાણના કારણરૂપ થઇ છે. વળી જો તારી બહેન

કુલીન હશે, તો તે મારી પાછળ દીક્ષા અંગીકાર કરશે અને જો તે કુલીન ન હોય તો તેનો માર્ગ કલ્યાણકારી થાઓ, પણ મારે તો હવે ભોગોએ કરીને સર્યું. એટલે કે મારે તો હવે ભોગો કોઇ પણ રીતે ભોગવવા જ નથી. માટે જ તું હવે મને વ્રત લેવાની અનુમતિ આપ ને તું પણ અમારી પાછળ વ્રતોનો સ્વીકાર કર; કારણ કે પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવું એ જ ક્ષત્રિયોનો કુલધર્મ છે.''

ભાગ્યશાલીઓ ! વિચારો ! આ એક સુંદર સદુપદેશની ગરજ સારનારા વચનો છે. વિરક્ત આત્માની મનોવૃત્તિ કેવી હોવી જોઇએ ? એ આ વચનો સારામાં સારી રીતે આપણને સમજાવે છે. આ વચનો દ્વારા એ સાર નીકળે છે કે,

(૧) મનુષ્ય જન્મરૂપી વૃક્ષનું ફળ શું ?

(૨) સજ્જન આત્માઓની મશ્કરી પણ કેવી હોય તથા તે સફળ હોય કે નિષ્ફળ ? અને -

(૩) પત્ની હોય તો તેના માટે પણ વિરક્ત આત્માની વિચારણા શી ? તેમજ -

(૪) શુદ્ધ પ્રતિજ્ઞાના પાલનની સામે કોઇ પણ વસ્તુ ઉભી શકે છે યા કેમ ?

આ ચારે પ્રશ્નોનો ખુલાસો ઘણી જ સુંદરમાં સુંદર રીતે થઇ શકે છે.

**મનુષ્ય જન્મરૂપી વૃક્ષનું ફળ શું ? :**

પરમ વૈરાગ્યથી વાસિત હૃદયવાળા વજ્રબાહુકુમારે જે કહ્યું કે, ''सुन्दरं मर्त्यजन्मद्रोः फलं चारित्रलक्षणम् ॥

''મનુષ્ય જન્મરૂપી વૃક્ષનું ચારિત્ર લક્ષણ સુંદર ફલ છે, એટલે કે ચારિત્રની પ્રાપ્તિ એ જ મનુષ્ય જન્મરૂપી વૃક્ષનું સુંદરમાં સુંદર ફલ છે પણ બીજું નથી.''

પુણ્યશાળી વજ્રબાહુના આ કથનથી 'મનુષ્ય જન્મરૂપી વૃક્ષનું ફલ શું ?' આ પ્રશ્ન હવે ટકી જ શકતો નથી, કારણ કે જૈનકુલમાં જન્મેલ આત્માનો એ જ એક નિશ્ચય હોય છે કે આ અતિશય દુર્લભ એવા માનવજન્મરૂપી વૃક્ષની પ્રાપ્તિનું સુંદરમાં સુંદર ફલ એજ છે કે, 'પ્રાપ્ત અગર તો અપ્રાપ્ત એવાં ભોગસુખોને લાત મારીને પણ અનંતા શ્રી જિનેશ્વરદેવોએ અને તે તારકોની આજ્ઞામાં વિચરતા પરમમહર્ષિઓએ સેવેલી અને ઉપદેશેલી ભાગવતી દીક્ષાનો સ્વીકાર કરવો.' અને વિચારવામાં આવે તો એ જ યોગ્ય છે, કારણ કે શ્રી જિનેશ્વરદેવ જેવા પરમ વીતરાગ પરમાત્માના ધર્મથી વાસિત થયેલા જૈનકુલ જેવા કુલને પામીને પણ જીવનને અર્થકામની ઉપાસનામાં વેડફી દેવું એના જેવી એક પણ ભયંકર અજ્ઞાનતા નથી. ઉપકારી પુરૂષો તો સામાન્ય રીતે મનુષ્ય જન્મને પામીને પણ અર્થકામના ઉપાસક બનવું એને અયોગ્ય અને ભયંકર કહે છે, તો પછી તે જન્મ આર્ય દેશમાં, આર્ય જાતિમાં અને આર્યકુળ, એમાં પણ શ્રી વીતરાગ પરમાત્માનો પરમ ત્યાગમય ધર્મ જે કુલમાં ઘણી જ સહેલાઇથી પામી શકાય તેવા જૈનકુલને પામ્યા છતાં પણ જો તે જન્મ અર્થકામની જ ઉપાસનામાં વેડફાઇ જાય તો તેની અયોગ્યતા અને ભયંકરતા માટે તો પૂછવું જ શું ?

એવી અયોગ્યતા અને ભયંકરતામાં ફસી પડેલા આત્માઓનું વર્ણન કરતાં પરમ ઉપકારી કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા શ્રી યોગશાસ્ત્રમાં ફરમાવે છે કે,

''બાલ્યવયમાં પેશાબ અને વિષ્ટા દ્વારા, યૌવનવયમાં કામચેષ્ટાઓ દ્વારા અને વૃધ્ધાવસ્થામાં શ્વાસ અને ખાંસી આદિ દ્વારા, એ રીતિએ લોક પોતાની જીંદગીને પસાર કરતાં કદી લાજતો નથી. પુરૂષ પૂર્વાવસ્થામાં પુરૂષશૂકર એટલે જેમ ભુંડ વિષ્ટામાં જ આનંદ પામે છે તેમ વિષ્ટા ચુંથવામાં જ આનંદ માને છે, તે પછી મદનગર્દભ એટલે કે કામક્રીડામાં ગધેડા જેવી આચરણા કરે છે અને તે પછી જરાજરદ્ગવ એટલે વૃધ્ધાવસ્થાએ કરીને જર્જરિત થઇ ગયેલા બળદની માફક આચરણ કરે છે. આ રીત પુરૂષ (સંસારી જીવ) પૂર્વ અવસ્થામાં

ભૂંડ જેવો બને છે, તે પછી ગર્દભ જેવો બને છે અને પછી ઘરડા બળદ જેવો બને છે, પણ કદીય તે પુરૂષ નથી બનતો.''

''મૂર્ખ મનુષ્ય બાલકપણામાં માતૃમુખ એટલે માતાનું મુખ જોનારો બને છે, તરૂણપણામાં તરૂણીમુખ એટલે સ્ત્રીનું મુખ જોનારો બને છે અને વૃધ્ધાભાવમાં સુતમુખ એટલે પુત્રનું મુખ જોનારો બને છે, પણ કદી જ તે અંતર્મુખ એટલે આત્મા તરફ મુખ કરનારો બનતો નથી. અર્થાત્-મૂર્ખ મનુષ્ય બાલ્ય અવસ્થામાં માતાના મુખ સામે જોયા કરે છે, યુવાન અવસ્થામાં સ્ત્રીનું મુખ સામે જોયા કરે છે, અને વૃધ્ધઅવસ્થામાં પુત્રના મુખ તરફ જોયા કરે છે, પણ તે કદી જ આત્મા તરફ જોતો નથી.''

''ધનની આશાથી વિહ્વલ બનેલો માણસ સેવા-નોકરી, કર્ષણ-ખેતી, વાણિજ્ય-વ્યાપાર અને પશુપાલ્ય-પશુપાલનપણું આદિ કર્મો દ્વારા મનુષ્યજન્મને અફલપણે ગુમાવી નાખે છે. મોહે કરીને અંધ બનેલા આત્માઓ, સુખીપણામાં કામની ચેષ્ટાઓ દ્વારા અને દુઃખીપણામાં દીનતા ભરેલા રૂદનોએ કરીને જન્મ ગુમાવે છે, પણ ધર્મ કર્મો દ્વારા તો નહિ જ. એક ક્ષણવારમાં અનંત કર્મોના સમૂહને ક્ષય કરવામાં સમર્થ એવા આ મનુષ્યપણાને પામેલા છતાં પણ પાપી આત્માઓ પાપોને કરે છે.''

''જ્ઞાન, દર્શન અને ચારિત્ર-રૂપી ત્રણ રત્નોના ભાજન રૂપ મનુષ્યપણામાં પાપકર્મની આચરણા, એ સુવર્ણના ભાજનમાં મદિરા ભરવા બરાબર છે. સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તિમાં કારણરૂપ મનુષ્યપણાને મેળવ્યા છતાં પણ લોક નરકપ્રાપ્તિના ઉપાયરૂપ કાર્યોમા જ ઉદ્યમશીલ થાય છે. જે મનુષ્યપણાની પ્રાપ્તિ માટે અનુત્તરસુરો પણ પ્રયત્નપૂર્વક આશા કરે છે, તે સંપ્રાપ્ત થયેલા મનુષ્યપણાને, પાપી આત્માઓ પાપોની આચરણાઓમાં યોજે છે !''

શ્રી જિનેશ્વરદેવના શાસનના પરમ પ્રભાવક અને કલિકાલમાં સર્વજ્ઞ સમા આચાર્ય ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાના આ કથનથી સમજી શકાશે કે,

૧. કિંમતી માવનજીવન, અવસ્થાને અનુરૂપ ચેષ્ટાઓમાં જ વેડફી નાખવું એ ખરે જ વિવેકી આત્માઓ માટે લજ્જાસ્પદ છે.

૨. જે પુરૂષ બાલ્યકાળમાં વિષ્ટા જેવી માટીમાં રમે છે, તરૂણ અવસ્થામાં કામની ચેષ્ટાઓ કરે છે અને વૃધ્ધ અવસ્થામાં અનેક જાતની દુર્બલતાઓથી રીબાય છે, તે પુરૂષ કોઈ પણ અવસ્થામાં પુરૂષ નથી; પણ તે બાલ્યાવસ્થામાં ભુંડ છે, યુવાન અવસ્થામાં રાસભ છે અને વૃધ્ધ અવસ્થામાં અતિશય ઘરડો બળદ છે.

૩. મનુષ્ય જન્મને પામ્યાં છતાં પણ અંતર્મુખ નહિ થતાં બાળભાવમાં માતાની સામે જોયા કરવું, તરૂણપણામાં યુવાન સ્ત્રીનું મુખ જોયા કરવું અને વૃધ્ધ અવસ્થામાં પુત્રનું મુખ જોયા કરવું એ ડહાપણ નથી પણ મૂર્ખતા છે.

૪. જે લોકો ધનની આશાથી વિહ્વલ બનીને પોતાના જન્મને પરની સેવાઓમાં, કૃષિકર્મમાં તથા અનેક આરંભોથી ભરેલા વ્યાપારોમાં અને પશુપાલનના કર્મમાં વીતાવે છે, તે લોકો પોતાના જન્મને અફલપણે ખપાવી દેનારા છે.

૫. જેઓ પોતાના જન્મને ધર્મકર્મો દ્વારા પસાર કરવાને બદલે સુખીપણામાં કામલલિતો દ્વારા અને દુઃખીપણામાં દીનતાભર્યા રૂદનો દ્વારા પસાર કરે છે તેઓ મોહથી અંધ બનેલા છે.

૬. અનંત કર્મોના સમૂહને એક ક્ષણવારમાં ક્ષીણ કરી નાંખે તેવા મનુષ્યપણાને પામવા છતાં પણ જેઓ પાપ કર્મોની આચરણા કરે છે તેઓ પાપાત્માઓ છે.

૭. સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્રના પાત્રરૂપ મનુષ્યપણાને પામવા છતાં પણ જે આત્માઓ પાપકર્મોને સેવે છે, તે આત્માઓ સુવર્ણના પાત્રમાં મદિરાને ભરનારા છે.

૮. સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તિમાં કારણરૂપ એવા મનુષ્યપણાને પામ્યા છતાં પણ, જે લોકો નરકની પ્રાપ્તિના ઉપાયોરૂપ કર્મોમાં ઉદ્યમશીલ થાય છે, તે લોકો ખરે જ ખેદ ઉત્પન્ન કરનાર લોકો છે; કારણ કે એવી કાર્યવાહી કરનાર લોકને જોવાથી હિતચિંતક સજ્જનોને સાચે જ દુઃખ પેદા થાય છે.

૯. જે મનુષ્યપણાની,અનુત્તર સુરો પણ પ્રયત્નપૂર્વક આશા કરે છે, તે પ્રાપ્ત થયેલા મનુષ્યપણાને પાપકર્મોમાં યોજવું, એ પુણ્યશાલી આત્માઓનું કામ નથી, પણ પાપી આત્માઓનું જ કામ છે.

આથી સ્પષ્ટ છે કે દશ દ્રષ્ટાંતોથી દુર્લભ એવા માનવભવને પામીને બાળ ચેષ્ટાઓ કરવી, વિષયોને વિવશ બનવું, માતા, પત્ની કે પુત્રાદિ પ્રત્યે પ્રેમમગ્ન થવું, લક્ષ્મીને પેદા કરવા માટે અનેક જાતના આરંભાદિમાં ઉદ્યમશીલ બનવું અને નરકની પ્રાપ્તિમાં કારણભૂત એવા અનેક પાપોની આચરણાઓ કર્યા કરવી એ પરમ પુણ્યોદયના પ્રતાપે પ્રાપ્ત થયેલા માનવજીવનરૂપ વૃક્ષને સફળ કરવાના ઉપાયો નથી, પણ તેને નિષ્ફળ બનાવીને ખેદાન-મેદાન કરી નાંખવાના જ ઉપાયો છે. એ માનવજીવનરૂપ વૃક્ષને સફળ બનાવવાના ઉપાયો તો એ છે કે એ જીવનને પામી સદ્ગુરૂઓના યોગે અંતમુર્ખ, એટલે અન્ય કોઈના મુખ સામે જોવું એ એક ભયંકરમાં ભયંકર જાતની મૂર્ખતા છે એમ માની એક આત્મા અને તેના સ્વરૂપની જ સન્મુખ જોતા થઈ, મુકિતને જ એક ધ્યેય બનાવી, અર્થ અને કામની આસકિતથી બચવું, એ અર્થની અને કામની આસકિતથી બચાવવા માટે જ ધર્મતીર્થની સ્થાપના કરનારા એજ કારણે પરમ ઉપકારી એવા શ્રી જિનેશ્વરદેવોની સેવામાં જ આનંદ માનવો, એ પરમતારકોની આજ્ઞા મુજબ વર્તવાનો યથાશકિત પ્રયત્ન કરનારા એ જ કારણે પાંચ મહાવ્રતોને ધરનારા અને ધીરતા પૂર્વક પાળનારા, સદાય સામાયિકમાં જ એટલે સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્રરૂપ રત્નત્રયીની આરાધનામાં રક્ત રહેનારા અને મહાવ્રતાદિના પાલન માટે જરૂરી એવી જે ભિક્ષાવૃત્તિ તેવી ભિક્ષાવૃત્તિથી જ પોતાની આજીવિકા ચલાવનારા તથા એ સઘળી આરાધનામાં જ રક્ત હોવા છતાં ઉપકાર કરવાની તીવ્રતર ભાવનાના ઉપાસક હોવાથી કલ્યાણના અર્થી થઈને પોતાની પાસે આવતા ભવ્ય આત્માઓને દુર્ગતિથી બચાવી શકે અને સુગતિમાં સ્થાપી શકે તેવા ધર્મનો જ ઉપદેશ આપનારા એવા જે સદ્ગુરૂઓ, તેઓની સેવામાં રહેવું અને તેઓની કૃપાથી પ્રાપ્ત થતા શ્રી વીતરાગ પરમાત્માના ધર્મની આરાધનામાં અખંડિત યત્ન કરવો, એટલે કે અનુકંપાદાન અને સુપાત્રદાન સદ્ભાવપૂર્વક દેવું, શીલ અને સદાચારોના નિર્મલ સેવક બનવું, તૃષ્ણા માત્રનો નાશ કરનાર તપના તપનારા થવું અને પોતાના આત્મા સાથે પરનું પણ ભલું થાય એવી જે 'મૈત્રી' આદિ ચાર અને 'અનિત્ય' આદિ બાર તેમજ તેવી પણ બીજી જે સુંદર ભાવનાઓ, તે ભાવનાઓના સાચા હૃદયપૂર્વકના ઉપાસક બનવું.

આ ઉપાયોના પ્રભાવે અવશ્ય મનુષ્યજન્મરૂપ વૃક્ષના સુંદર ફલરૂપ ચારિત્રની પ્રાપ્તિ થશે અને તે દ્વારા મનુષ્ય જન્મરૂપ વૃક્ષને સફલ બનાવ્યા પછી, તે ફલનો અનુપમ આસ્વાદ જ્યાં સદાને માટે કોઈ પણ જાતના ઉપદ્રવ વિના ભોગવી શકાય છે તેવા શાશ્વતપદની પ્રાપ્તિ પણ સહજ છે.

આ સઘળા ઉપરથી સ્પષ્ટ થઈ ગયું કે, મનુષ્ય જન્મરૂપ વૃક્ષનું સુંદરમાં સુંદર ફલ જો કોઈ હોય તો તે એક શ્રી વીતરાગ પરમાત્માએ સેવીને ઉપદેશેલું ચારિત્ર જ છે, તે સિવાય બીજાું એક પણ નથી. માટે સઘળાય મુમુક્ષુઓએ તે એક ચારિત્રની પ્રાપ્તિ અને તે પ્રાપ્ત થયા પછી તેના અખંડિત પાલન માટે જ પ્રયત્નશીલ રહેવું જોઈએ.

[ ૪ ]

**ભાગ્યશાલીને માટે હાંસી પણ કલ્યાણકારી :**

મોહથી મૂંઝાઇ ગયેલા પોતાના સાળા ઉદયસુંદરને સદુપદેશ આપતાં પરમવિરાગી વજ્રબાહુએ ૧. 'મનુષ્યજન્મરૂપ વૃક્ષનું ફલ શું ? ૨. સજ્જન આત્માઓની મશ્કરી પણ કેવી હોય તથા તે સફલ હોય કે નિષ્ફળ ? ૩. પત્ની હોય તો તેના માટે પણ વિરક્ત આત્માની વિચારણા શી ? અને શુદ્ધ પ્રતિજ્ઞાના પાલનની સામે કોઇ પણ વસ્તુ ઉભી શકે છે યા કેમ ?' આ ચારે પ્રશ્નોનો સારામાં સારો ખુલાસો કરી દીધો.

તેમાંથી પ્રથમ વાતને આપણે ઘણા જ વિસ્તારથી વિચારી ગયા છીએ અને એના યોગે આપણે એ વસ્તુ સ્પષ્ટ કથનથી સાબીત કરી દીધી છે કે, મનુષ્ય જન્મરૂપ વૃક્ષનું સુંદરમાં સુંદર ફલ જો કોઇ હોય તો તે એક શ્રી વીતરાગ પરમાત્માએ સેવીને ઉપદેશેલું ચારિત્ર જ છે; તે સિવાય બીજું એક પણ નથી; માટે સઘળાય મુમુક્ષુઓએ તે એક ચારિત્રની પ્રાપ્તિ અને તે પ્રાપ્ત થયા પછી તેના અખંડિત પાલન માટે જ પ્રયત્નશીલ રહેવું જોઇએ.

એટલે હવે આપણા માટે 'મનુષ્યજન્મરૂપ વૃક્ષનું ફલ શું ?' એ પ્રથમ વાત સિવાયની બાકીની ત્રણ બાબતો જ વિચારવાની રહે છે. આથી હવે આપણે એ જ વિચારીએકે, 'સજ્જન આત્માઓની મશ્કરી પણ કેવી હોય તથા તે સફલ હોય કે નિષ્ફલ ?' આ બાબત આપણને વજ્રબાહુના સદુપદેશ દ્વારા કઇ રીતે સમજી શકાય છે ?

આ બીજી બાબત સમજવા માટે પ્રથમ તો આપણે એ જ ફરીથી જોવું જોઇશે કે, આ બન્ને પુણ્ય પુરૂષોની વચમાં ૧-નર્મોકિત એટલે મશ્કરી થવામાં નિમિત્ત શું ? અને ૨-તે થઇ કેવા પ્રકારે ? કારણ કે આ જોવાથી જ આપણે એ બાબત સારામાં સારી રીતે સમજી શકીશું.

**મશ્કરી થવામાં નિમિત્ત શું ?**

આ પ્રશ્નનો ઉત્તર સ્પષ્ટ છે કે મશ્કરી શરૂ થવામાં બીજું કશું જ ખાસ નિમિત્ત ન હતું; પણ એક મહા તપસ્વી મુનિવરનું દર્શન-એ જ એ બન્ને પુણ્યાત્માઓની વચમાં મશ્કરી શરૂ થવાનું નિમિત્ત હતું; કારણ કે વજ્રબાહુકુમાર ઇભવાહન રાજાની યૌવનમાં પ્રવેશ કરી ચુકેલી પુત્રી મનોરમા સાથે પાણિગ્રહણ કરીને પોતાના સાળા ઉદયસુંદરની સાથે પોતાના નગર તરફ ચાલ્યા જતા હતા, ત્યાં માર્ગમાં જ વસંત નામના પર્વત ઉપર રહેલા પરમ તપસ્વી ગુણસાગર નામના મહામુનિ વજ્રબાહુના દ્રષ્ટિપથમાં આવ્યા અને એવા મહામુનિ દ્રષ્ટિપથમાં આવતાંની સાથે જ મેઘના દર્શનથી જેમ મયૂર આનંદમાં આવી જાય, તેમ આનંદમાં આવી ગયેલા વજ્રબાહુ રથને રોકાવીને એકદમ બોલી ઉઠયા કે ''અહો ! આ કોઇ પણ મહાત્મા છે, જરૂર આ મહામુનિ વંદન કરવાને યોગ્ય જ છે. ખરેખર, ચિંતામણી જેવા આ મહામુનિનું દર્શન મને મહાપુણ્યના ઉદયથી જ થયું છે.''

**મશ્કરી કઇ રીતે થઇ ?**

વજ્રબાહુના મુખેથી નીકળી રહેલા આવા ઉદ્ગારોથી તેમના સાળા ઉદયસુંદરને મશ્કરી કરવાનું મન થઇ આવ્યું અને એથી બોલી ઉઠયા કે, ''કુમાર ! શું આપ દીક્ષા અંગીકાર કરશો?'' આ પ્રશ્નનો ઉત્તર વજ્રબાહુ તરફથી હકારમાં મળતાજ, મશ્કરીના તાનમાં ચઢેલા ઉદયસુંદર તાનમાં ને તાનમાં જ બોલી ઉઠયા કે, ''કુમાર ! જો આપનું મન એવું જ છે તો એ કામ આજે જ કરો, જરા પણ વિલંબ ન કરો અને એ કાર્યમાં હું આપનો સહાયક છું''

આવું કથન પોતાના સાળા ઉદયસુંદરે કર્યું કે તરત જ પરમ વૈરાગ્યભાવનાથી વાસિત થયેલા વજ્રબાહુ પણ એકદમ બોલ્યા કે, ''મહાનુભાવ ! ઘણું સારૂં, જેમ સાગર પોતાની મર્યાદાનો કદી પણ ત્યાગ નથી કરતો, તેમ તું પણ તારી આ પ્રતિજ્ઞાને તજતો નહિ.'' મશ્કરીમાં મસ્ત બનેલા ઉદયસુંદરે વજ્રબાહુની આ વાત સામે પણ ભારપૂર્વક હા જ પાડી.

**આ અભ્યાસ કરવા જેવો છે :**

મશ્કરીનું આ નિમિત્ત અને મશ્કરીનો આ પ્રકાર, એ ખરે જ વિચારણીય છે; કારણ કે મશ્કરી માટે આવું નિમિત્ત અને આવો પ્રકાર સજ્જનો માટે જ સંભવિત છેઃ સામે મળતા મુનિવરના પણ સામું નહિ જોનારા આજના આ જમાનામાં તો આ વસ્તુ સંભવિત જ નથી.

ખરેખર દુનિયા જેને અપૂર્વ સુખનું સાધન માને તે રમણીરત્ન પોતાની પાસે હોય, એટલું જ નહિ પણ જેની સાથે તાજો જ યોગ થયો હોય તેની હાજરીમાં પર્વત ઉપર રહેલા એક મુનિવરના દર્શન માત્રથી જેને તે મુનિવરના ચરણકમલમાં શિર ઝુકાવવાનું મન થાય, તે આત્મા કેવો ઉચ્ચ કોટિનો હોવો જોઇએ ? એ વિચારો ! અને સાથે સાથે એ પણ વિચારો કે મશ્કરીમાં પણ ''શું આપનું મન દીક્ષા લેવાનું છે ? અને જો એમ જ હોય તો તે કાર્ય આજે જ કરો, પણ વિલંબ ન કરો ! કારણ કે એ કાર્યમાં હું સહાયક છું.' આ પ્રમાણેના ઉદ્‌ગારો કેવા આત્માના અંતરમાંથી નીકળે !

આજે તો પ્રાયઃ આવો પ્રસંગ કર્મબંધનું જ કારણ થઇ પડે; કારણ કે પ્રથમ તો આવા પ્રસંગે સામે આવતા મુનિવર તરફ દ્રષ્ટિ જાય જ નહિ અને કદાચ અચાનક દ્રષ્ટિ મુનિવર તરફ પહોંચી જાય અથવા તો મુનિવર જ દ્રષ્ટિ સામે આવી જાય, તો પણ અંતરમાં દર્શન કે વંદન કરી લેવાની ભાવના જ પ્રાયઃ નહિ થાય, પણ ઉલટું એમજ થશે કે અહિં ! આ તો સંસારીઓના ઘર ભંગાવનારા ! અને લોકોને મુંડી મુંડીને વસતિ ઘટાડનારા, ખરેખર આ સાધુઓ જ દુનિયામાં ઉપદ્રવ મચાવનારા છે અને આમ થવાથી હૃદયમાં રહેલા અને વચન દ્વારા બહાર નીકળી પડતા ભયંકર ઉદ્‌ગારોના પરિણામે આજુબાજુની જનતામાં કેવલ મુનિનિંદાનું જ કારમું વાતાવરણ પ્રસરી જશે, ત્યાં પછી મુનિદર્શન, દીક્ષાગ્રહણ અને તેમાં સહાય વગેરેની વાતો તો સાંભળવાની નીકળે જ શાની ?

સાચે જ વજ્રબાહુ અને ઉદયસુંદર જેવા પુણ્યશાલીઓની વચમાં ઉપસ્થિત થયેલા મશ્કરીના નિમિત્તનો અને થયેલી મશ્કરીના પ્રકારનો આજના ભણેલા ગણાતાઓએ ખાસ અભ્યાસ કરવા જેવો છે, અને એ અભ્યાસ દ્વારા પોતાની જબાન ઉપર અને લેખિની ઉપર ભારેમાં ભારે અંકુશ મૂકવા જેવો છે, અન્યથા એ બિચારાઓ 'ચારિત્રભેદિની' વિકથા કરી કરીને આ અતિશય દુર્લભ એવા માનવજીવનને કારમી રીતિએ હારી જવાના છે, કારણ કે સંસારતારક મુનિવરો માટે અઘટિત અને અસંભવિત બોલી બોલીને અને લખી લખીને અજ્ઞાન જનતાને સન્માર્ગથી ઉભગાવી દેવી એના જેવું એક પણ ઘોર પાપકર્મ નથી.

બાકી એ વાત તો તદ્દન સાચી જ છે કે, સાધુઓ સંસારીઓના ઘર મંડાવનારા નથી જ. એ પુણ્યપુરૂષો તો નાશવંતા ઘરોને પોતાના માની લઇને જીંદગીને બરબાદ કરી રહેલા આત્માઓમાં જે જે યોગ્ય આત્માઓ છે, તે તે, યોગ્ય આત્માઓને આખાએ સંસારની અસારતાનું સાચુ ભાન કરાવી, જ્યાં આત્માનો શાશ્વત સુખમય વાસ થઇ શકે તેમ છે, ત્યાં પહોંચાડનારા એકના એક અનુપમ અને અજોડ એવા મુનિપણાના માર્ગે જ ચઢાવનારા છે. એથી જ એ પુણ્યપુરૂષો સંસારની વસતિને ઘટાડનારા છે એ વાત તદ્દન સાચી જ છે, પણ સાથે એ વાત પણ એટલી જ સાચી છે કે, એ પુણ્યપુરૂષો મુમુક્ષુઓની વસતિમાં એકાંતે વધારો જ કરનારા છે; કારણ કે તે પુણ્યપુરૂષોની ભાવના તો એ પ્રકારની છે કે,

''शिवमस्तु सर्वजगतः, परहितनिरता भवन्तु भूतगणाः ।
दोषाः प्रयान्तु नाशं, सर्वत्र सुखीभवन्तु लोकाः ॥१॥''

*''સારાએ જગતનું કલ્યાણ થાઓ, સઘળાએ પ્રાણીસમૂહ (ભૂતગણો) પરનું હિત કરવામાં અતિશય રક્ત બનો, દોષમાત્ર નાશ પામો અને સર્વત્ર લોકો સુખી હો.''*

આજ એક પવિત્રમાં પવિત્ર ભાવના છે. આ ભાવનાના યોગે જગતભરનું અકલ્યાણ કરવામાં જ મચી પડેલી દુનિયામાં પોતાની સાથે અન્યને પણ પરનું અહિત કરવાના પ્રયત્નમાં જ જોડવાનું કાર્ય કરનારી દુનિયામાં, દોષોને શાશ્વત્ સ્થાયિ બનાવવાના જ કાર્યમાં મશગુલ બનેલી દુનિયામાં અને સુખાભાસમાં મૂંઝવીને ભયંકર દુઃખના ખાડામાં જ ધકેલી દેવાનો ધંધો કરતી દુનિયામાં આની સામે સાધુઓથી ભયંકરમાં ભયંકર ઉપદ્રવો મચતા હોય, તો એમાં એક લેશ પણ શંકા નથીઃ કારણ કે સાધુઓ દ્વારા તેમ થવું એ તદ્દન સ્વાભાવિક જ છે અને હોવું જોઇએ, કેમ કે એમ થયા વિના કદી જ યોગ્ય આત્માઓનો પણ ઉદ્ધાર થયો નથી, થાય પણ નહિ અને થશે પણ નહિ. અસ્તુ.

આ ઉપરથી તમે એ વાત જરૂર સમજી શકયા હશો કે, દુર્જનોની દુનિયા અને સજ્જનોની દુનિયા વચ્ચે આસમાન જમીન જેટલું અંતર હોય છેઃ એથી સજ્જનોની મશ્કરી પણ સન્માર્ગે જ ચઢાવનારી હોય પણ ઉન્માર્ગે લઇ જનારી ન જ હોયઃ એજ કારણે દુનિયામાં પણ એક એવી કહેતી પ્રચિલત છે કે 'જ્ઞાની સે જ્ઞાની મીલે, કરે તત્ત્વકી બાત; ગધ્ધેસે ગધ્ધા મિલે, કરે લાતમલાત.' તો પછી વજ્રબાહુ અને ઉદયસુંદર જેવા પરમપુણ્યશાલી પુરૂષસિંહો વચ્ચેની મશ્કરીમાં પણ આવી ઉત્તમ વાતો થાય એમાં આશ્ચર્ય શું ? કહેવું જ પડશે કે, કશું જ નહિ.

વધુમાં સામાન્ય સજ્જન આત્માઓ વચ્ચે થયેલી સારી પણ મશ્કરીની વાત કદાચ નિષ્ફળ જાય, પણ વિશિષ્ટ પ્રકારના સજ્જન પુરુષોની વચમાં મશ્કરીરૂપે થયેલી પણ સારી વાત કદી જ પ્રાયઃ નિષ્ફળ જતી નથી; એનું કારણ એ જ છે કે તે આત્માઓ પોતાનું સાચું બોલેલું અવશ્ય પાળનારા જ હોય છે; એ જ કારણે પુણ્યશાલી વજ્રબાહુએ પોતાના ઉપદેશમાં 'મનુષ્યજન્મરૂપ વૃક્ષનું સુંદર ફલ ચારિત્ર છે,' - એમ કહીને : તરત જ એ મહાપુરૂષે, પોતાના સાળાને કહ્યું ને સૂચવ્યું કે, ''મહાનુભાવ ! શુક્તિમાં પડેલું સ્વાતિ નક્ષત્રના મેઘનું પાણી જેમ મોતીરૂપ થઇ જાય છે, તેમ મારા પ્રત્યેની તારી મશ્કરીની વાણી પણ મારા માટે સર્વ પરમાર્થ ને પમાડનારી થઇ છે; એટલે કે તારી મશ્કરીની ટકોર અને કબુલાત મારા માટે કલ્યાણકારી ભાગવતી દીક્ષાનો સુયોગ કરાવનારી જ નીવડી છે; અર્થાત્ હવે એની વિરુધ્ધ તારી એક પણ દલીલ કામ આવી શકે તેમ નથી. કારણ કે સજ્જનોની મશ્કરી પણ નિષ્ફળ નથી હોતી પરંતુ સર્વ પ્રકારે સફલ જ હોય છે અને એમાં જ તેઓની સાચી સજ્જનતા છે.''

**મશ્કરી પણ આવી હોવી જોઇએ :**

આ રીતે વિચારતાં એ સ્પષ્ટ થઇ જાય છે કે, સજ્જન આત્માઓ પ્રથમ તો મશ્કરી કરનારા જ નથી હોતા અને કદાચ કોઇ પ્રસંગવશ તે પુણ્યાત્માઓ મશ્કરીમાં પ્રવૃત થઈ જાય, તો પણ તે પુણ્યાત્માઓની મશ્કરી કોઇને પણ ઉન્માર્ગે ચઢાવનારી નથી હોતી; એટલું જ નહિ પણ સન્માર્ગે જ ચઢાવનારી હોય છે અને તે પોતાના માટે પણ નિષ્ફળ ન જતાં પરિપૂર્ણ રીતે સફલ થઈ, પોતાનો પણ સંસારસાગરથી નિસ્તાર કરનારી જ નીવડે છે અને એ વાત આગળ ચાલતાં આપણને સારામાં સારી રીતે સમજાઇ જશે.

આથી પોતાની જાતને સજ્જનમાં ખપાવવા ઇચ્છનારા પુણ્યાત્માઓએ પોતાના અંતરમાં નિશ્ચય જ કરી લેવો જોઇએ કે, આપણે કદી પણ મશ્કરીની કાર્યવાહીમાં પડવું જ ન જોઇએ અને કદાચ એવો પ્રસંગ આવી જ

જાય, તો પણ એવી મશ્કરી તો પ્રાણાન્તે પણ ન જ કરવી કે જેના પ્રતાપે પોતાના આત્માનું અકલ્યાણ થવા સાથે અન્ય આત્માઓ પણ ઉન્માર્ગના મુસાફર બની જાય; એટલે કે મશ્કરી કરવી તો પણ એવી જ કરવી કે જેથી પોતાનો આત્મા નિર્મલ થવા સાથે અન્ય આત્માઓ પણ સન્માર્ગના જ મુસાફર બને.

[ ૫ ]

**વિરક્ત આત્માની કેવી ઉત્તમ મનોદશા :**

પરમ વૈરાગ્ય રંગમાં ઝીલતા વજ્રબાહુના સુંદર સદ્દુપદેશમાંથી ચાર વાતો પૈકીની (૧) મનુય જન્મરૂપ વૃક્ષનું સુંદર ફલ જો કોઇ હોય તો તે એક શ્રી વીતરાગ પરમાત્માએ સેવીને ઉપદેશેલું ચારિત્ર જ છે. (૨) સજ્જન આત્મા પ્રથમ તો મશ્કરી કરનારા જ નથી હોતા ને કદાચ કોઇ પ્રસંગવશ તે પુણ્યાત્માઓ મશ્કરીમાં પ્રવૃત્ત થઇ જાય, તો પણ તે પુણ્યાત્માઓની મશ્કરી કોઇને પણ ઉન્માર્ગે ચઢાવનારી નથી હોતી; એટલું જ નહિ પણ સન્માર્ગે જ ચઢાવનારી હોય છે અને તે પોતા માટે પણ નિષ્ફળ નહિ જતાં પરિપૂર્ણ રીતે સફળ થઇ, પોતાને પણ સંસારસાગરથી નિસ્તાર કરનારી જ નીવડે છે, કારણ કે તે પુણ્યાત્માઓ પોતાનું બોલેલું અવશ્ય પાળનાર જ હોય છે.

આ બે વાતો તો આપણે વિચારીને સુનિશ્ચિત કરી આવ્યા અને હવે,

૩. પત્ની હોય તો તેના માટે પણ વિરક્ત આત્માની વિચારણા શી ? અને ૪. શુધ્ધ પ્રતિજ્ઞાના પાલનની સામે કોઇ પણ વસ્તુ ઉભી રહી શકે છે યા કેમ ?

આ બે વાતો આપણે વિસ્તારથી વિચારવી રહી છે. તો હવે આપણે જોઇએ કે પત્ની હોય તો પણ વિરક્ત આત્માની વિચારણા શી હોય છે ?

આપણે જાણીએ છીએ કે પરમ વિરક્ત વજ્રબાહુને પ્રવ્રજ્યાગ્રહણના તેમના નિશ્ચયથી ચલિત કરવા માટે છેલ્લામાં છેલ્લાં ઉપાય તરીકે ઉદયસુંદરે પોતાની બેનને જ, એટલે કે વજ્રબાહુની ધર્મપત્નીને જ આગળ કરી છે અને સ્પષ્ટ સ્પષ્ટ અક્ષરોમાં કહ્યું છે કે, ''હે સ્વામિન્ ! આપથી તરણાની માફક તજાએલી અને એજ કારણે સાંસારિક સુખાસ્વાદથી વંચિત થયેલી આ મારી ભગિની-આપની પત્ની મનોરમા કેવી રીતે જીવી શકશે ?''

આ પ્રમાણે તેમની પત્નીને સામે ધરીને કહેવા છતાં પણ અજ્ઞાન દયાળુઓ માટે કરૂણ અને વિષયાસકત આત્માઓ માટે હૃદયવેધક એવા આ શબ્દોની વજ્રબાહુ ઉપર કશી જ અસર થતી નથી : એટલું જ નહિ પણ વજ્રબાહુ પોતાની તે ધર્મપત્ની સામે જોયા વિના જ એક પરમ વિરાગી આત્માને છાજતી રીતિએ જ; તદન નિર્મમપણે અલ્પ શબ્દોમાં પણ સુંદરમાં સુંદર જવાબ આપે છે.

એ જવાબ ઉપરથી જ સમજાઇ જશે કે પત્ની હોય તો તેના માટે પણ વિરક્ત આત્માની વિચારણા શી હોય છે ? કારણ કે પોતાની બેનને આગળ કરીને બોલતા ઉદયસુંદરને વજ્રબાહુએ જવાબ આપતાં કહ્યું છે કે, ''હે મહાનુભાવ ! જો તારી બ્હેન કુલીન હશે તો જરૂર તે દીક્ષા અંગીકાર કરશે અને જો તે તેવી ન હોય તો તેનો માર્ગ કલ્યાણકારી હો, પણ હવે મારે તો ભોગોએ કરીને સર્યું જ.''

મહાનુભાવો ! વિચારો કે આ ઉત્તરમાં કેવી ઉત્તમ મનોદશા છે ? વિચારશો તો સમજાશે કે સાચા વિરક્ત આત્માઓની મનોદશા જ કોઇ અજબ પ્રકારની હોય છે અને એના યોગે તે આત્માઓ ગમે તેવા પ્રસંગોમાં પણ રાગીઓના રાગથી રંગાઇ પોતાના પરિણામમાંથી ચળતા નથી. એ જ કારણે શુદ્ધ પ્રતિજ્ઞાના પાલનની

સામે કોઇપણ વસ્તુ ઉભી રહી શકે છે યા નહિ ? આ પ્રશ્નનું સ્પષ્ટીકરણ પણ થઇ જાય છે અને એ વાત નિશ્ચિત થઇ જાય છે કે શુધ્ધ પ્રતિજ્ઞાના પાલન સામે કોઇપણ વસ્તુ ઉભી રહી શકતી નથી.

શુદ્ધ પ્રતિજ્ઞાનું પાલન એજ પરમધર્મ છે. આ વાતની સાબીતી માટે આ દુનિયામાં પણ અનેક દૃષ્ટાંત છે. શ્રી જિનેશ્વરદેવનું શાસન તો એ દ્રષ્ટાંતોની કદી પણ ન ખુટે તેવી ખાણ છે અને એ ખાણમાંનું જ આ પણ એક દ્રષ્ટાંત છે. શુદ્ધ પ્રતિજ્ઞાના પાલનમાં ખૂદ ભગવાન શ્રી મહાવીરદેવના જીવનમાંથી પણ અનેકાનેક પ્રસંગો મળી શકે તેમ છે. તેમાંનો એક જ પ્રસંગ આપણે લઇએ.

**ભ. શ્રી મહાવીરદેવના જીવનનો પ્રસંગ :**

પ્રાયઃ તમે જાણતા જ હશો કે પોતાની સુધર્મા નામની સભામાં પોતાના પરિવારથી પરિવરેલ અને સિંહાસન ઉપર વિરાજેલા ઈંદ્રમહારાજાએ અવધિજ્ઞાનના યોગે એક રાત્રિની મહાપ્રતિમામાં ઉભેલા ભગવાન્ શ્રી મહાવીરદેવને જોયા અને જોઇને પ્રસન્ન થયેલા ઈંદ્રમહારાજાએ વિધિ મુજબ વંદના સ્તવના કરી અને તે પછી પોતાની આખીએ સભાને ઉદ્દેશીને કહ્યું કે : -

'' હે સઘળા સૌધર્મમાં વસનારા ઉત્તમ દેવો ! તમે શ્રી મહાવીરસ્વામી ભગવંતજીના અદ્દભૂત મહિમાને સાંભળો. ''પાંચ સમિતિને ધારણ કરનાર, ત્રણ ગુપ્તિઓથી પવિત્ર, ક્રોધ-માન-માયા અને લોભથી પરાભવ નહિ પામેલા, પ્રાણાતિપાત આદિ પાંચે પ્રકારના આશ્રવોથી રહિત, દ્રવ્ય-ક્ષેત્ર-કાલ અને ભાવમાં અપ્રતિબધ્ધ બુદ્ધિને ધારણ કરનાર ભગવાન શ્રી મહાવીરદેવ એક રૂક્ષ પુદ્દગલ ઉપર પોતાનાં નેત્રોને સ્થાપીને ધ્યાનમાં સ્થિર રહ્યા છે. આ રીતે ધ્યાનમાં સ્થિર રહેલા ભગવાનને ચળાવવાએ નથી તો દેવોથી શકય, નથી તો અસુરોથી શકય, નથી તો યક્ષોથી શકય, નથી તો રાક્ષસોથી શકય, નથી તો નાગકુમારોથી શકય કે નથી તો મનુષ્યોથી શકય : અર્થાત્ ત્રણેય લોક ભેગા થાય તો પણ ધ્યાનમાં સ્થિર રહેલા પ્રભુને ચલાયમાન કરવા એ શકય નથી.''

આ પ્રકારની સ્તવના સાંભળીને સુધર્મા ઈંદ્રનો એક સામાનિક સંગમ નામનો દેવ કે જે જાતિએ અભવ્ય હતો તે ભગવાન શ્રી મહાવીરદેવ જેવાની ઈંદ્ર મહારાજા જેવાએ કરેલી પ્રશંસાને પણ ન સહી શકયો અને એ કારણે કોપારુણ થઇને તે પ્રભુને ધ્યાનમાંથી ચલિત કરવા માટે એકદમ જ્યાં ભગવાન હતા ત્યાં આવ્યો અને એક રાત્રિમાં તેણે ભગવાન ઉપર વીસ જાતના ઘોર ઉપસર્ગો કર્યા. તેમાંના એક ઉપસર્ગમાં તે સુરાધમે ભગવાનના પિતા સિદ્ધાર્થમહારાજા અને માતા ત્રિશલાદેવીને તેમનું રૂપ વિકુર્વીને તે રૂપદ્વારા દીનસ્વરે વિલાપ પૂર્વક કહેવરાવ્યું છે કે -

'' હે વત્સ ! તેં અતિ દુષ્કર એવું આ શું આરંભ્યું છે ? દીક્ષાને તું મૂકી દે ! અમારી પ્રાર્થનાની અવગણના તું ન કર ! વૃધ્ધ અને અશરણ એવા અમારો નંદીવર્ધને ત્યાગ કર્યો છે માટે તું અમારૂં રક્ષણ કર ! આ પ્રમાણે તે માતા પિતા દીન દીનસ્વરે વિલાપ કરવા લાગ્યા.''

આ પ્રમાણે વિલાપ કરાવવા છતાં પણ ભગવાન એક લેશ પણ ચલિત થયા નથી પણ પોતાના ધ્યાનમાં સ્થિર જ રહ્યા છે.

આ ઉપરથી એ સિધ્ધ જ થાય છે કે શુદ્ધ પ્રતિજ્ઞાની સામે માતાપીતાના વિલાપની પણ કીંમત ગણવામાં નથી આવતી. આવા આવા અનુપમ પ્રસંગો એ તો શ્રી જિનેશ્વદેવોનાં જીવનોમાંથી અનેક મળી શકે છે અને પરમ તારકોનું શાસન તો એવા પ્રસંગોથી જ ઉભરાતું હોય છે; એટલે એ શાસનને પામેલા આત્માઓ શુદ્ધ પ્રતિજ્ઞાના પાલનની સામે કોઇ પણ તુચ્છ વસ્તુને ઉભી ન રહેવા દે !

**કલ્યાણકર પ્રવૃત્તિની આડે કોઇ આવી શકે જ નહિ :**

વજ્રબાહુ પણ પ્રભુશાસનને પામેલા જ છે અને એથી જ મનોરમાના સંબંધમાં ઉચિત ઉત્તર આપીને પોતાનો વિચાર હવે કોઇ પણ રીતે ભોગોને આધીન થવાનો નથી એમ જણાવી દઇને સાફ સાફ શબ્દોમાં ઉદયસુંદરને જણાવી દે છે કે 'મેં કહેલા કારણથી બીજા સઘળા જ અયોગ્ય વિચારોનો ત્યાગ કરીને દીક્ષા માટે તું મને અનુમતિ આપ અને તું પણ મારો અનુયાયી થા, એટલે કે મારી સાથે દીક્ષા અંગીકાર કર, કારણ કે ક્ષત્રિયોનો એ કુલધર્મ છે કે પોતાની પ્રતિજ્ઞાનું નિશ્ચિયપૂર્વક પાલન કરવું.'

આથી સમજાઇ જશે કે વિરક્ત આત્માઓ જો સાચા વિરાગી બન્યા હોય, તો તેઓ પોતાની પત્ની ખાતર પોતાના વૈરાગ્યને હાનિ નથી પહોંચાડતા, પણ પોતાના તે ગુણને સાર્થક કરવામાં જ સજ્જ રહે છે અને એમ જ વિચારે છે કે તે જો કુલીન હશે તો જરૂર મેં અંગીકાર કરેલા કલ્યાણકારી માર્ગનો આશ્રય કરશે અને પોતાનું પણ કલ્યાણ સાધશે અને જો તે અકુલીન હશે તો તેનો વિચાર કરવો એ પણ અયોગ્ય છે કારણ કે કુલીન માટે જેમ ખોટાની આશા રાખવી ખોટી છે તેમ અકુલીન માટે સારાની આશા રાખવી એ પણ ખોટી છે. મોટા ભાગે એવું હોવાથી વૈરાગ્યના સ્વરૂપને, ફલને અને પરિણામને જાણનારા પુણ્યાત્માઓ કદિ જ પત્નીઓ ખાતર પોતાના આત્મહિતને જતું કરતા નથી, કારણ કે જિનેશ્વરદેવોએ ફરમાવેલા એ આત્મહિતકર માર્ગનો આશ્રય કરવાથી સામાન્ય રીતે એ અનંતાનંત આત્માઓને અભયદાન મળવા સાથે જેમ વિશેષરૂપે પોતાનું હિત થાય છે તેમ અનેક અન્ય આત્માઓ નું પણ હિત થાય છે, એજ કારણે એવા સ્વ-પરનું કલ્યાણ કરનારા માર્ગની આડે કોઇને આવવા દે એવી મનોદશા વિરાગી આત્માઓની હોતી જ નથી.

અને એવી ઉત્તમ મનોદશામાં વિહરતા તે પુણ્યાત્માઓ પોતાની શુધ્ધ એટલે કે પ્રભુ માર્ગને અનુસરતી જે પ્રતિજ્ઞા, તેના પાલનની આડે કોઇ તુચ્છ વસ્તુને ઉભવા દેતા જ નથી, કારણ કે એવાઓની સામે અજ્ઞાનીઓના અજ્ઞાન ઉધમાતો કારમી રીતે નિષ્ફળ જવાને જ સરજાયેલા હોય છે. જો અજ્ઞાનીઓના અજ્ઞાન ઉધમાતથી પુણ્યત્માઓ શુદ્ધ પ્રતિજ્ઞાના પાલનમાં પામર બને તો સમજી જ લેવું જોઇએ કે વિશ્વમાં સત્ય જ જીવી જ શકે નહિ; પણ એ કોઇ કાળે જેમ બન્યું નથી તેમ બનતુંએ નથી અને બનશે પણ નહિ. એ વાત એવી સુનિશ્ચિત છે કે એને કોઇ જ કશી પણ અસર નિપજાવી શકે તેમ નથી. આથી દરેકે મને કે કમને માની લેવાની જરૂર છે કે ધર્માત્મા સજ્જનોની શુધ્ધ પ્રતિજ્ઞાના પાલનની સામે વિશ્વની કોઇપણ વસ્તુ કદી ઉભી રહી શકીય નથી અને ઉભી રહી શકવાની પણ નથી.

[ ૬ ]

**સુંદર સદુપદેશનું સુંદર પરિણામ :**

આપણે જોઇ ગયા કે વજ્રબાહુએ ઘણો જ સુંદર સદુપદેશ ઉદયસુંદરને ઉદ્દેશીને આપ્યો અને વજ્રબાહુનાં યુક્તિસંગત વચનોથી ઉદયસુંદર તો મૌન જ થઇ ગયા. ઉદયસુંદરને બોલતા નહોતું આવડતું એમ ન હતું પણ એ સમયે આજનો કહેવાતો વિજ્ઞાનવાદ નહોતો અને આજના જેવો ઉન્મત્ત બનાવનારો યુક્તિઓનો સમુહ ઉત્તમ કુલની મહત્તા સમજનારાઓમાં નહોતો કે જેથી મનુષ્યપણું નિષ્ફળ ચાલી જાય, અર્થાત્ ઉદયસુંદરમાં મનુષ્યપણું વિકસિત હતું, એના યોગે એ પુણ્યશાલીમાં સામાના ભાવ સમજવાની શક્તિ પણ હતી, એટલે એવા મહાપુરૂષો ખોટી રીતે આડાઇ ન જ કરે; સામાની દલીલ તોડી શકાય તેવો ઉત્તર દે, પણ વિતંડાવાદ કરી વિગ્રહને વધારે નહિ.

વળી આ બધું મનોરમાએ પણ સાંભળ્યું છે, છતાં તે તો બોલતી જ નથી. વિચારો કે વૈરાગ્યની વાત છે, છેવટની અણીની વાત છે છતાં પણ તે બોલતી નથી; કારણ કે તે કુલવધૂ હતી અને કોઇ પણ કુલવધૂ માટે

ભાગે આવા પ્રસંગે સામે બોલે જ નહિ. કુલવધૂના પહેરવેશની મર્યાદા પણ એવી જ હોય કે એનું મુખ પણ કોઈ પૂરૂં ન જોઈ શકે, એ જેની-તેની સાથે વાત પણ ન કરે, એવી યોગ્ય મર્યાદાના પાલનમાં જ આત્માનું શ્રેયઃ છે. જમાનાના બહાને ઉત્તમ મર્યાદાને પણ ગાંડી કહેનારાઓ ખરે જ ગાંડા છે; કારણ કે ઉત્તમ મર્યાદાએ તો ઘણાય યોગ્ય આત્માઓને બચાવ્યા છે, અને એવી મર્યાદામાં બચાવવાનો ગુણ પણ છે. વજ્જબાહુની દલીલોમાં પોતાની માટેની થયેલી કુલીનપણાની અને અકુલીનપણાની વાતથી મનોરમાના અંતરમાં એક શલ્ય ઉભું થયું, પણ એથી તે મૂંઝાતી નથી કે 'પતિ મને પૂછે કેમ નહિ ?' એવો અકુલીનપણાને છાજતો હક્ક પણ કરવાને તે લલચાતી નથી, એટલું જ નહિ પણ પોતાના પતિને પોતાના તુચ્છ સ્વાર્થની ખાતર હિતકર પ્રવૃત્તિના નિશ્ચયમાંથી પાછા પાડવાનો ઈરાદો પણ તે નથી કરતી. ઉલટું પોતે પતિના માર્ગનો આશ્રય લેવાનું જ વિચારે છે.

**સાચી ધર્મપત્નીઓની ફરજ :**

ખરેખર પતિ જો ઉન્માર્ગે જ જતો હોય તો ઉન્માર્ગે જતા પતિને બચાવવા માટે સાચી ધર્મપત્ની સિંહણ જ થાય, પણ જ્યારે પોતાનો પતિ સન્માર્ગે જ જાય ત્યારે સાચી ધર્મપત્ની પોતાના પતિની અનુયાયિની જ થાય. આ શિષ્ટોક્તિને ખરે જ મનોરમા સાચી પાડવાને ઇચ્છે છે અને ઇચ્છે જ, કારણ કે સતીઓનો તે પરમ ધર્મ જ છે.

પિતાના વચનની ખાતર જ્યારે રામચંદ્રજી વનવાસ ગયા ત્યારે કંઈ તે સીતાજીને પૂછવા નહોતા ગયા કે હું વનવાસ જાઉં કે નહિ ? કારણ કે સીતાજી ના પાડે તો પણ કંઈ રામચંદ્રજી પિતાજીના વચનને પાળવામાં પાછા પડે તેમ ન હતા, કેમ કે રામચંદ્રજી જેવા પિતાજીના હતા, તેવા પત્નીના ન હતા. જો કે આ વાત આજના જમાનાવાદીઓને ખટકશે ખરી, પણ એથી કાંઈ એ સત્ય છૂપાવાય તેમ નથી જ. વળી સીતાજીને પણ-પતિ વનવાસ જાય છે-એવા સમાચાર મળ્યા કે તરત જ તે પતિની પાછળ વનવાસ જવાને માટે જ ચાલી નીકળે છે; પણ 'મને પૂછયા વિના એમને જવાનો હક્ક જ શો ?'- એવો વાંધો લેવામાં સીતાજીએ ડહાપણ નહોતું માન્યું : કારણ કે એ મહાસતી હતા.

એ જ રીતે મહાસતી મનોરમા પણ એ જ વિચારે છે કે 'મારા પતિ મને સંયમ લેવાનું નથી કહેતા, પણ એ પોતે સન્માર્ગે જઈ મને એ સન્માર્ગે જવાનું સૂચવે છે,' આથી મનોરમાને ખોટું નથી લાગતું, કારણ કે સાચા સતી ધર્મને પીછાણનારી ધર્મપત્નીઓની ફરજ જ એ છે કે પતિના સન્માનમાર્ગમાં વિઘ્નરૂપ ન થતાં અનુયાયિની થઈને સહાયક થવું અને ઉન્માર્ગે જતા પતિને ઉન્માર્ગે જતા અટકાવવાના ઈરાદાથી સિંહણ જેવું બનવું.

પણ આજની દશા તો એથી તદ્દન જ વિચિત્ર છે. જો એમ ન હોય તો કહો કે ઉન્માર્ગે જતા પતિને આજે કેટલી સ્ત્રીઓ રોકે છે ? શાની રોકે ? કારણ કે ઉન્માર્ગે જવામાં જ જ્યાં આનંદ મનાય, ત્યાં રોકે કોણ ? એટલે આજે તો સન્માર્ગે જાય ત્યાં જ બધી પંચાતો ઉભી થાય છે.

પરમતારક શ્રી જૈનશાસનને જેઓ માનતા હોય તેઓને માટે જ આ બધી વાતો છે. જેઓ ન માનતા હોય તેઓને માટે નહિ, કારણ કે જેઓને પ્રભુશાસન ન ગમે તેઓને માટે આવી વાતો રસદાયક નથી જ, કારણ કે જેને શ્રી જિનેશ્વરદેવ ન ગમે, પરમતારક શ્રી જિનશાસન ન ગમે, એ અનુપમ શાસનની અનુપમતાનું સમર્થન કરતાં શ્રી જિનાગમો ન ગમે તેને મહામુશીબતે શુદ્ધ આગમોમાંથી મેળવીને કાંઈક કાંઈક કહેવાય તે પણ કેમ જ ગમે ? અને જેઓને શ્રી જિનાગમ વગેરે ન ગમે, તેઓને અમે ગમીએ કે અમારાં વચનો ગમે,

એમાં અમારી કિંમત કે પ્રતિષ્ઠા પણ શી બળી છે ? અમારાં વચનોથી કે અમારાથી તેઓને પ્રભુશાસન પ્રત્યે પ્રેમ થાય તો જ અમારી કે અમારા વચનની કિંમત ખરી બાકી તો અમારી કે અમારા વચનોની એક ફુટી કોડીનીય કિંમત નહિ.

**કેવો સુંદર યોગ ! કેવી સુંદર ભાવના !**

આ તો એક પ્રાસંગિક જરૂરી વાત કહી. હવે અહીં તો મનોરમાએ એવો નિર્ણય જ કર્યો કે પતિ મુકુટ ઉતારે એટલી જ વાર. વજ્રબાહુએ મુનિ પાસે જઈ મુકુટ જેવો ઉતાર્યો કે મનોરમાએ પણ પોતાના કંકણ આદિ ઉતાર્યાં.

તે વખતે ઉદયસુંદર પણ વિચારે છે કે બેન જાય, બનેવી જાય, ત્યારે મારાથી કેમ જ રહેવાય ? સાથેના પચીસ રાજકુમારો પણ વિચારે છે કે આપણાથી પણ કેમ જ પાછા જવાય ?

ધ્યાનમાં રાખજો કે સાથેના યુવાન રાજપુત્રોને પરમ ભાગ્યશાળી હોવાથી, આજના ઉન્મત્ત યુવાનોની માફક મારામારી કરતાં નહોતી જ આવડતી ! આ મુનિ વચ્ચે કયાંથી આવ્યા કે આવી ધમાલ થઈ ! અપમંગલીયા મુનિને અહીં માર્ગમાં ઉભા રહેવાનો હક્ક જ શો ? આવું બોલતાં પણ એ પુણ્યશાળી યુવાનોને નહોતું જ આવડતું, કારણ કે યુવાનો સર્વોત્તમ પ્રકારના કુળવાન હતા; વસ્તુસ્વરૂપના સારી રીતે જ્ઞાતા હતા, એટલે તેઓ સઘળાય પરમતારક મુનિવરની ચરણ સેવામાં ઝુકી પડયા.

આ આખીયે વસ્તુને પરિમિત શબ્દોમાં રજુ કરતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ કે વર્ણવતાં જણાવે છે કે-

> **''उदयं प्रतिबोध्यैवं, वज्रबाहुस्पाययौ । सागरं गुणरत्नानां, महर्षि गुणसागरम् ॥ १ ॥**
> **तत्पादांते वज्रबाहुः परिव्रज्यामुपाददे । उदयो मनोरमाथ, कुमाराः पंचविंशतिः ॥ २ ॥''**

*''વજ્રબાહુ ઉદયસુન્દરને આ પ્રમાણે પ્રતિબોધ પમાડીને ગુણરત્નોના સાગરસમા ગુણસાગર નામના મહર્ષિ પાસે ગયા અને તે ગુરૂની પાસે વજ્રબાહુએ પરિવ્રજ્યા એટલે દીક્ષાને અંગીકાર કરી અને તે જ વખતે, એટલે કે વજ્રબાહુની સાથે જ ઉદયસુંદરે, મનોરમાએ અને સાથેના પચીસ કુમારોએ પણ તે જ મહર્ષિની પાસે દીક્ષાને અંગીકાર કરી.''*

ભાગ્યશાલીઓ ! વિચારો કે આ કેવો યોગ ! કેવી ભાવના ! કેવી મનોદશા ! કેવી મશ્કરી ! મશ્કરીનું કેવું પરિણામ ! કેવી વૈરાગ્યની સ્થિરતા ! કેવો સુંદર સંવાદ ! કેવો સુંદર સદુપદેશ ! કેવી ધર્મપત્ની ! કેવો સાળો ! અને કેવા સાથીઓ ! આ સઘળું જ વિચારણીય છે. માટે ખૂબ ખૂબ વિચારજો ! આવા પુણ્યશાલીઓના જીવનનો વિચાર કરવો એ પણ કલ્યાણકારી છે.

[ ૭ ]

**જૈન શાસનમાં આ તો સ્વાભાવિક જ છે :**

પરમશુદ્ધ પુણ્યોદયથી શોભતા વજ્રબાહુ અને ઉદયસુંદરનો પ્રસંગ જોતાં આપણે જોયું કે પરણીને પાછા વળતાં અને પોતાની દેવાંગના જેવી અને અનુકૂળપણે વર્તનારી ધર્મપત્ની સાથે પોતાના નગર તરફ પ્રયાણ કરતાં, માર્ગમાં આવતા પર્વત ઉપર પરમતપને તપી રહેલા એક મહામુનિના દર્શનથી વજ્રબાહુ આનંદિત થયા અને એ આનંદના યોગે તે મહાપુણ્યશાલીને ઈચ્છા થઈ કે હું આ મહામુનિવરને વંદન કરવા પર્વત ઉપર જાઉં પોતાની એ ઈચ્છા વજ્રબાહુએ પોતાના સાળા ઉદયસુંદર આગળ પ્રગટ કરી. આથી મશ્કરીમાં જ ઉદયસુંદર

બોલ્યા કે 'શું આપ દીક્ષા લેશો ?' બસ આટલા જ પ્રશ્નના પરિણામે આપણે એ જોયું કે વજ્રબાહુને તરતની જ પરણેલી પત્નીને તજીને મુનિવર પાસે દીક્ષા અંગીકાર કરતાં જોઈ, પરમ કુલીન એવી તેમની ધર્મપત્ની મનોરમાએ પણ દીક્ષા અંગીકાર કરી; સાથે ઉદયસુંદરે અને બીજા પણ પચીસ કુમારોએ દીક્ષા અંગીકાર કરી.

શું આ બધાય કુટુંબ વિનાના, ઘરબાર વિનાના, વાલી કે પરિવાર વિનાના હશે ? નહિ જ, પણ શ્રી જૈનશાસનમાં આ કાર્ય તો સ્વાભાવિક જ મનાતું અને મનાવું જોઈએ; એટલે કે સાચો વૈરાગ્ય આવ્યા પછી બીજા કોઈ જ વિચારનું પ્રાધાન્ય નથી હોઈ શકતું અને હોવું જોઈએ પણ નહિ.

વળી કોઈને એવો પણ પ્રશ્ન થાય કે શું આ બધાય પ્રથમથી વૈરાગ્યવાસિત જ હતા ? તો એનો ઉત્તર શ્રી જૈનશાસનમાં ઘણો જ સ્પષ્ટ, સરલ અને સહેલો છે; કારણ કે શ્રી જૈનશાસન સ્પષ્ટ શબ્દોમાં ફરમાવે છે કે,

**"सम्यग्दर्शनपूतात्मा, रमते न भवोदधौ ।"**

*"સમ્યગ્દર્શનથી પવિત્ર થયેલો આત્મા સંસારસાગરમાં રમે નહિ."*

**'વિરોધને દૂર ફેંકવો' - એજ રક્ષક નીતિ.**

આથી એ વાત સ્પષ્ટ જ છે કે પ્રભુશાસનને પામેલા આત્મામાં સંસાર ઉપરનો વૈરાગ્ય તો બેઠેલો જ છે, એટલે જે સમયે એની સામે ભયંકર આડી દીવાલો ઉભી કરનારા ઘોર પાપાત્માઓ હયાતિમાં ન હોય તે સમયે તો એ વૈરાગ્યનો પ્રવાહ સહેજે સહેજે જ જેમ વહેતો હોય તેમ વહ્યા જ કરે છે, કારણ કે શ્રી જૈનશાસનમાં તો વૈરાગ્યનાં પૂર વહેતાં જ હોય છે. આથી સ્પષ્ટ છે કે સ્વાભાવિક રીતે શ્રી જૈનશાસનમાં રહેલાં વૈરાગ્યનાં પૂર રોકવા માટે દીવાલો ચણવાની ભાવનાવાળાઓ સામાન્ય પાપાત્માઓ નહિ પણ ઘોર પાપાત્માઓ છે, એટલે જે સમયે એવા પાપાત્માઓ જોરશોરથી ઘૂમી રહ્યા હોય તેવા સમયે તો પ્રભુશાસનના એકાંત પૂજારીઓએ વૈરાગ્યની નોબતો એવી રીતે ગડગડાવવી જોઈએ કે એના ગડગડાટથી જ પાપાત્માઓ તેવી દીવાલો ચણી શકે નહિ અને ચણી દીધી હોય તો એની એકે એક કાંકરી ખરી પડે, કારણ કે તેમ કરવું પ્રભુ શાસનના એકાંત પૂજારીઓનો પરમ ધર્મ છે અને તે અનિવાર્ય છે.

તમે એ તો નજરે જોઈ શકો છો કે જનસુખાકારી માટે સડકના બાંધનારાઓ સડકમાં પથરા ઉંચા થાય તો તરત જ ઈંજીન લાવી તેને દબાવી દેવાના પ્રયત્નો આચરે છે, કારણ કે તેમ કરવામાં ન આવે તો મોટર ભાંગે અને ઘોડા વગેરેને વાગે-આથી પણ સ્પષ્ટ છે કે જ્યારથી આડખીલી આવે ત્યારે તો શાણાઓએ તેને દૂર કરવાના પ્રયત્નો કરવા જ જોઈએ તો વિરોધ થાય ત્યારે હાલ શાસનને આઘું મૂકો-એમ કહેનારા જ નીકળે તો શાસન એકવીશ હજાર વરસ ન જ ચાલે, પણ વિરોધને ઉંચકીને આઘો ફેંકી દેનારા નીકળે તો જ શાસન ચાલે. રક્ષકનીતિ જ એ છે કે વિરોધને દૂર ફેંકવો. એ જ કારણે રેલ્વે કંપીનીમાં પણ ડ્રાઈવરનું કામ જ એ કે લાઈન જોયા કરે અને પોર્ટર કે લારી માસ્તર વગેરે વચમાં આવતા પથરા વગેરે દૂર કરે તથા લાઈન ન તૂટે તેની કાળજી રાખ્યા કરે.

(સભામાંથી - પણ સાહેબ ! આજે તો માર્ગમાં પથરા મૂકનારા અને ચાલે તો માર્ગને ઉખેડી નાખનાર પાકયા છે ! તેનું કેમ ? )

માન્યુ કે એવા પાકયા છે, પણ એ તો માર્ગના દુશ્મનો છે એટલે એમની પાસે બીજી આશા રાખવી એ ફોગટ છે; પણ જેઓ માર્ગના રક્ષક હોવાનો દાવો કરે છે તેઓની ફરજ શી છે ? એ જ વાત વિચારવાની છે. જેમ રેલ્વેના રક્ષકો એ રક્ષા માટે સાવધ થઇ રેલ્વેના પાટાને હથોડા મારીને સીધા રાખનારા માણસો પણ કાયમ માટે રોકયા છે કે નહિ ? એ રીતે શાસનના રક્ષકો એ પણ સાવધ થઇને એ જ રીતના સઘળા સુપ્રયત્નો કરવા જોઇએ કે નહિ ?
(સભામાંથી૦ જરૂર કરવા જ જોઇએ.)

તમને ખબર જ હશે કે તોફાન વખતે કંઇક લોકો રેલના પાટા ઉખેડતા, પણ રેલવાળા કામ ચાલુ જ રાખતા એટલે નવા પાટા નખાવાતા, પણ એમ નહિ કે વાત પડતી મૂકો, કારણ કે એમ કરે તો કામ જ ન ચાલે. એજ રીતે શાસનના પૂજારીઓએ પણ ગભરાયા કે મુંઝાયા વિના માનાપમાનની ચિંતા છોડી પ્રભુઆજ્ઞા મુજબ પ્રભુમાર્ગની રક્ષાના પ્રયત્નો અવિરતપણે ચાલુ રાખવા જોઇએ. આ બધું કહીને આપણે એ જ કહેવા માગીએ છીએ કે શ્રી જિનેશ્વરદેવના શાસનમાં વૈરાગ્ય એ કોઇ નવી ઉપજાવી કાઢેલી વસ્તુ નથી પણ સ્વાભાવિક જ વસ્તુ છે.

**સુપિતાની કેવી સુંદર મનોદશા !**

વજ્રબાહુના પિતા વિજયરાજાની વિચારણાથી આપણે એ વસ્તુ પણ સારામાં સારી રીતે સમજીએ છીએ કે પિતાપણાની ફરજને સમજનારા સુપિતાઓની શ્રી જૈનશાસનની પ્રાપ્તિના પ્રતાપે કેવી સુંદર મનોદશા હોય છે ! એ સમજવા માટે આપણે જોઇએ કે વજ્રબાહુની દીક્ષાના સમાચાર સાંભળીને તે પુણ્યશાલીના પરમપુણ્યશાલી પિતા કેવી જાતની વિચારણા કરે છે !

એ વિચારણાનું વર્ણન કરતાં કલિકાલસર્વજ્ઞ ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા આ પ્રસંગે જણાવે છે કે પોતાના પુત્ર વજ્રબાહુને પ્રવ્રજિત એટલે દીક્ષિત થયેલ સાંભળીને વિજય ભૂપતિ-બાલ એવો પણ આ સારો પણ હું સારો નહિ-આ પ્રમાણે વિચારી વૈરાગ્ય પામ્યા.

ભાગ્યવાનો ! શ્રી જૈનશાસનને પામવાથી પિતાપણાની ફરજને સમજનારા સુપિતાઓની કેવી સુંદર મનોદશા હોવી જોઇએ એ વાતને ખૂબ ખૂબ વિચારો ! પોતાનો બાલપુત્ર, કે જેને પોતે પરણવા મોકલેલ અને પરણીને પાછો કયારે આવે ! એની રાહ જોઇને બેઠેલ પિતા - 'પરણવા ગયેલ પુત્રે પરણીને પાછા આવતાં રસ્તામાં જ મુનિવરનો યોગ પામીને દીક્ષા લીધી'- આવા પ્રકારની વાત સાંભળે અને સાંભળીને 'આ બાલ પણ સારો પણ હું સારો નહિ.' આ પ્રમાણે વિચારે તથા એ પ્રમાણે વિચારીને વૈરાગ્ય પામે એ શું ઓછી વિચારણીય વસ્તુ છે ?

કહેવું પડશે કે-નહિ જ, પણ વસ્તુતઃ શ્રી જૈનશાસનમાં તો એ વસ્તુ કંઇ જ ખાસ વિચારણીય નથી, કારણ કે એવી વસ્તુઓથી શ્રી જૈનશાસન ઓતપ્રોત છે. જે શાસનમાં વીતરાગતા એ જ સાધ્ય હોય, તે શાસનમાં વૈરાગ્ય વાતે વાતે હોય એમાં આશ્ચર્ય પણ શું છે ? પણ આજે વૈરાગ્યના વૈરી જેવા બનેલા વેષધારીઓ અને નામધારી જૈનોના પ્રતાપે એ વસ્તુ ખાસ વિચારણીય થઇ પડી છે, કારણ કે આજના એવાઓના સહવાસમાં આવેલા બાપને દીકરો સંયમ લીધાના ખબર મળે, તો તે એમ જ વિચારે કે 'મને હજુ વૈરાગ્ય આવતો નથી અને એને કેમ જ આવે' અને એમ વિચારીને એ એકદમ વૈરાગ્યનો વૈરી બનીને ઉઠે ને સંયમધરને સંયમથી પતિત કરવાને જ દોડે ! એમ કરીને પોતાનું પોતાને આપો. આપ મેળે મળે એવું પુણ્ય કે તાકાત મળે તેવો પ્રયત્ન કરવાને બદલે ગમે તે પ્રકારે પારકું પડાવી લેવાની અને ન પડાવી લેવાય તો પારકાનું બગાડવાની વૃત્તિ કેળવી છે તેનો જ અનુભવ કરાવે !!! આવી દશા રાખવી અને પોષવી, તે છતાંય પોતાની જાતને જૈન તરીકે ઓળખાવવાના કોડ કરવા કે રાખવા એ કોઇ પણ રીતે બની શકે એવું નથી. એવી સ્થિતિ ન આવી જાય એ જ માટે વિજયરાજાની સુંદર મનોદશા ખાસ વિચારવા યોગ્ય છે. એ દશાનો જેમ જેમ વિચાર કરવામાં આવશે તેમ તેમ શ્રી જિનશાસનને પામનાર આત્માની સુંદર મનોદશાનો ખ્યાલ આપોઆપ જ આવશે અને એ ખ્યાલ આવવાથી પોતાની પામર અને વિષયાસકત તથા સ્વાર્થાંધ દશાનો ખ્યાલ પણ આપોઆપ જ આવશે. પરિણામે સઘળીય કૂટ કાર્યવાહીનો ભોગ થતાં બચી જવાશે એ આ જીવનની સાર્થકતા માટે કંઈ નાનીસુની વાત નથી.

માટે જ હું કહું છું કે ભાગ્યશાલીઓ ! આ પ્રસંગને ખૂબ વિચારો અને તમારી પોતાની જાતને તેવી બનાવવાના સઘળાય પ્રયત્નો સેવો ! કારણ કે વેષધારીઓ તથા નામથી જૈન પણ કાર્યવાહીથી તો કરપીણો કરતાં પણ ભુંડા એવા લોકો દ્વારા કારમી રીતે કાળા થઇ રહેલા આ ભાવપ્રાણોના નાશક વાતાવરણમાં તેમ કર્યા વિના એવી મનોદશા થવી, થાય તો સચવાઇ રહેવી અને છેવટ સુધી વૃધ્ધિ જ પામ્યા કરવી, એમ થવું એ ઘણું જ મુશ્કેલ છે. એ જ કારણે વિજયરાજાની સુંદર મનોદશાનો ખૂબ જ વિચાર કરો અને એવી સુંદર મનોદશાને પામવાના જેટલા શકય હોય તેટલા બધાજ પ્રયત્નો આદરો.

**સુંદર મનોદશાનું સુંદર પરિણામ :**

વધુમાં એ વાત પણ જાણવા જેવી છે કે વિજયરાજાની સુંદર મનોદશા એવી ઉત્કટ કોટિની હતી કે માત્ર ભાવનારૂપે જ અટકે તેવી ન હતી, પણ જે પરિણામ આવવું જોઇએ તે પરિણામ લાવ્યા વિના રહે તેવી ન હતી; એજ કારણે સફલ ભાવનાના સ્વામી વિજયરાજા -''આ બાલક પણ સારો પણ હું સારો નહિ.'' આટલા વિચારથી અટકયા નહિ, પણ એ વિચારણાના યોગે વૈરાગ્ય પામ્યા અને તે પછી વિજયરાજાએ પોતાના પુરંદર નામના પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કરીને નિર્વાણમોહ નામના મુનિવરની પાસે વ્રત દીક્ષાને અંગીકાર કરી.

**ઉત્તમ વડીલનો અનુપમ પ્રભાવ :**

આ રીતે સુંદર ભાવનાને સુંદર પરિણામ સુધી પહોંચાડનાર મહાપુરૂષના યોગ્ય વારસદાર પણ કમ ન જ નીવડે, કારણ કે ઉત્તમ વડીલના ઉત્તમ સંસ્કાર યોગ્ય આત્મામાં ઉતર્યા સિવાય રહેતા જ નથી; એ જ ન્યાયે પુરંદર રાજા પણ પોતાની પૃથિવી નામની પત્નીની કુક્ષિથી ઉત્પન્ન થયેલ કીર્તિધર નામના પુત્રને રાજ્ય ઉપર સ્થાપીને ક્ષેમંકર ઋષિની પાસે દીક્ષા લઇને સાધુ થયા.

આથી જ હું તમને કહું છું કે વડીલ બનો તો ઉત્તમ બનો, કે જેથી તમારી પાછળ તમારા વારસદારો પણ પ્રભુધર્મને આરાધનારા અને દીપાવનારા થાય. આવા-આવા પ્રસંગો રામાયણમાં અનેક આવે છે, એથી જ રામાયણને દીક્ષાની ખાણ કહી શકાય તેમ છે, કારણ કે રામાયણમાં આવતા પ્રસંગોમાં અનેક આત્માઓ એવા છે કે જેઓ સામાન્ય નિમિત્તને પામીને સંયમધર એટલે દીક્ષિત બન્યા છે.

## [૮]

**જૈન શાસનમાં ત્યાગની જ પ્રધાનતા છે :**

કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ રચેલા શ્રી ત્રિષષ્ટિશલાકાપુરૂષ ચરિત્રના સાતમા પર્વના આ ચોથા સર્ગમાં આપણે એ જોઇ આવ્યા કે વજ્રબાહુકુમારે પરણીને આવતાં માર્ગમાંજ ગુણરત્નોના સાગર એવા ગુણસાગર નામના મહર્ષિની પાસે દીક્ષા અંગીકાર કરી. એ રીતે દીક્ષા અંગીકાર કરતા વજ્રબાહુને જોઇને સાથે મૂકવા આવેલા ઉદયસુંદર નામના તે પુણ્યશાલીના સાળાએ પણ દીક્ષા લીધી, તે પુણ્યશાલીની ધર્મપત્ની મનોરમાએ પણ દીક્ષા લીધી, અને સાથે આવેલા બીજા પણ પચીસ કુમારોએ દીક્ષા અંગીકાર કરી.

આવો અનુપમ બનાવ બની ગયા પછી એ અનુપમ બનાવના સમાચાર વજ્રબાહુના પિતાશ્રી વિજયરાજાને મળ્યા. પોતાના પુત્રે પરણીને પાછા આવતાં રસ્તામાં જ દીક્ષા અંગીકાર કરી, એ સમાચારથી વિજયરાજાને એક સમ્યગદ્રષ્ટિ પિતાને છાજે તેવો શોક થયો. એ શોકના યોગે, પરમ શુધ્ધ સમ્યગદ્રષ્ટિ વિજયરાજાને અંતરમાં એકદમ -

"असौ बालोऽपि वरं परं नाहं वरं"

'આ બાલક પણ સારો પણ હું સારો નહિ. કારણ કે આવી બાલવયમાં પણ વજ્રબાહુ વૈરાગ્ય પામ્યો અને અનંતા શ્રી જિનેશ્વરદેવો તથા ગણધરદેવો આદિ અનેકાનેક પુણ્યપુરૂષોએ સેવેલી દીક્ષા અંગીકાર કરી અને હું આટલી અવસ્થાએ પહોંચવા છતા પણ હજુએ વૈરાગ્ય અને એ ભવજલતારિણી દીક્ષાને પામી શકયો નથી.' આવો સુંદર વિચાર ઉદ્ભવ્યો. એ પરમશુધ્ધ સમ્યગ્દ્રષ્ટિ રાજાના અંતઃકરણમાં ઉદ્ભવેલો એ વિચાર વાંઝીઓ ન હતો પણ સફળ હતો. એજ કારણે એ વિચારનો ઉદ્ભવ થતાંની સાથે જ તે પરમ પુણ્યશાળી નરપતિને એકદમ વૈરાગ્ય થયો અને એ વૈરાગ્યના યોગે તરત જ વિજય ભૂપતિએ પોતાના બીજા પુત્ર પુરંદરને રાજ્ય ઉપર સ્થાપીને નિર્વાણમોહ નામના મુનિવરની પાસે દીક્ષા અંગીકાર કરી.

પુરંદર રાજા પણ પોતાની પૃથિવી નામની ધર્મપત્નીની કુક્ષિથી ઉત્પન્ન થયેલા કીર્તિધર નામના પુત્રને પોતાના રાજ્ય ઉપર સ્થાપન કરી, ક્ષેમંકર નામના ઋષિની પાસે દીક્ષા અંગીકાર કરીને યતિ એટલે મહામુનિવર થયા.

વિચારો કે આ આખોએ બનાવ કેવો ઉત્તમ અને અનુપમ છે ? જો કે શ્રી જિનેશ્વરદેવના શાસનમાં તો આ ઉત્તમ અને અનુપમ બનાવોની ખોટ નથી જ, પણ ઇતર દર્શનોની દૃષ્ટિએ તો આવો બનાવ ખરે જ હેરત પમાડે તેવો બનાવ છે, અને ભવાભિનંદીઓની દુનિયામાં ઉત્પાત મચાવે એવો પણ આ બનાવ છે. કારણ કે ત્યાગ, જેવું અને જેટલું પ્રધાનપદ શ્રી જૈનદર્શનમાં ભોગવે છે તેવું અને તેટલું ઇતર દર્શનોમાં નથી જ ભોગવતો, એટલું જ નહિ પણ થોડી ઘણી ત્યાગની પૂજા જો ઇતર દર્શનોમાં થતી હોય, તો તે પણ શ્રી વીતરાગ પરમાત્માના શાસનનો જ પ્રભાવ છે, અને ભવાભિનંદી આત્માઓને તો ત્યાગની સાથે વૈર જ છે, કારણ કે ત્યાગ એ એમની ભવાભિનંદિતાનો સમૂળ નાશ કરનાર છે. એટલે એ બિચારાઓને તો ત્યાગ શબ્દથી પણ ધ્રુજારી છૂટે એમાં કશુ જ આશ્ચર્ય નથી !!!

બાકી પ્રભુશાસનની આરાધનામાં જ મનુષ્ય જન્મની સફલતા અને સાર્થકતા સમજતા પિતાના પુત્રો ગમે તેવા મોહક પ્રસંગોને લાત મારીને પણ પરમ વીતરાગ શ્રી જિનેશ્વરદેવોએ પ્રરૂપેલા પરમ ત્યાગના પુનિત પંથે વિચરે એમાં નવાઇ પામવા જેવું શું છે ? પરણવા મોકલેલો પુત્ર વિના પુછ્યે પણ માર્ગમાં જ સંયમધર બને, એ બનાવથી મોહવશ બની ઉકળી ઉઠવાને બદલે જે પિતા, પુત્ર કરતાં પોતાને ઉતરતો માની એકદમ જાગૃત થાય અને તરત જ અઢળક રાજઋદ્ધિનો ત્યાગ કરી સંયમધર બને, તેવા પિતાના પુત્રનું અંતર આવું અનુપમ હોય જ ને ? એ જ રીતે જે પિતાનો પુત્ર તાજી પરણી લાવેલી સુરસુંદરી જેવી રમણીના સહવાસમાં પણ મુનિદર્શનથી નાચી ઉઠે અને વંદન કર્યા સિવાય આગળ ન જ વધાય એવી પોતાની પવિત્ર ફરજ સમજે તથા તે ફરજને અદા કરવામાં કોઈની પણ હાંસી-મશ્કરીથી ન લેવાઇ જાય, તે પુત્રનો પિતા વિશ્વને અનુપમ દ્રષ્ટાંત પુરૂં પાડનારો ન હોય, તો કેવા પુત્રનો પિતા તેવો હોય ? એ જ રીતે એવા ધીર પતિની ધર્મપત્ની, એવા ધીર નરના સંબંધીઓ અને સાથીઓ તથા એવા ધીર નરોની પરંપરામાં ઉતરી આવતા આત્માઓ પ્રભુશાસનને દીપાવનારા કેમ જ ન હોય ?

હવે આવો આપણે પુરંદર રાજાના રાજ્ય ઉપર આવેલા કીર્તિધર રાજાના પ્રસંગ ઉપર, ધ્યાનમાં રાખો કે કીર્તિધર રાજા પણ કોઇ સામાન્ય આત્માની પરંપરામાં ઉતરી આવેલા નથી, તેમ જ કોઇ સામાન્ય આત્માના પુત્રરત્ન નથી, પણ વજ્રબાહુ જેવા પરમ પુણ્યશાળીના પિતા વિજય રાજાની પુણ્ય પરંપરામાં ઉતરી આવેલા છે, પુરંદર રાજા કે જેઓ રાજર્ષિ બન્યા છે, તેઓના પુત્રરત્ન છે; એટલે એવા પુણ્યપુરૂષનો આત્મા તો વૈરાગ્યવાસિત હોય જ એમાં શંકાને અવકાશ જ નથી અને છે પણ તેમજ.

આમ કીર્તિધર રાજા, ઈંદ્ર જેમ ઈંદ્રાણીની સાથે વૈષયિક સુખનો ઉપભોગ કરે, તેમ પોતાની પત્ની સહદેવી સાથે વૈષયિક સુખને ભોગવવા લાગ્યા. અને એ રીતે ભોગોને ભોગવવા છતા પણ કીર્તિધર રાજા વારસામાંથી વૈરાગ્યને પામેલા હોવાથી એક દિવસ દીક્ષાની અભિલાષાવાળા થયા; પણ એ અવસરે દીક્ષાની અભિલાષાવાળા કીર્તિધર રાજાને તેમના મંત્રીઓએ કહ્યું કે 'હે સ્વામિન્ ! નથી ઉત્પન્ન થયો પુત્ર જેને એવા આપને વ્રતોનો સ્વીકાર કરવો એ યોગ્ય નથી, કારણ કે પુત્ર ઉત્પન્ન થયા પહેલાં જો આપ વ્રતને ભજનારા થશો તો આ પૃથ્વી નાથ વિનાની થઈ જશે. એથી હે સ્વામિન્ ! જ્યાં સુધી આપને પુત્ર ઉત્પન્ન થાય ત્યાં સુધી આપ રાહ જુઓ,' અને મંત્રીઓની વિનંતીથી મહારાજા કીર્તિધર પણ તે જ રીતે એટલે કે પોતાના વૈરાગ્યવાસિત હૃદયના યોગે કયારે હું સંયમધર બનું એ જ એક ભાવનામાં રકતપણે ગૃહવાસમાં રહ્યા અને એ રીતે ગૃહવાસમાં રહેતા એવા કીર્તિધર મહારાજાએ અમુક કાલ ગયા પછી સહદેવી રાણીની કુક્ષિથી સુકોશલ નામનો પુત્ર થયો.

**સ્વાર્થી આત્માની વિચિત્ર મનોદશા :**

પણ તેમ જાણો જ કે આ સ્વાર્થી દુનિયામાં રહેલા સ્વાર્થાંધ આત્માઓ, આત્મહિતનાશક પૌદ્‌ગલિક સ્વાર્થમાં એવા રકત હોય છે કે એની સાધના કરવામાં તેઓ પોતાનો કે પારકાનો પરમ કલ્યાણસાધાક જે આત્મિક સ્વાર્થ, તેને જોતાય નથી અને વિચારતાય નથી. ઉલટું એવા અનુપમ અને ઉપાદેય તથા ઉચ્ચ કોટિના સ્વાર્થનો વિધ્વંસ કરવામાં જ પ્રયત્નશીલ હોય છે. એ જ કારણે સુખની અર્થી એવી આખીએ દુનિયા અમુક અપવાદને બાદ કરતાં સુખ પામવાને બદલે કેવલ દુઃખમાં જ રીબાય છે. ખરેખર, જો દુનિયામાં એવા ભયંકર અને કૂટ પાપાત્માઓની હયાતિ ન હોત તો દુનિયાની આવી ભયંકર દુઃખમય દશા ન જ હોત, પણ એ બને જ કેમ કે આ દુઃખમય સંસારમાં એવા આત્માઓ અસ્તિત્વ નજ ધરાવતા હોય ?

એવા આત્માઓ કેવા હોય છે ? એ જાણવા માટે મહારાજા કીર્તિધવલની ધર્મપત્ની ગણાતી સહદેવી ઠીક ઠીક દ્રષ્ટાંતરૂપ થઈ શકે તેમ છે : કારણ કે તે જાણતી જ હતી કે વૈરાગ્યરંગમાં રમતા મારા પતિ, મને પુત્ર થયો એમ જાણશે કે તરત જ મારો, મારા પુત્રનો, આ સઘળીય રાજઋધ્ધિ આદિનો પરિત્યાગ કરીને દીક્ષિત થશે. આથી તેણે પોતાના પતિને પોતાનું અને પરનું આત્મહિત કરનારી પ્રવૃત્તિ કરતાં અટકાવવાના ઇરાદાથી જ પોતાના તે પુત્રનો ઉત્પન્ન થતાંની સાથે જ છુપાવી દીધો. એટલે આ બાલક ઉત્પન્ન થયો જાણીને મારા પતિ પ્રવજ્યા દીક્ષા અંગીકાર કરશે. આ પ્રમાણેની બુદ્ધિથી સહદેવી રાણીએ પોતાના તે બાળકને ઉત્પન્ન થતાં સાથે જ ગોપવી દીધો.

વૈરાગ્યરંગથી રંગિત થયેલા અને એકાંતે સ્વપરનું જેમાં કલ્યાણ સમાયેલું છે, એવી ઉમદામાં ઉમદા પ્રવૃત્તિરૂપ જે પારમેશ્વરી પ્રવ્રજ્યા-તેના સ્વીકાર માટે તલસી રહેલા પતિને આ રીતે અટકાવવાની પ્રવૃત્તિ, એ ઘણી જ ભયંકર પાપ પ્રવૃત્તિ છે. એવી પાપપ્રવૃત્તિથી પરનું અહિત તો થશે ત્યારે થશે, પણ પોતાનું અહિત તો નિયમા સમયેલું છે એમ આવા આત્માઓને કોણ સમજાવે ? અને કદાચ સમજાવવા કોઈ પ્રયત્ન કરે તો પણ દુર્ગતિમાં જ જવાને સરજાયેલા આત્માઓ સમજે પણ શાના ?

પણ જે રીતે પૌદ્‌ગલિક સ્વાર્થમા જ અંધ બનેલા એ સ્વાર્થની સાધનામાં સજ્જ હોય છે, તે જ રીતે આત્મિક સ્વાર્થની સાધના માટે ઉજમાળ થયેલા આત્માઓ પણ એ સ્વાર્થની સાધના માટે પૂરેપૂરા ઉદ્યમશીલ હોય છે.

એ જ કારણે સહદેવીએ એ રીતે સુકોશલકુમારને છૂપાવ્યો હતો, તે છતાં પણ તે ગુપ્ત એવા પણ બાળકને કીર્તિધર મહારાજાએ જાણી લીધો, કારણ કે ઉદય પામેલા સૂર્યને છૂપાવવાને કોણ શકિતસંપન્ન છે ? અર્થાત્ કોઈ જ નથી. એટલે જ પુત્રજન્મ પામ્યાની ખબર પડતાં જ આત્મિક સ્વાર્થ કે જેમાં એકાંતે સ્વપરનું હિત સમાયેલું છે, તેમાં કુશલ એવા કીર્તિધર મહરાજાએ, તે સુકોશલ નામના પુત્રને જે અવસ્થામાં જાણ્યો તે જ

અવસ્થામાં રાજ્ય ઉપર સ્થાપના કરીને વિજયસેન નામના સૂરિવરની પાસે દીક્ષા અંગીકાર કરી, અને ત્યારબાદ "તીવ્ર તપને તપતા અને પરિષહોને સહતા એવા તે કીર્તિધર નામના રાજર્ષિ, પોતાના ગુરૂદેવની અનુજ્ઞાથી એકાકી વિહારને અંગીકાર કરી ઉત્કટ કોટિના વિહારથી વિહરતા એવા તે રાજર્ષિ અન્યત્ર વિહાર કરી ગયા.

આવા એક ઉત્તમ કોટિના આત્મા માટે અમુક સમય સુધી ગૃહવાસમાં રહ્યા, એ કારણે તેઓમાં કાચો વૈરાગ્ય હતો અગર તો તેઓ સંસારમાં આસકત હતા-એવી કલ્પના કરવી એ પણ એક જાતનું ભયંકર પાપ છે; કારણ કે એ ઉત્તમ કોટિના આત્માની પ્રવૃત્તિ જ એવી કલ્પના સામે મજબુત કિલ્લો ઉભો કરે છે; પણ આજના અજ્ઞાન આત્માઓ એ હકીકતનો દુરૂપયોગ ન કરે એ કારણે એક વાત જણાવી દેવી જરૂરી છે કે શ્રી જૈનશાસનમાં રાજ્ય માટે પણ પુત્ર થાય ત્યાં સુધી રાહ જોવી જોઈએ એવી આજ્ઞા નથી; કારણ કે શ્રમણ ભગવાન્ શ્રી મહાવીર પરમાત્માના શાસનમાં અંતિમ રાજર્ષિ તરીકે સુપ્રસિધ્ધ ઉદાયન રાજાએ, પુત્રની હયાતિમાં પણ કેશી નામના ભાણેજને રાજ્ય સોપ્યું છે અને દીક્ષા લીધી છે; માટે રાજ્ય ખાતર પણ વિરાગી રાજાએ, પુત્ર થાય ત્યાં સુધી થોભવું જોઈએ; એવી પરમ વીતરાગ શ્રી જિનેશ્વરદેવના શાસનમાં આજ્ઞાન નથી જ : કેમકે એ શાસનમાં તો એક ક્ષણ પણ પ્રમાદ કરવાની મનાઈ છે, અને એ વાત ભગવાન્ શ્રી ગૌતમસ્વામીજી મહારાજા જેવા પ્રત્યે પણ પરમાત્મા શ્રી મહાવીર દેવના **"समयं गोयम ! मा पमायए ।"** હે ગૌતમ ! એક સમય માત્ર પણ તું પ્રમાદ ન કર !" આ પ્રકારના ઉપદેશથી સુપ્રસિધ્ધ છે. અસ્તુ.

**મોહનું કારમું સ્વરૂપ :**

આપણે જોઈ ગયા કે મહારાજા કીર્તિધર, એક પ્રભુ શાસનના પરમ અનુયાયીને છાજે તે રીતે, પુત્રના મોહમાં એક લેશ પણ મૂંઝાયા વિના, પોતાના નાના પણ બાળકને રાજ્ય ઉપર સ્થાપન કરીને, પોતે આચાર્ય ભગવાન્ શ્રી વિજયસેનસૂરિજી મહારાજા પાસે દીક્ષા અંગીકાર કરી અને દીક્ષા અંગીકાર કર્યા પછી તીવ્ર તપને તપતા અને પરિષહોને સહન કરતા તે રાજર્ષિ પોતાના ગુરૂની અનુજ્ઞાથી એકાકી વિહાર કરવાની યોગ્યતાને પ્રાપ્ત કરી શકયા. એ યોગ્યતાના પ્રભાવે કર્મક્ષય માટે શૂર બનેલા તે રાજર્ષિ, એકાકી વિહાર કરતા માસખમણના પારણાની ઈચ્છાથી કોઈ એક દિવસે સાકેત નગર-અયોધ્યા નગરી કે જ્યાંના પોતે રાજા હતા, તે નગરમાં પધાર્યા અને ભિક્ષા માટે મધ્યાન્હકાળે તે રાજર્ષિ તે નગરમાં ભ્રમણ કરવા લાગ્યા.

ભિક્ષા માટે ભ્રમણ કરતા તે માસખમણના તપસ્વી મહામુનિને સહદેવી કે જે પોતાના પ્રાસાદના અગ્રભાગ ઉપર રહેલી છે-તેણે જોયા. આ સહદેવી બીજી કોઈ જ નથી, પણ તે જ છે કે જેણે ભિક્ષા માટે ભ્રમણ કરતા આ મહામુનિને મુનિ થવામાં અંતરાય કરવાનો પ્રયત્ન કર્યો હતો, એટલે કીર્તિધર મહારાજાની એ પત્ની છે, અને સુકોશલ કે જેને પોતાના પિતાએ બાલ્યકાળમાં જ રાજ્યગાદી ઉપર અભિષિકત કર્યો છે, તેની માતા છે.

પૂર્વાવસ્થા પોતાના પતિદેવ અને વર્તમાન સમયના એક સમર્થ રાજર્ષિને પણ પોતાના નગરમાં પરિભ્રમણ કરતા જોઈને સંસારના તુચ્છ સ્વાર્થની સાધનામાં સજ્જ બનેલી તે સહદેવી પોતાના હૃદયમાં ચિંતવવા લાગી કે ' આ મારા પતિએ પ્રવ્રજ્યા અંગીકાર કરી એ કારણે હું પ્રથમ પતિહીન તો થઈ જ છું; પણ જો આજે આને જોઈને મારો પુત્ર સુકોશલ પણ પ્રવ્રજ્યા અંગીકાર કરે તો તે મારો પુત્ર પણ ન રહે, અને જો એમ બને તો જ્યારથી એમ બને ત્યારથી જ આરંભીને જીવનભર હું વીર વિનાની જ બની જાઉં; એટલે કે વીરપત્ની તો મટી જ ગઈ છું પણ વીરમાતા પણ મટી જ જાઉં ! તે કારણથી આ નિરપરાધી છતા પણ પતિ હોવા છતાં પણ અને વ્રતધારી છતાં પણ પુત્રના રાજ્યની સ્થિરતા કરવાની ઈચ્છાથી આ નગરમાંથી બહાર કઢાવવા યોગ્ય જ છે, એટલે કે આ ગમે તેવો સારો હોવા છતાં પણ મારા નગરમાં રહે એ યોગ્ય નથી, પણ નગરની બહાર કઢાવવો એ જ યોગ્ય છે. '

ભાગ્યશાલીઓ ! વિચારો કે સ્વાર્થવિવશ બનેલી સહદેવીની વિચારણા કેવી અને કેટલી વિવેકવિકલ છે ? પોતે જાણે છે કે નગરમાં ભ્રમણ કરતા આ મહામુનિ બીજા કોઇ નથી પણ મારા પોતાના પતિ છે, પતિ છે એટલું જ નહિ પણ નિરપરાધી છે, અને વધારામાં વ્રતોને ધરનારા છે, એ છતાં પણ પાપાત્મા સહદેવી પોતાના તુચ્છ સ્વાર્થના કારણે ભકિત કરવા યોગ્ય મુનિને નગરની બહાર કઢાવવાના મનોરથ સેવે છે, એ શું જેવી તેવી વિવેકવિકલતા છે ? પત્નીના મોહમાં ફસાયેલાઓએ મોહના સ્વરૂપને સમજવા જેવું છે, મોહવશ આત્મા મોહવિવશતાથી કેવી કેવી મનોદશા સેવે છે એ અવશ્ય વિચારણીય છે. જે સહદેવી એક વખત પોતાના પતિ ચાલ્યા ન જાય એવા પ્રયત્નો કરતી હતી; તે જ સહદેવી આજે પોતાના પતિ કે જે રાજા મટીને રાજર્ષિ બન્યા છે; તેમને પણ પોતાના નગરની બહાર કઢાવવાના પ્રયત્નો સેવે છે, એ મોહનું કેવું કારમું સ્વરૂપ સૂચવે છે ! ખરેખર, મોહનો સ્વભાવ જ એવો છે કે તેને આધીન બનેલા આત્માઓ, આજે અમુકની ખાતર અમુકને મારવા તૈયાર થાય છે, તો કાલે વળી જેની રક્ષાનો પ્રયત્ન કરતા હતા તેનો જ નાશ કરવાના પ્રયત્ન કરે છે. મોહવશ બનેલા આત્માઓ કોઇના થયા પણ નથી અને થવાના પણ નથી, મોહાંધોની મોહમગ્નતામાં મૂંઝાવું, એ ખરે જ ભયંકર મૂર્ખતા છે, કારણ કે મોહાંધોનું જીવન એક રીતે ક્રૂર હોય છે; એવા ક્રૂર જીવનની સાધનામાં પડેલા તે આત્માઓ વિવેકવિકલ વિચારોથી જ નથી વિરમતા પણ એ વિચારોનો અમલ કરવા પોતાની સઘળી શકિત ખર્ચે છે.

**વિવેકવિકલ વિચારણાનું કારમું પરિણામ :**

એ જ નીતિએ મોહાંધ બનેલી સહદેવીએ શુભાશુભનો સહજ પણ વિચાર કર્યા વિના પોતાની સઘળી જ સત્તાનો દુરૂપયોગ કર્યો અને તે રાણીએ અન્ય લિંગીઓની સાથે રાજા મટીને રાજર્ષિ બનેલા પોતાના પતિદેવ કીર્તિધર રાજર્ષિને પણ નગરમાંથી બહાર કઢાવ્યા. આ દુષ્ટ કાર્યને ફીટકાર આપતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે,

**''लोभाभिभूतमनसां, विवेकः स्यात्कियच्चिरम् ।''**

*જેઓનું મન લોભથી અભિભૂત થયું છે તેવા આત્માઓમાં વિવેક કેટલો કાળ ટકી શકે તેમ છે ? અર્થાત્ તેવા આત્માઓમાં ચિરકાળ સુધી વિવેક ટકી શકતો જ નથી.*

ખરેખર, લોભ એ એવી ભયંકર વસ્તુ છે કે ભલભલા આત્માઓ પાસે એ નહિ કરવાનું કાર્ય કરાવી નાખે છે, એ લોભનો જ પ્રભાવ છે કે પ્રથમ સહદેવીએ પતિના મોક્ષમાર્ગના પ્રયાણમાં વિઘ્ન નાખ્યું, અને બીજી વખત નિરપરાધી અને વ્રતધારી એવા પતિમુનિને પોતાના નગરમાંથી કારમી રીતે બહાર કઢાવ્યા. માસખમણના પારણા માટે ભિક્ષાર્થે ભ્રમણ કરતા મુનિની ભકિત કરવાને બદલે આવું ક્રૂર કાર્ય કરાવનાર કોઈ હોય તો સહદેવીના હૃદયમાં રહેલો લોભ જ હતો. એ લોભના યોગે એવું ક્રૂર કાર્ય કર્યા છતાં પણ સહદેવીનું હૃદય ન દ્રવ્યું, પણ સુકોશલની ધાવમાતાનું હૃદય તો ઘણું જ ઘવાયું, કારણ કે તેનું હૃદય એવા દુષ્ટ લોભથી અભિભવને પામેલું ન હતું. દુષ્ટ લોભથી અલિપ્ત રહેલી સુકોશલની ધાવમાતાને આવો ક્રૂર બનાવ બનવાથી અતિશય દુઃખ થયું ને તે અતિશય રૂદન કરવા લાગી.

**સુકોશલનો પ્રશ્ન અને ધાવમાતનો ઉત્તર :**

પોતાની ધાવમાતાને ખૂબ ખૂબ રૂદન કરતી જોઇને બાલ એવા સુકોશલ રાજાએ પણ પોતાની ધાવમાતા પ્રત્યે પ્રશ્ન કર્યો કે, **''किं रोदिषि ?** તું કેમ રૂદન કરે છે ?''

આ પ્રશ્નનો ઉત્તર આપતાં તેણે શોકથી ગદ્‌ગદ્ બની ગયેલા શબ્દો દ્વારા કહેવા માંડયું કે, 'હે વત્સ ! તારા પિતા કીર્તિધર મહારાજાએ બાળક એવા તને રાજ્ય ઉપર સ્થાપન કરીને દીક્ષા અંગીકાર કરી હતી; તે રાજર્ષિએ

આજે ભિક્ષા માટે આ પત્તનમાં પ્રવેશ કર્યો હતો. તે મહર્ષિનાં દર્શનથી તું પણ કદાચ આજે વ્રતને ગ્રહણ કરી લે એવી શંકાથી તારી માતાએ તે મહાત્માને બહાર કાઢી મૂકાવ્યા, એ દુઃખના યોગે હું રૂદન કરૂં છું.'

ધાવમાતાના આ કથનની સુકોશલ રાજા તો સ્તબ્ધ જ બની ગયા. તે પુણ્યાત્માને પોતાની માતાનું આ કૃત્ય ઘણું જ હૃદયદ્રાવક નિવડયું, માતાના એ કૃત્યે સુકોશલ રાજાનાં હૃદયમાં સંસારની ભયંકરતાનું આબાદ ચિત્ર ખડું કરી દીધું, એના યોગે જે સંસાર એમને જેવો ભાસવો જોઈએ તેવો અસુંદર નહોતો ભાસ્યો, તે અત્યારે કારમો ભાસવા લાગ્યો. આ બનાવના શ્રવણ પછી તે પુણ્યાત્માને એક ક્ષણ પણ આ સંસારમાં રહેવું એ ભયંકર લાગવા માંડયું. પોતાની માતાના આ ભયંકર કૃત્યથી એકદમ વિરક્ત બનેલા સુકોશલ રાજાને મન એક ક્ષણ પણ આ સંસારમાં કાઢવી એ કારમી લાગવા માંડી. તે પુણ્યાત્માને એ જ વિચાર આવવા લાગ્યો કે સંસારનો સ્વાર્થ અને તુચ્છ લાલસાઓનો લોભ, એ ખરેખર ભયંકર છે અને કારમોજ છે.

આથી એકદમ જે સુકોશલને સહદેવી માતા રાખવા માંગતી હતી, તે સુકોશલ રાજા પણ તે બનાવ પોતાની ધાવમાતાના મુખેથી સાંભળતાની સાથે જ, પોતાના પિતાની પાસે પહોંચ્યા, અને પિતાની પાસે પહોંચીને વિરક્ત બની ગયો છે આત્મા જેમનો એવા સુકોશલ રાજાએ અંજલિ જોડીને રાજર્ષિ બનેલા પોતાના પિતાની પાસે વ્રતની એટલે દીક્ષાની યાચના કરી.

**માતા અને પુત્રનું દ્રષ્ટાંત :**

ભાગ્યવાનો ! વિચારો કે બહુલ સંસારી આત્માઓની મનોદશા અને અલ્પ સંસારી આત્માઓની મનોદશામાં કેટલો ફરક હોય છે ? ખરેખર બહુલ સંસારી આત્માઓની મનોદશા જ્યારે ભયંકર હોય છે, ત્યારે અલ્પ સંસારી આત્માઓની મનોદશા ઘણી જ સુંદર હોય છે. પોતાની તીવ્ર સંસાર લાલસાના યોગે સહદેવીએ જ્યારે પ્રથમવાર પતિને મોક્ષમાર્ગના મુસાફર બનવામાં અંતરાય કરવાની કાર્યવાહી કરી અને બીજીવાર રાજર્ષિ બનેલા પતિદેવની ભયંકર આશાતના કરી ઘોર પાપકર્મનો બંધ કર્યો ત્યારે સુકોશલ રાજા કે જેના આત્મા ઉપર સંસારની લાલસાએ તેવી સત્તા નહોતી જમાવી, તેણે પોતાના સંસારને સુસ્થિત બનાવવા ઈચ્છતી અને એ ઈચ્છાના યોગે દરેક રીતે એ પૂજ્ય એવા રાજર્ષિ મહામુનિની પણ ઘોર આશાતના કરનારી માતા એ માતા નથી પણ ભયંકર શત્રુની ગરજ સારનારી મહારાક્ષસી છે, એમ માનીને એવી ભયંકર માતાના મુખનું દર્શન પણ કર્યા વિના તેનો દૂરથી જ ત્યાગ કર્યો અને પોતાના આત્માનું સર્વ રીતે શ્રેય કરનાર એવા પિતા-મુનિનું શરણ સ્વીકાર્યું. અધમ આત્માઓની અને ઉત્તમ આત્માઓની મનોદશાનો ખ્યાલ લાવવા માટે આ માતા અને પુત્રનું દ્રષ્ટાંત ઘણું જ સુંદર છે.

આજના સંસારમાં આવી માતાઓના દર્શન સહજ છે, પણ આવા પુત્રનું દર્શન દુર્લભ છે. આ માતાના દ્રષ્ટાંતથી આજની માતાઓએ મહારાક્ષસીનું રૂપ નહિ ધરતાં મહાદેવીનું રૂપ ધરતાં શીખવું જોઈએ, અને આ પુત્રના દ્રષ્ટાંતથી પુત્રોએ પણ માતાઓના મોહમાં ફસી તેઓની આજ્ઞા એજ ધર્મ છે એમ માનીને સંસારરસિક થઈ વિષયના કીડા બનતા અટકી જવું જોઈએ અને વિવેકી બની સદ્‌ગુરુઓનું શરણ સ્વીકારતા શીખવું જોઈએ. આ દ્રષ્ટાંતશ્રવણનું સાચું ફળ છે.

## [૧૦]

**સુકોશલ રાજાએ ગ્રહણ કરેલી દીક્ષા :**

મોહરાજાને વશ પડેલી સહદેવીએ, પોતાના પતિને સંયમ માર્ગના મુસાફર બનવામાં અંતરાય કર્યો; પણ એ અંતરાયને નહિ ગણકારતાં મહારાજા કીર્તિધરે, પોતાના બાલપુત્રને રાજ્ય ઉપર સ્થાપન કરીને આચાર્ય

ભગવાન્ શ્રીમદ્ વિજયસેનસૂરિજી મહારાજા પાસે દીક્ષા અંગીકાર કરી લીધી અને દીક્ષા અંગીકાર કર્યા પછી પરીષહોને સહવા દ્વારા અને તપશ્ચર્યા તપવા દ્વારા એ રાજર્ષિ એ એકાકી વિહારની તાકાત મેળવી. તાકાતના યોગે ગુરૂમહારાજાએ પણ રાજર્ષિને એકાકી વિહારની અનુજ્ઞા આપી.

એ અનુજ્ઞાના યોગે એકાકી વિહારથી વિચરતા તે રાજર્ષિ માસખમણના પારણાની ઈચ્છાથી સાકેતનગરની-અયોધ્યાનગરીની અંદર ભિક્ષા માટે ફરવા લાગ્યા. પોતાના નગરમાં ભિક્ષા માટે ફરતા પતિમુનિના દર્શનથી આનંદ પામવાને બદલે, રાજમાતા બની રહેવાના લોભથી સહદેવી ઉલટી મોહવિકળ બની અને એણે વિચાર્યું કે :-

'પતિએ દીક્ષા લીધી એથી હું પતિહીન તો બની જ છું, અને કદાચ આ પિતામુનિના દર્શનથી મારો સુકોશલ પણ જો દીક્ષા અંગીકાર કરે, તો હું તો વીર વિનાની જ બની જાઉં, માટે ભલે આ નિરપરાધી પણ હોય, ભલે આ મારા પતિ પણ હોય, અને ભલે વ્રતધારી પણ હોય, તો પણ મારે આને નગરમાંથી બહાર કાઢી મૂકવો જોઈએ.'

આ પ્રમાણેનો વિચાર કરીને તે પાપિણીએ પતિપણાના સંબંધનો, પતિપણાના સ્નેહનો કે પૂર્વના ગાઢ પરિચયનો એટલે કે-કોઈ પણ જાતનો વિચાર કર્યા વિના જ, એ મહાતપસ્વી રાજર્ષિને અન્યમતના સાધુઓની સાથે નગરની બહાર કાઢી મૂકયા.

તે પાપિણીના આ કાર્યથી સુકોશલની ધાવમાતાનું હૃદય ઘવાયું અને એથી તેણે ખૂબ જ રૂદન કરવા માંડયું. પોતાની ધાવમાતાને ખૂબ રોતી જોઈને સુકોશલ રાજાએ રોવાનું કારણ પૂછયું અને ધાવમાતાએ રાજા પ્રત્યે રોવાનું કારણ શોક-ગદ્‌ગદ્ અક્ષરો દ્વારા જણાવ્યું; રોવાનું કારણ જણાવતાં ધાવમાતાએ, સહદેવી માતાએ આચરેલા ભયંકર પાપાચરણને ઘણી જ સ્પષ્ટતાથી જણાવ્યું.

એ જાણીને તો સુકોશલ રાજા આભા જ બની ગયા. સહદેવી માતા, માતા નથી પણ ભયંકર વૈરિણી છે,- એમ એ પુણ્યાત્મા રાજવીને ભાસ્યું. વધુમાં આવું ભયંકર પાપાચરણ કરનારી માતાને માતા તરીકે માનવી કે કોઈ પણ પુણ્યકાર્યમાં એની અનુમતિ મેળવવાની ઈચ્છા કરવી, એ પણ તેના ભયંકર પાપાચરણને અનુમોદન આપવા જેવું જણાયું.

એ જ કારણે પરમ પુણ્યાત્મા સુકોશલ મહારાજા એકદમ એ પાપિણી માતાનું મુખ પણ જોયા વિના, સીધા જ વિરકત બનીને એક સુપિતાના સુપુત્રને છાજતી રીતે પોતાના પિતામુનિ પાસે પહોંચી ગયા અને ત્યાં પહોંચીને તરત જ હસ્તયોજન પૂર્વક પોતાના પિતામુનિ પાસે દીક્ષાની યાચના કરી.

આ પ્રસંગ ઉપરથી પણ જેઓ આજે શાસનદ્રોહીઓની પીઠ થાબડી રહ્યા છે, તેઓ ઘણું ઘણું વિચારી શકે તેમ છે; પણ માનપાનની લાલસામાં મરી રહેલાઓને એવું વિચારવાની ફુરસદ જ કયાં છે ?

**જાતની પ્રભાવનાને ભૂલી શાસનની પ્રભાવના કરો !**

પોતાના ભોગે પણ પુત્રને રાજ્ય ભોગવતો રાખવા માટે પ્રયત્ન કરી રહેલી માતાએ, પુત્રમોહને અંગે જ એક મુનિને નગર બહાર કઢાવવાનું પાપાચરણ કર્યું; એ જ કારણે શ્રી જિનેશ્વરદેવના શાસનથી સુવાસિત એવા સુકોશલ રાજાએ, સંસારની દ્રષ્ટિએ માતા જેવી માતાનું મુખ પણ ન જોયુ અને પૂછયા કે ગાછ્યા વિના ચાલી નીકળ્યા.

ત્યારે આજે જેઓ દીક્ષિત થનારના નથી થતા બાપ કે નથી થતા કાકા, નથી થતાં સ્નેહી કે નથી થતાં સંબંધી અને દીક્ષિત થનારને નથી સહાય કરતા જીવતાં કે નથી સહાય કરતા મરતાં, તે છતાંય દીક્ષિત થનારના

માર્ગમાં એકાંતે કાંટા વેરવાનું જ પાપ આચરી રહ્યા છે, સન્માર્ગના રક્ષક અને ધર્મના ધોરી મહાપુરૂષોને ઉતારી પાડવા માટે તદ્દન ખોટું તથા ઈતરોને પ્રભુ-ધર્મથી વિમુખ કરે એવું પ્રચારકાર્ય કરી રહ્યા છે, તેવાઓને પોતાની પાસે બેસાડવામાં ડહાપણ મનાવનારા, તેવાઓ પણ માત્ર પોતાને માને-પૂજે અને પ્રશંસે એ જ કારણે તેવાઓ પણ સારા છે, એમ સ્વમુખે જાહેર કરનારા અને અમુક વર્ગમાં તેવા પાપાત્માઓની કીર્તિ વધારનારા પોતાને સાધુ જ નહિ, પણ સૌથી મોટા ધર્માચાર્ય મનાવવાના કોડ રાખે, એ કેવું અને કેટલું શ્રાપરૂપ છે એ શું વિચારણીય નથી ?

ખરેખર આવા પ્રસંગે એ વાત જાહેર કરી દેવી ઘણી જ જરૂરની છે કે જેઓ આજે પોતાની જાતને સર્વમાન્ય બનાવવાના મોહમાં પડીને શાસ્ત્રદ્રષ્ટિએ જેઓનું મુખ જોવું કે નામ દેવું એ પણ પાપરૂપ છે, તેવાઓને વાત વાતમાં આગળ લાવવા મથે છે, અગર તેવાઓનો પણ ખોટો બચાવ કરવામાં ડહાપણ અને હોંશીયારી સમજે છે, તથા તેવાઓને શાસનના હિત ખાતર તેમના સ્વરૂપમાં ખુલ્લા પાડનાર પુણ્યપુરૂષોને કજીયાખોર અગર તો અશાંતપ્રિય કે અશાંતિના ઉત્પાદક તરીકે ઓળખવામાં મગરૂરી સમજે છે, તેઓ પોતાની જાતને પ્રભુશાસનમાં સર્વમાન્ય તો નથી જ કરી શકતા, પણ ઉલટી પ્રભુશાસનથી બહાર જ કાઢી દે છે.

વધુમાં તેવાઓને આપણે એ પણ સંભળાવી જ દેવું જોઇએ કે જાતની પ્રભાવનાને ભૂલ્યા વિના તમે કદી જ શાસનની પ્રભાવના કરી શકવાના નથી ! શાસનની પ્રભાવના નામે જાતની પ્રભાવનમાં મચી પડવું, એ પ્રભુશાસન પ્રત્યેની ભયંકરમાં ભયંકર અને ન માફ કરી શકાય તેવી નિમકહરામી છે ! શાસનના પ્રતાપે મેળવેલી મોટાઇ અને નામનાનો ઉપયોગ જાતની પ્રભાવનામાં કરવો, એના જેવી ભયંકર નફટાઇ બીજી એક પણ નથી. જે શાસનના યોગે ઉંચું સ્થાન મેળવ્યું હોય, તે જ શાસનના દ્રોહીઓને-એ દ્રોહીઓ તરફથી પોતાની જાતને જ માનપાન આદિ મળે એ કારણે પંપાળવા કે પોષવા એ પણ પ્રભુશાસનનો ભયંકરમાં ભયંકર દ્રોહ કરવા જેવું છે, અને પ્રભુશાસનના મર્મને અમે જાણનારા છીએ, એવો દાવો કરવા છતાં ઉઘાડી રીતે સાચા અને ખોટા તરીકે ઓળખાઇ શકે તેવા પક્ષોની વચ્ચે પણ મધ્યસ્થ કે તટસ્થ હોવાનો દંભ કે આડંબર કરવો, એ ભદ્રિક જનતાના ધર્મધનને લૂંટાવી દેવાની નિંદનીય પ્રવૃત્તિ આદરી વિશ્વાસઘાતનું ભયંકર પાપ આચરવા જેવું છે.

આ કથન તેવાઓને કડવું લાગશે કે મીઠું લાગશે, એનો વિચાર આપણે કરવાનો નથી; કારણ કે ઉપકાર બુધ્ધિથી કડવું પણ હિતકર કહી દેવાની પરમ પુરુષોની આપણને આજ્ઞા છે અને ગમે તેવું અને ગમે તેટલું જોખમ વેઠીને પણ જો આપણામાં શક્તિ હોય તો તે પરમ પુરૂષોની એ પરમતારક આજ્ઞાનું પાલન કરવું, એ આપણી આવશ્યક અને અનિવાર્ય ફરજ છે. અસ્તુ !

હવે આવો આપણે આપણા કથાવિષય ઉપર. સુકોશલ મહારાજા પોતાના પિતામુનિ પાસે પહોંચી ગયા, એ વાતની જાણ થતાંની સાથે જ સુકોશલ મહારાજાની ચિત્રમાલા નામની ગર્ભવતી પત્ની, મંત્રીઓની સાથે આવીને કહેવા લાગી કે ' હે સ્વામિન્ ! સ્વામી વિનાના રાજ્યનો ત્યાગ કરવો એ આપના માટે યોગ્ય નથી.'

પોતાની માતાના જ દ્રષ્ટાંતથી સંસારની ભયંકરતા પૂરેપૂરી જોઇ લેવાના કારણે, પરમ વિરક્ત બનેલા સુકોશલ મહારાજાને, મંત્રીઓ સાથે આવી પહોંચેલી પોતાની પત્નીના કથનની કશી જ અસર થતી નથી. તે પુણ્યાત્મા તો પોતાની ભાવનામાં દ્રઢ જ રહ્યા અને એ દ્રઢતાના યોગે પોતાની પત્નીને તે પુણ્યાત્માએ સ્પષ્ટ અક્ષરોમાં કહી દીધું કે 'ગર્ભમાં રહેલાં એવા પણ તારા પુત્રને હું રાજ્ય ઉપર અભિષિક્ત કરૂં છું, કારણ કે ભાવિ ઉપર ભૂતના જેવો ઉપચાર થઇ શકે છે. એટલે કે ભવિષ્યમાં જે રાજા થવાનો હોય છે તેને ભૂતકાલની માફક રાજા તરીકે ઓળખાવી શકાય છે, માટે ગર્ભમાં હોવા છતાં પણ તારો દીકરો આજથી જ રાજા તરીકે ઓળખાશે એમ હું જાહેર કરૂં છું.'

આ પ્રમાણે પોતાની પત્નીને કહીને તથા અન્ય લોકોની સાથે ઘટતું અને જરૂરી સંભાષણ કરીને સુકોશલ મહારાજાએ પિતા પાસે પ્રવ્રજ્યા અંગીકાર કરી અને દુઃખે કરીને તપી શકાય તેવા તપને તેઓ તપવા લાગ્યા.

વિચારો કે પરમ વિરક્ત પુણ્યાત્માઓની દશા કેવી અને કેટલી પવિત્ર તથા નિર્મોહ હોય છે ? વિરક્ત દશા અને દુનિયાદારીની દશાને પરસ્પર મેળ હોઇ જ નથી શકતો એ ખાસ ધ્યાનમાં રાખો. મોહમગ્ન આત્માઓની વિચારણાં કરતાં જ વિરક્ત આત્માઓની વિચારણા જાૂદી જ હોય છે અને હોવી જ જોઇએ એમ હૃદયપૂર્વક સ્વીકારો. જો વિરક્ત આત્માઓની અને મોહમગ્ન આત્માઓની વિચારણા એક સરખી જ સ્વીકારવામાં આવી હોત તો વિશ્વમાં શ્રી તીર્થપતિનું શાસન હોત જ નહિ અને વિશ્વમાં જે થોડું પણ સુખ કે શાંતિ દ્રષ્ટિગોચર થઇ રહ્યા છે, એ પણ ન હોત, એ વાતને બરાબર સમજો.

આવી વસ્તુઓ પ્રભુશાસનને પામેલા ન સમજે એ કેમ જ બને ? અને પ્રભુશાસનને પામવાની મનોભાવનાવાળાઓ, એ વસ્તુઓ સમજવાની કાળજી ન કરે એ પણ કેમ જ ચાલે ? જેઓ આ વસ્તુઓ સમજ્યા નથી કે ઉપકારીઓના કથનથી સદ્દહતા નથી, તેઓ પ્રભુશાસનને પામ્યા જ નથી અને એ વસ્તુઓને સમજવા કે સદ્દહવા જેઓ ઇચ્છતા નથી, તેઓ પ્રભુશાસનને પામવાને પણ લાયક નથી, એ વાત સહૃદય આત્માઓ ઘણી જ સહેલાઇથી સમજી શકે તેમ છે.

[ ૧૧ ]

**દુર્ધ્યાનના પ્રતાપે સહદેવીની દુર્ગતિ :**

રાજા મટીને રાજર્ષિ બનવાની ભાવનાની આડે આવનારી પત્ની કે માતાની એક લેશ પણ પરવા કર્યા વિના, બન્નેય પરમ પુણ્યશાલી રાજાઓ, રાજા મટીને રાજર્ષિ બન્યા. એ રીતે એ રાજર્ષિ બન્યા પછી પણ એ પુણ્યાત્માઓ, દુનિયાની કોઇ પણ પ્રવૃત્તિમાં લેપાયા વિના મોક્ષમાર્ગની આરાધનામાં જ રક્ત બન્યા ને નિર્મમ અને નિષ્કષાય એવા તે બન્નેય પિતાપુત્ર મહામુનિઓ સાથે જ પૃથ્વિતલને પાવન કરતાં થકા વિહરવા લાગ્યા.

આ વર્ણન ઉપરથી એ વાત સારી રીતે સમજી શકાય તેમ છે કે દેખાવમાં મુનિ થઇ જવા માત્રથી આત્મકલ્યાણ સાધી શકાતું નથી, પણ મુનિપણાને દીપાવનારી નિર્મમતા અને નિષ્કષાયતા કેળવી એવી રીતે વિહરવું જોઇએ કે જ્યાં જ્યાં પોતાનો વિહાર થાય ત્યાં ત્યાં યોગ્ય આત્માઓ પવિત્ર થઇ સહેજે સહેજે મોક્ષમાર્ગના રસિયા બને. એ રીતે વિહરવામાં જ સાચું મુનિપણું છે, એ વસ્તુ ખૂબ લક્ષ્યમાં રાખવા જેવી છે. મુનિપણું પામ્યા પછી પણ આત્મકલ્યાણની પ્રવૃત્તિમાં બાધ કરનારી વસ્તુઓ ઉપર મારાપણું બન્યુ રહે અને એની ખાતર આત્મા કષાયોથી ધમધમતો રહે, તો ખરે જ મુનિપણાની પ્રાપ્તિથી આત્માને જે લાભ થવો જોઇએ તે નથી જ થતો.

સર્વોત્તમ શ્રી જિનેશ્વરદેવોનું મુનિપણું પામીને પણ જો આત્માની એવી ને એવી દશા રહે તો માનવું જોઇએ કે આત્મા ઘણો જ ભારેકર્મી છે. અન્યથા જે મુનિપણાએ રાજા મહારાજાઓને પણ સાચા ભિક્ષુક બનાવ્યા છે, તે મુનિપણાને પામવા છતાં પણ આત્મા દીન કે પુદ્ગલાનંદી કેમ જ બને ? અનંત ઉપકારી પરમ વીતરાગ શ્રી જિનેશ્વરદેવોનું મુનિપણું પામ્યા પછી પણ યથેચ્છચારિતા, દીનતા અને પુદ્ગલાનંદિપણું બન્યું રહે એ આત્માની અધોગતિ સૂચવનારી વસ્તુ છે. યથેચ્છચારિતા, દીનતા કે પુદ્ગલાનંદિતા સાથે શ્રી જિનેશ્વરદેવના મુનિપણાને સહજ પણ મેળ નથી જ. યથેચ્છચારિતા, દીનતા કે પુદ્ગલાનંદિતા સાથે શ્રી જિનેશ્વરદેવના મુનિપણાનો મેળ કરવા ઇચ્છનાર આત્માઓ શ્રી જિનેશ્વરદેવના મુનિપણાને દીપાવનારા નથી કિંતુ કલંકિત કરનારા છે એ વાત કદી જ વિસરી જવા જેવી નથી !

**સુંદર સાધુપણાની પૂરેપુરી કાળજી જોઇએ :**

પ્રભુ-શાસનના મુનિપણાને પામવા છતાં પણ તુચ્છ પદાર્થોની આશા બની રહે એ કાંઈ નાનીસુની વિડમ્બના નથી, એ વાત દર્શાવતાં એક પરમોપકારી પરમમહર્ષિ સ્પષ્ટ શબ્દોમાં ફરમાવે છે કે,

**''गृहीतलिङ्गस्य च चेद् धनाशा, गृहीतलिङ्गो विषयाभिलाषी ।**
**गृहीतलिङ्गो रसलोलुपश्चेद्, विडम्बनं नास्ति ततोऽधिकं हि ॥ १ ॥''**

*મુનિલિંગને ધરનાર આત્મામાં જો ધનની આશા હોય, મુનિલિંગને ધરનારો જો વિષયોનો અભિલાષી હોય, અને મુનિલિંગને ધરનારો જો રસલોલુપ હોય, તો તેની તેથી ખરેખર અધિક વિડંબના બીજી કોઈ જ નથી.*

અર્થાત્ મુનિ અને ધનનો અર્થી, મુનિ અને વિષયાભિલાષી તથા મુનિ અને રસનો લોલુપી એ જ ખરેખર વિડંબના છે. પ્રભુશાસનના મુનિપણા સાથે એ વસ્તુઓ ઘણી જ ભયંકર ગણાય છે. ધનનો અર્થી, વિષયોનો અભિલાષી અને રસોમાં લોલુપ બનેલો મુનિ, પ્રભુશાસનના મુનિપણાને કોઇ પણ રીતે સાચવવું જોઇએ તે રીતે સાચવી શકતો નથી, પણ ઉલટો એ પરમ તારક મુનિપણાને લજાવે છે. એવા આત્માને નથી ગમતી ગુરૂનિશ્રા કે નથી ગમતી આગમરસિકતા. એવા આત્માઓને તો તેવા જ સહવાસ રૂચે છે કે જે પોતાની લાલસાઓનું પોષણ કરે અગર તો તેની આડે ન આવે, એના પરિણામે તેવા વેષવિડંબક આત્માઓ એકાકી વિહાર, કે જેનો શાસ્ત્રે આજ કાલ સર્વથા નિષેધ કરેલો છે, તેનો આશ્રય કરે છે, અગર તો કોઇ તેવા જ રખડતા અને પોતાની માફક સ્વચ્છંદી બનીને વિહરતાને સાથે કરે છે, અને આગમપ્રણીત સન્માર્ગની કિંમત ઘટાડવાની પ્રવૃત્તિ પણ એવાઓ ચાલાકીપૂર્વક આદરે છે.

એ જ કારણે એવા અધમ આત્માઓને દાંભિક તરીકે, વેષધર તરીકે, ધૂર્ત્ત તરીકે અને માત્ર જનમનરંજક તરીકે ઓળખાવતાં એ જ પરમોપકારી પરમહર્ષિ ફરમાવે છે કે -

**''ये लुब्धचित्ता विषयार्थभोगे, बहिर्विरागा हृदिबद्धरागाः ।**
**ते दाम्भिका वेषधराश्च धूर्त्ताः, मनांसि लोकस्य तु रञ्जयन्ति ॥''**

જેઓનું ચિત્ત વિષયાર્થભોગમાં લુબ્ધ છે અને જેઓ બહારથી વિરાગી દેખાવા છતાં હ્રદયમાં બધ્ધરાગ છે, તે વેષધારી ધૂર્ત્તો દાંભિક હોઇને માત્ર લોકના મનને જ રંજિત કરે છે. પણ વૈરાગ્યરંગથી પોતાના આત્માને તે કનિષ્ટ કોટિના આત્માઓ કદી જ રંગી શકતા નથી; કારણ કે એવા આત્માઓને વેરાગ્યના રંગ સાથે રંગ જ નથી હોતો, તેવા આત્માઓ તો માત્ર વેષના યોગે એક જ વસ્તુને ઈચ્છનારા હોય છે કે ગમે તે ભોગે પણ આપણી લાલસાઓ પૂર્ણ થવી જોઇએ. એવી તુચ્છ લાલસાઓની સાધનામાં પડેલા પામરોને માત્ર પોતાના જ ખાનપાનની પડેલી હોય છે, તેઓને નથી મુનિપણાની પરવા હોતી કે નથી પ્રભુપ્રણીત માર્ગની પરવા હોતી.

સુંદર સાધુપણાને પામીને પણ એવી દુર્દશા ન થઇ જાય, તેની કાળજી કલ્યાણના અર્થી આત્માઓએ પૂરેપૂરી રાખવી જોઇએ. એવી કાળજી ઉત્પન્ન કરવા માટે આવાં, એટલે કે કીર્તિધર અને સુકોશલ જેવા મહામુનિવરોનાં દ્રષ્ટાંતો કલ્યાણના અર્થી આત્માઓમાં વૈરાગ્યરંગની રેલમછેલ કરી શકે છે.

એવા ઉત્તમ મુનિવરોનાં દ્રષ્ટાંતો ઉપરથી જોઇ શકાય છે કે તે પુણ્યાત્માઓ સિંહની માફક નીકળતા અને સિંહની માફક મુનિપણાનું પાલન કરતાં. એવા મુનિપણાના પાલન માટે ગુરૂનિશ્રા સાથે પરીષહોના સહનની અને બારે પ્રકારના તપના પરિશીલનની અતિશય આવશ્યકતા છે. ગુરૂનિશ્રામાં નહિ રહી શકનારા, પરીષહોથી ભાગતા ફરનારા અને તપ તપવાથી કાયર બનનારા આત્માઓએ આવા મહામુનિઓને પોતાના આદર્શરૂપ બનાવવા જોઇએ; એમ કરીને પોતાના જીવનને ગુરૂનિશ્રાથી નિયંત્રિત બનાવવું જોઇએ અને જીવનને ગુરૂનિશ્રામાં નિયંત્રિત બનાવીને ભગવાન શ્રી ઉમાસ્વાતિજી વાચકના -

''मार्गाच्यवननिर्जरार्थं परिषोढव्याः परीषहाः'' (તત્વાર્થ સૂત્ર)

સમ્યગ્દર્શનાદિ જે મોક્ષમાર્ગ, તેનાથી પોતાનો આત્મા ચલિત ન થાય એ કારણે અને કર્મોની નિર્જરાને અર્થે પરીષહો સારી રીતે સહન કરવા યોગ્ય છે.

આ સૂત્રને નિરંતર દ્રષ્ટિપથમાં રાખીને પરીષહોને પ્રસન્નતાપૂર્વક સહન કરવા જોઇએ અને કર્મનિર્જરા અર્થે જ અનંતજ્ઞાનીઓએ ઉપદેશેલા બારે પ્રકારના તપને તપવામાં રક્ત થઈ જવું જોઈએ એમ કરવામાં જ આત્માનો સાચો નિર્મમ ભાવ કેળવાશે અને એના જ પરિણામે જે જાતનો નિષ્કષાય ભાવ આત્માને થવો જોઇએ તે અનાયાસે થશે.

**સહદેવી દુર્ધ્યાનમાં મરીને વાઘણ બને છે :**

કીર્તિધર અને સુકોશલ નામના પિતાપુત્ર મહામુનિઓ, એ અનંતજ્ઞાનીઓએ પ્રથમ નંબરે ઉપદેશેલી ગુરૂનિશ્રામાં રહીને, સદાય સહન કરવા યોગ્ય પરીષહોને સહન કરીને, અવશ્ય આચરણીય તપશ્ચરણને આચરીને, અને પૈદ્ગલિક પદાર્થો પ્રત્યેની નિર્મમતા-નિષ્કષાયતા કેળવીને, નિર્મમ અને નિષ્કષાય બન્યા અને સાથે જ પૃથ્વીતલને પાવન કરતા વિહરવા લાગ્યા.

પિતા અને પુત્ર બન્નેય મહામુનિ બનીને જ્યારે પૃથ્વીતલને પાવન કરતા વિહરવા લાગ્યા, ત્યારે રાજરાણી અને રાજમાતા બનવાના મોહના કારણે ઘોર પાપને આચરનારી સહદેવી પુત્રના વિયોગથી ખેદને ભજનારી બનીને આર્ત્તધ્યાનમાં તત્પરપણે મરીને ગિરિગહ્વરમાં વાઘણ થઈ.

આ પ્રસંગ આજની ચર્ચાના અનેક મુદ્દાઓ ઉપર સારામાં સારો પ્રકાશ પાડી શકે તેમ છે.

આજનાઓ કહે છે કે સંયમ લેનારાઓએ પત્નીનું અને માતાનું શું થશે એ ખાસ જોવું જ જોઇએ, અન્યથા પત્ની ઉન્માર્ગે જાય અને માતા દુર્ધ્યાન કરે, તેનું પાપ અવશ્ય સંયમધર થયેલા પતિને અને પુત્રને લાગે !

પણ આની સામે આ પ્રસંગ કહે છે કે અનંતજ્ઞાનીઓએ ફરમાવેલી વિધિ મુજબ સંયમનો સ્વીકાર કરનારા આત્માઓએ એ વિચારવાનું જ નથી કે મોહમાં જ મસ્ત બનેલ અને ધર્મથી પરાઙ્મુખ થયેલ પત્નીનું કે માતાનું શું થશે ? કારણ કે સદાને માટે વિરક્ત આત્માઓ કરતાં સંસારરક્ત આત્માઓની દશા જુદી જ હોય છે !

સંસારરક્ત આત્માઓની રાગદશાને પોષવાની ફરજ વિરક્ત આત્માઓ ઉપર અનંતજ્ઞાની ઉપકારીઓએ નાખી જ નથી; એ જ કારણે સંયમધરની પત્ની કે માતા પાછળથી સંસારરસીકતાના કારણે આર્ત્તધ્યાનાદિને વશ બનીને દુર્ગતિમાં જવા છતાં પણ, સંયમધર પતિ કે પુત્ર સારામાં સારી રીતના આરાધક બનીને મુક્તિપદને પામી શકયા છે, પામી શકે છે અને પામી શકશે, એમાં શંકાને અવકાશ જ નથી.

[ ૧૨ ]

**વિવેકી આત્માની વિશિષ્ટ વિવેકશીલતા :**

રાજા મટીને રાજર્ષિ બનેલા કીર્તિધર અને સુકોશલ નામના પિતાપુત્ર મુનિપુંગવો, સંયમની કેવી વિશિષ્ટ આરાધના કરે છે તથા એવી આરાધક દશામાં વિચરતા એ મુનિવરો ઉપર પણ, વાઘણ બનેલી સહદેવી, કે જે એકની પત્ની થાય છે અને એકની માતા થાય છે, તે પોતાના જ ઉત્પન્ન કરેલા વૈરના યોગે કેવી જાતનો જુલમ ગુજારવા ઇચ્છે છે અને એક સુકોશલ મહર્ષિ ઉપર તો કેવો જુલમ ગુજારે છે, એ સઘળું જોતા પૂર્વે આપણે એ જોઇએ કે અવિવેકી સ્નેહી અને વિવેકી સ્નેહી એ ઉભયની વચ્ચે કેટલું અંતર હોય છે ? તથા સુવિવેકી આત્માઓમાં કેવી જાતની વિશિષ્ટ વિવેકશીલતા હોઇ શકે છે ?

સહદેવી એ કીર્તિધર મહારાજાની પત્ની હતી અને સુકોશલ મહારાજાની સગી માતા હતી, એટલે તે એ બન્નેય મહારાજાઓ ઉપર પરમસ્નેહવતી હતી એમ ગણાય; પણ સુકોશલ મહારાજાની ધાવમાતા એ કંઇ કીર્તિધર મહારાજાની પત્ની ન હતી, સુકોશલ મહારાજાની સગી માતા ન હતી, કે જેથી ઉભય ઉપર પરમસ્નેહવતી હતી એમ ગણાય; પણ આપણે કંઇ એવા સ્વાર્થી સ્નેહની કિંમત નથી આંકતા કે જેથી એ સ્નેહની ઓછાશ કે અધિકતા ઉપર વિચાર કરીએ. આપણે તો એ જ વિચારવા માગીએ છીએ કે સ્નેહી હોવા છતાં પણ જે આત્મા વિવેકી હોય છે, એની દશા કેવી અને કેટલી ઉત્તમ હોય છે ? કારણ કે વિવેકી સ્નેહીમાં સાચી હિતૈષિતા હોય છે અને તેનામાં જેટલો સ્નેહ હોય તેટલો પણ સાચો જ હોય છે, પણ કૃત્રિમ, બનાવટી કે સ્વાર્થી નથી હોતો; એ જ કારણે પરમ સ્નેહવતી ગણાતી પણ સહદેવી પત્નીએ પુત્ર ઉપરના સ્નેહ ખાતર મહાવ્રતધારી અને માસખમણના પારણે પોતાના નગરમાં ભિક્ષાર્થે ફરતા પોતાના જ પતિ-મુનિને પોતાના નગરમાંથી નોકરો દ્વારા અક્ષમ્ય રીતે કાઢી મૂકાવ્યા, જ્યારે સાચો સ્નેહ ધરાવતી સુકોશલ મહારાજાની ધાવમાતા હતી તે કૃપાલુ હૃદયવાળી હોઇ, પોતાના સ્વામી કીર્તિધર મહારાજાના ગુણગણનું સ્મરણ કરતી રોવા લાગી. પોતાની ધાવમાતાને રોતી જોઇને જ્યારે સુકોશલ મહારાજાએ પોતાની ધાવમાતાને રોવાનું કારણ પૂછયું ત્યારે હિતૈષી હૃદયને ધરનારી તે વસંતલતા નામની ધાવમાતાએ રોવાનું કારણ કહેવા સાથે, બીજી અનેક જરૂરી અને હિત કરનારી વાતો કહીને સુકોશલ મહારાજાના હિત માટે જે જે કહેવું જરૂરી હતું તે સઘળુંય પોતાના તુચ્છ સ્વાર્થનો વિચાર કર્યા વિના સ્પષ્ટ સ્પષ્ટ અક્ષરોમાં સુણાવી દીધું.

સાચો અને વિવેકી સ્નેહી તે જ કહેવાય છે કે જે પોતાના સ્વાર્થ માટે સત્ય વાતને સમજાવતાં આંચકો ન ખાય; એ જ કારણે પરમ ઉપકારી શ્રી સિદ્ધર્ષિગણીજી પણ 'શ્રી ઉપમિતિ ભવપ્રપંચા' નામના એક અનુપમ કથાગ્રંથમાં ફરમાવે છે કે,

**''घोरसंसारकान्तार - चारनिःसारकाम्यया । प्रवर्तमानं जैनेन्द्रे, धर्मे जीवं जगद्धिते ॥**
**मनसा वचसा सम्यक् क्रियया च कृतोद्यमः । प्रोत्साहयति यस्तस्य, स बन्धुः स्नेहनिर्भरः ॥ २ ॥**
**अलीकस्नेहमोहेन, यस्तु तं वारयेज्जनः । स तस्याहितकारित्वात्, परमार्थेन वैरिकः ॥ ३ ॥''**

*ભયંકર સંસારમાંથી નીકળવાની કામનાએ જગદ્‌હિતકારી શ્રી જિનેન્દ્રોએ ફરમાવેલા ધર્મમાં પ્રવૃત્તિ કરતા જીવને જે મનથી, વચનથી અને સમ્યક્ ક્રિયાથી ઉદ્યમશીલ થયો થકો પ્રોત્સાહન આપે છે, તે તેનો ગાઢ સ્નેહથી ભરેલો બંધુ છે. પણ જો આત્મા તેવા આત્માને એટલે કે ભયંકર સંસારમાંથી નીકળવાની કામનાએ વિશ્વહિતકર શ્રી જિનેન્દ્રદેવોએ ફરમાવેલા ધર્મમાં પ્રવૃત્તિ કરતા આત્માને ખોટા સ્નેહમોહથી અટકાવે છે, તે તે આત્માનું અહિત કરનારો હોવાથી પરમાર્થે કરીને વૈરી છે.*

ઉપકારીઓના આ કથન મુજબ વસંતલતા કે જે સુકોશલ મહારાજાની ધાવમાતા છે, તે વૈરિણી ન હતી પણ સાચા એટલે કે હિતકર સ્નેહથી ભરેલી હતી. તેણે પ્રથમ રોવાનું કારણ જણાવતા કહ્યું કે 'હે પુત્ર ! જે તારા પિતા કીર્તિધર મહારાજા તને રાજ્ય ઉપર અભિષિકત કરીને દીક્ષિત થયા હતા, તેમણે આ આપણા નગરમાં પ્રવેશ કર્યો. અને તે પછી ભિક્ષા માટે વિહરતા એવા એ તારા પિતા-મુનિને તારી માતા સહદેવીએ આજે દુષ્ટ પુરૂષો દ્વારા નગરની બહાર ત્રાસપૂર્વક કાઢી મૂકાવ્યા, તે જ કારણે હે પુત્ર ! હું રોઉં છું.'

આ પ્રમાણે રોવાનું કારણ કહ્યા બાદ એ કાઢી મૂકવાનું કારણ શું છે ? એ સમજાવતા તે પરમ હિતચિંતિકા ધાવમાતાએ કહ્યું 'વ્રતધારીઓને જોઇને મારા દીકરાને નિર્વેદ ન થઇ જાય તે જ કારણે નગરમાંથી સઘળાય લિંગીઓને એટલે સઘળાય મતના સાધુઓને તેણે નગરની બહાર કઢાવ્યા. એટલું જ નહિ પણ તે તારી માતાએ તું બહાર ન જાય તે માટે તારા માટે હરવા-ફરવા અને રમવાનાં ઉદ્યાનો, કાનનો, વાવડીઓ અને અશ્વ ખેલવાની જગ્યાઓ વગેરે નગરની અંદર જ કરાવેલ છે. કારણ કે હે પુત્ર ! તારા પિતાની માફક તારા વંશમાં બીજા પણ જે રાજાઓ થઇ ગયા, તે પણ સઘળાય રાજાઓને પૃથ્વીને ભોગવીને પ્રવ્રજ્યા જ અંગીકાર

કરી છે. એ જ કારણે તારી માતા તને બહાર નથી નીકળવા દેતી, કારણ કે રખેને તું પણ ધર્મને સાંભળીને અને સંવેગને પામીને સંસાર તજી નીકળી જાય-એટલે કે દીક્ષા લઇ લે.'

આ વૃત્તાંત ઉપરથી તમે સમજી શકશો કે અવિવેકી સ્નેહી અને વિવેકી સ્નેહી વચ્ચે કેટલું અંતર હોય છે. સુકોશલ મહારાજા ઉપર બન્નેય-એક જન્મદાત્રી માતા અને બીજી ધાવમાતા-સ્નેહ ધરાવતી હતી, પણ એ બેયના સ્નેહમાં આકાશ અને પૃથ્વીની વચ્ચે જેટલું અંતર છે તેટલું જ અંતર હતું : કારણ કે જન્મદાત્રી માતાએ, સ્નેહના કારણે પુત્ર કોઇ પણ રીતે મુક્તિમાર્ગની સાધનામાં ન યોજાઇ જાય, એ માટેની જ કાર્યવાહી કરી, જ્યારે ધાવમાતાએ પુત્ર પોતાના કલ્યાણમાર્ગથી વંચિત ન થઇ જાય, એવી જાતની વસ્તુસ્થિતિનું સાચું દર્શન કરાવ્યું. પત્ની હોવા છતાં સહદેવીએ પુત્રમોહના કારણે મહાવ્રતધારી એવા પણ પોતાના પતિ ઉપર ભયંકર ત્રાસ વર્તાવ્યો, જ્યારે વસંતલતા એ ત્રાસને નહિ ખમી શકી, એટલું જ નહિ પણ એ ત્રાસને જોઈને કંપી ઉઠી અને રોઇ ઉઠી.

આવા ઉત્તમ કોટિના હિતૈષિનો યોગ છતાં પણ નિર્વિવેકી આત્માઓ કશું જ સાધી શકતા નથી, ત્યારે વિવેકી આત્માઓ સાધ્યની સિધ્ધિ કર્યા વિના રહેતા જ નથી, - એ વાતનો આપણને સુકોશલ મહારાજાએ પૂરેપૂરો સાક્ષાત્કાર કરાવ્યો; કારણ કે ધાવમાતા દ્વારા એ વાતને અને સાચી વસ્તુસ્થિતિને જાણી કે તરત જ તે પુણ્યાત્મા, પાપિણી એવી પોતાની માતાનુ મુખ પણ જોયા વિના એકદમ નગરમાંથી બહાર નીકળ્યા અને પિતા મુનિવર પાસે પહોંચ્યા અને પરમ વિનયપૂર્વક વંદન કર્યું. વંદન કરીને તે પુણ્યાત્મા પોતાના પિતા-મુનિવર પાસે બેઠા અને ધર્મનો પરમાર્થ સાંભળ્યો. સાંભળીને તરત જ તે પુણ્યાત્મા સુકોશલ મહારાજાએ 'હે ભગવન્ ! આપ મારા વચનને સાંભળો.' આ પ્રમાણે કહીને વિનંતી કરતાં જણાવ્યું કે -

"आलित्ते निययधरे, जणओ धेत्तूण पुत्तमण्डाउ । अवहरइ तूरमाणो, सो ताण हियं विचन्तन्तो ॥१॥

*'પોતાનું ઘર સળગવા માંડે ત્યારે પિતા ઉતાવળ કરતો થકો અને પોતાના પુત્રોનું હિત ચિંતવતો થકો પોતાનાં પુત્રભાંડોને ગ્રહણ કરીને ચાલ્યો જાય છે. જ્યારે હે નાથ ! આપ તો મોહરૂપી અગ્નિથી સળગી રહેલા જીવલોક રૂપ ઘરમાં મને મૂકીને નીકળી ગયા. એ રીતે કરવું એ લોકમાં કોઇ પણ રીતે ઉચિત ન ગણાય. એ કારણથી હે નાથ ! આપ કૃપા કરો અને મોહરૂપ અગ્નિથી શરીરરૂપ ઘર સળગી રહ્યું છે, એ કારણે નીકળતા એવા મને આપ હસ્તાવલંબન આપો.'*

પોતાના વિવેકી પુત્રની આવી ચિત્તવૃત્તિ જોઇને કીર્તિધર રાજર્ષિએ પણ તેના હૃદયોલ્લાસને ઉત્તેજન મળે તેવા શબ્દોમાં કહ્યું કે "**होउ अविग्घं तुहं धम्मे** ધર્મને વિષે તને અવિઘ્ન હો."

ભાગ્યવાનો ! વિચારો કે સુવિવેકી આત્માઓની વિવેકશીલતા કેટલી અને કેવી વિશિષ્ટ હોય છે ? પરમ વિવેકવતી ધાવમાતા પણ પોતાના તુચ્છ સ્વાર્થનો વિચાર હિતકર વસ્તુ જણાવવાની આડે નથી આવવા દેતી. સુકોશલ મહારાજા પણ વાસ્તવિક હિતનો માર્ગ કયો છે ? એમ જાણ્યા પછી અન્ય તુચ્છ વિચારો કરવામાં કે પૌદ્ગલિક પંચાત કરવામાં એક ક્ષણ ગુમાવતા નથી અને રાજર્ષિ કીર્તિધર નામના મુનિપુંગવ પણ ઉલ્લાસભેર આવી પહોંચેલા પોતાના પુત્રને બીજું કશું જ આડુંઅવળું કહ્યા કે પૂછયા વિના માત્ર એક જ આશિર્વાદ આપે છે કે "ધર્મને વિષે તમે અવિઘ્ન હો!"

ધ્યાન રાખજો કે સુકોશલ મહારાજા કાંઈ એકલવાયા ન હતા પણ એક મોટા રાજવી હતા; તેમની માતા તો ધર્મમાં વિઘ્ન કરનારી હતી જ અને તે પુણ્યાત્માની પત્ની પણ ગર્ભવતી હતી. આ પ્રમાણે છતાં પણ રાજર્ષિ કીર્તિધર નામના મુનિપુંગવ એ બધી વાતોના સંબંધમાં કશું જ પૂછતા નથી કે કહેતા નથી, એ જ સૂચવે છે કે "એકાંત કલ્યાણકર માર્ગે જવાની આડે આવતી કોઈ પણ વસ્તુ શ્રી જૈનશાસનમાં કીંમતી ગણાતી નથી." માટે એનો વિચાર કરવો વ્યર્થ છે; એ જ કારણે પાછળથી ગર્ભવતી એવી પણ પોતાની પત્ની પરિવારની સાથે આવી

પહોંચી, તે છતાં પણ નહિ મૂંઝાતાં સુકોશલ મહારાજા ગર્ભસ્થ પુત્રને રાજ્ય પર અભિષિક્ત કરીને તરત જ પિતા મુનિપુંગવ પાસે દીક્ષા અંગીકાર કરી, અને મુનિપણાના પાલન માટે પ્રયત્નશીલ થયા.

રાજર્ષિ સુકોશલ મુનિપુંગવ પણ પોતાના પિતા મુનિપુંગવની માફક ઘોર તપશ્ચર્યા કરવામાં ઉગ્ર બન્યા અને એકાગ્રતાના યોગે તે મુનિપુંગવે પણ અનેકવિધ તપોને ઉગ્રપણે તપ્યાં. એના યોગે એ બન્ને રાજર્ષિ મુનિપુંગવો સમાન સ્તુતિપાત્ર બન્યા છે. એ બન્નેય રાજર્ષિ મુનિપુંગવોનું સ્વરૂપ આલેખતાં 'પઉમચરિયમ્'ના કર્તા મહાપુરૂષે તેઓની સ્તવના કરતાં ફરમાવ્યું છે કે -

"ते दोवि पियापुत्ता-तवसंजमनियमसोसियसरीरा ।
विहरन्ति दढधिइया, गामागरमण्डियं वसुहं" ॥१॥

તપ સંયમ અને નિયમથી શોષવી નાખ્યું છે શરીર જેઓએ તેવા દ્રઢ ધીરજવાળા તે બન્નેય પિતાપુત્ર મુનિપુંગવો ગામ અને આકરથી મંડિત એવી પૃથ્વી પર વિહરે છે.

આપણે જાણી ગયા છીએ કે આ રીતે પિતાપુત્ર મુનિ જ્યારે આરાધનામાં રક્ત છે, ત્યારે પુત્રના વિયોગે આર્ત્તધ્યાન ધ્યાવવામાં તત્પર બનવાથી સહદેવી કીર્તિધર જેવા પુણ્ય પુરૂષની ધર્મપત્ની બનવા છતાં અને સુકોશલ જેવા સુજાત પુત્રની માતા બનવા છતાં મરીને ગિરિગહ્વરમાં વાઘણ બની.

[ ૧૩ ]

**બન્ને મહાત્મા રાજર્ષિઓની અનુપમ આરાધના :**

આપણે અત્યાર સુધીમાં એ જોઈ ગયા કે કીર્તિધર અને સુકોશલ મહારાજા અત્યાર સુધીમાં એ જોઇ ગયા કે કીર્તિધર અને સુકોશલ નામના પિતાપુત્ર મુનિપુંગવો નિર્મમ અને નિષ્કષાય બનીને સાથે જ પૃથ્વીતલને પાવન કરતા વિચરે છે, ત્યારે સહદેવી કે જે પૂર્વાવસ્થામાંના આ બેમાંના એક રાજર્ષિની પત્ની થતી અને એકની માતા થતી, તે આર્ત્તધ્યાનના યોગે અતિ દુર્લભ એવા માનવજીવનને એળે ગુમાવી, ગિરિગહ્વરમાં વાઘણ તરીકે ઉત્પન્ન થઇ ગઇ છે.

આથી સમજાશે કે પોતપોતાના કર્મના યોગે પ્રાણીઓ આ સંસાર રૂપ ભયંકર અટવીમાં અથડાયા કરે છે. એમાંથી પ્રાણીઓને બચાવવા માટે અનંત ઉપકારી શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા ધર્મ સિવાય બીજું કોઇ પણ સમર્થ નથી. એ ધર્મની સામગ્રી નહિ પામનારા અને પામ્યા છતાં પણ નહિ આરાધનારા આત્માઓ સુખના અર્થી છતાં આ દુ:ખમય સંસાર રૂપ અટવીમાં રડયા જ કરે છે અને આવા એકના એક સર્વોત્તમ ધર્મની ઘોર વિરાધના કરનારા તો અનંતકાલ સુધી આ દુ:ખમય, દુ:ખફલક અને દુ:ખપરંપરક અટવીમાં કારમી રીતે રીબાય છે. આથી કલ્યાણના અર્થી આત્માઓએ તો સર્વસ્વના ભોગે પણ એ પરમ કલ્યાણમય ધર્મની આરાધનામાં જ રકત બનવું જોઇએ, પણ જેઓથી આરાધના ન થઇ શકે તેઓએ પણ વિરાધનાથી અવશ્ય બચવું જોઇએ, કારણ કે એમ કર્યા વિના આ સંસારનો અંત કદી જ આવે તેમ નથી.

એ જ કારણે વિરાધના ન થઇ જાય એની કાળજી રાખવા પૂર્વક બન્નેય રાજર્ષિઓ, એ પરમતારક ધર્મની આરાધનામાં એકતાન બન્યા છે અને એ એકતાનમાં રકત બનેલા રાજર્ષિઓને નથી નડતા પરીષહો કે નથી નડતા ઉપસર્ગો, ઉલટું એ પરીષહો અને ઉપસર્ગો તો એ પુરૂષસિંહોને મોક્ષમાર્ગની આરાધનાના પરમ સહાયરૂપ થાય છે. એથી જ એ પુરૂષસિંહો એ પરીષહો અને ઉપસર્ગોની પરવા કર્યા વિના આરાધનાનાં માર્ગમાં અનુપમ રીતે આગળ વધ્યે જ જાય છે. મુકિતમાર્ગના આરાધકોને તો પરીષહો અને ઉપસર્ગોની સામે સંગ્રામ ખેલવામાં જ આનંદ હોય છે.

એ જ હેતુથી તીર્થપતિના આત્માઓ, કે જે આત્માઓનો આ દુનિયામાં જોટો નથી, તેઓ પોતાના અંતિમ ભવમાં પણ પ્રશમામૃતની તૃપ્તિ શાના યોગે પામે છે ? એ દર્શાવતા 'મહિમસ્તવ' નામના પ્રકાશ દ્વારા શ્રી વીતરાગ પરમાત્માના માહાત્મ્યની સ્તવના કરતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજા સ્તવે છે કે,

**"निघ्नन् परीषहचमू-मुपसर्गान् प्रतिक्षिपन् । प्राप्तोऽसि शमसौहित्यं, महतां कापि वैदुसी ॥१॥"**

(વીતરાગ સ્તોત્ર)

*" હે સ્વામિન્ ! પરીષહચમૂનો વિનાશ કરતાં અને ઉપસર્ગોનો પ્રતિક્ષેપ કરતા આપ શમસૌહિત્યને પામ્યા છો તે કારણથી જણાય છે કે હે નાથ ! મહાપુરૂષોની વિદ્વત્તા કોઈ અલૌકિક હોય છે !"*

આ ઉપરથી એ પરમતારકના શાસનમાં અલંકાર સમા મુનિવરોએ સમજવું જોઈએ, કે ઉપસર્ગોનું સહન અને તપશ્ચર્યાનું તપન, એ તો મુનિપણાના અનુપમ અલંકારો છે. એ અલંકારો સજવામાં જ મુનિવરોની સાચી શોભા છે. એ બે વિનાનું મુનિપણું ખરે જ લુખ્ખું લાગે છે. એ જ કારણે નિર્યુક્તિકાર મહર્ષિ શ્રુતકેવલી ભગવાન શ્રી ભદ્રબાહુસ્વામીજી મહારાજા શ્રી આચારાંગ સૂત્રની નિર્યુક્તિ દ્વારા ભગવાન શ્રી તીર્થંકરદેવોના દૃષ્ટાંતથી મુનિવરોને ઉત્સાહિત કરવા ફરમાવે છે કે,

**"तित्थयरो चउनाणी, सुरमहिओ सिज्झियव्वयधुवम्मि । अणिगूहियबलविरिओ, तवोविहाणंमि उज्जमइ ॥१॥**
**"किं पुण अवसेसेहिं, दुक्खक्खयकारणा सुविहिएहिं । होइ न उज्जमियव्वं, सपच्चवायंमि माणुस्से ॥२॥"**

*"ચાર ચાર જ્ઞાનના ધણી, દેવોથી પૂજિત અને નિશ્ચિતપણે જેની મુક્તિ થવાની છે, તેવા શ્રી તીર્થંકર મહારાજા પણ બલ અને વીર્ય ગોપવ્યા વિના તપોવિધાનમાં ઉદ્યમશીલ થાય છે. તો પછી પ્રત્યપાયોથી સહિત એવા મનુષ્યપણામાં દુઃખક્ષયના કારણે અન્ય સુવિહિત મહર્ષિઓને શા માટે ઉદ્યમ ન કરવો જોઈએ ?"*

આવા ઉત્તમ પ્રકારના ઉપદેશામૃતનું નિરંતર પાન કરવા છતાં પણ જે મુનિઓ બારે પ્રકારના તપનું યથાશક્તિ સેવન કરવામાં અને માર્ગમા ટકી રહેવા માટે તથા કર્મની નિર્જરા માટે નિરંતર સહવા યોગ્ય પરીષહોને સહવામાં પોતાના સામર્થ્યનો ઉપયોગ નથી કરતા, તે ખરે જ મુનિપણાના આસ્વાદથી વંચિત રહે છે. જે આત્માઓને મુનિપણાનો આસ્વાદ લેવાની ભાવના હોય તે આત્માઓએ તો ગુરૂનિશ્રામાં રહી, પરીષહો, આવે ત્યારે એને ખૂબ સમતાપૂર્વક સહન કરવાની શકિત કેળવી લઈને એ પરીષહોને અને બારે પ્રકારના તપને પોતાના સાથી જ બનાવી લેવા જોઈએ. સાચો આનંદ એ બે સાથીઓની આરાધનામાં જ રહેલો છે અને એ જ કારણે પ્રભુમાર્ગની આરાધનામાં રકત મુનિપુંગવો જ્યારે કોઇ જુએ ત્યારે એવી ને એવી જ પ્રવૃત્તિમાં રકત દેખાય, કારણ કે એ સિવાયની પ્રવૃત્તિ તે આત્મા માટે હોઈ જ નથી શકતી.

એ જ કારણે જ્યારે ધન નામના સાર્થવાહ કે જે પહેલા ભવમાં ઋષભદેવસ્વામીના આત્મા છે, તે પોતાના સાર્થમાં આવેલા ધર્મઘોષ નામના આચાર્ય ભગવંતની ખબર લેવા ગયા છે, તે વખતે તે પુણ્યાત્માએ આચાર્ય ભગવંત શ્રી ધર્મઘોષસૂરિ મહારાજની સેવામાં રહેતા મુનિવરોને કેવા સ્વરૂપમાં જોયા, એનું વર્ણન કરતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા જણાવે છે કે,

જેમાંના કેટલાક તો પોતાના આત્માને ધ્યાનાધીન કરીને રહેલા હતા, કેટલાક મૌનનું અવલંબન કરી રહ્યા હતા, કેટલાક કાર્યોત્સર્ગમાં સ્થિત હતા, કેટલાક આગમને ભણતા હતા, કેટલાક વાચનાને આપતા હતા, કેટલાક ભૂમિનું પ્રમાર્જન કરતા હતા, કેટલાક ગુરૂને વંદન કરતા હતા, કેટલાક ધર્મકથાને કરતા હતા, કેટલાક શ્રુતનો ઉપદેશ કરતા હતા, કેટલાક શ્રુતની અનુજ્ઞા કરતા હતા અને કેટલાક તત્ત્વોને કહેતા હતા.

વિચારશો તો સમજાશે કે આ આખાયે વર્ણનમાં બાહ્ય અને આભ્યંતર તપના આસેવન સિવાય બીજું કશું જ નહિ દેખાય અને આવી રીતે બાહ્ય અને આભ્યંતર તપના સાચા ઉપાસકો પરીષહોથી ડરનારા હોય એવી કલ્પના પણ પાપરૂપ કાં ન ગણાય ?

આવા વર્ણનો મુનિપણાના અર્થીઓએ પોતાના હૃદયપટ ઉપર કોતરી રાખવાં જોઇએ. મુનિપણું લેવા માત્રથી જ આત્માનું શ્રેય નથી, પણ લીધા પછી તેની આ રીતે આરાધના કરવામાં જ કલ્યાણ છે, એ વાત કલ્યાણના અર્થી આત્માઓએ કદી જ વિસરવા જેવી નથી. જેમ જેમ દિવસ જાય તેમ તેમ મુનિ એવી પ્રવૃત્તિમાં આગળ ને આગળ વધતો જ જવો જોઇએ અને ન વધાય તેનું સાચા કલ્યાણના અર્થીને દુઃખ થવું જોઇએ. કારણ કે આવી સર્વોત્તમ સામગ્રી મળ્યા પછી પણ આરાધના ન થાય એ ભયંકરમાં ભયંકર કમનસીબી છે, એ જ કારણે રાજા મહારાજાઓ પણ અમે પૂર્વે કોણ હતા ? એ વાતને સર્વથા ભુલી જાય છે, અને સઘળીએ પૂર્વાવસ્થાને ભૂલી, ખોટું માન તથા ખોટી મોટાઇનો ત્યાગ કરી, સદ્‌ગુરૂની નિશ્રામાં જીવન સમર્પી દઇ, આજ્ઞા લઇ, આજ્ઞા મુજબની આરાધના કરવામાં જ રક્ત બની જાય છે.એમાંના જ આ બે રાજર્ષિઓ છે.

આપણે આ બન્નેય રાજર્ષિઓની જીવન ચર્ચા જોઇ રહ્યા છીએ. તેમાં તે પૂર્વે રાજા હતા. આ જાતના વર્તનની સહજ ગંધ સરખી પણ આવે છે ? નહિ જ. અને એવા મુનિપણામાં ઓતપ્રોત થઇ ગયેલા આત્માઓમાં આવે પણ શાની ? એક મોટા રાજ્યને તજીને ચાલી નીકળેલા મહર્ષિઓ બાળકની માફક સદ્‌ગુરૂની નિશ્રા સેવી, પરીષહોને સુંદરમાં સુંદર રીતે સહી અને ઘોર તપશ્ચર્યા તપી રહ્યા છે, એ જ સૂચવે છે કે મુનિજીવન એ એક આ મનુષ્યલોકમાં દિવ્ય જીવન છે, અને એવું જીવન ધાર્યે સમયે મુકિત આપે એમાં આશ્ચર્ય શું છે ? એવું મુનિજીવન મેળવવા માટે ખોટી મમતાના ત્યાગની અને સાચી મમતાના સ્વીકારની અનિવાર્ય આવશ્યકતા છે.

ખોટી મમતાના ત્યાગ પૂર્વકની સાચી મમતા મેળવવાનો રાજમાર્ગ દર્શાવતા ન્યાય-વિશારદ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી ગણિવર ફરમાવે છે કે -

"आत्मप्रवृत्तावतिजागरूकः, परप्रवृत्तौ बधिरांधमूकः

सदा चिदानन्दपदोपयोगी, लोकोत्तरं साम्यमुपैति योगी ॥१॥ (અધ્યાત્મોપનિષદ્)

*જે આત્મા કલ્યાણકર પ્રવૃત્તિમાં અતિ અપ્રમાદી હોય, પરપ્રવૃત્તિ પૈદ્‌ગલિક પ્રવૃત્તિને સાંભળવા માટે બધિર, જોવા માટે અંધ અને તેનો ઉપદેશ કરવા માટે મુંગો હોય તથા સદાય ચિદાનંદપદનો એટલે મુકિતપદનો ઉપયોગી હોય, તે યોગી લોકોત્તર સામ્યને પામે છે.*

અપૂર્વ આરાધનાના યોગે લોકોત્તર સામ્યને પામી ચૂકેલા આ બન્ને રાજર્ષિઓ, એક મોક્ષપદની સાધનામાં રક્ત બનેલા અને એ જ કારણે પર-એટલે પૈદ્‌ગલિક પ્રવૃત્તિઓથી પર બનેલા અને આત્મિક પ્રવૃત્તિમાં અપ્રમત્ત બનેલા હોઇ, પ્રભુમાર્ગની આરાધનામાં એવા રક્ત બન્યા છે કે જેઓને પોતાના શરીરની પણ પરવા નથી રહી. પરીષહના સહનને પ્રતાપે અને તપશ્ચર્યા તપવાને લઇને આત્મા પ્રભુમાર્ગનો કેવો આરાધક બની શકે છે, એ વાત આપણને આ બન્નેય રાજર્ષિઓની જીવનચર્યાથી સારામાં સારી રીતે સમજી શકાય છે. એ મહાપુરૂષોએ પોતાનું જીવન એવું તો બનાવી દીધું કે મહિનાઓના મહિના સુધી આહાર કે પાણી વિના સ્વાધ્યાય અને ધ્યાનમાં મશગુલ રહી શકે. જયારે એક બાજુ સહદેવી આર્ત્તધ્યાન યોગે ગિરિગહ્‌વરમાં વાઘણ બની, ત્યારે બીજી બાજુ દમી નાખ્યું છે મન જેઓએ તેવા સુસ્થિત આકૃતિવાળા કીર્તિધર અને સુકોશલ બન્નેય મહામુનિઓ, ચોમાસાની ચતુર્માસી પસાર કરવા માટે પોતાના શરીરને વિષે પણ નિઃસ્પૃહ બની અને સ્વાધ્યાયધ્યાનમાં તત્પર થઇને એક ગિરિની ગુહામાં રહ્યા છે.

ભાગ્યવાનો ! વિચારો કે શ્રેષ્ઠ રાજ્યસંપત્તિના ભોકતા, કે જેઓએ ગૃહસ્થાવાસમાં દુઃખ કોને કહેવાય છે ? તે ભાળ્યું નથી એમ કહેવા,તેવા આત્માઓ આજે કઈ રીતે પ્રભુમાર્ગની આરાધના કરી રહ્યા છે ? ધર્મની આવી અનુપમ આરાધના કરનારા આત્માઓને સંસાર કેમ સંઘરે ? અને એવા આત્માઓને વરવા માટે મુકિતરમણી પણ કેમ ન તલસે ? મોક્ષલક્ષ્મી આવા આત્માઓના કરકમલમાં હોય, એમાં આશ્ચર્ય પણ શું ?

[ ૧૪ ]

**વાઘણ બનેલી સહદેવીએ કરેલો ઉત્કટ ઉપસર્ગ :**

આપણે જોઇ ગયા કે મોહમગ્ન સહદેવી પુત્રના વિયોગથી આર્ત્તધ્યાનમાં તત્પર બનીને જ્યારે ગિરિગહ્વરમાં વાઘણ બની, ત્યારે તેનાજ પતિ કીર્તિધર મહારાજા અને પુત્ર સુકોશલ મહારાજા મહામુનિ બની આત્મકલ્યાણમાં એવા રકત બની ગયા કે જેઓને આત્મકલ્યાણ સિવાયની બીજી કોઇપણ જાતની પરવા જ નથી રહી. એ જ કારણે એ બન્નેય મહામુનિઓ ચોમાસાના ચાર માસનો સમય વ્યતીત કરવા માટે એક પર્વતની ગુફામાં આવીને વસ્યા અને પોતાના શરીર ઉપર પણ નિઃસ્પૃહ બનેલા તે રાજર્ષિ મુનિઓએ ચારેય મહિના ચારે પ્રકારના આહારનો ત્યાગ કરી સ્વાધ્યાય અને ધ્યાનમાં તત્પર બનીને પસાર કર્યા.

એ રીતે ચારેય મહિના પસાર થયા અને કાર્તિક મહિનો આવ્યો એટલે એ બન્નેય રાજર્ષિ મહામુનિઓ પારણા માટે બહાર નીકળ્યા. પારણા માટે જતા એવા એ બન્નેય રાજર્ષિ મહામુનિઓને માર્ગમાં યમની દૂતીના જેવી દુષ્ટ એવી તે વાઘણે જોયા. જોતાંની સાથે જ તેણે પોતાનુ મુખ પહોળું કર્યુ અને ઉતાવળી તે મુનિપુંગવો તરફ દોડી.

'ઉતાવળે દોડી આવવું' એ વસ્તુ મિત્ર અને શત્રુ એ ઉભય માટે સરખી છે, એનો ખ્યાલ આપતાં કલિકાલસર્વજ્ઞ શ્રી ભગવાન હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે,

"दूरादभ्यागमस्तुल्यो दुर्हृदां सुहृदामपि ।"

*"દૂરથી આગમન દુશ્મનો અને મિત્રોનું પણ સરખું હોય છે."*

કારણ કે મિત્રો જેમ મળવા માટે ઉતાવળે આવે છે, તેમ દુશ્મનો મારવા માટે ઉતાવળે આવે છે; એટલે દૂરથી ઉતાવળે આવવામાં મિત્રો અને શત્રુઓ બન્નેય એક સરખાં જ હોય છે; કારણ કે એકમાં ઉતાવળે આવવાનું કારણ રાગ હોય છે, ત્યારે બીજામાં દ્વેષ હોય છે.

આથી એ પણ સ્પષ્ટ થાય છે કે વાઘણ પૂર્વભવના વૈરવાળી એટલે એ વૈરવૃત્તિના યોગે જ આવા મહામુનિઓના દર્શનની સાથે જ તેના અંતરમાં એકદમ દ્વેષની આગ સળગી ઉઠે છે અને એ દ્વેષની આગના યોગે તે એકદમ એ બન્નેય મહામુનિઓ તરફ મુખ ફાડીને ઉતાવળે દોડી આવી. આ સ્થિતિમાં પણ એટલે કે, વાઘણ એકદમ આપણી ઉપર પડવાને જ આવી રહી છે, એમ જાણવા છતાં પણ ક્ષમાશ્રમણોમાં ઉત્તમ એવા તે બન્નેય રાજર્ષિ મહામુનિઓ ધર્મધ્યાનનો સ્વીકાર કરતાં છતાં કાર્યોત્સર્ગ કરીને ઉભા રહ્યા.

વિચારો કે આ કેવી અને કેટલી ધીરતા ? આવી અને આટલી ધીરતા તે જ આત્માઓ રાખી શકે છે કે જે આત્માઓ કેવલ મુક્તિરમણીના જ રસીયા હોય. અન્ય પદાર્થોમાં આસક્ત અને એ આસક્તિના યોગે અન્ય આરાધનામાં જ ઉદ્યમહીલ આત્માઓ આવે સમયે આવી ધીરતા કદી જ ધરી નથી શકતા. અનંત ઉપકારીએ, સંયમધર મહર્ષિઓ માટે પણ પરીષહોને સહન કરવાની અને બારે પ્રકારના તપની આરાધનામાં જ રક્ત રહેવાની જે વિધિ બાંધી છે, તેનો હેતું પણ એ જ છે કે આવા સમયે પણ તે આત્માઓ ધૈર્યશીલ રહે. અનંત ઉપકારીઓએ વિહિત કરેલા એ વિધાનનું જો યથાસ્થિત પાલન થાય, તો એ વિધાનમાં એ સામર્થ્ય છે કે

આત્માને ગમે તેવા પ્રસંગોમાં મૂંઝાવા ન દે; પણ અનંત ઉપકારીઓના એ વિધાન પ્રત્યે સાચો સદ્ભાવ અને એને આરાધવાનો અપૂર્વ ઉત્સાહ તે જ આત્માઓને આવે છે કે જે આત્માઓની ભવસ્થિતિ પરિપક્વ થઈ હોય; એવા આત્માઓ કદાચ અશક્તિ આદિના યોગે એ વિધાનની યથાસ્થિત આરાધના ન કરી શકે, તો પણ તેની આરાધના માટેની ભાવના અખંડિતપણે એવા આત્માઓના અંતરામાં નિરંતર ઉદ્ભવ્યા જ કરે છે અને યથાસ્થિત આરાધના ન થઈ હકે તેનો પશ્ચાત્તાપ પણ સતત્ રહ્યા કરે છે.

ખરેખર, આ બે રાજર્ષિ મહામુનિઓ આવા સમયે પણ આવી ધીરતા રાખી શકયા છે,-એ પ્રતાપ અનંત ઉપકારીઓએ વિહિત કરેલા કલ્યાણકારી એ વિધાનના પાલનનો જ છે આથી જે આત્માઓ, એકાંતે મુક્તિમાર્ગની જ આરાધના કરવા ઈચ્છે છે તે આત્માઓએ, અનંત ઉપકારીઓએ એકાંત કલ્યાણના હેતુથી જ વિહિત કરેલા એ વિધાનનું યથાશક્તિ પાલન કરવામાં જ રક્ત બની જવું જોઈએ. વળી એકાંત મુક્તિમાર્ગના આરાધકો માટે એ સિવાય બીજું કરવાનું પણ શું છે ? એ સિવાયની કોઈ પણ પ્રવૃત્તિ, એકાંતે મુક્તિમાર્ગની જ આરાધના કરવા ઈચ્છતા આત્માઓએ કરવાની જ નથી; એ છતાં પણ એ કલ્યાણકર વિધાનના પાલનમાં જે આત્માઓને રસ ન જાગે, તે આત્માઓ ખરેખર શોચનીય ગણાય. એવા શોચનીય આત્માઓ, પ્રભુશાસનના સારને અને તેના રસને વાસ્તવિક રીતે નથી પામી શકતા અને એથી એ બિચારાઓ તેના અનુપમ આસ્વાદથી સાચે જ વંચિત રહે છે.

પણ આ બન્ને રાજર્ષિ મહામુનિઓ તો અનંત ઉપકારીઓએ વિહિત કરેલા એ કલ્યાણકર વિધાનના યથાસ્થિત પાલનના પરિણામે, શ્રી જિનેશ્વરદેવોના શાસનના સારને અને તેના રસને પામી શકેલા હોવાથી તથા એ સર્વોત્તમ રસના આસ્વાદનથી સઘળાય પૌદ્ગલિક સુખને વિસરી ગયેલા હોવાથી, આવા વિકટ પ્રસંગે પણ અન્ય કોઈ પણ જાતના વિકલ્પો નહિ કરતાં, ધર્મધ્યાનનો આશ્રય કરીને કાયાનો ત્યાગ કર્યો અને સ્થિર થઈને ઉભા. મહાપુરૂષો સ્થિર થઈને ઉભા રહે, એથી પાપાત્માઓનો રોષ ઓછો જ ઉતરી જાય ?

વૈરવૃત્તિનો પ્રભાવ જ એવો છે કે સામો આત્મા ગમે તેવો સારો હોય અગર તો શાંત થઈને વર્તે, તો પણ વૈરવૃત્તિના સ્વામીની વૈરવૃત્તિ પ્રાયઃ શમતી નથી. એવી જ દશા પ્રાયઃ બહુલકર્મી આત્માની પણ હોય છે, પણ આ સ્થળે એવા આત્માનો પ્રસંગ નથી; કારણ કે આ સ્થળે તો વૈરવૃત્તિથી જ ધમધમતો આત્મા છે, એટલે વૈરવૃત્તિથી ધમધમતી તે વાઘણને વધુ રોષ સુકોશલ ઉપર હોવાથી પ્રથમ તે વાઘણ વીજળીની માફક સુકોશલ નામના રાજર્ષિ મહામુનિ ઉપર તૂટી પડી અને દૂરથી દોડી દોડીને પ્રહાર દ્વારા તેણે તે મહામુનિને પૃથ્વી ઉપર પાડી નાખ્યા.

એ રીતે પૃથ્વી ઉપર એ રાજર્ષિ મહામુનિને પાડી નાખ્યા બાદ પાપિણી એવી તે વાઘણે પોતાના નખરૂપી અંકુશો વડે તે મહામુનિના ચર્મને 'ચટ ચટ' એવા શબ્દ થાય તે રીતે ફાડી ફાડીને મારવાડ દેશની મુસાફર સ્ત્રી જેમ તૃષાર્ત્તપણે પાણી પીએ, તેમ અતૃપ્ત એવી તે, તે મહામુનિના લોહીને પીવા લાગી અને ગરીબ સ્ત્રી જેમ વાલુંક નામની કોઈ તુચ્છ વસ્તુ વિશેષ ખાય, તેમ તે દાંતોથી 'તટ તટ' એ પ્રમાણે તોડી તોડીને તે મહામુનિના માંસને ખાવા લાગી, તેમજ હાથિણી જેમ શેલડીને પીલી નાખે તેમ કઠોર અને 'કટ કટ' એ પ્રમાણે કરતી તે, તે મહામુનિના હાડકાંને દાંતરૂપ યંત્રના અતિથિ કરવા લાગી.-અર્થાત્ ચાવવા લાગી.

ભાગ્યવાનો ! વિચારો કે રોષવશ આત્માઓની દશા કેવી હોય છે ? પૂર્વાવસ્થાની માતા પોતાના જ પુત્રને આવી દશામાં જોવાથી આનંદ પામવાને બદલે વિપરીત વિચારણાના યોગે આવી ભયંકર અને નિર્ઘૃણ દશાને પામે છે, એ વાત કલ્યાણના અર્થી આત્માઓએ અવશ્ય વિચારવા યોગ્ય છે. સંસારની અસારતા અને તુચ્છતા તથા મોહના વિલાસને જાણવા માટે આ પ્રસંગ કાંઈ નાનોસૂનો નથી.

આ પ્રસંગ પામીને ભગવાન્ શ્રી ગૌતમસ્વામીજી મહારાજા પણ શ્રી શ્રેણિક મહારાજાને સંબોધીને મોહના વિલાસનો ખ્યાલ આપતા ફરમાવે છે કે હે શ્રેણિક ! આ પ્રમાણે તું સંસારમાં આ મોહના વિલસિતને જો, કે જે સંસારમાં સારી રીતે ઈષ્ટ એટલે વહાલામાં વહાલા એવા પુત્રના માંસને માતા ખાય છે ! (પઉમચરિયમ્)

સંસારનો આ મોહવિલાસ અવશ્ય વિચારણીય છે. આ ભયંકર સંસારની સ્થિતિ જ એવી છે કે તેમાં મોહમગ્ન આત્માઓ અનેક જાતનાં સુરૂપો અને કુરૂપો ધરે છે, એક ભવનો સ્નેહી જ્યારે બીજા ભવમાં શત્રુ બને છે ત્યારે શત્રુ સ્નેહી બને છે, પિતા પુત્ર થાય છે, પુત્ર પિતા થાય છે, માતા પુત્રી થાય છે અને પુત્રી માતા થાય છે, પતિ પત્ની થાય છે અને પત્ની પતિ થાય છે, રાજા રંક થાય છે તો રંક રાજા થાય છે. શેઠ નોકર થાય છે, તો નોકર શેઠ થાય છે, અર્થાત સૌ સૌ કંઈ થાય છે.

એ જ કારણે સંસારભાવનાનું સ્વરૂપ દર્શાવતાં પરમોપકારી પરમર્ષિ કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે-

**श्रोत्रियः श्वपचः स्वामी, पत्तिर्ब्रह्मा कृमिश्च सः । संसारनाट्ये नटवत्, संसारी हन्त ! चेष्टते ॥१॥**
**न याति कतमां योनिं, कतमां वा न मुञ्चति । संसारी कर्मसम्बन्धा-दवक्रयकुटिमिव ॥२॥**
**समस्तलोकाकाशेऽपि, नानारूपैः स्वकर्मतः वालाग्रमपि तन्नास्ति, यन्न स्पृष्टं शरीरिभिः ॥३॥**

(યોગશાસ્ત્ર)

સંસારરૂપ જે નટકર્મ, તેમાં નાટકીઆની માફક સંસારી આત્મા વિવિધ પ્રકારની ચેષ્ટા કરે છે, એટલે કે જેમ નાટકમાં વિવિધ વર્ણક આદિના યોગે નાટકીઆઓ ભિન્ન ભિન્ન ભૂમિકાને અંગીકાર કરે છે, તેમ વિવિધ પ્રકારના કર્મરૂપ ઉપાધિથી ઘેરાયેલો આત્મા વેદપારગામી હોવા છતાં ચંડાળ થાય છે, સ્વામી સેવક થાય છે અને બ્રહ્મા કૃમિ થાય છે. વળી સંસારી જીવ ચોરાશી લાખ યોનિઓ પૈકીની કઇ યોનિમાં જતો નથી અને કઇ યોનિને મૂકતો નથી ? અર્થાત્ સઘળી યોનિઓમાં જાય છે અને સઘળી યોનિઓ મૂકે છે, એટલે કે જેમ કોઇ ગૃહસ્થ કોઇ કારણસર એક ભાડાની કોટડીમાં પેસે છે અને કારણ ન હોય ત્યારે તેને મૂકી દે છે, અને વળી બીજા કારણસર બીજી કોટડીનો સ્વીકાર કરે છે અને કારણ પ્રત્યે તે બીજીનો પણ ત્યાગ કરે છે, તેમ સંસારી આત્મા પણ નિયત કર્મોના ભોગ માટે એક યોનિમાં પ્રવેશ કરે છે અને તે યોનિને યોગ્ય એવાં કર્મોનો ઉપભોગ થઈ ગયા પછી તે યોનિને મૂકિ દે; એજ રીતે બીજી યોનિમાં પ્રવેશ કરે છે અને ફરી તેને મૂકી દે છે, પરંતુ સંસારી આત્માઓને કોઇ પણ યોનિનો નિયત સ્વીકાર નથી, કારણ કે સંસારી આત્માનો યોનિનો સ્વીકાર કે ત્યાગ તેને સ્વાધીન નથી, પણ તેના કર્મને આધીન છે. એ જ હેતુથી સમસ્ત લોકાકાશને વિષે એક વાળના અગ્રભાગ જેટલું પણ સ્થાન એવું નથી કે જે સ્થાનને પોતાના કર્મના પ્રતાપે સૂક્ષ્મ, બાદર, પ્રત્યેક અને સાધારણ એકેંદ્રિય તથા બેઈંદ્રિય, તેઈંદ્રિય, ચતુરિંદ્રિય અને પંચેદ્રિય ભેદથી નાના પ્રકારના રૂપોને ધરી ધરીને ઉત્પન્ન થતા તથા મરતા એવા જીવોએ ન સ્પર્શ્યું હોય !

આ ઉપરથી તમે સમજી શકશો કે સંસારની સ્થિતિ જ ભયંકર છે અને એમાં મોહમગ્ન થઈને પડેલા આત્માઓ જે જે અને જેટલા જેટલા અનર્થો ન કરે, તે તે અને તેટલા તેટલા ઓછા છે, માટે સગી અને પ્રેમવતી માતા પણ મોહના યોગે મોહને છાજતું પોતાનું ઈષ્ટ ન થવાથી, આર્ત્તધ્યાનવશ બને એ પણ સંભવે, આર્ત્તધ્યાનના યોગે વાઘણ બને એ પણ સંભવે, અને એક તો જાતિસિદ્ધિ ક્રૂરતા અને બીજી વૈરવૃત્તિજનિત ક્રૂરતા, એ બેયના યોગે આવા મહામુનિઓનાં દર્શન માત્રથી મારી નાખવા માટે ધસી આવે, આપણે જોઇ ગયા તેવો જુલમ ગુજારે એ પણ સંભવે, છતાં એમાં કશું જ આશ્ચર્ય નથી; પણ આશ્ચર્ય તો એ છે કે આવા ઉત્કટ ઉપસર્ગના પ્રસંગે પણ આ રાજર્ષિ મુનિઓ પોતાની આરાધનાના માર્ગથી સ્હેજ પણ ચસતા નથી.

[ ૧૫ ]

**સિંહાવલોકન પરથી મળતો બોધપાઠ :**

આપણે જોઇ ગયા કે કીર્તિધર મહારાજાએ દૂધ પીતા પોતાના બાળકને ગાદી ઉપર બેસાડી દીક્ષા લીધી અને પોતાની માતા સહદેવીના અનેક પ્રયત્નો છતાં પણ પોતાની ગર્ભવતી પત્નીનો પણ પરિત્યાગ કરી, સુકોશલ મહારાજાએ પણ દીક્ષા લીધી. આમાં કાંઈ પણ અયોગ્ય ઘટના હોત તો શાસ્ત્રકાર મહર્ષિ અવશ્ય લખત; પણ શાસ્ત્રકાર પરમમહર્ષિ કંઇ જ લખતા નથી; ઉલટું એ પુણ્યાત્માઓને માટે ધાંધલ કરનાર સહદેવી માટે જ લખે છે અને દુર્ગતિ પણ સહદેવીની જ થાય છે. સુકોશલ મહારાજા જેવા પુત્રના વિયોગથી આર્તધ્યાનમાં મગ્ન બનીને માતા સહદેવી મરીને પર્વતની ગુફામાં વાઘણ થઇ એ પણ આપણે જોયું.

કોઇ પૂછે કે એ બધો વિચાર સુકોશલ મહારાજાએ કેમ ન કર્યો ?

આ પ્રશ્નના ઉત્તરમાં સમજવું જોઇએ કે વૈરાગ્ય જન્મે પછી બધી વૈરાગ્યઘાતક ભાવનાઓ આપોઆપ જ નષ્ટ થાય છે. શુભ વૈરાગ્યના યોગે મમતા છોડી કોઇ આત્મા વિધિપૂર્વક સન્માર્ગને અંગીકાર કરે, એની પાછળ અજ્ઞાનીઓ મોહવશ થઇ ગમે તેમ વર્તે એની સાથે વિરાગીને કંઇજ લાગતું વળગતું નથી.

પોતાનો પુત્ર સુકોશલ સાધુ ન થાય, એ માટે સહદેવીએ પોતાના પતિ કીર્તિધર મુનિને પણ પોતાના નગરમાંથી હાંકી કઢાવ્યા હતાં. કીર્તિધર મહારાજા પોતાના પતિ હતા, મુનિ હતા અને બિનગુન્હેગાર હતા, છતાં પણ પુત્રમોહના યોગે હાંકી કઢાવ્યા. વિચારો કે કેવો મોહવિલાસ ! એણે તો મોહના યોગે ઘોર પાપ આચર્યું, પણ જે પુત્રને માટે એ માતાએ ઘોર પાપ આચર્યું તે જ પુત્રને સહેજે જ એવો વિચાર આવે કે 'હું સાધુ થઇ જાઉં એ ભયથી જે મારી માતાએ પોતાના પ્રાણપ્રિય પતિને, મુનિ છતાં અને નિરપરાધી છતાં પણ કદર્થના પમાડી તથા કારમો કેર વર્તાવ્યો, તે જ મારી માતાનો પ્રેમ જો કાલે બીજે થાય તો મારા ઉપર પણ શું ન કરે ?'

આ રીતે દુનિયાના સ્વરૂપને વિચારો ! દુનિયાનાં બધાં જ સંબંધીઓને પરમાર્થી ન માનો ! શું પરમાર્થી આવું કરે ? સુકોશલમહારાજા સંયમ લે એમાં સહદેવીને શું વાંધો હતો ? શું એના ખાવાપીવામાં કે પહેરવા ઓઢવામાં વાંધો હતો ? નહિ જ અને કદાચ કર્મના યોગે એમાં વાંધો હોય તો પણ ઉત્તમ માબાપ આદિ સ્નેહીઓ પોતાનું ચાલે ત્યાં સુધી કદી જ અંતરાય ન કરે. દીક્ષા લેનારની ફરજ પણ શાસ્ત્રે કહી છે, પણ એ તો દીક્ષા લેનાર જુએ; પણ હિતૈષી માતાપિતા આદિ તો કહી જ દે કે 'જો તારી ભાવના કલ્યાણ માર્ગે જવાની હોય તો અમારા માટે રોકાતો ના !' ખરેખર આવી ભાવનાવાળા માતા અને પિતા વગેરે પણ મરતા બાળકને નિર્યામણા કરાવી શકે; બાકી આવી ભાવના વગરના માતા અને પિતા વગેરે તો મરતા બાળક પાસે આવીને ઉલટી ચિંતારૂપી અગ્નિ મૂકે અને રૂએ તથા રોતાં રોતાં બોલે 'અમારૂં શું થશે ?' આ પ્રમાણે બોલતાં બોલતાં એવું દયામણું મ્હોં કરે કે પેલો યાદ આવેલા નવકારને પણ ભૂલી જાય. ખરેખર સ્વાર્થી હોય તે સુખે મરવા ન દે તો સુખે જીવવા તો કયાંથી જ દે ?

જ્યાં કોરો સ્વાર્થ છે ત્યાં વ્યવહાર પણ કદરૂપો બને છે. તુચ્છ વ્યવહારીઓ તરફથી તો જ્યાંથી વાડકી આવે ત્યાં જ વાડકી દેવાય છે અને ન આવે ત્યાં તો પાણીનું ટીપું પણ નથી દેવાતું, તુચ્છ સ્વાર્થીઓથી વ્યવહારશુધ્ધિ પણ થઇ શકતી નથી; આ જ કારણે સાચા સેવક પણ સ્વાર્થ મૂકનારા જ બની શકે છે, બાકી સ્વાર્થી સેવકો તો નખ્ખોદ જ વાળે; આથી સ્પષ્ટ છે કે જેટલા અંશમાં વાસ્તવિક પરમાર્થબુધ્ધિ તેટલા જ અંશમાં કલ્યાણ. વાસ્તવિક પરમાર્થબુધ્ધિને ધરનાર ઉત્તમ માતાપિતા તો અવશ્ય કહી જ દે કે 'કલ્યાણનો માર્ગ તો આ છે, અમે તો સ્વાર્થી છીએ, સ્વાર્થના માર્યા ના પાડીએ છીએ' ક્રૂર મોહ ન છોડે તો નરમાશથી કહેવા જોગ બધું જ કહે, પણ માર્ગને તો કદી જ ખોટો ન કહે.

વાઘણ થયેલી માતા પણ પૂર્વના કષાયના યોગે પોતાના પુત્ર અને પતિમુનિને જોઇને આનંદ પામવાને બદલે રોષાવેશમાં આવી જાય છે અને એ મહામુનિઓ ઉપર ધસી જાય છે. એ રીતે કારમા રોષથી ધસી આવતી વાઘણને જોઇને એ મહામુનિઓ તો ધર્મધ્યાનમાં મગ્ન બની કાયોત્સર્ગ કરીને ઉભા. આ છતાં પણ રોષમાં આવેલી વાઘણ તો પ્રથમ પુત્રમુનિ ઉપર પડી અને એ મહામુનિને પૃથ્વી ઉપર પટક્યા. ધ્યાનમાં રાખજો કે વાઘણ એ માતાનો જીવ છે અને સુકોશલ એ પુત્રનો જીવ છે, વાઘણ બનેલી માતા પોતાના પુત્ર એવા સુકોશલ મહામુનિની ચામડીને નખથી ઉખેડે છે, અંદરથી લોહીની શેરો ફૂટે છે; મારવાડ દેશમાં મુસાફરી કરનાર, તરસને લીધે જેમ પાણી પીએ તે રીતે આ વાઘણ પ્રેમથી પોતાના પુત્રમુનિનું લોહી પીએ છે, કોણ લોહી પીએ છે ? મા ! વાઘણ થઇ છે એ ? ખરેખર હિતૈષી માતા ભવોભવ હિત કરે પણ અહિતૈષી સંબંધી તો નિકંદન જ વાળે.

આજ કારણે શાસ્ત્રકાર કહે છે કે, પુણ્યવાને માંગણી તો મોક્ષની જ કરવી, પણ મોક્ષ ન મળે ત્યાં સુધી, સંબંધી મળો તો તે પણ ધર્મી મળો એમ જ માંગવું. મોક્ષના અર્થીને ગામ, નગર, કુટુંબી એકેની જરૂર નથી, પણ મળવાનું જ હોય તો એવી જ ઇચ્છા રહેવી જોઇએ કે, મળો તો ધર્મી મળો. દુર્ભાગ્યના યોગે ધર્મી ન મળે તો તેનાથી કળે કળે ખસવાનો પ્રયત્ન કરવો જોઇએ અને કળથી ન બને તો બળથી પણ છૂટી જવું જોઇએ. કલ્યાણનો અર્થી બાળક તો માબાપને રોજ કહે છે, 'આપ તો પાલક અને રક્ષક; આપ જો અમને સન્માર્ગે નહિ મોકલો તો કોણ મોકલશે ?' ઉત્તમ માબાપ પણ સંતાનને કહે કે, 'તમે સન્માર્ગે જાઓ તો જ અમારૂં માતાપિતાપણું ફળે' આવું રોજ કહે.

આવું પરસ્પર આજે કહેનારા કેટલા ? જીવનમાં અંતે સમાધિ આપનાર કુટુંબમાં કેમ કોઇ ન હોય ? સુસંસ્કારનું પોષણ ચાલુ હોય તો કુટુંબમાં જ સમાધિ સમર્પનાર અવશ્ય પાકે.

મદનરેખા ભરયુવાનીએ ચઢતી અને પરમશીલવતી એવી રાજપુત્રી અને રાજપુત્રની વધુ હતી. તેણે પોતાના મરતા પતિને નિર્યામણા કરાવી. પોતાના પતિ જે યુગબાહુ તેના મોટાભાઇએ મદનરેખા ઉપર કામાંધ બની યુગબાહુનું ખૂન કરવા તલવાર ફેરવી, એ સ્થિતિમાં હજી જીવ છે એ વખતે મદનરેખા રોતી નથી. વ્યવહારદ્રષ્ટિએ વિચારે તો એને તો આપત્તિનો પ્રસંગ છે, કારણ કે ઉદરમાં ગર્ભ પણ છે, પતિ મરે છે અને જેઠ કામી છે. કહો છે કાંઇ કમીના ? છતાંય મદનરેખા વિચારે છે કે, 'મારો પતિ આમને આમ મરી જાય તો કઇ ગતિએ જાય !' તરત બધાને ખસેડીને પોતે પતિ પાસે આવે છે. પતિની આંખમાં લાલાશ છે. એની ભાવના એ છે કે બસ ભાઇને મારી નાખું; પણ મદનરેખા કહે છે કે, 'મરેલા પ્રત્યે ગુસ્સો કરવો ક્ષત્રિયને ન શોભે. તમે સુભટ છો, ધીર છો, પડેલા ઉપર પાટુ મારવાની ભાવના ક્ષત્રિયની ન હોય, એ તો મરેલા છે અને આપ જીવતા છો.'

સભામાંથી : એનો જેઠ જીવે છે કે મરી ગયો ?

જો કે એને પણ બહાર નીકળતા સર્પ કરડે છે અને મરી જાય છે; પણ મદનરેખા એ નથી જાણતી. એ તો એને ભાવથી મરેલો માને છે. આવી નિર્યામણા કરાવનાર ઘરમાં છે કોઇ ? ચોર ઘરમાં આવે, તીજોરી ફાડે, ગળે તલવાર ફેરવતા જાય; એવે વખતે સંબંધી પેલા વેરાયેલા પૈસા વીણે કે નવકાર સંભળાવે ? સંબંધી કેવા છે ? એ શોચો ! અને સંબંધી એવા તૈયાર કરો કે જે ગમે તેવા પ્રસંગે સમાધિ આપે અને કલ્યાણના માર્ગ યોજે. યુગબાહુ તો શાંત થઇ ગયા.

મદનરેખા આગળ બોલે છે કે,

''જેનું જેનું બુરૂં ચિંતવ્યું હોય તે સર્વની માફી માંગો, અપરાધીને પણ ક્ષમા આપો, પાપમાત્રનો પશ્ચાત્તાપ કરો, શુભકાર્યની અનુમોદના કરો અને ચારે આહારનો ત્યાગ કરો તથા અમને બધાને ભૂલી જાઓ તથા શ્રી અરિહંત પરમાત્માદિનું શરણ સ્વીકારો.''

યુગબાહુ પણ વિચારે છે કે, 'આ તે સ્ત્રી કે ધર્મગુરૂ ?' સ્ત્રીને ધર્મગુરૂની બુધ્ધિએ પોતે હાથ જોડે છે, અભિગ્રહ પચ્ચખ્ખાણ વગેરે કરે છે અને કષાયમાં ચઢેલો યુગબાહુ સમતાનો સાગર બની પાંચમા દેવલોકે જાય છે.

આથી જ કહું છું કે કુટુંબમાં સુસંસ્કાર નાખતાં શીખો, કુટુંબમાં પરસ્પર ધર્મની વાત કરતાં શીખો; પણ 'હાય પૈસો ! હાય અમુક !!' એમ જ ન કર્યા કરો; અન્યથા ડૂબી જશો અને કોઇ ખબર-અંતર પણ નહિ પૂછે. પૈસા વગેરે જવાનું હશે તો જશે જ, પણ રોકયું રહેશે નહિ; માટે એની ખોટી ચિંતામાં પડી આત્મહિતનો નાશ ન કરવો એ જ શ્રેયસ્કર છે.

[ ૧૬ ]

**'ઉત્કટ ઉપસર્ગ' અને 'અનુપમ ધીરતા'**

મોહના કારણે, કલ્યાણમાર્ગે વિહરતા પુત્રના નિમિત્તે પણ આર્ત્તધ્યાન વશ બનીને વાઘણ થયેલી માતાએ ઉત્તમ કોટિના પુત્રમુનિ ઉપર ક્રોધાવેશમાં આવી કેવો ઉત્કટ ઉપસર્ગ કર્યો ? એ તો આપણે જોઇ ગયા. એક માતા જેવી માતાનો આત્મા, ક્રોધાવેશમાં મહામુનિ એટલે સ્વ-પરમાં સમદશા ભોગવતા, એકાંતે, એક મુક્તિમાર્ગની આરાધનામાં જ રકત બનેલા અને મહામહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજના શબ્દોમાં કહીએ તો-

''आत्मप्रवृत्तावतिजागरूकः । परप्रवृत्तौ बधिरांधमूकः ॥ सदा चिदानन्दपदोपयोगी'' ।

''આત્મહિતકર પ્રવૃતિમાં અતિશય અપ્રમત બનેલા, પૌદ્‌ગલિક પ્રવૃતિમાં બહેરા, આંધળા અને મૂંગા થયેલા તથા સદાય એક શિવપદના જ ઉપયોગમાં રક્ત બનેલા'' એવા એકના એક પુત્રમુનિ પર તૂટી પડે, અને ધ્યાન દશામાં સ્થિર થઈ ઉભેલા પુત્રમુનિને ભૂમિ ઉપર પટકે, તથા પટકીને તે મહામુનિના અંગની ચામડીને નખરૂપ અંકુશો દ્વારા ચીરી નાંખે, અને ચામડી ચીરાઈ જવાના યોગે શરીરમાંથી નીકળી રહેલા લોહીને, મારવાડની મુસાફર સ્ત્રીની માફક તૃષાત્તર્પણે પીએ, એ શું મોહરાજાનો જેવો તેવો વિલાસ છે ? કહેવું જ પડશે કે જેવો તેવો નહિ, પણ ન વર્ણવી શકાય તેવો વિલાસ છે.

પણ એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે મોહરાજા જેમ પોતાને આધીન બનેલા આત્માઓને યથેચ્છ નચાવવાનું કૌવત ધરાવે છે, તેમ ધર્મરાજા પણ પોતાના શરણે આવેલા કેવલ કલ્યાણકાંક્ષી આત્માઓને સર્વોત્તમ કોટિના ધીર બનાવવાનું સારામાં સારૂં સામર્થ્ય ધરાવે છે. ધર્મરાજાના એ સાર્મથ્ય આગળ સદાય મોહરાજાનું કૌવત હાર્યું છે, હારે છે અને હારશે - એમાં લેશપણ શંકા નથી. એનો જ પ્રતાપ છે કે મોહરાજાના ભયંકરમાં ભયંકર પંજામાં સપડાયેલા આત્માઓ, એક બે નહિં પણ આજ સુધીમાં અનંતા આત્માઓ આ સંસારકારાગારને તોડી તોડીને સિદ્ધિપદે પહોંચી ગયા છે. વર્તમાન કાલમાં સંખ્યાબંધ આત્માઓ એજ રીતે સંસારકારાગારને તોડી તોડીને સિદ્ધિ પદે પહોંચી રહ્યા છે અને ભવિષ્યકાલમાં અનંતા આત્માઓ પહોંચી જશે. મોહરાજાનું કૌવત તે જ આત્માઓ પર ચાલી શકે છે. કે જે આત્માઓએ આત્મસમર્પણપૂર્વક શ્રી ધર્મરાજાનું કાયમી શરણ નથી સ્વીકાર્યું.

એટલે આણે એ વાતમાં કોઇપણ રીતે મૂંઝાવાનું નથી કે, વાઘણના આવા ઉત્કટ ઉપસર્ગ પ્રસંગે રાજર્ષિ સુકોશલ મહામુનિ કયી રીતે પોતાનું ધ્યાન ટકાવી શકશે ? કારણ કે જે રીતે સહદેવી મોહરાજાને આધીન થઇ આત્માનું ભાન ભૂલી સ્વપરનો નાશ કરવામાં સજ્જ બની છે, તે જ રીતે રાજર્ષિ સુકોશલ મહામુનિ, આત્માના સ્વરૂપમાં રકત બનીને સ્વ-પરનું શ્રેય સાધવામાં સજ્જ બન્યા છે; અર્થાત્-સહદેવી જેમ મોહરાજાને આધીન થયેલી છે, તેમ રાજર્ષિ સુકોશલ મહામુનિ પણ સર્વ રીતે આત્મસમર્પણપૂર્વક ધર્મરાજાના શરણે થયેલા છે;

અન્યથા વાઘણને રોષથી વેગપૂર્વક પોતા ઉપર ધસી આવતી જોવા છતાં પણ, ધર્મધ્યાનમાં રકત બનીને કાયાના ઉત્સર્ગ-ત્યાગપૂર્વક સ્થિરપણે ઉભા રહેવા જેટલી સ્થિરતાનું દર્શન જે આપણને તે મહામુનિમાં થયું તે ન થાત.

ધર્મરાજાની સેવામાં સંપૂર્ણ રીતે સર્મપાઇ ગયેલા સુકોશલ રાજર્ષિ મહામુનિ, એવા તો શુભધ્યાનમાં મગ્ન બની ગયા છે કે એવા પ્રકારનો ઉત્કટ ઉપસર્ગ કરનારી વાઘણ 'આ શું કરે છે ?' એવો વિચાર સરખો પણ એ મહામુનિના અંતઃકરણમાં નથી ઉદ્ભવતો; એટલું જ નહિ પણ એ મહામુનિ તો ઉલટું એ વાઘણને પોતાના કર્મક્ષયમાં સહાયક માની પોતાની સાધનામાં વધુને વધુ ઉલ્લાસપૂર્વક સજ્જ થાય છે.

એ જ દશાનું વર્ણન કરતાં કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે તે સુકોશલ મહામુનિ, વાઘણનો એવો ઉત્કટ ઉપસર્ગ છતાં પણ -'આ મારા કર્મક્ષયમાં સહાય કરનારી છે. આ પ્રમાણેના વિચારથી ગ્લાનિ ન પામ્યા પણ ઉલ્ટા વિશેષ પ્રકારે ઉચ્ચાવચરોમાંચરૂપ કંચુકને ધારણ કરનારા થયાઃ એટલે કે ક્રુરપણે અને કરપીણ રીતે ઉત્કટ ઉપસર્ગ કરનારી વાઘણને કર્મક્ષયમાં સહાય કરનારી માનીને સુકોશલ મહામુનિ ગ્લાનિ નહિ પામ્યા, પણ વીર્યોલ્લાસના યોગે તે મહામુનિની રોમરાજી ઉલ્ટી વિશેષ પ્રકારે વિકસ્વર થઇ. એટલે જ એ પ્રમાણે વાઘણ દ્વારા ખવાતા એવા પણ સુકોશલ નામના રાજર્ષિ મહામુનિ, શુકૂલધ્યાનને પામ્યા અને તે જ કાલમાં ઉત્પન્ન થયું છે કેવલજ્ઞાન જેમને એવા તે મહામુનિ અઘાતી કર્મોને પણ ખપાવીને મોક્ષમાં પધાર્યા.

આ પ્રસંગ ધ્યાનમાં લઇ વિચારો કે ધર્મરાજાનાં શરણે સર્વ પ્રકારે સમર્પિત થઇ ગયેલા પુણ્યાત્માઓની, પોતાના અંગત વૈરીઓ ઉપરની મનોદશા કેવી વિશિષ્ટ અને સદ્ભાવોથી ભરેલી હોય છે ? પોતાની જાત ઉપર ક્રૂરતાભર્યા હુમલા કરનારા ભયંકર વૈરીઓ પ્રત્યે આ જાતની મનોદશા, એ જૈનશાસનને પામેલા પુણ્યાત્માઓને વરેલી છે, એમ કહેવામાં લેશ પણ અતિશયોકિત નથી, એ તો સર્વ પ્રકારે વિવાદ વિનાની વાત છે. આવી સર્વોત્તમ મનોદશાની છાયા, જો દુશ્મનનો આત્મા યોગ્ય હોય તો એની ઉપર પણ સુંદર છાપ પડયા વિના નથી રહેતી. સ્વ-પરનું હિત કરવાની મનઃકામના ધરનારાઓએ સ્વ-પરના શ્રેય માટે પોતાની જાતના દુશ્મનો ઉપર તો આ જાતની મનોદશા જ કેળવવાની આવશ્યકતા છે. આ જાતની મનોદશાના યોગે, જો સમય, સંયોગો અને સહવાસમાં આવનારા આત્માઓ યોગ્ય હોય તો અવશ્ય એવો આત્મા, સ્વપરનું શ્રેય ઘણી જ સહેલાઇથી સાધી શકે.

જેમ સુકોશલ રાજર્ષિએ ઉત્કટ ઉપસર્ગને પ્રસન્નતાપૂર્વક સહ્યો અને કેવલજ્ઞાન પામીને તરત જ મુકિત સાધી તેમ સુકોશલ મુનિના પૂર્વાવસ્થાના પિતા અને મુનિ અવસ્થાના ગુરૂ એવા કીર્તિધર રાજર્ષિએ પણ ધર્મધ્યાનમાંથી શુકલધ્યાન પામીને કેવલજ્ઞાન ઉપાર્જ્યું અને ક્રમે કરીને અદ્વૈત સુખના સ્થાનરૂપ સિધ્ધિપદને સાધ્યું.

ત્યારબાદ આ બાજુ સુકોશલ રાજર્ષિના અંગોને ખાતી સહદેવી કે જે વાઘણ બનેલી છે, તેને પુત્રના દાંતો જોઇને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. એ જ્ઞાનના યોગે ઉત્તમ પુત્ર પ્રત્યે આચરેલી પોતાની અધમતાનો તેને પશ્ચાત્તાપ થયો. એ પશ્ચાત્તાપના પ્રતાપે તેણે ત્રણ દિવસ સુધીનું અનશન કર્યું. એ અનશનના પરિણામે તે વાઘણ મરીને સૌધર્મ નામના પહેલા દેવલોકમાં ઉત્પન્ન થઇ.

સુકોશલ રાજર્ષિ મહામુનિનો પ્રસંગ અનેક વાતો ઉપર સુંદરમાં સુંદર પ્રકાશ નાંખે છે અને એ પ્રકાશ દ્વારા કલ્યાણના અર્થી આત્માઓ સમક્ષ એ બોધ આપે છે કે -

૧. સંસારના સ્નેહીઓના સ્નેહમાં ફસવું, એ આત્મસ્વરૂપ વિસરીને પરની સાધના કરવા જેવું છે અને પરિણામે -

**यो ध्रुवाणि परित्यज्य, अध्रुवं परिषेवते । ध्रुवाणि तस्य नश्यन्ति, अध्रुवं नष्टमेव च ॥१॥**

જે આત્મા ધ્રુવ વસ્તુઓનો પરિત્યાગ કરીને અધ્રુવની સેવા કરે છે, તેની ધ્રુવ વસ્તુઓ નાશ પામે છે અને અધ્રુવ તો નાશ પામેલ જ છે. આ કથનના ભોગ અવશ્ય થવું પડે છે.

૨. સાંસારિક સ્નેહની સ્થિતિ, સ્વાર્થ સરવાનો સંભવ હોય ત્યાં સુધીની જ પ્રાયઃ હોય છે; એ કારણે સ્વાર્થ સરવાનો સંભવ ટળી જાય ત્યારે જે ભૂંડું કરવા કેટલીક વાર દુશ્મનો પણ તૈયાર ન થઇ શકે તે ભૂંડું કરવા તે સ્નેહીઓ જ તૈયાર થાય છે અને તેમ કરવા માટે પોતાના તરફથી કરવા યોગ્ય સઘળું જ કરી છૂટે છે.

૩. સાંસારિક સ્નેહ કૃત્રિમ અને ભયંકર હોવાના કારણે, એનો ત્યાગ કરવામાં જ સ્વપરનું શ્રેય સમાયેલું છે. એ સ્નેહનો ત્યાગ કરતાં સ્વાર્થમગ્ન બનેલા સ્નેહીઓને કલેશ થતો દેખાય છે, પણ એ કલેશનું ફલ સાચા ત્યાગીને સહેજ પણ નથી ભોગવવું પડતું.

૪. ધર્મરાજાનું શરણ આત્માને ગમે તેવી આપત્તિમાં કે સંપત્તિમાં અનુપમ ધીરતાનો ઉપાસક બનાવે છે; એ ધીરતાના પ્રતાપે આત્મા, સંપત્તિના ભોગવટામાં રસિક કે અભિમાનયુક્ત નથી થતો અને આપત્તિના ભોગવટાનો સમય આવે ત્યારે તે મૂંઝવણમાં નથી પડતો કે બ્હાવરો નથી બનતો.

૫. ધર્મરાજાનું શરણ પામેલા આત્માઓના સ્નેહીઓ, જો તેઓમાં થોડી ઘણી પણ યોગ્યતાનો આવિર્ભાવ થયો હોય તો જરૂર તેઓ એવા ઉત્તમ સ્નેહીના સંસર્ગને પામીને અનાયાસે યત કિંચિત્ લાભ મેળવી શકે છે અને પોતાના જીવનને ધર્મરાજાની સેવામાં યોજી તેની સાચી સફળતા સાધી શકે છે.

**[ ૧૭ ]**

**પિતાશ્રીના પુનિત પંથે સુપુત્રનું પ્રયાણ :**

સુકોશલ મહારાજા પોતાની ગર્ભવતી પત્નીનો ત્યાગ કરીને દીક્ષિત થયા પછી, સુકોશલ મહારાજાની પ્રિયા ચિત્રમાલાએ પણ કુળમાં આનંદ કરનાર હિરણ્યગર્ભ નામના નંદનને જન્મ આપ્યો. ગર્ભાવાસથી જ રાજા બનેલા તે હિરણ્યગર્ભ પણ જ્યારે યૌવન પામ્યા ત્યારે તેમની મૃગના જેવા નેત્રોવાળી મૃગાવતી નામની ધર્મપત્ની થઇ; અર્થાત્ મૃગાવતી સાથે તેમનું પાણીગ્રહણ કરાવવામાં આવ્યું. રાજા હિરણ્યગર્ભને પણ પોતાની મૃગાવતી નામની ધર્મપત્નીથી શરીરે કરીને જાણે બીજો પોતે જ ન હોય તેવો નઘુષ નામનો દીકરો થયો.

આ પછી કોઇ એક દિવસે હિરણ્યગર્ભ રાજાએ પોતાના મસ્તક ઉપર એકદમ ધસારા બંધ આવતી જે ત્રીજી વય તેના કોલ જેવું પળીયું જોયું. પળીયાને જોઇને હિરણ્યગર્ભ મહારાજા શોક કરવામાં પ્રવૃત્ત થયાં.

**યોગ્ય આત્માની યોગ્ય વિચારણા :**

પણ ધ્યાનમાં રાખજો કે મિથ્યાદ્રષ્ટિ આત્માઓ અને સમ્યગ્દ્રષ્ટિ આત્માઓના શોક પણ ભિન્ન ભિન્ન જાતના હોય છે; જે શોક મિથ્યાદ્રષ્ટિ આત્માને દુર્ધ્યાનનું કારણ બને છે, તે જ શોક સમ્યગ્દ્રષ્ટિ આત્માને શુભ ધ્યાનનું કારણ બને છે મિથ્યાદ્રષ્ટિ આત્માઓ ત્રીજી વય આવવાના સમાચારથી ઉદ્વિગ્ન બની આત્મભાન ભૂલે છે, ત્યારે સમ્યગ્દ્રષ્ટિ આત્માઓનું આત્મભાન તેવા સમાચારથી એકદમ જાગૃત થાય છે.

સમ્યગ્દ્રષ્ટિ આત્માનો, આત્મભાનને જાગૃત કરનારો શોક કેવા પ્રકારનો હોય છે ? એ વસ્તુને દર્શાવતાં ત્રીજી વયના કોલસમા પલિતના દર્શનથી હિરણ્યગર્ભ મહારાજાના અંતરમાં કેવા પ્રકારનો શોક થયો એ વસ્તુનું

વર્ણન કરતાં 'પઉમચરિયમ્'ના પ્રણેતા જણાવે છે કે, પોતાના મસ્તક ઉપરના પલિતને જોઇને હિરણ્યગર્ભ મહારાજા શોકમાં પ્રવૃત્તિ કરતાં વિચારવા લાગ્યા કે,

''મૃત્યુએ, મારી પોતાની પાસે દૂત મોકલ્યો છે; અર્થાત્ આ પલિત નથી, પણ મૃત્યુનો દૂત છે : ખરેખર, હવે એ વાતમાં સંદેહ નથી જ કે હવે હું બલ, શકિત અને કાંતિથી રહિત થઇ જઇશઃ કારણ કે વૃધ્ધાવસ્થાનો એ ગુણ છે કે, તે બલ, શકિત અને કાંતિથી રહિત બનાવી દે છેઃ વિષયસુખમાં પ્રસકત બનેલો હું, અતિ ભયંકરપણે ચિર સમય સુધી વિષયોથી ઠગાઇ ગયો છું અને બંધુઓના સ્નેહથી વિલક્ષણ કોટિના નટ જેવો બનેલો હું, ધર્મધુરાને ન જ પામ્યો''

ભાગ્યવાનો ! વિચારો કે પુણ્યશાલી આત્માઓને માત્ર એક જ પલિતનાં દર્શનથી કઇ જાતની વિચારણા ઉત્પન્ન થાય છે ? શું આજે જેઓના મસ્તક ઉપર એક પણ વાળ કાળો ન દેખાય એવા માનવીઓ પણ આપણી દ્રષ્ટિ સમક્ષ નથી ? કહેવું જ પડશે કે એક નહિ પણ અનેક છે. છતાંય આપણે એમની ભાવનાઓમાં કોઇ પણ જાતનું સુંદર પરિવર્તન જોઇ શકીએ છીએ ખરા ?

જો નહિ, તો એનું કારણ શું ? એ વિચારો. આજના કારમા વાતાવરણે પણ ધર્મભાવના ઉપર કેવો કારમો ઘા કર્યો છે, એ પણ વિચારો. 'જૈન કુલોમાંથી, કહો કે, ધર્મીકુલોમાંથી ઉત્તમ જાતના આચારો નાશ પામ્યા, એનું જ આ અનિષ્ટ પરિણામ છે. એમ એક પણ વિચક્ષણ આત્માને જો તે વિચારે તો તેને સમજાયા વિના નહિ જ રહે. આજે ઉછીના વિચારોથી વિચારક બનેલાઓએ શુધ્ધ આચારોની મર્યાદા સામે કાળું વાતાવરણ કેળવીને જ આવી નિર્ઘૃણ દશાને ઉત્પન્ન કરી છેઃ અન્યથા, આર્ય દેશમાં, આર્ય જાતિમાં અને આર્યકુળમાં ઉત્પન્ન થયેલા આત્માઓમાં આવી નિર્ઘૃણ દશા ઉત્પન્ન થવી એ અસંભવિત જેવી બિના છે. આર્ય જાતિ અને આર્ય કુળોમાંથી પરલોકનો ખ્યાલ સરખોય ભૂંસાઇ જાય, એ શું આધ્યાત્મિક દ્રષ્ટિએ નાની સૂની નુકશાની છે ? આ વસ્તુને આર્યો જો પોતાની આર્યતાને દ્રષ્ટિ સન્મુખ રાખીને સહજ પણ વિચારે તો જરૂર તેઓ પોતે જ પોતાની થઇ ગયેલી નિર્ઘૃણ દશાથી કંપી ઉઠે, પણ વાત આ છે કે આ બધું વિચારે કોણ ?

**વર્તમાનકાળની વિષમદશા :**

આવી વિચારણાને અભાવે વર્તમાન વ્યવહારમાં પણ એવો કલુષિતભાવ પ્રવર્ત્યો છે કે જેના પ્રતાપે શાંતિએ દેશવટો લીધો છે અને અશાંતિએ અડ્ડો જમાવ્યો છે. આજના શાંતિના પ્રયત્નો પણ એવી જાતના થઇ રહ્યાં છે કે શાંતિના નામે જ વિશ્વમાં એવી અશાંતિ પ્રવર્તાવે કે જેના પરિણામે જનતા પોતાનું આત્મભાન જ વિસરી જાય ! આજની જનતાનો મોટો ભાગ અર્થકામની ઉપાસનામાં જ એવો અનુરકત બની ગયો છે કે એને અર્થકામની કારમી વેદી ઉપર પોતાની ધર્મભાવનાનું બલિદાન આપવામાં પણ 'અરે'કાર થાય તેમ નથી. આજે અહિંસા, સત્ય, સંયમ કે તપ પણ તે જ સાચા મનાય છે કે જે આજની દુનિયા માંગે છે, તેની જ સાધનામાં ઉપયોગી થતાં હોય ! આજે ધર્મની સાધના પણ પ્રાયઃ દુનિયાદારીની સાધનામાં જ મનાઇ રહી છે ! આજની મોટા ભાગની જનતાને જેટલી ચિંતા પોતાના ઐહિક ઉદયની છે, તેના અસંખ્યાતમા ભાગ જેટલી પણ ચિંતા પોતાના સુદેવની, સુગુરૂની કે સુધર્મની નથી; એટલું જ નહિ પણ આજની દુનિયાનો મોટો ભાગ દેવ, ગુરૂ અને ધર્મની શાસ્ત્રનિર્દિષ્ટ આરાધનામાં પ્રાયઃ માનતો પણ નથી !

જે વર્ગ દેવ, ગુરૂ અને ધર્મની શાસ્ત્રનિર્દિષ્ટ આરાધનામાં માનનારો નથી, તે વર્ગ તો આજે એટલી બધી અધમ દશામાં ઉતરી પડેલો છે કે એ આરાધ્ય તત્ત્વત્રયી, તેની આરાધના અને તેના આરાધક, એ ત્રણેની થાય તેટલી નિંદા કરવામાં, કરાવવામાં અને કરતા હોય તેઓને ઉત્તેજન આપવામાં જ પોતાના આ દુર્લભ ગણાતા માનવજીવનની ઇતિકર્ત્તવ્યતા સમજે છે ! એ જ કારણે એવા વર્ગને આજે આદર્શ (?) નાયકો પણ

અનાયાસે એવા જ મળી ગયા છે કે એમના કહેવાતા જેઓ અહિંસાના નામે, બળીઆ સામે નમી પડવાનો અને નિરાધાર નિર્બળો સામે પીસ્તોલ ધરવાનો ઉપદેશ આપે છે; સત્યના નામે, દેવ અને ગુરૂની આજ્ઞાથી પરાડ઼્મુખ બની મતિકલ્પના અને અંતર અવાજ ઉપર મુસ્તાક બનવાનું તથા શાસ્ત્રો અને શાસ્ત્રકારો પ્રત્યે વિના અભ્યાસે પણ યથેચ્છ આક્ષેપો કરવાનું શીખવે છે. સંયમના નામે, અનંત ઉપકારીઓએ બાંધેલી સુંદરમાં સુંદર મર્યાદાઓ ઉલટાવી નાખી, વિના રોક-ટોકે અધમાધમ અનાચારો સહેલાઇથી પ્રવર્તે, એવા પ્રકારના બોધપાઠો સમર્પે છે અને તપના નામે સાચા ત્યાગમાર્ગ તરફથી જનતા ઉભગી જાય અને પોતાના કલ્પિત ત્યાગમાર્ગે વળી સાચા મુકિતમાર્ગની ઉપાસનાથી વંચિત રહી જાય એવી જ જાતનું સાહિત્ય ફેલાવે છે ! તથા વિશ્વમાં કોઇ એવો વિષય નથી કે જે વિષયમાં વિના અભ્યાસે પણ પોતાનું દોઢ ડહાપણ ડોળ્યા વિના તેઓ રહેતા હોય. શું આ બધું ઓછી કમકમાટી ઉપજાવે એવું છે ?

આજ કારણે આજના કારમા વાતાવરણની વાયડી વાતોથી નહિ દોરાતાં, એકાંતે ઉપકારક એવા આ શ્રી વીતરાગ પરમાત્માનાં શાસનને અને તેના આરાધકોને બરાબર સમજો. આ હિરણ્યગર્ભ મહારાજા પણ પ્રભુશાસનના અનુપમ આરાધકો પૈકીના એક છે, અન્યથા એક જ પલિત-ધોળા વાળ માત્રના દર્શનથી આવા પ્રકારના ઉત્કટ વૈરાગ્યને પોષતી વિચારણા આવવી સહેલી નથી. ઉત્કટ વૈરાગ્યને પોષતી વિચારણાના પ્રતાપે એકદમ તે હિરણ્યગર્ભ મહારાજા કે જેને તે જ સમયે એટલે પલિતના દર્શન માત્રથી જ ઉત્પન્ન થયો છે વૈરાગ્ય જેમને એવા તે હિરણ્યગર્ભ મહારાજાએ પોતાના નઘુષ નામના પુત્રને પોતાના રાજ્ય ઉપર સ્થાપન કરીને વિમલ નામના મુનિની પાસે વ્રતને ગ્રહણ કર્યું; એટલે કે દીક્ષા અંગીકાર કરી.

## [ ૧૮ ]

### નઘુષ મહારાજા પણ પિતા અને પિતામહના પવિત્ર પંથેઃ

સુકોશલ મહારાજાના સુપુત્ર હિરણ્યગર્ભ મહારાજાએ પણ પોતાના સુપુત્રને પોતાના રાજ્ય ઉપર સ્થાપન કરીને પૂજ્યપાદ વિમલ મુનિવરની પાસે દીક્ષા અંગીકાર કરી પોતાનું આત્મશ્રેય સાધ્યું, એ વસ્તુ તો આપણે જોઇ આવ્યા. પોતાના પિતાશ્રી દીક્ષીત થયા પછી નઘુષ મહારાજા પણ પોતાના પિતા અને પિતામહના પવિત્ર પંથે કઈ રીતે પ્રવર્તે છે એ આપણે હવે જોવાનું છે.

### અયોધ્યા ઉપર આકસ્મિક આપત્તિ :

નઘુષ મહારાજાને સિંહિકા નામની પત્ની હતી. તેની સાથે રમણ કરતા નઘુષ મહારાજા પિતાએ સમર્પેલા રાજ્યનું અનુશાસન કરતા હતા. એ અરસામાં કોઇ એક દિવસે ઉત્તરાપથના ભૂપાલોને જીતવા માટે નઘુષ મહારાજાએ પ્રયાણ કર્યું અને પોતાની સિંહિકા નામની દેવીને પોતાના રાજ્ય ઉપર સ્થાપન કરી. આ અવસરનો લાભ દક્ષિણાપથના રાજાઓએ લીધો.અયોધ્યા નગરીમાં નઘુષ મહારાજા નથી, એમ જાણીને દક્ષિણાપથના રાજાઓએ તે જ સમયે અયોધ્યા નગરીને ઘેરી લીધી. કારણ કે વૈરીઓ છલનિષ્ઠ જ હોય છે. છલનિષ્ઠ વૈરીઓએ આવી રીતે અવસર જોઇને નઘુષ મહારાજાની ગેરહાજરીનો લાભ લઇને અયોધ્યા ઉપર અકસ્માત્ આફત ઉભી કરી.

પણ ક્ષત્રિયાણીઓ કંઇ ક્ષત્રિયોથી અવસરે ઓછી ઉતરે તેવી નથી હોતી. અવસર આવ્યે ક્ષત્રિયોની માફક ક્ષત્રિયાણીઓ પણ શત્રુઓને હંફાવ્યા વિના નથી રહેતી. ક્ષત્રિય જાતિનો જ એ ગુણ છે કે અવસરે તેનામાં એવી જાતનું શૌર્ય આવે છે કે જેના બળે તે ભલભલાના ગર્વને ઉતારી નાંખે છે. એ જાતિગુણના પ્રતાપે નઘુષ

મહારાજાની પટરાણી સિંહિકા મહાદેવીએ આવી આકસ્મિક આફતના સમયે પોતાનું શૌર્ય પ્રગટ કર્યું અને તે સિંહિકાદેવીએ પુરૂષની માફક તેઓની સામે ધસીને વિજય પ્રાપ્ત કર્યો અને દુશ્મનોનો એકદમ નાશ કર્યો. શું સિંહણ હસ્તિઓને ન હણે ? અર્થાત્ હણે જ. એ જ રીતે સિંહણ સમી સિંહિકાદેવીએ હસ્તિસમા શત્રુઓ ઉપર પોતાના પરાક્રમીપણાના પ્રતાપે ધાર્યો વિજય જોતજોતામાં મેળવી લીધો.

આ બાજુએ શ્રીમતી સિંહિકાદેવીએ દક્ષિણાપથના રાજાઓ ઉપર વિજય મેળવ્યો ત્યારે બીજી બાજુથી નઘુષ મહારાજા પણ ઉત્તરાપથને જીતીને કોઇ એક દિવસે પાછા પોતાની રાજધાનીમાં પધાર્યાં. મહારાજાએ પોતાની રાજધાનીમાં પધારતાની સાથે જ પોતાની પત્નીના જયના સમાચાર સાંભળ્યા અને એથી તો મહારાજા વિચારવા લાગ્યા કે આ કર્મ એ સ્પષ્ટપણે ધૃષ્ટતા છે અને મારા જેવાઓ માટે પણ દુષ્કર છે; આ કારણે મહત્કુલમાં ઉત્પન્ન થયેલી મહિલાઓ માટે આ જાતનું કર્મ એ યોગ્ય નથી.

આવી જાતના વિચારથી નઘુષ મહારાજાએ પોતાના ચિત્તમાં નિશ્ચય કર્યો કે, જે કારણે આ સ્ત્રીએ મારા જેવાઓ માટે પણ દુષ્કર એવું પણ કર્મ કરીને ધૃષ્ટતા આચરી તે કારણથી એ વાત નિશ્ચિત છે કે આ સ્ત્રી અસતી છે. અન્યથા, સતીઓ તો પતિને દેવતા તરીકે સ્વીકારનારી હોય છે, એટલે તેઓ પતિની સેવા વિના બીજું કશું જ જાણનારી હોતી નથી; તો પછી આવા પ્રકારનું કર્મ તો તે કેમ જ જાણી શકે અને આચરી શકે ? આ પ્રમાણેનો ચિત્તમાં નિશ્ચય કરીને પોતાને પ્રિય એવી પણ સિંહિકાદેવીનો ખંડિત પ્રતિમાની માફક એકદમ નઘુષ મહારાજાએ પરિત્યાગ કર્યો; અર્થાત્ પૂજારી જેમ ખંડિત પ્રતિમાનો ત્યાગ કરે છે, તેમ નઘુષ મહારાજાએ પણ પોતાના કાલ્પનિક નિશ્ચયથી મહાસતી સિંહિકાદેવીનો કોઇ પણ જાતનો વિચાર કર્યા વિના એકદમ પરિત્યાગ કર્યો.

**સતીત્વનો અનુપમ પ્રભાવ :**

આ પછી કોઇ એક દિવસે નઘુષ મહારાજાને દાહજ્વર ઉત્પન્ન થયો અને તે એવો ભારે થયો કે દુષ્ટ શત્રુની માફક સેંકડો ઉપચારો કરવા છતાં પણ તે શમ્યો નહિ. દુષ્ટ શત્રુમાં એવી જાતની કારમી શત્રુતા વસેલી હોય છે કે એને કાઢવાના સેંકડો પ્રયત્નો કરવામાં આવે તો પણ તે શમે નહિ, તેવી જ રીતે આ મહારાજાને પણ એવી ભયંકર જાતનો દાહજ્વર થયો હતો કે જે સેંકડો ઉપચારો કરવા છતાં પણ ન જ શમ્યો. પોતાના પતિને એવી જાતનો ભયંકર દાહજ્વર ઉત્પન્ન થયો છે અને તે કોઇપણ પ્રકારે શમતો નથી, એ સમાચાર જાણીને મહાસતી સિંહિકાદેવી પોતાના સતીપણાને જણાવવા માટે અને પતિની પીડાને છેદવા માટે પણ તે જ સમયે પાણી લઇને પોતાના પતિની પાસે આવી; આવીને તે મહાસતીએ સત્યનું શ્રવણ કરાવતાં સ્પષ્ટ શબ્દોમાં પોતાના પતિને ઉદ્દેશીને કહ્યું કે,

**"........... त्वां विना नाथ चेन्मया । पुमान्नैक्षि कदाप्यन्यो, ज्वरस्तदपयातु ते ॥१॥"**

*"હે નાથ ! જો મેં આપના વિના અન્ય પુરૂષ કદી પણ ન જોયો હોય તો આપનો આ જ્વર નાશ પામો."*

આ પ્રમાણે સ્પષ્ટ શબ્દોમાં સત્યનું શ્રવણ કરાવીને મહાસતી સિંહિકાદેવીએ પોતે આણેલા તે પાણીથી પોતાના પતિ ઉપર અભિષેક કર્યો. એ પાણીનો અભિષેક જે સમયે તે મહાસતીએ કર્યો તે જ સમયે સુધાધૌતની માફક તે મહારાજા એકદમ તે કારમા જ્વરથી સર્વ રીતે મૂકાઇ ગયા; અર્થાત્ જેમ અમૃતનું સિંચન શાંતિ સમર્પે, તેમ મહાસતીએ કરેલા જળના અભિષેકથી મહારાજાનો દાહજ્વર એકદમ શમી ગયો, અને આ રીતે મહારાજાને પોતાની પટ્ટરાણીના સતીપણાનો પૂરેપૂરો સાક્ષાત્કાર થયો. સતીપણાના પ્રભાવે એકલો પતિનો દાહજ્વર શમ્યો, એટલું જ નહિ પણ તે મહાસતી મહાસતીપણાથી તુષ્ટમાન થયેલા દેવોએ તે મહારાણી ઉપર પુષ્પોની વૃષ્ટિ વરસાવી.

સતીપણાના સાક્ષાત્કારથી અને પોતાની પત્નીના સતીપણાનો પ્રભાવ પ્રત્યક્ષપણે નિહાળીને નઘુષ મહારાજા પણ ખૂબ જ પ્રસન્ન થયા અને ત્યારથી આરંભીને પૂર્વની માફક જ પોતાની તે પટ્ટદેવીનું તેમણે બહુમાન કરવા માંડયું.

સુંદર શીલનું પાલન શું શું કરે છે ? એ અનિર્વચનીય વસ્તુ છે. સતીઓનું જીવન શીલના પ્રતાપે જ વિશ્વમાં નામાંકિત છે એ કદી જ ભૂલવા જેવું નથી. એક શીલના પ્રતાપે આત્મા આ લોક અને પરલોક એમ ઉભયલોકને સુધારી પરંપરાએ સિદ્ધિસુખનો ભોકતા કયી રીતે થઇ શકે છે ? એનું વર્ણન અનંતજ્ઞાનીઓના અનુપમ શાસનમાં અનુપમ રીતે કરવામાં આવ્યું છે. શિવસુખના અર્થી આત્માઓ માટે સંપૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કદાચ ન બની શકે તેમ હોય તો પણ આવું શીલપાલન તો અતિશય આવશ્યક વસ્તુ છે. સર્વથા શીલહીન આત્માઓ માટે ધર્મનું આરાધન પણ પ્રાયઃ દુષ્કર છે; માટે જીવનનું સાચું સૌંદર્ય સુંદર શીલનું પાલન છે, એ વાત એકેએક કલ્યાણકાંક્ષી આત્માએ પોતાના હૃદયપટ ઉપર અવશ્ય કોતરી રાખવા જેવી છે.

**પુત્રોત્પત્તિ અને પરિવ્રજ્યાનો સ્વીકાર**

હવે નઘુષ મહારાજા અને મહાસતી સિંહકાદેવી ઉભય આનંદપૂર્વક પોતાનો સમય પસાર કરે છે. કેટલોક કાલ વીત્યા પછી નઘુષ નામના મહીપતિને સિંહિકા નામની મહાદેવીથી સોદાસ નામનો નંદન થયો. સોદાસ નામના પુત્રની ઉત્પત્તિ થયા પછી નઘુષ મહારાજા પણ પોતાના આત્મકલ્યાણની સાધના માટે વધુ ઉદ્યુકત બન્યા.

આ હકીકતનું-વસ્તુનું પ્રતિપાદન કરતાં પઉમચરિયમ્‌ના પ્રણેતા મહાપુરૂષ પણ ફરમાવે છે કે નઘુષ મહારાજા સિંહિકાદેવીના પુત્ર સોદાસને રાજ્ય ઉપર સ્થાપન કરીને પુરૂષોમાં વૃષભસમા તે, પરિગ્રહ અને આરંભનો પરિત્યાગ કરીને સંસારની બહાર નીકળી ગયા, અર્થાત્-અનગાર બન્યા.

## [ ૧૯ ]

**ઉત્સવમાં 'અ-મારિ'ની ઉદ્‌ઘોષણા :**

સુકોશલ મહારાજાના પૌત્ર નઘુષ મહારાજાએ પોતાના સોદાસ નામના પુત્ર ઉપર રાજ્યનો ભાર સ્થપાન કરીને સિદ્ધિપદની સાધના માટે એકના એક ઉપાય સમી પ્રવ્રજ્યાનો સ્વીકાર કર્યો એ તો આપણે જોઇ ગયા. નઘુષ રાજાના પુત્ર સોદાસ, કે જે પોતાના પિતાએ દીક્ષા અંગીકાર કર્યા પછી રાજ્યના માલિક બન્યા છે; તે ઘણા જ માંસાલોલુપ હતા. પોતાની માંસલોલુપના કારણે સોદાસ રાજા કયી કયી જાતના અનર્થો કરે છે ? અને કેવી કેવી દશામાં આવી પડે છે ? તથા પુણ્યવાન હોવાના કારણે ઉત્તમ સંસર્ગને પામી અંતે કેવી રીતે પ્રભુ પ્રણીત શ્રમણધર્મના પુનિતપંથને પામી શકે છે, એ વસ્તુ ખાસ જાણવા જેવી છે.

સોદાસ નામના રાજાના રાજ્યમાં, કોઇ એક સુંદર અવસર ઉપર શ્રી અરિહંતપરમાત્માનો અષ્ટાહ્નિક ઉત્સવ આરંભાયો. જ્યારે રાજ્યમાં શ્રી અરિહંત પરમાત્માનો અષ્ટાહ્નિક ઉત્સવ આરંભાતો, ત્યારે આખાએ રાજયમાં, 'અ-મારિ'ની ઉદ્‌ઘોષણા કરવામાં આવતી હતી,. એ જ રીતે આ અવસરે પણ મંત્રીઓએ રાજ્યમાં 'અ-મારિ'ની ઘોષણા કરાવી. 'અ-મારિ'ની ઘોષણા કરાવનાર મંત્રીઓએ પોતાના રાજા સોદાસને પણ કહ્યું કે શ્રી અરિહંત પરમાત્માઓના અષ્ટહ્નિક ઉત્સવમાં આપના પૂર્વજોએ માંસ ખાધું નથી તે કારણથી આ ઉત્સવમાં આપ પણ માંસ ખાતા નહિ. રાજ્યમાં 'અ-મારિ'ની ઘોષણા થવા છતાં અને મંત્રીઓએ પોતાના પૂર્વજોની સ્થિતિને જણાવવા છતાં પણ માસંભોજનના પ્રેમી એવા સોદાસે, મંત્રીઓના કથનને વચનથી સ્વીકાર્યું પણ હૃદયથી સ્વીકાર્યું નહિ.

**રસનાની લાલસાની ભયંકરતા :**

ખરેખર, રસનાની લાલસા ઘણી જ ભયંકર હોય છે. હરેક ઈન્દ્રિયોની લાલસા ભયંકર હોય છે, છતાં પણ તેમાં રસના એટલે જીહ્વા ઈંદ્રિયની લાલસા અતિશય ભયંકર હોય છે. એને આધીન થયેલા આત્માઓ એક ક્ષણવારમાં વિવેકને વિસરી જાય છે.રસનાને આધીન થયેલા આત્માઓ ભવિષ્યમાં પોતાનું પણ શું થશે ? એ પણ નથી વિચારી શકતા. રસનાની તૃપ્તિના કારણે અનેક કનિષ્ટમાં કનિષ્ટ આચરણા પણ રસનાને શરણ થયેલ આત્માઓ કરે છે. રસનાની આજ્ઞાને તાબે થયેલા આત્માઓ સંયમને પામી શકતા નથી અને કદાચ પામી જાય છે તો પણ જે રીતે આરાધવું જોઇએ તે રીતે આરાધી નથી જ શકતા અને તેઓ માટે પતનનું એ પ્રબળમાં પ્રબળ કારણ બને છે. આ કારણે કલ્યાણના અર્થીઓએ રસનાનો વિજય કરવા માટે સદાય સજ્જ રહેવું જોઇએ.

રસનાને પરવશ થયેલા સોદાસ રાજાએ મંત્રીઓની વાતને વચનથી સ્વીકારવા છતાં પણ પોતાના રાજ્યમાં પોતાના જ નામથી કરવામાં આવેલી 'અ-મારિ'ની ઘોષણાનો કારમી રીતે ભંગ કર્યો. મંત્રીઓની સમક્ષ 'મારે માંસ ખાધા વિના નહિ જ ચાલી શકે' એમ નહિ કહી શકનાર સોદાસે પોતાના રસોઇઆને આજ્ઞા કરી કે, 'આજથી આરંભીને તારે ગુપ્તપણે માંસને ગ્રહણ કરવું એ યોગ્ય છે. અર્થાત્-આજથી તું ગુપ્તપણે માંસ લાવજે અને મારા માટે પકાવજે.''

સોદાસ રાજાની આ આજ્ઞાને પામીને રસોઇઓ ગુપ્તપણે માંસને લઇ આવવા માટે નીકળ્યો, પણ આખાએ રાજયમાં 'અ-મારિ'ની ઉદ્‌ઘોષણા થઇ ગયેલી હોવાના કારણે કોઇપણ સ્થાને માંસને મેળવી શકયો નહિ : કારણ કે આકાશપુષ્પની માફક અવિદ્યમાન્ વસ્તુ કોઈ પણ સ્થાને કોઈ પણ માણસ દ્વારા પ્રાપ્ત કરી શકાતી નથી. અર્થાત્ આકાશપુષ્પ એ અવિદ્યમાન વસ્તુ છે, એ કારણે કોઇ પણ માણસ ગમે તે સ્થળે જાય અને ગમે તેટલાં પ્રયત્નો કરે તો પણ આકાશપુષ્પને મેળવી શકતો નથી; એવી જ રીતે 'અ-મારિ'ની ઘોષણાના પ્રતાપે આકાશપુષ્પની માફક આખાયે રાજ્યમાં માંસ અવિદ્યમાન વસ્તુરૂપ બની ગયું હતું, એટલે રસોઇયો માંસની શોધ માટે ઘણુંએ ભટકયો તે છતાં પણ, કોઇ પણ સ્થાનેથી તે માંસ મેળવી શકયો નહિ. એ કારણે એક બાજુથી 'મને માંસની પ્રપ્તિની થઇ શકતી અને બીજી બાજુથી રાજાની આજ્ઞા માંસ લાવવા માટે મને બાધિત કરે છે, માટે હવે હું શું કરૂં ? ' આ પ્રકારના વિચારમાં રસોઇઓ પડી ગયો. એ પ્રકારના વિચાર કરતા રસોઇયાએ રખડતાં રખડતાં એક મરેલા બાળકને જોયું. તે જ મરેલા બાળકના માંસને ગ્રહણ કરીને રસોઇયાએ તે તે વિજ્ઞાનો દ્વારા તેના ઉપર સંસ્કાર કર્યો, એટલે કે હુશિયાર એવા રસોઇયાએ તે મરેલા બાળકના માંસ ઉપર પણ તે તે જાતની ક્રિયાઓ કરીને તેને સારામાં સારી રીતે સંસ્કારિત કર્યું અને એ રીતે તે મરેલા બાળકના માંસને સંસ્કારિત કરીને રસોઇયાએ તે માંસ સોદાસ રાજાને આપ્યું.

એ માંસને પામીને સોદાસ રાજા પણ તે માંસનું ભોજન કરતાં કરતાં તે માંસનું વર્ણન કરવા લાગ્યો કે અહો, આ માંસનો કોઇ પણ અતિશય પ્રસન્ન કરનારો રસ છે; અર્થાત્ આ માંસનો આસ્વાદ કોઇ અપૂર્વ પ્રકારનો જ છે. મરેલા બાળકના માંસના આસ્વાદની પ્રશંસા આ રીતે કરીને જ સોદાસ ન અટકયા, પણ અતિશય આનંદમાં આવી ગયેલા તેમણે પોતાના રસોઇયાને કહ્યું કે, ' આ જન્મમાં મારા માટે આ માંસ અપૂર્વ છે; અર્થાત્ આવા પ્રકારનું માંસ મેં મારી જીંદગીમાં આજ સુધી નથી ખાધું, તો સર્વે પ્રકારે કહે કે, આ માંસ કયા જીવવિશેષનું છે ?'

આ પ્રશ્નનો ઉત્તર આપતાં રસોઇયાએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે, ''આ માંસ મનુષ્યનું છે.'' આ પ્રકારનો ઉત્તર સાંભળીને ખુશ થઇ ગયેલા સોદાસ રાજાએ ફરમાવ્યું કે, ' આજથી આરંભીને દરરોજ આજની માફક સંસ્કારિત કરીને તું મને આ રીતે મનુષ્યનું માંસ આપજે.'

વિચારો કે એક રસનાને આધીન બનેલા રાજાએ પોતાના નામે જ થયેલી 'અ-મારિ'ની ઘોષણાનો કેવી કારમી રીતે ભંગ કર્યો અને કરાવ્યો ? ખરેખર, રસનાને આધીન બનેલો આત્મા જેટલું ન કરે તેટલું ઓછું જ છે ! અન્યથા આવી જાતનું કાર્ય શું રાજા માટે ઘટિત હતું ? નહિ જ, પણ રસનાવશ આત્માઓ ઘટિત કે અઘટિત વસ્તુનો વિચાર ક્યારે કરે છે ? શું આજે પણ રસનાવશ આત્માઓ અનંતજ્ઞાનીઓએ ઉપદેશેલા ભક્ષ્યાભક્ષ્યના વિવેકનો ઉપહાસ નથી કરતા ?

સભામાંથી - હવે તો છાનો નહિ પણ છડેચોક કરે છે !

તો સમજો કે એમાં અશ્રદ્ધા સાથે રસનાની લાલસાનો પણ હિસ્સો છે જ. રસનાની લાલસાને આધીન થયેલા પામર આત્માઓ સુદેવને, સુગુરૂને અને સુધર્મને પણ સમય આવ્યે નિંદવાનું નથી ચૂકતા ! રસનાવશ આત્માઓ શ્રી જિનેશ્વર પ્રણીત આગમો કે જે ભક્ષ્યાભક્ષ્ય આદિનું સારામાં સારી રીતનું વિવેચન કરનારાં છે, તેની પણ અવગણના કરે એમાં પણ કશું જ આશ્ચર્ય પામવા જેવું નથી ! અર્થાત્ રસનાવશ આત્માઓ રસનાની અતિશય આધીનતાના પ્રતાપે જે જે ન કરે તે ઓછું જ છે.

**રસનાની આધીનતાના પ્રતાપે પતિત થયેલા કણ્ડરીકમુનિ :**

એક રસના ઈંદ્રિયની આધીનતાના પ્રતાપે મહાન્ વિરાગી અને મહાન્ સંયમી આત્માનું કેવી કારમી રીતે પતન થાય છે ? અને એ પતનના પરિણામે ઉત્તમ આત્મા પણ ધર્મ-ધ્યાનને ચૂકી કેવા ભયંકર રૌદ્રધ્યાનને પામે છે ? તથા એવા રૌદ્ર પરિણામના પ્રતાપે એક મોક્ષગામી અથવા સ્વર્ગગામી ગણાતો આત્મા થોડા જ કાળમાં કેવી ભયંકર દુર્ગતિમાં ચાલ્યો જાય છે ? એ સઘળીય વસ્તુને સ્ફુટ રીતે સમજાવતું કણ્ડરીક મુનિનું દ્રષ્ટાંત શાસ્ત્રોમાં દર્શાવવામાં આવ્યું છે, એ ખાસ આ પ્રસંગે જાણવા જેવું છે.

મહાવિદેહની પૃથિવીમાં મંડનભૂત પુષ્કલાવતી નામની વિજયમાં આવેલી પુણ્ડરીકિણી નગરીમાં મહાપદ્મ નામના એક રાજા હતા. એ રાજાને પદ્માવતી નામની રાણી હતી. એ રાણીની કુક્ષિથી ઉત્પન્ન થયેલા બે પુત્રો તે રાજાને હતા, જેમાંના મોટા પુત્રનું નામ પુણ્ડરીક હતું અને નાનાનું નામ કણ્ડરીક હતું, આથી સમજાશે કે કણ્ડરીક એ મહાપદ્મ રાજા અને પદ્માવતી રાણીનો નાનો પુત્ર હતો.

**મહાપદ્મરાજાની આત્મકલ્યાણની સાધકતા :**

મહાપદ્મ રાજાથી શાસન કરાતી તે પુણ્ડરીકિણી નગરીમાં કોઈ એક દિવસે તે નગરીની બહારના ભાગમાં આવેલા નલિનવન નામના ઉદ્યાનમાં સ્થવિર મુનિપુંગવો સમવસર્યા. પોતાની નગરીના ઉદ્યાનમાં જ સ્થવિર મુનિપુંગવો પધાર્યા છે-એ વાતને જાણીને મહાપદ્મ રાજા ઉલ્લાસભેર તે મુનિઓને વંદન કરવા માટે નલિનવન નામના ઉદ્યાનમાં ગયા. ત્યાં જઈને રાજા તે મહામુનિઓને વંદન કરીને ઉચિત સ્થાને બેઠા. પ્રભુપ્રણીત પરોપકાર કરવામાં રક્ત એવા તે પરમમહર્ષિઓએ રાજાને પ્રભુપ્રણીત ધર્મ સંભાળાવ્યો. ધર્મનું શ્રવણ કરીને રાજા એકદમ રક્તબુદ્ધિવાળા મટીને વિરક્તબુદ્ધિવાળા થયા. વિરક્તબુદ્ધિવાળા બનેલા મહાપદ્મ મહારાજાએ, એકદમ પોતાની નગરીમાં જઈને મોટા મહોત્સવપૂર્વક પુણ્ડરીક નામના પોતાના મોટા પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કર્યો અને કણ્ડરીક નામના પોતાના નાના પુત્રને યૌવરાજ્યપદે સ્થાપન કર્યો. રાજ્યગાદી ઉપર આરૂઢ થયેલા પુણ્ડરીક મહારાજાએ, પોતાના પિતાશ્રીનો દીક્ષા મહોત્સવ કર્યો અને મહાપદ્મ મહારાજાએ તે સ્થવિર મહર્ષિઓ પાસે દીક્ષા અંગીકાર કરી. દીક્ષિત થયા પછી મહાપદ્મ નામના રાજર્ષિ મહામુનિએ સઘળાય પૂર્વોનો અભ્યાસ કર્યો અને રત્નત્રયીની આરાધનાના પ્રતાપે કેવલજ્ઞાન પામ્યા તથા એક માસનું અનસન કરીને તે રાજર્ષિ પરમપદને પણ પામ્યા.

**યુવરાજ કણ્ડરીકની વૈરાગ્યદશા :**

મહાપદ્મ રાજર્ષિ મોક્ષપદે પધાર્યા પછી કોઇ એક દિવસે પાદરેણુથી પૃથ્વીતલને પાવન કરતા તેજ સ્થવિર ઋષિપુંગવો પોતાની નગરીમાં પધાર્યા છે, એમ સાંભળીને હર્ષ પામેલા પુણ્ડરીક મહારાજા એકદમ તે ઋષિપુંગવોની સેવામાં ઉપસ્થિત થયા. સેવામાં ઉપસ્થિત થયેલા પુણ્ડરીક મહારાજાને સ્થવિર ઋષિપુંગવોએ દેશના સંભળાવી. ધર્મદેશનાના શ્રવણથી પ્રતિબોધ પામેલા પુણ્ડરીક મહારાજાએ શ્રાવકધર્મનો સ્વીકાર કર્યો. પોતાના મોટા ભ્રાતાએ જ્યારે શ્રાવકધર્મનો જ સ્વીકાર કર્યો ત્યારે કણ્ડરીકની મનોદશા તો ખૂબજ આગળ વધી. ધર્મદેશનાના શ્રવણથી એકદમ વિરકતદશાને પામી ગયેલ યુવરાજ કણ્ડરીકે તો તે ઋષિપુંગવોને પ્રણામ કરીને પ્રાર્થના કરતાં કહ્યું કે 'સંસારથી ઉદ્વિગ્ન થયેલો હું આપની પાસે પ્રવ્રજ્યા અંગીકાર કરીશ. તે કારણથી હે પ્રભો ! જ્યાં સુધીમાં હું રાજાને પૂછીને અહીં આવું છું ત્યાં સુધી મારા ઉપર અનુગ્રહ કરતા એવા આપ પૂજ્યોને અહી રહેવું એ યોગ્ય છે.'

આ પ્રમાણે કહેતા યુવરાજ કણ્ડરીકને પ્રભુશાસનના રહસ્યવેદી તે સ્થવિર પરમમહર્ષિઓએ ફરમાવ્યું કે,

''प्रतिबन्धं मा कृथास्त्वम्''

આ કથન ઉપરથી સમજી શકાશે કે પ્રભુશાસનના રહસ્યવેદી પરમમહર્ષિઓની વિરકત આત્મા પ્રત્યે કેવા પ્રકારની સલાહ હોઇ શકે છે ? ઉપકારી પરમમહર્ષિઓ પૂછવા જનાર આત્માને પણ એક જ સલાહ આપે છે કે ' જેને પૂછવા જાય છે તેનો પ્રતિબંધ ન કરવો' કારણ કે આનાથી વિપરીત સલાહ તો વિરક્ત આત્માના વિરાગનો નાશ કરનારી જ નિવડે છે અને એવી વિરાગનાશક સલાહ વૈરાગ્યના માર્ગે જ વિહરી રહેલા પરમમહર્ષિઓ કયા હૃદયથી આપી શકે ? અર્થાત્ ન જ આપી શકે. એ વસ્તુ વિચારક માત્ર સમજી શકે તેમ છે; માત્ર વિચારક વિવેકહીન ન હોવો જોઇએ. કારણ કે વિવેકહીન વિચારક કોઇ પણ સારી વસ્તુનાં સુંદર મર્મને સમજી શકતો જ નથી.

**વિરકત કણ્ડરીકનું સ્પષ્ટ કથન :**

ગુરૂદેવોની ઉત્તમ અને સન્માર્ગની પ્રવૃત્તિ માટે સારામાં સારી રીતની સહાય સમર્પનાર સલાહ પામીને પોતાના વડીલ બંધુ કે જે રાજા છે તેમની પાસે જઇને કણ્ડરીકે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે, ''સમુદ્રમાંથી જેમ અમૃતની પ્રાપ્તિ થાય, તેમ મને ગુરૂદેવ પાસેથી શ્રી જિનવચનની પ્રાપ્તિ થઇ છે, અને અમૃતના પ્રભાવથી જેમ આરોગ્યની પ્રાપ્તિ થાય તેમ મને શ્રી જિનવચનના પ્રભાવથી વૈરાગ્ય થયો છે, તે કારણથી આપ તરફથી અનુજ્ઞા પામેલો હું, દીક્ષા લેવાનો ઉત્સાહ ધરાવું છું; કારણ કે આ વિશ્વમાં એવો મૂર્ખ કોણ હોય કે જે પ્રમાદથી ચિંતામણી રત્ન જેવા મનુષ્યજન્મને હારી જાય !''

ભાગ્યશાળીઓ ! વિચારો કે સદ્ગુરૂ પાસેથી શ્રી જિનેશ્વરદેવના વચનને પામેલા આત્માઓની મનોદશા કેવી ઘડાઇ જાય છે ? દુનિયામાં અમૃતની ઉત્પત્તિ સાગરમાંથી મનાય છે, તેમ શ્રી જિનવચનની પ્રાપ્તિ ભવ્યજીવોને સદ્ગુરૂઓ પાસેથી જ થાય છે. અમૃત જેમ આરોગ્યનું કારણ મનાય છે, તેમ શ્રી જિનેશ્વરદેવોનું વચન વૈરાગ્યનું કારણ મનાય છે. શ્રી જિનેશ્વરદેવના વચનને પામીને વૈરાગ્યયુકત બનેલો આત્મા, મનુષ્યભવને ચિંતામણિરત્ન સમાન સમજે છે. તેથી તેને પ્રમાદમાં વિતાવી દેવો એમાં એ મૂર્ખતા માનનારો હોય છે.

આ ઉપરથી જેઓ ધર્મગુરૂપદના સ્થાને હોવા છતાં પણ જગતના જીવોને શ્રી જિનેશ્વરદેવના વચનરૂપ અમૃતનું દાન દેવાને બદલે અજ્ઞાન આત્માઓને વચનવિષનું દાન કરે છે, તેઓએ કાં તો તેમ કરતાં અટકવું જોઇએ અગર તો સ્વપર ઉભયના શ્રેય માટે પણ તેવા પરમતારક ગુરૂપદનો વિના વિલંબે અને વિના સંકોચે ત્યાગ

કરી દેવો જોઇએ. એવી જ રીતે પરમવીતરાગ શ્રી જિનેશ્વરદેવોના વચનને પામેલા આત્માઓએ પણ શ્રી જિનવચનરૂપ અમૃતના યોગે પોતાના આત્મામાં અનાદિકાળથી ભરાઇ ગયેલા રાગ-દ્વેષરૂપ રોગનો નાશ કરી વૈરાગ્યરૂપ આરોગ્યને મેળવવા સતત પ્રયત્નો કરવા જોઇએ અને અમૂલ્ય માનવજીવનરૂપ ચિંતામણિરત્નને પ્રમાદમાં પડી ગુમાવી દેવા જેવી કારમી મૂર્ખાઇ કરતાં અવશ્ય અટકી જવું જોઇએ.

પ્રમાદ એ આત્માનો મોટામાં મોટો શત્રુ છે. મધુર રસોના સ્વાદની ઇચ્છા એ પણ પ્રમાદ જ છે. પ્રમાદની પરવશતાથી ચિંતામણિરત્નને ગુમાવી દેનારા આત્માઓ કરતાં વિષયકષાયાદિ પ્રમાદને આધીન થઇને ચિંતામણિથી પણ કંઇ ગણા કિંમતી મનુષ્યભવને ગુમાવી દેનારા આત્માઓ ઘણા જ ભયંકર છે; કારણ કે ચિંતામણિ રત્નના નાશથી નુકશાન મનાતું હોય તો પણ તે નુકશાન કેવલ આ લોક સંબંધી જ હોય છે, જ્યારે મનુષ્યભવને હારી જવાથી તો આ લોક અને પરલોક એમ ઉભયલોક સંબંધી પારાવાર નુકશાન થાય છે, એમ અનંત ઉપકારી પરમમહર્ષિઓ ફરમાવે છે. આ કારણે સદ્‌ગુરૂ દ્વારા શ્રી જિનેશ્વરદેવના વચનરૂપ અમૃતને પામેલા પુણ્યાત્માઓએ વિષયકષાયરૂપ પ્રમાદને આધીન થઇ મનુષ્યભવને હારી જવા પૂર્વે ઘણું ઘણું વિચારવું જોઇએ.

આ રીતે કણ્ડરીકનું સ્પષ્ટ કથન આજ સૌ કોઇએ વિચારવા લાયક છે. આવા કથનો શ્રી જિનેશ્વરદેવના વચનોથી ભરેલા જૈન સાહિત્યમાં સ્થળે સ્થળે દ્રષ્ટિગોચર થઇ શકે છે, પરંતુ હીણકર્મી અથવા તો ગુરૂકર્મી આત્માઓના અંતરમાં એની સારી અસર થવાને બદલે ઘણીવાર ઉલ્ટી અસર પણ થાય છે. આ કારણે મારી ભલામણ છે કે આવા વચનો વાંચતાં કે સાંભળતા કલ્યાણકારી આત્માઓએ હૃદયમાં રહેલી સાંસારિક લાલસાઓને હૃદયમાંથી દૂર કરી દેવી જોઇએ : કારણ કે હૃદયમાં રહેલી એ કારમી લાલસાઓ, આત્મા ઉપર એ અનુપમ કથનોની સુંદર અસર થવા દેતી જ નથી. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો સાંસારિક લાલસાઓ, આત્માને પાગલ બનાવી દે છે અને પાગલ આત્માઓ ઉપર હિતશિક્ષાની સુંદર અસર ન થાય, એ તદ્દન સ્વાભાવિક જ છે.

## [ ૨૦ ]

### વડિલભાઇ મહારાજા પુંડરિકનો સુંદર પ્રત્યુત્તર :

રસનાવશ પડેલા આત્માઓ, પૂર્વે મહાવિરાગી અને મહાસંયમી હોવા છતાં પણ કારમી રીતે પતન પામે છે અને અન્ય સામાન્ય આત્માઓ કરતાં પણ ભયંકર દુર્ગતિમાં પડવા જેવી દુર્દશાને પામે છે એ વસ્તુને સ્પષ્ટપણે દર્શાવતું દ્રષ્ટાંત આપણે આ પ્રસંગે જોવા માંડયું છે; એમાં આપણે જોઇ ગયા કે પરમ વિરાગી બનેલા યુવરાજ કંડરીકે પોતે પુંડરીક મહારાજાને પૂછીને આવે ત્યાં સુધી ગુરૂમહારાજાને ત્યાં જ સ્થિરતા કરવા વિનંતી કરી અને ગુરૂમહારાજાએ, પૂછવા જતા કંડરીકને પ્રતિબંધ નહિ કરવાની કલ્યાણકારિણી સલાહ સમર્પી.

એ સલાહને પામીને ગયેલા કંડરીકે સ્પષ્ટ શબ્દોમાં પુંડરીક મહારાજાને કહ્યું કે "અબ્ધિમાં જેમ અમૃતની પ્રાપ્તિ થાય, તેમ મેં ગુરૂદેવની પાસેથી શ્રી જિનેશ્વરદેવોનું વચન પ્રાપ્ત કર્યું છે.અમૃતથી જેમ આરોગ્યની પ્રાપ્તિ થાય તેમ શ્રી જિનેશ્વરદેવના વચનથી મને વૈરાગ્યની પ્રાપ્તિ થઇ છે, તે કારણે આપની અનુજ્ઞાને પામેલો હું દીક્ષા અંગીકાર કરવાનો ઉત્સાહ રાખું છું, કારણ કે ચિન્તામણિરત્ન જેવા મનુષ્યભવને પ્રમાદથી કોણ હારી જાય ? અર્થાત્ કોઇ પણ પ્રાજ્ઞ એવી મૂર્ખાઇ ન જ કરે."

સ્પષ્ટ શબ્દોમાં દીક્ષા માટે આ રીતે અનુજ્ઞા માંગતા કંડરીકને પુંડરીક મહારાજાએ કહ્યું કે, "હાલમાં તું વ્રતને ગ્રહણ ન કર. હું તને રાજ્ય આપું છું : તેથી તું ભોગોને ભોગવ અને હું વ્રતને ગ્રહણ કરૂં છું"

**કંડરીકની મક્કમતા અને દીક્ષા સ્વીકાર :**

પોતાના લઘુબંધુ વ્રતનું પાલન નહિ કરી શકે એમ માનીને પુંડરીક મહારાજા પોતે દીક્ષા લેવા તૈયાર થયા અને નાનાભાઈને કીધું કે, 'હું રાજ્ય તને આપું છું અને તું ભોગોને ભોગવ.' પણ એ વસ્તુનો અસ્વીકાર કરતાં કંડરીકે પોતાના મોટાભાઈને મક્કમપણે જણાવ્યું કે, ''ભોગોએ કરીને અને રાજ્યે કરીને મારે સર્યું ; અર્થાત્ મારે નથી પ્રયોજન ભોગોનું કે નથી પ્રયોજન રાજ્યનું, કારણ કે ભૂખ્યાને જેમ ભોજન અતિશય પ્રિય હોય છે તેમ મને દીક્ષા જ અતિશય પ્રિય છે.''

આ પ્રકારના ઉત્તરથી પોતાના લઘુબંધુને દીક્ષાગ્રહણના વિચારમાં ખૂબ મક્કમ જાણીને પુંડરીક મહારાજાએ, સાધુધર્મની દુષ્કરતા દર્શાવવા પૂર્વક તુરતમાં દીક્ષા નહિ લેવાનું સમજાવતાં જણાવ્યું કે, ''હે વત્સ ! સાધુધર્મ અતિશય દુષ્કર છે, કારણ કે વ્રતીઓને એટલે સાધુઓને નિશ્ચયપૂર્વક અઢારે પાપસ્થાનકો તજવા યોગ્ય હોય છે, સુરશૈલમેરૂની માફક દુઃખે કરીને ધરી શકાય તેવું બ્રહ્મચર્યવ્રત ધરવા યોગ્ય હોય છે. મનને સંતોષમાં સ્થાપન કરવાનું હોય છે અને ગુરૂઓનું વચન કરવા યોગ્ય હોય છે; અર્થાત્ સાધુપણું એટલે અઢારે પાપસ્થાનકોનો ત્યાગ કરવો, મેરૂપર્વતના જેવું દુર્ધર ચતુર્થ વ્રત ધારણ કરવું, પૌદ્ગલિક લોભનો પરિત્યાગ કરી મનને સંતોષમાં સ્થાપન કરવું અને નિરંતર સદ્ગુરૂની આજ્ઞાના પાલનમાં જ રકત રહેવું; એટલે પરમતારક ગુરૂદેવની આજ્ઞા મુજબ જ જીંદગીભર વિહરવું. તે કારણથી વ્રતનું એટલે દીક્ષાનું પાલન એ બાહુથી સાગર તરવા જેવું દુષ્કર છે; અર્થાત્ ભુજાથી સાગર તરવો જેમ દુષ્કર છે, તેમ દીક્ષાનું પાલન દુષ્કર છે અને તું શીત, ઉષ્ણ આદિની વ્યથાઓને ન સહન કરી શકે તેવો સુકુમાર છો, માટે હે વત્સ ! હાલ દીક્ષાનો સ્વીકાર કરવો એ તારા માટે યોગ્ય નથી, માટે તું ભુકતભોગી થયા પછી તને જે રીતે સુખ ઉપજે તે રીતે દીક્ષાના યત્નને અંગીકાર કરજે.''

પોતાના વડીલબંધુ પુંડરીક મહારાજાએ દીક્ષાની દર્શાવેલી દુષ્કરતાનો પ્રતિકાર કરી મક્કમતાપૂર્વક દીક્ષાની અનુજ્ઞા માગતા કંડરીકે જવાબમાં જણાવ્યું કે, 'દીક્ષા એ દુષ્કર વસ્તુ છે, એ વાત સાચી પણ તે નામર્દ-કાયર માણસો માટે દુષ્કર છે, પણ પરલોકના અર્થી એવા ધીર પુરૂષો માટે તે દુષ્કર નથી જ, તે કારણથી આપ મને વ્રતની એટલે કે દીક્ષા લેવાની અનુજ્ઞા આપો.'

**કંડરીકનો મક્કમતાથી દીક્ષા સ્વીકાર :**

પોતાના લઘુબંધુની પૂરેપૂરી મક્કમતા જોઈને પુંડરીક મહારાજાએ મુસીબતે પણ દીક્ષા લેવાની અનુજ્ઞા આપી. અનુજ્ઞા પામીને કંડરીકે ઉત્તમ ઉત્સવપૂર્વક દીક્ષાનો સ્વીકાર કર્યો. દીક્ષાનો સ્વીકાર કર્યા પછી તે પુણ્યાત્માએ અગીયાર અંગસૂત્રોનું અધ્યયન કર્યું અને દુસ્તપ તપને આચરવા માંડયો.

તપસ્વી મુનિવરો પ્રાયઃ અન્ત પ્રાન્ત આહારને જ લેનારા હોય છે, કારણ કે એ પણ મહાતપ છે, એટલે ઉગ્રતપને કરતા કંડરીક મહર્ષિ પણ અન્ત પ્રાન્ત આહારનો જ સ્વીકાર કરતા અને અન્ય પણ આકરી કસોટીઓમાંથી પોતાનું જીવન પસાર કરતા. એ બધા નિમિત્તોને પામીને તે મહર્ષિના શરીરમાં અતિ દુઃખે કરીને સહી શકાય તેવા દાહજ્વર આદિ રોગો ઉત્પન્ન થયા. અનાચારોથી જેમ યશ મલિન થાય, તેમ પીડામય રોગોના પ્રતાપે તે મહર્ષિનું શરીર, દિવસનો ચંદ્ર જેમ વિવર્ણતાને ભજે છે તેમ તનુતાને ભજવા લાગ્યું. અર્થાત્ પીડાકારી રોગોના પ્રતાપે તે મહર્ષિનું શરીર એકદમ ક્ષીણ થઈ ગયું. અતિ દુઃસહ રોગોથી ક્ષીણ થઈ ગયેલા કંડરીકની સાથે તે જ સ્થવિર મહર્ષિઓ ફરીથી પણ હજાર વર્ષો બાદ કોઈ એક દિવસે તે નગરીમાં પધાર્યા. મહર્ષિ બનેલા પોતાના લઘુબંધુ કંડરીકની સાથે તે જ સ્થવિર મહર્ષિઓ પોતાની નગરીમાં પધાર્યાં છે. એમ સાંભળીને પુંડરીક મહારાજા તે ઋષિપુંગવોના વંદન માટે આવ્યા. વંદન કરીને દેશનાનું શ્રવણ કર્યું અને તે પછી કંડરીક મહર્ષિને નમન કરતાં પુંડરીક મહારાજાએ ઘણા રોગોથી ભરેલું તે મહર્ષિનું શરીર જોયું.

કંડરીક મહર્ષિનું શરીર રોગથી રીબાતું જોઇને, પુંડરીક મહારાજાએ સ્થવિર મહર્ષિઓ પ્રત્યે વિનંતી કરતાં કહ્યું કે, ''હે પૂજ્યો ! પ્રાસુક ભેષજ આદિથી કંડરીક મહામુનિની હું ચિકિત્સા કરાવીશ; તે કારણથી આપ મારી યાનશાળાને અલંકૃત કરો.'' પુંડરીક મહારાજાની આ પ્રકારની વિનંતીથી સ્થવિર મહર્ષિઓ પણ પુંડરીક મહારાજાની યાનશાળામાં પધાર્યા અને રહ્યાં. મહારાજા પુંડરીકની આજ્ઞાને પામેલા ચિકિત્સકોએ વિવિધ પ્રકારના ઔષધ આદિથી ક્રમે કરીને કંડરીક મહામુનિને રોગરહિત શરીરવાળા બનાવી દીધા. કંડરીક રોગરહિત થઇ ગયા પછી રાજાને પૂછીને સ્થવિર મહર્ષિઓ ત્યાંથી વિહાર કરી ગયા. કારણ કે શ્રમણોની એક સ્થાનમાં સ્થિતિ ઉત્તરકાળમાં ભાવિકાળ માટે સારી નથી નિવડતી; અર્થાત્ સાધુઓ માટે એક સ્થાનમાં રહેવું એ સુંદર ભવિષ્યને સૂચવનાર નથી, પણ અશુભ ભવિષ્યને સૂચવનારૂં છે.

વિવેકપૂર્વક વિચારવામાં આવે તો સમજી શકાય તેવું છે કે સાધુઓ માટે એક સ્થાનમાં સ્થિતિ એ ઘણું જ ભયંકર છે; એક સ્થાનમાં જ વિના કારણ કાયમ ખાતર પડી રહેનારા સાધુઓ પોતાનું હિત ગુમાવવા સાથે પરનું આત્મહિત હણનારા પણ અવશ્ય થાય છે. એટલે જ્ઞાનીઓની આજ્ઞા મુજબ સ્થવિર મહર્ષિઓ તો કંડરીક મુનિ નિરોગી થયા કે તરત જ અન્યત્ર વિહાર કરી ગયા.

**કંડરીક મુનિની રસનાની ઉત્કટ આધીનતા :**

પણ રસના એટલે જિહ્વા ઈંદ્રિય, તેની આધીનતાના પ્રતાપે કંડરીક મુનિની હાલત શી થઇ તે આપણે જોઇએ. સ્થવિર મહર્ષિઓ વિહાર કરી ગયા, પણ રાજભોજ્યોમાં ગૃદ્ધિમાન બનેલો કંડરીક ત્યાંથી ચાલ્યો નહિ, કારણ કે 'જીવોને મનની માફક જિહ્વા ઈંદ્રિય પણ દુર્જય છે.' એમ ઉપકારીઓએ ફરમાવ્યું છે.

રસના ઈંદ્રિયની લોલુપતાના પ્રતાપે રાજાના અતિશય ભોગોમાં ગૃદ્ધિમાન બની ગયેલા કંડરીકે પોતાના પરમતારક પરમમહર્ષિઓની સાથે વિહાર ન કર્યો, એ વાતને જાણીને પુંડરીક મહારાજા એકદમ કંડરીક મુનિ પાસે આવ્યા અને પોતાનું મસ્તક નમાવ્યું. માર્ગમાં સ્થિર કરવાના ઇરાદાથી પુંડરીક મહારાજાએ કંડરીક મુનિને ત્રણ પ્રદક્ષિણા દીધી અને હસ્તયોજનપૂર્વક કહેવા માંડયું કે,

''જે કારણથી આપે, રાજ્ય અને ભાર્યા આદિ સઘળું ય તજીને વ્રતને સ્વીકાર્યું અને જન્મને સફળ કર્યો છે, તે કારણથી આપ ધન્ય છો અને કૃતકૃત્ય છો. જ્યારે હું તો ખરેખર અધન્ય છું, કારણ કે સાર વિનાનું, ઘણા દુઃખરૂપ પાણીથી ભરેલા સાગરસમું, શત્રુ-ચોર અને દાયાદોને આધીન, વિદ્યુદ્લતાની માફક ચંચલ, વિષયોના આસ્વાદથી સુંદર પણ વિપાકે કરીને કટુક અને અનિત્ય તથા અવશ્ય કરીને તજવા યોગ્ય એવું જે રાજ્ય તેનો ત્યાગ કરવા માટે હું સમર્થ નથી.''

આ પ્રમાણે એકવાર પુંડરીક મહારાજાએ કહ્યું, ત્યાં સુધી તો રસનાધીન બનેલા કંડરીકે ધૃષ્ટતાપૂર્વક મૌનનો જ આશ્રય કર્યો; પણ જ્યારે પુંડરીક મહારાજાએ એની એ જ વાત બે ત્રણ વાર કહી, એટલે લજ્જાથી વિલક્ષ બનેલા કંડરીકે ત્યાંથી વિહાર કર્યો.

**કંડરીક મુનિની પતનદશા : પુંડરીકની પ્રેરણા :**

પુંડરીક મહારાજાની ઉત્તમ પ્રકારની પ્રેરણાથી વિહાર કરીને કંડરીક પોતાના ગુરૂદેવની સાથે મળી ગયો અને સંભ્રાંતમનવાળા તેણે થોડા કાળ સુધી ગુરૂદેવોની સાથે વિહાર કર્યો, કારણ કે દુરાવેશની માફક પ્રાણીઓનો દુરાશય અસાધ્ય હોય છે.

દુરાશયને આધીન થયેલો કંડરીક કોઈ એક દીવસે વ્રતથી ઉદ્વિગ્ન બન્યો અને તેનો શુભ આશય સર્વથા નાશ પામ્યો; આ કારણથી તે પોતાના ગુરૂદેવને મૂકીને પોતાની નગરી પ્રત્યે પહોંચી ગયો. પોતાની નગરીમાં જઈને

રાજાના ઘરની પાસે રહેલા અશોક વૃક્ષની નીચે સેંકડો ચિંતાઓથી આકુલ એવો તે એવી રીતે બેઠો કે જાણે પોતાનું સર્વસ્વ ચાલ્યું ગયું હોય. તે સમયે પુંડરીક મહારાજાની ધાવમાતા ત્યાં આવી અને તેણે શોકસાગરમાં ડૂબેલા તેને જોયો. એવી દુઃખદ અવસ્થામાં બેઠેલા તેને જોઈ ને ધાવમાતાએ તે વાત પુંડરીક મહારાજાને કહી. આથી 'ગુણ પણ દોષને માટે થયો' - આ પ્રમાણે નિશ્ચય કરીને અન્તઃપુરના પરિવાર સાથે પુંડરીક મહારાજા એકદમ ત્યાં આવ્યા. આવીને પુંડરીક મુનિને ત્રણ પ્રદક્ષિણા કરી અને નમીને પૂર્વની માફક કીધું કે,

''તું ધન્ય અને કૃતકૃત્ય છો કે રાજ્યાદિક સર્વનો ત્યાગ કરીને વ્રતના સ્વીકાર દ્વારા તેં તારા જીવનને સફળ કર્યું અને હું અધન્ય છું કે સાર વિનાના, દુઃખમય, પરાધીન, ચંચલ અનિત્ય, અવશ્ય તજવા યોગ્ય અને વિપાકે કરીને ભયંકર એવા રાજ્યનો હું પરિત્યાગ કરી શકતો નથી.''

પરંતુ કંડરીકે તો દુષ્ટ ગ્રહથી ગ્રહિત થયેલાની માફક એ મૌનનો જ સ્વીકાર કર્યો. આટલું આટલું કહેવા છતાં પણ કંડરીકને મૌન રહેલો જોઈને પુંડરીક મહારાજાએ પુનઃ પુનઃ કહેવા માંડયુ કે ''સ્વર્ગ છોડીને નરકનો આશ્રય કોણ કરે ? દેવમણિને તજી કાચના ટુકડાનો સ્વીકાર કોણ કરે ? ઉત્તમ સામ્રાજ્યનો ત્યાગ કરીને દરિદ્રતાને કોણ વાંછે ? વ્રતને મૂકીને ક્ષણભંગુર એવા ભોગોને કોણ ઈચ્છે ? અર્થાત્ વ્રતને મૂકી ક્ષણવિનાશી ભોગોની ઈચ્છા એ સ્વર્ગને છોડીને નરકના આશ્રય કરવા જેવું છે, દેવમણિને તજી કાચના ટુકડાનો સ્વીકાર કરવા જેવું છે, અને પ્રાજ્ય સામ્રાજ્યનો પરિત્યાગ કરીને દરિદ્રતા ઈચ્છવા જેવું છે. એટલે કોઈ પણ વિચક્ષણ આત્મા વ્રતને મૂકી ક્ષણવિનાશી ભોગોને ન જ ઈચ્છે. આમ છતાંયે જો તને ભોગોની ઈચ્છા હોય તો પણ કહી દે, કારણ કે અનુચિત વસ્તુને પ્રાર્થના વિના કોણ આપે ?''

પુંડરીક મહારાજાએ આવી સુંદર અને અનુપમ રીતે સમજાવ્યો તે છતાં પણ નિર્લજ્જ બનીને કંડરીક મુનિએ સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે **''भोगवाञ्छा ममास्ति''** ''મને ભોગો ની વાંચ્છા છે''.

આ કથનથી પુંડરીક મહારાજાએ પાપનો ભાર જેમ સમર્પે તેમ તે કંડરીકને પોતાનું રાજ્ય સમર્પ્યું અને પોતે લોચ કરી અને ચાતુર્યામ ધર્મને - ચાર મહાવ્રતને અંગીકાર કરીને જેમ સુખનો પિંડ ગ્રહણ કરે તેમ કંડરીકની પાસે રહેલું સાધુનું લિંગ ગ્રહણ કરી લીધું. 'ગુરૂદેવની પાસે પરિવ્રજ્યા દીક્ષા અંગીકાર કર્યા બાદ હું ભોજન કરીશ' આ પ્રકારના નિશ્ચયને કરનારા પુંડરીક મહર્ષિ ગુરૂદેવના પદકમલથી પવિત્ર થયેલી દિશાને ઉદ્દેશીને ચાલ્યા : અર્થાત્ જે દિશામાં ગુરૂમહારાજા વિહરતા હતા તે દિશામાં પુંડરીક મહારાજાએ, દીક્ષાનો સ્વીકાર કરવા માટે ભોજન કે પાણીનો પણ સ્વીકાર કર્યા વિના પ્રયાણ આરંભ્યું.

**'કંડરીક'ની દુર્દશા અને નરકગમન :**

જ્યારે પુંડરીક મહારાજાએ, એક ક્ષણવારમાં રાજ્ય સમર્પીને અને સાધુલિંગનો સ્વીકાર કરીને-'દીક્ષાનો સ્વીકાર કર્યા વિના ભોજન પણ ન લઉં' -આવો નિશ્ચય કરીને ગુરૂદેવના પાદકમલની પાવિત થયેલી દિશા તરફ પ્રયાણ કર્યું : ત્યારે પતિત થયેલા, 'અદ્રષ્ટ કલ્યાણ' જેવા બનેલા અને અતિશય ગૃદ્ધિને ધરતા 'કંડરીકે' તે જ દિવસે ઘણું જ ભોજન કર્યું, અતિ રસમય એવું તે ભોજન ખૂબ ખૂબ ખાવાથી મંદ અગ્નિવાળા કંડરીકને પચ્યું નહિ અને નહિ પાચન થતા એવા તે ભોજને તેને અતિશય ભયંકર વેદના કરી. સુખની ખાતર સંયમને તજી સામ્રાજ્યને સ્વીકારનાર કંડરીક સુખ પામવા ને બદલે ભયંકર વેદનાનો ભોક્તા બન્યો.

રસના ઈંદ્રિયની આધીનતાના પ્રતાપે પતિત થયેલ અને સુખની ઈચ્છાથી ભાનભૂલા બની ખૂબ ખૂબ ખાનાર કંડરીક ભયંકર રીતે રીબાવા લાગ્યો, તે છતા પણ 'આ પાપી છે' એવા પ્રકારના વિચારથી નીરાગી બની ગયેલા મંત્રી આદિએ તેની ઉપેક્ષા કરી. મંત્રી આદિની ઉપેક્ષાથી કોઈપણ જાતિના ઉપચાર નહિ થઈ શક્યા અને એના પરિણામે પીડારૂપ નદીના પુરમાં તણાતા કંડરીકે ચિંતવ્યુ કે '' જે જડ સેવકો, દુઃખને સંપ્રાપ્ત થયેલા પોતાના સ્વામીની ઉપેક્ષા કરે છે,

તે સેવકો હોવા છતાં પણ દુશ્મનો કરતાંય ઘણા ભયંકર છે, એ વાત નિશ્ચિત છે. તે કારણથી જો હું જીવું છુ તો ઉપેક્ષા કરનારા સઘળા પણ મંત્રી આદિને તેમના પુત્રો અને પૌત્રો સાથે મારી નાખું છું.''

આ પ્રમાણે ક્રૂર કંડરીકે, તન્દુલીઆ મત્સ્યની માફક ભયંકરમાં ભયંકર દુર્ધ્યાન કર્યું અને એ દુર્ધ્યાના પરિણામે ભૂંડ જેમ વિષ્ટામાં મૂર્છિત હોય તેમ રાજ્યાદિમાં મૂર્છિત બનેલો કંડરીક નરકના ઉત્કૃષ્ટ આયુષ્યનો બંધ કરીને મરણ પામ્યો અને સાતમી નરકમાં તેત્રીસ સાગરોપમના આયુષ્યવાળો નારકી થયો. કારણ કે અંતે જેવી બુદ્ધિ હોય તેવી જ ગતિ થાય.

આ દ્રષ્ટાંત ઉપરથી વિચક્ષણ આત્માઓ સહેલાઈથી સમજી શકશે કે રસનાની આસક્તિ ઘણી જ ભયંકર છે અને આધીન બનેલા આત્માઓ નહિ આચરવાનું આચરે છે અને આ લોકમાં પણ નિંદ્ય બની પોતાનો પરલોક એક ક્ષણવારમાં બગાડી નાંખે છે. રસનાવશ બનેલા કંડરીક જેવા પરમ વિરાગીની આ દશા થાય, તો પછી સોદાસ જેવો રાજવી, કે જે વિષયોમાં જ આસક્ત છે : તે રસનાની આધીનતાના કારણે પોતાના જ નામે પ્રવર્તેલી 'અ-મારિ'ની ઘોષણાનો કારમી રીતે ભંગ કરે એમાં આશ્ચર્ય પણ શું છે ?

## [ ૨૧ ]

### રાજા સોદાસ દ્વારા ઘોર અન્યાયની પ્રવૃતિ :

સોદાસ રાજા માંસના ભોજનમાં અતિશય આસક્ત હતા, એ કારણે પોતાના પૂર્વજો તરફથી ચાલી આવતી ઉત્તમ મર્યાદાનો પણ ગુપ્તપણે ભંગ કર્યો અને કરાવ્યો, એ વાત તો આપણે જોઈ આવ્યા. એ વાતને જોતાં આપણે રસના ઈંદ્રિયની લાલસા એ કેટલી ભયંકર છે ? અને એના પ્રતાપે ઉત્તમ આત્માનો પણ કેવા કારમો પાત થાય છે, એ વસ્તુ આપણે દ્રષ્ટાંત સાથે વિચારી.

દ્રષ્ટાંત તરીકે વિચારેલા કંડરીક માટે કોણ એમ કહી શકશે કે તે ઉચ્ચ કુલના, ઉચ્ચ જાતિના કે ઉચ્ચ કોટીના વિરાગી ન હતા ? ઉત્તમ કુલના, ઉત્તમ જાતિના અને ઉત્તમ વિરાગી હોવા છતાં પણ મોટા ભાઇનો અતિશય આગ્રહ છતાં પણ વિશાલ રાજ્યસંપત્તિને તજી દઇને દીક્ષિત થયેલા હતા, તે છતાં પણ અને અગીયાર અંગના પાઠી હોવા સાથે દુસ્તપને તપનારા હોવા છતાં પણ, પ્રસંગવશાત્ રસનાએ તેમને આધીન બનાવ્યા. રસનાની આધીનતાના યોગે જ તે સઘળુંય ભૂલ્યા અને નિર્લજ્જ બન્યા. નિર્લજ્જપણે મુનિપણું તજ્યું અને રાજ્ય સ્વીકાર્યું. રાજ્યસ્વીકારના પહેલા જ દિવસે ખવાય એટલું ખાધું અને સાજા થયેલા પાછા પુનઃ ભયંકર બીમારીના બીછાનામાં પટકાયા. પતિત જાણીને મંત્રી આદિ સેવકોએ પણ તેમની ઉપેક્ષા કરી. એ ઉપેક્ષાથી તે રૌદ્રપરિણામી બન્યા અને એ રૌદ્રપરિણામમાં જ મરણ પામીને સાતમી નરકમાં ઉત્કટ આયુષ્યવાળા નારકી તરીકે ઉત્પન્ન થયા.

જે રસના મોટા મોટા મહર્ષિઓની પણ દુર્દશા કરી શકે છે તે રસના સોદાસ જેવા એક રાજાને ઉન્માર્ગે દોરી જાય એમાં આશ્ચર્ય પણ શું છે ? રસનાની લાલસાના પ્રતાપે ઉન્માર્ગે ચઢી ગયેલા સોદાસ રાજાએ 'અ-મારિ'નો કારમો ભંગ કર્યો અને કરાવ્યો અને એમ કરતાં કોઇ પણ દિવસ મનુષ્યનું માંસ ખાવાને ન્હોતું મળ્યું તે મળ્યું; એથી તો રાજાની રસના ઉલ્ટી વકરી અને એના યોગે આપણે જોઇ ગયા કે રાજાએ, પોતાના રસોઇઆને એ પ્રકારની કારમી આજ્ઞા કરી કે તારે આજની માફક દરરોજ મનુષ્યના માંસને સંસ્કારિત કરીને મને આપવું. રાજાની આ પ્રકારની કારમી આજ્ઞાને પામ્યા પછી રસોઇઆએ પોતાના રાજાની ખાતર દરરોજ નગરની અંદર બાળકોનું હરણ કરવા માંડયું, કારણ કે રાજનોકરોને રાજાની આજ્ઞાથી અન્યાય કરવામાં પણ ભીતિ રહેતી નથી.

આ કથન ઉપરથી સમજી શકાશે કે રસનાલોલુપ રાજાની આજ્ઞાથી રાજાની રાજધાનીમાં ઘોર અન્યાયની પ્રવૃત્તિ શરૂ થઇ ગઇ. કારણ કે પ્રજાનાં બાળકોનું હરણ રાજાની આજ્ઞાથી થાય એ શું જેવો તેવો અન્યાય ગણાય ? ખરેખર, કોઇ પણ અકાર્ય એવું નથી કે જે અકાર્ય કરતાં 'રસનાને આધીન આત્માઓ અચકાય.

**અકાર્યના પ્રતાપે રાજા સોદાસ પદભ્રષ્ટ :**

પણ એક રાજા માટે પોતાની જ પ્રજાનાં બચ્ચાંઓનું હરણ કરાવવું એ એક ભયંકરમાં ભયંકર ગુન્હો ગણાય. જે પ્રજા જે રાજાથી પોતાનું, પોતાની સંપત્તિનું અને સંતતિનું રક્ષણ માને, તે પ્રજાની સંતતિનું તે રાજા આવી રીતે ભક્ષણ કરે, તે રાજાનું તે પ્રજા પ્રત્યે કારમું વિશ્વાસઘાતીપણું જ ગણાય. એવા પ્રજાનાશક રાજાઓ રાજ્ય કરવા માટે લાયક ન જ મનાય એ તો દીવા જેવી જ વાત છે. એવા પ્રજાનાશક રાજાને નીતિસંપન્ન મંત્રીઓ સહાય કરવાને બદલે પદભ્રષ્ટ કરે એમાં જ સાચા મંત્રીઓનું મંત્રીપણું છે.

રાજા સોદાસના મંત્રીઓ ઉત્તમ કોટિના જ છે, એ તો આપણે જાણીએ જ છીએ, કારણ કે પરાપૂર્વની રાજનીતિ મુજબ શ્રી અરિહંત પરમાત્માના અષ્ટાહ્નિક ઉત્સવ પ્રસંગે ''અ-મારિ''ની ઉદ્‌ઘોષણા કરાવી અને પોતાના રાજાને પણ પૂર્વની રીત સમજાવી, કેવી રીતે વર્તવું એની સૂચના પણ મંત્રીઓએ જ કરી હતી. અને સૂચના કરતાં સ્પષ્ટપણે કહ્યું હતું કે શ્રી અરિહંત પરમાત્માઓના અષ્ટાહ્નિકા ઉત્સવમાં આપના પૂર્વજોએ પણ માંસ ખાધું નથી, તે કારણથી આપ ઉત્સવમાં પણ માંસને ખાતા નહિ.

પોતાના સ્વામીને સમય પર આવી હિતકર સૂચનાને કરનારા કુલીન મંત્રીઓ, રાજાની એવી કારમી પ્રવૃત્તિને જાણ્યા છતાં પણ સહી લે અને ચાલવા દે, એ કોઇ પણ રીતે બની શકે જ નહિ. બન્યું પણ એમ જ. એટલે જ તે સમયે મંત્રીઓએ વિચાર્યું કે અમારો રાજા સોદાસ આવા પ્રકારનું ભયંકર કર્મ કરી રહ્યો છે, એ પ્રમાણે જાણીને મંત્રીઓએ, એકદમ ઘરમાં ઉત્પન્ન થયેલા સર્પને જેમ પકડીને અરણ્યમાં મૂકી દે તેમ રાજાને પકડીને અરણ્યની અંદર છોડી દીધો : અર્થાત્ લોકો જેમ સર્પને ભયંકર માનીને ઘરમાં જો તે નીકળે તો તરતજ પકડીને ગામની બહાર મૂકી આવે છે, તેમ મંત્રીઓએ પણ આવું ભયંકર કર્મ કરનારા રાજાને ઘણો જ ભયંકર માન્યો અને એકદમ તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો તથા પકડીને અરણ્યમાં તજી દીધો.

**પુત્ર ગાદી ઉપર અને પિતા જંગલમાં :**

પણ આ સ્થળે એ વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે કે સોદાસ રાજાને પદભ્રષ્ટ કરનારા મંત્રીઓ સ્વાર્થમગ્ન કે પ્રપંચપરાયણ ન હતા. કોઇ પણ નિમિત્ત કાઢી-આ રાજા રાજગાદી માટે યોગ્ય નથી-એમ કહીને રાજગાદીને પચાવી પાડવાની દુષ્ટ દાનત ધરાવનારા મંત્રીઓને એ બહાને પોતાને કોઇ પણ પ્રકારનો અન્યાય કરવાનો કશો જ અધિકાર નથી. સત્તાના લોલુપી આત્માઓ સત્તાધારી બને એ તો અનાડી સત્તાધારી કરતાં પણ ભયંકર છે એ વાત કદિ જ વિસરી જવા જેવી નથી. સોદાસ રાજાને પદભ્રષ્ટ કરનારા મંત્રીઓ સત્તાલોલુપ ન હતા, એ જ કારણે તેઓની પદભ્રષ્ટ કરવાની કારવાઇ યોગ્ય મનાઇ છે અને આપણને પણ તેઓની એ કારવાઇ સાંભળતાં આનંદ થાય છે. તેઓ સત્તાલોલુપ ન હતા, એનું એ જ પ્રમાણ છે કે સોદાસ રાજાને પદભ્રષ્ટ કરી તેઓ પોતે ગાદીપતિ નથી બન્યા કે નથી પોતાના પુત્ર આદિ સબંધીઓને ગાદીપતિ બનાવ્યા; પરંતુ તેઓએ સોદાસ રાજાના સિંહરથ નામના પુત્રને જ ગાદીપતિ બનાવેલ છે. જ્યારે પુત્ર ગાદીપતિ બને છે ત્યારે પિતા રાજા મટી યથેચ્છ રીતે માંસનું ભક્ષણ કરતો પૃથ્વી ઉપર ભટકે છે.

ખરેખર, ઉગ્ર પાપીઓનું ઉગ્ર પાપ આ લોકમાં જ ફળે છે; પણ એથી એવા પાપાત્માઓ ચેતી જવાને બદલે વધુને વધુ જ પાપપરાયણ બને છે. પાપરકત આત્માઓ આપત્તિ આવે ત્યારે આપત્તિનું કારણ પાપ છે, એમ માનવાને બદલે આપત્તિના કારણ તરીકે અન્ય અન્ય વસ્તુઓની જ કલ્પના કરે છે અને એ રીતે કલ્પનાવાદના

પ્રતાપે પરિણામે તેઓ એવા નાસ્તિક બની જાય છે કે જેની કશીએ મર્યાદા જ નહિ. નાસ્તિક બની ગયેલા પાપાત્માઓને મન આપત્તિ આણનાર તરીકે એક ધર્મ જ જણાય છે અને એથી તેઓની પ્રવૃત્તિ, ધર્મપ્રચારક ધર્મગુરૂઓ અને ધર્મપ્રકાશક ધર્મશાસ્ત્રોની અવહીલના કરવામાં જ પર્યાપ્ત થાય છે. એકે એક ધર્મપ્રવૃત્તિને નાબુદ કરવામાં જ તેઓ વિશ્વનું કલ્યાણ સમજે છે. ગમે તેવી ધર્મપ્રવૃત્તિ ઉપર તેઓ કોઇ ને કોઇ જાતનું કલ્પિત કલંક કલ્પીને તેને હલકી પાડવાની કારમી પ્રવૃત્તિ કર્યા વિના જીવી પણ ન શકે, એવી જાતનો કારમો ઉન્માદ તેઓને થાય છે, એ ઉન્માદના યોગે તેઓ એવા તો લેખકો અને વકતાઓ બની જાય છે કે કુદર્શનવાદીઓની કલ્પનાજાળ પણ તેઓની કલ્પનાજાળ આગળ હારી જાય ! એવી કુત્સિત કલ્પનાજાળ વિસ્તારીને તે બિચારાઓ પોતે તેમાં ફસાય છે અને અન્યને ફસાવે છે. એ રીતે સ્વયં ફસાય અને અન્યને ફસાવી તેઓ સ્વપરિહિતના ઘોર ઘાતકી બને છે. સ્વપરહિતના ઘોર ઘાતકી બનેલા તેઓ કસાઇ કરતાં પણ કારમા બનીને અનંતકાળ સુધી આ દુઃખમય, દુઃખફલક અને દુઃખપરંપરક સંસારમાં પોતે રૂલે છે અને અન્ય ભદ્રિક આત્માઓને પણ પોતાનું ચાલે ત્યાં સુધી રૂલાવે છે.

**સોદાસનને સદ્‌ગુરૂની પ્રાપ્તિ : સદ્‌ગુરૂયોગ અને ધર્મપૃચ્છા :**

પણ એવા આત્માઓમાં પણ કોઇ કોઈ એવા લઘુકર્મી આત્માઓ હોઇ શકે છે કે જેઓને સદ્‌ગુરુનો યોગ મળે છે અને ફળે છે. સોદાસ રાજા પણ તેવા આત્માઓ પૈકીનો જ એક આત્મા છે એમ આપણે આગળ ચાલતાં જોઇ શકીશું.

આમ માંસનું ભક્ષણ કરતા અને દક્ષિણાપથમાં સ્વચ્છંદપણે ભ્રમણ કરતા સોદાસે પણ કોઇ એક દિવસે કોઇ એક મહર્ષિને જોયા. મુનિને જોતાંથી સાથે જ સોદાસે પણ મુનિની પાસે જઇને તેમને ધર્મનું સ્વરૂપ પૂછયું.

મુનિનું દર્શન સોદાસ રાજાને ધર્મ પૂછવાની ભાવના પેદા કરે છે, એ જ સોદાસ રાજાનો પરમપુણ્યોદય સૂચવે છે. પુણ્યહીન આત્માઓને કાં તો મુનિનો યોગ થતો નથી અને કદાચ થઇ જાય છે તો તેઓ કોઇ અનેરી જ કાર્યવાહી કરે છે. એક માંસભક્ષણની લાલસાના પ્રતાપે પદભ્રષ્ટ થવા છતાં છૂટથી માંસનું ભક્ષણ કરવા પૂર્વક કોઇ પણ જાતના અંકુશ વિના યથેચ્છપણે ભટકનાર આત્મા, મુનિના દર્શનથી પ્રસન્ન થાય અને એવી દુઃખદ અવસ્થામાં પણ અન્ય જાતના વિચિત્ર પ્રશ્નો નહિ પૂછતાં ધર્મની જ પૃચ્છા કરે એ કોઇ સામાન્ય વાત નથી.

**મહામુનિની ધર્મદેશના :**

એ જ કારણે આગળ ચાલતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વજી મહારાજા, ધર્મની પૃચ્છા કરતો સોદાસ તે મહર્ષિને કેવો લાગ્યો ? અને એ મહર્ષિએ શું કર્યું ? - એ વસ્તુનું વર્ણન કરતાં ફરમાવે છે કે તે સોદાસ બોધને માટે યોગ્ય છે, એ પ્રમાણે જાણીને મહામુનિએ તેને મદ્ય અને માંસના પરીહારની પ્રધાનતા છે જેમાં એવા પ્રકારનો આર્હત ધર્મ કહ્યો : અર્થાત્ આવી સ્થિતિમાં પણ ધર્મની પૃચ્છા કરનાર હોવાથી આ આત્મા બોધ પામવાને યોગ્ય છે એમ જાણીને તે મહામુનિએ, તેને શ્રી અરિહંતપરમાત્માએ પ્રરૂપેલો ધર્મ સંભાળાવ્યો અને તેમાં મદ્ય અને માંસના પરિહારરૂપ ધર્મને પ્રધાન રાખ્યો, કારણ કે સોદાસ જેવા આત્મા માટે એ વસ્તુને પ્રધાનતા આપવાની ખાસ આવશ્યકતા હતી.

સોદાસને બોધ માટે યોગ્ય જાણીને મહામુનિએ ધર્મદેશના કેવા પ્રકારની આપી ? એનો ખ્યાલ આપતાં પઉમચરિયમ્‌ના રચયિતા વિમલસૂરિ મ. ફરમાવે છે કે શ્રી જિનેશ્વરદેવો સુવિશદ રીતે કહેલા ધર્મને તું સાંભળ. શ્રી જિનેશ્વરદેવોએ પ્રરુપેલા ધર્મના પ્રકાર બે છે : તેમાં જ્યેષ્ઠ એટલે મુખ્ય શ્રમણધર્મ છે અને અનુજ્યેષ્ઠ એટલે શ્રમણધર્મથી બીજે નંબરે શ્રાવકધર્મ છે.

૧ પાંચ મહાવ્રતો એટલે-હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહ-આ પાંચેય મહાપાપોનો મનથી, વચનથી અને કાયાથી કરવાનો, કરાવવાનો અને અનુમોદવાનો પણ ત્યાગ. તેનું યથાસ્થિત પાલન; એ પાંચેય મહાવ્રતોની રક્ષા માટે ૧–ઈર્યાસમિતિ-જંતુરક્ષા માટે ઉપયોગપૂર્વક ચાલવું, ૨-ભાષાસમિતિ-ઉન્માર્ગનું ઉન્મૂલન કરનારી અને સન્માર્ગનું સ્થાપન કરનારી વાણીનો વિધિ મુજબ વ્યાપાર, ૩-એષણા સમિતિ-નિરંતર બેંતાલીસ દોષોથી રહિત ભિક્ષાનો સ્વીકાર, ૪-આદાન સમિતિ-લેવા મૂકવાની કોઇ પણ વસ્તુને પૂંજી પ્રમાર્જીને જ લેવી અને પૂંજી પ્રમાર્જીને જ મૂકવી અને ૫- પારિષ્ઠાપનિકાસમિતિ-તજવા યોગ્ય કોઈ પણ વસ્તુનો યોગ્ય સ્થાને વિધિપૂર્વક ત્યાગ. આ પાંચે સમિતિઓનું સેવન કરવું અને ત્રણેય ગુપ્તિઓનો નિયોગ એટલે મન, વચન તથા કાયા એ ત્રણેયને અશુભ વ્યાપારોમાંથી અટકાવી શુભ વ્યાપારોમાં યોજવા. આ ધર્મ એ મુખ્ય શ્રમણધર્મ છે અને એ સંસારત્યાગી મુનિવરો માટે છે.

૨-સ્થૂલ હિંસા, અસત્ય, ચોરી, પરસ્ત્રી અને પરિગ્રહથી નિવૃતિ; ૧-દિશા પરિમાણ-ચાર દિશા, ચાર વિદિશા અને અધોદિશા તથા ઉર્ધ્વદિશામાં જવા આવવાનું નિયમન, ૨-ભોગોપભોગ પરિણામ-એક જ વખત ભોગવી શકાતી અશન આદિ ભોગ્ય વસ્તુઓ અને વારંવાર ભોગવી શકાતી સ્ત્રી આદિ ઉપભોગ્ય વસ્તુઓનું પરિમાણ અને ૩-અનર્થદંડવિરમણ આર્ત્ત-રૌદ્રરૂપ અપધ્યાન, પાપકર્મનો ઉપદેશ, હિંસાને મદદ કરનારી વસ્તુઓનું દાન અને કુતુહલાદિનું નિરીક્ષણ તથા કામશાસ્ત્રની પ્રસકિત આદિ રૂપ જે પ્રમાદાચરણ તેનો ત્યાગ. આ ત્રણે ગુણવ્રતોનું સેવન અને મધુ તથા માંસનુ વિવર્જન. આ બીજો ધર્મ, મુખ્ય ધર્મનો સ્વીકાર કરવા માટે અશકત એવા ગૃહસ્થોને માટે છે.

**માંસભક્ષણના અનર્થો :**

મુનિવરેન્દ્રે ફરમાવેલા ધર્મને સાંભળીને સોદાસના અંતરમાં બહુમાન તો ઘણું જ પેદા થયું પણ પોતાની આસકિતના પ્રતાપે પોતે જે વસ્તુનો સ્વીકાર કરી શકે તેમ ન હતો, તેનો સ્પષ્ટ ઇકરાર કરતાં તેણે પ્રાર્થનાના રૂપમાં કહ્યું કે ' હે ભગવન્ ! આપ મહામુનિ જે વ્રતને પ્રયત્નપૂર્વક કહો છો તે વ્રતને હું ગ્રહણ કરૂં છું, પણ એક વાત તો મારે આપને કહેવાની જ છે અને તે એ કે મારા હૃદયને ઇષ્ટ એવું એક માંસ, એ તો હું નહિ છોડું,' આ પ્રકારની પ્રાર્થના કરતો પણ સોદાસ માંસનો ત્યાગી બને એ જ ઇરાદાથી તે મુનિવરેન્દ્રે પુનઃ પણ પ્રથમની માફક કહેવા માંડયું કે 'માંસનુ ભોજન કરે છે માટે તુ અજ્ઞાન છો; કારણ કે માંસના ભક્ષણથી તિમિંગિલી જેમ નરકમાં ગયો તેમ તું સંસારમાં પડશે. ભોજનની તૃષ્ણાથી ગીધો, કુતરાં અને શિયાળો માંસને ખાય છે; એ જ રીતે આસકત બનીને જે પુરૂષો માંસ ખાય છે; તે પુરૂષો તેઓના સરખાં જ છે એ વાતમાં કોઇ પણ જાતનો સંદેહ નથી. માંસનુ ભક્ષણ કરીને જે તીર્થોમાં સ્નાન કરે છે અને વ્રત-નિયમ કરે છે આત્માને તે તીર્થસ્નાન અને વ્રત - નિયમ કલેશ કરાવનારૂં છે અથવા આકાશકુસુમની માફક ફલરહિત છે. જે મૂઢમતિ શુક્ર અને રૂધિરથી ઉત્પન્ન થયેલા માંસનું ભોજન કરે છે, તે પાપકર્મથી ભારે થઈને અતિશય લાંબા સમય સુધી સંસારમાં પરિભ્રમણ કરે છે. માસનો આસ્વાદ કરવામાં અતિશય રકત બનેલો આત્મા ત્રણે પ્રકારે જીવોનો વધ કરે છે, અને જીવોનો વધ કરવામાં પાપ લાગે છે અને પાપના પ્રતાપે પાપી આત્મા દુર્ગતિમાં જાય છે. જે આત્માઓ જીહ્વાના દોષથી જીવોને મારીને માંસનુ ભોજન કરે છે, તે આત્માઓ હજારો દુઃખોથી આકુલ અને એ જ કારણે ભયંકર એવી નરકમાં પડે છે. તેવી નરકમાં ઉત્પન્ન થયેલા તે આત્માઓ, બહુ વેદનાઓથી ભરેલી નરકમાં નિયત કાલ સુધી એટલે પોતે જેટલું આયુષ્ય બાંધ્યુ હોય તે પૂર્ણ ન થાય ત્યાં સુધી કરવતો તથા અસિપત્રોથી છેદાય છે અને યંત્રોથી ભેદાય છે. ''

[ ૨૨ ]

**સોદાસ રાજાનો સુંદર હૃદયપલટો :**

પદભ્રષ્ટ થઈને અરણ્યામાં આથડતા પણ ઉત્તમ પ્રકારની યોગ્યતાના પ્રતાપે, પરમ પુણ્યોદયે મળેલા મહામુનિ પ્રત્યે ધર્મની પૃચ્છા કરતા સોદાસને મહામુનિએ કેવા પ્રકારની ધર્મદેશના આપી તે આપણે જોઈ આવ્યા. ધર્મદેશનાં આપતાં મહામુનિએ શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલો ધર્મ કેટલા પ્રકારનો છે ? અને તેનું સ્વરૂપ શું છે ? એ દર્શાવતાં સ્પષ્ટપણે ફરમાવ્યું કે,

શ્રી જિનેશ્વરદેવોએ ધર્મ બે પ્રકારનો ફરમાવ્યો છે : તેમાં મુખ્ય શ્રમણધર્મ છે અને શ્રમણધર્મનો સ્વીકાર ન કરી શકે તેવા આત્માઓ માટે બીજો શ્રાવકધર્મ છે શ્રમણધર્મના પાલક આત્માઓએ પાંચ મહાવ્રતોનું પાલન અને પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિરૂપ અષ્ટ પ્રવચનમાતાઓનું સુંદરમાં સુંદર રીતે સેવન કરવાનું છે અને શ્રમણધર્મના સેવન માટે અશકત એવાઆત્માઓએબીજા શ્રાવકધર્મના પાલન ખાતર પાંચ અણુવ્રતોનું અને ત્રણ ગુણવ્રતોનું પાલન કરવાનું છે તથા મધુ અને માંસનુ વિસર્જન કરવાનું છે.

આ પ્રકારના ધર્મશ્રવણથી પ્રસન્ન થયેલા પણ માંસત્યાગના શ્રવણથી, આસકિતના યોગે મૂંઝાઇ ગયેલા સોદાસ તે તજવાની પોતાની અશકિત દર્શાવી એ કારણે મહામુનિએ-તું માંસનું ભક્ષણ કરે છે માટે અજ્ઞાન છો અને જેમ તિમિંગિલી નરકમાં ગયો તેમ તું સંસારમાં પડશે.

આ પ્રમાણે સ્પષ્ટ શબ્દોમાં કહી દઈ-માંસભોજી આત્માઓ કોની ઉપમાને યોગ્ય છે ? માંસભક્ષક આત્માઓનું તીર્થસ્નાન અને વ્રતનિયમ કેવાં છે અને કોની માફક નિષ્ફળ છે ? તથા માંસભક્ષક આત્માઓ કેવા હોય છે ? અને તેવા આત્માઓની દશા શું થાય છે ? આ સઘળીય વસ્તુઓનું સ્પષ્ટ રૂપમાં પ્રતિપાદન કરતાં કરતાં પણ એ પરમનિઃસ્પૃહ અને પ્રભુપ્રણીત મોક્ષમાર્ગના જ પ્રચારક તે મુનિપુંગવે સ્પષ્ટ ફરમાવ્યું છે કે -

માંસભોજી આત્માઓ મનુષ્ય હોય તો તે મનુષ્ય નથી પણ ભોજનની તૃષ્ણાથી માંસને ખાનારા ગીધ, કુતરા અને શીયાળ જેવા છે. માંસભોજી આત્માઓનાં તીર્થસ્નાન અને વ્રતનિયમ કલેશકર છે અને અકાલ કુસુમની માફક ફલરહિત છે. જેઓ મૂઢમતિ બનીને શુક્ર અને રૂધિરથી ઉત્પન્ન થતા માંસનું ભક્ષણ કરે છે, તે આત્માઓ પાપકર્મથી ભારે બને છે અને ભારે પાપકર્મના પ્રતાપે તે આત્માઓ ઘણા લાંબા કાળ સુધી સંસારમાં પરિભ્રમણ કરે છે. માંસના આસ્વાદમાં અતિશય રકત બનેલા આત્માઓ મન, વચન અને કાયાથી જીવોના વધ કરનારા છે. એ વધના યોગે તેઓ પાપી બને છે અને પાપના પ્રતાપે તેઓ દુર્ગતિમાં જાય છે. જે આત્માઓ જીહ્વા ઈંદ્રિયના દોષથી જીવોને મારીને માંસનું ભોજન કરે છે, તે આત્માઓ હજારો દુઃખથી ભરેલી ભયંકર નરકમાં જઇને પડે છે, અને તે બહુ વેદનાઓથી ભરેલી નરકમાં પડેલા તે જીવો નિરૂપક્રમ આયુષ્યના ધણી હોય છે; એટલે તે જીવો જ્યાં સુધી પોતાનું બાંધેલું આયુષ્ય પુરેપુરૂં ન ભોગવાઇ જાય ત્યાં સુધી કરવતો અને અસ્પિત્રોથી છેદાય છે અને યંત્રોથી ભેદાય છે.

પરમોપકારી, નિસ્પૃહ એવા તે મહામુનિનાં આ પ્રકારનાં કથનથી સોદાસનો સુંદરમાં સુંદર હૃદયપલટો થયો અને એના પરિણામે તે સોદાસ તે મહામુનિએ ફરમાવેલા ધર્મને સાંભળીને ચકિત થઇ ગયો. ચકિત થઇ ગયેલા તે પ્રસન્ન હૃદયવાળો થઈને પરમ શ્રાવક બની ગયો.

**યોગ્ય અને અયોગ્યની ઓળખાણો :**

ખરેખર, અધર્મ માર્ગે ચઢી ગયેલા એવા પણ યોગ્ય આત્માઓની આ વિશ્વમાં બલિહારી જ છે. યોગ્ય આત્માઓ કર્મની પરવશતા આદિના કારણે ઉન્માર્ગે ચઢી ગયા હોવા છતાં પણ ઉત્તમ સહવાસની સુંદર અસર

તેવા આત્માઓ ઉપર થયા વિના રહેતી જ નથી. યોગ્ય આત્માઓ ઉત્તમ આત્માઓના યોગનો ઉચિત લાભ લીધા વિના રહી શકતા જ નથી. ઉત્તમ આત્માઓનાં કટુ કથન પણ યોગ્ય આત્માઓને મધુર તરીકે જ પરિણમે છે. ઉત્તમ આત્માઓના હિતકર કથનને વિપરીત રૂપે ગ્રહણ કરવા જેવું હૃદય જ ઉત્તમ આત્માઓ પાસે નથી હોતું. મહાપુરૂષોનું કટુ કથન પણ હિતને માટે જ હોય છે એવો યોગ્ય આત્માઓનો સ્વાભાવિક નિશ્ચય હોય છે.

જો એમ ન હોય તો વિચારો કે, ''મારાંથી મારાં હૃદયને ઇષ્ટ એવું માંસ નહિ છોડી શકાય, એટલે કે હૃદયને ઇષ્ટ એવું એક માંસ હું નહિ છોડી શકું.'' આ પ્રમાણે કહેનાર સોદાસને પરમોપકારી મુનિપુંગવે શું શું કટુ અને હૃદયવેધક નથી કહ્યું ? '' તું માંસ ખાય છે એ કારણે અજ્ઞાન છો અને જેમ તિમિંગલી નરકમાં ગયો તેમ તું સંસારમાં પડશે.'' આ પ્રમાણે સ્પષ્ટ સ્પષ્ટ કહેવા સાથે 'માંસભોજી આત્માઓ ગીધ જેવા છે, કુતરા જેવા છે, શીયાળ જેવા છે, મૂઢમતિ છે, ગુરૂપાપકર્મી છે, બહુલસંસારી છે, હિંસક છે, દુર્ગતિગામી છે, નરકગામી છે અને ભયંકરમાં ભયંકર દુઃખોના અધિકારી છે.' આવા મર્મને પણ વિંધી નાખે તેવા શબ્દો શું સોદાસને તે મહામુનિએ નથી સંભળાવ્યા ? એવા કટુ અને હૃદયને વિંધી નાંખે તેવા શબ્દોને સાંભળવા છતાં પણ સોદાસ ચકિત થાય છે, હૃદયથી પ્રસન્ન થાય છે અને સદ્ગુરૂના એવા કથનને પણ અનુપમ હિતશિક્ષા તરીકે સ્વીકારી પોતાની જીવનભરની માંસરૂપ વ્યસનની આસકિત-પદભ્રષ્ટ થવા છતાં પણ નહોતી તજી-તેનો એકદમ ત્યાગ કરી પરમ શ્રાવક બને છે, એ શી રીતે બને ?

આજના કેટલાક આત્માઓ, કે જેઓ પોતાની જાતને જ સર્વ કાંઇ સમજીને વાત વાતમાં ધર્મી સમાજને અંધશ્રદ્ધાળુ તરીકે ઓળખાવવાની કારમી ધૃષ્ટતા કરે છે, 'બુદ્ધિને બેસે તે જ શાસ્ત્ર' આવી અજ્ઞાની શેખરોએ કલ્પેલી શાસ્ત્રવ્યાખ્યાને સ્વીકારી ''तमेव सच्चं निस्संकं जं जिणेहिं पवेइयं'' તે જ એક સાચું અને શંકા વિનાનું છે કે જે શ્રી જિનેશ્વર દેવોએ પ્રરૂપ્યું છે. આવી સુંદર અને સૌ કોઇ માટે એકી અવાજે સ્વીકારવા યોગ્ય સર્વોત્તમ માન્યતાને જેઓ ''बाबावाक्यं प्रमाणं ના જમાના વહી ગયા.''આ પ્રમાણે કહીને હસી કાઢે છે, ''શ્રી જિનેશ્વરદેવોના સાધુઓથી અર્થકામનો ઉપદેશ ન જ આપી શકાય'' એવા શાસ્ત્રસિદ્ધ અને ન્યાયનીતિથી પણ સિદ્ધ સિદ્ધાંતની સામે પણ કારમો કોલાહલ મચાવી સૂત્ર-સિદ્ધાંતના નામે અર્થકામનો ઉઘાડો ઉપદેશ આપનાસ એ જ કારણે ઉન્માર્ગગામી એવા કુસાધુઓને જેઓ ઉઘાડું ઉત્તેજન આપવાની પાપી કારવાઇ કરી રહ્યા છે. સર્વત્યાગ એ જ શ્રી વીતરાગપરમાત્માનો પ્રરૂપેલો મુખ્ય માર્ગ છે અને તે બાલ, યુવાન કે વૃદ્ધ સૌ કોઇ ગીતાર્થ ગુરૂદેવોની નિશ્રામાં રહીને આરાધી શકે છે. આવા પ્રાણી માત્ર માટે એકાંતે હિતકારી સિદ્ધાંતની સામે પણ જેઓ ગંદુ વાતાવરણ ફેલાવે છે, એટલું જ નહિ પણ તેઓ આર્યદેશમાંથી પણ નાશ થાય એવી જાતના કુટિલ પ્રયત્નો પ્રતિદિન ઉલ્લાસપૂર્વક આચર્યા જ કરે છે, શ્રી વીતરાગ પરમાત્માઓએ પ્રરૂપેલ એકેએક ધર્માનુષ્ઠાનનો કુતર્કો દ્વારા ઉપહાસ કરી એના આરાધકોની ઠેકડી કરવામાં જ જેઓ પોતાનું જીવનશ્રેય સમજે છે અને ઐતિહાસિકદ્રષ્ટિ તથા વૈજ્ઞાનિકદ્રષ્ટિ આદિના નામે જેઓ શાસ્ત્રથી અવિરૂદ્ધ, નિરવદ્ય અને સઘળાય ગીતાર્થોએ માન્ય રાખેલી તથા સ્વભાવથી પણ સુંદર એવી પ્રણાલીકાઓનો પ્રલય કરવા માંગે છે, તેઓ જાતને યથાર્થ રીતે લાગુ પડે તેવા, પરમોપકારી પરમહર્ષિઓએ કહેલા અને શાસ્ત્રોમાં ગુંથાયેલા-અજ્ઞાન, શ્રદ્ધાભ્રષ્ટ, મોક્ષમાર્ગના ચોર, દુર્લભબોધિ, બહુલસંસારી, ઉન્માર્ગગામી, ઘોર મિથ્યાદ્રષ્ટિ અને અદ્રષ્ટકલ્યાણકર આવા શબ્દો સાંભળીને તેવાઓ કેવા અને કેટલા છંછેડાઇ ઉઠે છે એ કયાં આપણી જાણ બહાર છે ?

વળી એકાંતે ઉપકારબુદ્ધિથી જ પરોપકારપરાયણ પરમમહર્ષિઓએ ફરમાવેલી અને એ જ દ્રષ્ટિએ વસ્તુસ્વરૂપને સ્પષ્ટ કરવા માટે વર્તમાનમાં પણ કહેવાતી આ બધી વાતો જેવી કે,

૧. જે મનુષ્યો બાલ્યલ વિષ્ટા અને મૂત્ર આદિ સાથે ખેલવામાં જ પસાર કરે છે, યૌવનકાળ કામચેષ્ટાઓમાં વેડફી નાંખે છે અને વૃદ્ધાવસ્થા શ્વાસકાસાદિ રોગને આધીન થઈને અથવા તો ભયંકર પ્રકારની માયા મમતામાં પડીને વીતાવે છે તે મનુષ્યો ખરેખર નિર્લજ્જ છે.

૨. સંસાર-રસિક પુરૂષો કોઈપણ કાળમાં પુરૂષ નથી બનતા પણ પ્રથમ અવસ્થામાં ભૂંડ જેવા બને છે, બીજી યૌવન અવસ્થામાં રાક્ષસ જેવા બને છે અને ત્રીજી વૃદ્ધાવસ્થામાં બુઢા બેલ જેવા બને છે.

૩. જે મનુષ્યો બાલ્યકાળમાં માતૃમુખ બને છે, તરૂણકાળમાં તરૂણીમુખ બને છે અને વૃદ્ધકાળમાં પુત્રમુખ બને છે, તે મનુષ્યો ખરેખર મૂર્ખ છે.

૪. જે મનુષ્યો સુખી અવસ્થામાં કામચેષ્ટાઓથી અને દુઃખી અવસ્થામાં દીનતા ભરેલા રૂદનથી પોતાનો જન્મ ગુમાવે છે, તેઓ મોહ પ્રતાપે અંધ બનેલા હોવાથી મોહાંધ મનુષ્યો છે.

૫. અનંતકર્મોના ક્ષય માટે સમર્થ એવા પણ મનુષ્યપણાને પામીને જે મનુષ્યો અર્થકામની ઉપાસનામાં પડીને પાપકર્મોની આચરણાઓ કર્યા કરે છે, તે મનુષ્યો પાપાત્માઓ છે.

૬. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર-રૂપ રત્નત્રયીના ભાજનરૂપ મનુષ્યપણાંમાં પાપકર્મની આચરણા કરનારાઓ સોનાના ભાજનમાં મદિરા ભરવા જેવી ભયંકર મૂર્ખતાનું સેવન કરનારા હોઈ મૂર્ખ નહિ પણ મૂર્ખોનાએ શિરોમણિ છે.

૭. સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તિમાં કારણભૂત એવા મનુષ્યપણાને પામીને જે આત્માઓ બહુ આરંભ કરે છે, બહુ પરિગ્રહમાં રાચે છે, માંસનું ભક્ષણ કરે છે અને પંચેંદ્રિય જીવોનો ઘાત કરે છે, તે આત્માઓ ખરે જ નરકગામી આત્માઓ છે.

૮. પરલોકને ભૂલાવનારૂં અને આ લોકને જ ઉપયોગી એવું સઘળુંય જ્ઞાન મિથ્યાજ્ઞાન છે-માટે આ જ્ઞાનનો પ્રચાર કરનારા સમ્યગ્જ્ઞાનના પ્રચારક નથી પણ મિથ્યાજ્ઞાનના જ પ્રચારકો છે.

૯. જેઓ પ્રભુશાસનને પામવાનો દાવો કરનારા હોવા છતાં પણ સંસારની સાધનામાં જ આનંદ માનતા હોય, તેઓ સમ્યગ્દ્રષ્ટિ નથી પણ મિથ્યાદ્રષ્ટિ છે.

૧૦. અહિંસા આદિ મોક્ષસાધક સાધનોનો કેવલ સંસારની સાધનામાં જ ઉપયોગ કરનારા અને એમ કરવું એ વ્યાજબી છે, એમ ઉપદેશનારા મિથ્યામાર્ગના પ્રચારક હોઈ ઘોર મિથ્યાદ્રષ્ટિ છે.

૧૧. કેવલ આ લોકની સાધનામાં જ સ્વશ્રેય સમજનારાઓ આસ્તિક હોવાનો દાવો કરવા છતાં પણ આસ્તિક નથી કિંતુ નાસ્તિક છે.

કેવલ હૃદયના કરૂણાભાવથી ને કલ્યાણની કામનાથી કહેવાતી આવી આવી વાતો સાંભળીને આજના કેટલાક આત્માઓ અકળાય જાય છે અને અકળામણમાં ને અકળામણમાં જ બોલી ઉઠે છે કે ''સાધુઓથી આવું આવું બોલી જ કેમ શકાય ?'' આ શું તે આત્માઓની અયોગ્યતાનો જેવો તેવો-નાનો સૂનો પૂરાવો છે ?

તમે સમજી શકશો કે અધર્મ માર્ગે ચઢી ગયેલા એવા પણ યોગ્ય આત્માઓની આ વિશ્વમાં જેમ બલિહારી છે, તેમ ઉત્તમ માર્ગે ચાલવાનો દાવો કરનારા એવા પણ અયોગ્ય આત્માઓથી જગતને ત્રાસ છે, કારણ કે એવા આત્માઓ કોઈને કોઈ દુન્યવી સ્વાર્થના કારણે જ પ્રાયઃ ધર્મની ઉપાસના કરનારા હોય છે, એટલે તેવા આત્માઓ ઉપર ગમે તેવા ઉત્તમ સહવાસની પણ ભાગ્યે જ અસર થાય છે, ઉત્તમ આત્માઓનાં હિતકર કથન પણ તેવા આત્માઓને અહિતકર તરીકે જ પરિણામ પામે છે, તેવા આત્માઓનું હૃદય જ એવું ઘડાયેલું

હોય છે કે કોઈ પણ વસ્તુ તેવા આત્માઓના હૃદયમાં વસ્તુરૂપે પરિણામ ન પામે, એ જ કારણે તેવા આત્માઓ પોતાના પ્રશંસકના જ પૂજારી બને છે, પણ સાચા ઉપકારીઓના કદિ પૂજક બની શકતાં નથી.

દુર્ભવ્ય આત્માઓ જ્યારે સમષ્ટિગત હિતશિક્ષાનું પણ શ્રવણ નથી કરી શકતા ત્યારે અલ્પસંસારી આત્માઓ પોતાની જાતને ઉદ્દેશીને અપાતી કટુ પણ હિતશિક્ષાને પ્રેમપૂર્વક સાંભળે છે, સાંભળે છે એટલું જ નહિ પણ ઉપકારી મહાપુરૂષો તરફથી અપાતી એવી પણ હિતશિક્ષાનો જીવનમાં અમલ કરવાનો પોતાની શક્તિને અનુરૂપ એવો પૂરતો પ્રયત્ન કરે છે. સોદાસ પણ એવા આત્માઓ પૈકીના જ એક છે. એ યોગ્યતાના પ્રતાપે જ જીવનભરની વ્યસનાસક્તિનો એક ક્ષણમાં ત્યાગ કરીને તે પુણ્યાત્મા પરમશ્રાવક બની ગયા.

[ ૨૩ ]

**પુણ્યયોગે ફરી રાજ્યપ્રાપ્તિ :**

એ જ અરસામાં મહાપુર નામના નગરમાં કોઈ પણ અપુત્રીઓ રાજા મરણ પામતો ત્યારે પ્રથમ પંચ દિવ્યો કરવામાં આવતાં અને એ દિવ્યો જેને ફળે તે મરેલા રાજાની ગાદી ઉપર આવે એવી રીત ચાલતી હતી. એ રીત મુજબ મહાપુર નગરના રાજાના મરણ બાદ પંચદિવ્યો કરવામાં આવ્યા અને એ પંચદિવ્યો દ્વારા સોદાસ જ રાજ્ય પર અભિષિક્ત થયા, એટલે અટવીમાં આથડનારા મટીને સોદાસ પુણ્યોદયે મહાપુર નગરના મહારાજા બન્યા.

ધ્યાનમાં રાખજો ! પુણ્યોદય વિના આ વિશ્વની એક પણ માની લીધેલી ઈષ્ટ વસ્તુની પ્રાપ્તિ થતી નથી.વિશ્વની કોઈ પણ ઈષ્ટ વસ્તુ તેને જ પ્રાપ્ત થાય છે કે જેનો પુણ્યોદય જાગૃત હોય અગર થાય; આ કારણે ઈષ્ટ વસ્તુઓની પ્રાપ્તિ માટે અનીતિ આદિને આચરતાં અટકી જવું જોઈએ; અન્યથા એ અનીતિ આદિના પ્રતાપે પ્રાપ્ત થયેલા પુણ્યોદયને કારમી રીતે વેડફી નાંખી એવા પાયમાલ બની જશો કે આ ભવના બગાડા સાથે અનેક ભવોનો બગાડો થઈ જશે. પુણ્યોદયના પ્રતાપે ઈષ્ટ વસ્તુઓને પામેલાઓની ઈર્ષ્યા કરવી એ પણ એક જાતની મૂર્ખતા જ છે. ઈષ્ટ વસ્તુઓની પ્રાપ્તિના અર્થીએ પણ અન્યની ઈર્ષ્યા, કોઈનું પડાવી લેવાની પ્રવૃત્તિ અને અનીતિ આદિ પાપાચરણોનું સેવન નહિ કરતાં જેની સેવાથી પાપ ટળે તેની સેવા કરવી જોઈએ, પણ શરત એટલી કે એવી ઉત્તમ વસ્તુની સેવા કરતાં પૌદ્ગલિક વસ્તુઓની લાલસા રાખવી જોઈએ નહિ. એવી કોઈ પણ જાતની આશંસા વિના જો આત્મહિતસાધક પ્રવૃત્તિ કરવામાં આવે તો એના પ્રતાપે મુક્તિસુખની પ્રાપ્તિ નિશ્ચિત થાય છે અને પૌદ્ગલિક સુખ વિના પરિશ્રમે પ્રાપ્ત થાય છે.

સુંદર પુણ્યોદયના પ્રતાપે સોદાસ અરણ્યમાં આથડતા મટી ગયા અને મહાપુર નામના નગરના મહારાજા બન્યા. મહારાજા બન્યા પછી તેમણે પોતાના પુત્ર સિંહરથ કે જેને મંત્રીઓએ પોતાને પદભ્રષ્ટ કર્યા પછી પોતાની ગાદી ઉપર સ્થાપન કર્યો હતો તેની પાસે પોતાનો એક દૂત મોકલ્યો. તે દુતે જઈને સિંહરથ રાજાને કહ્યું કે સોદાસ મહારાજાની આજ્ઞાનો આપ સ્વીકાર કરો.

**યુદ્ધમાં વિજય અને પરિણામે દીક્ષા ગ્રહણ :**

સોદાસની આજ્ઞા માનવાનું કહેનાર દુતનો સિંહરથ રાજાએ ખૂબ તિરસ્કાર કર્યો અને કાઢી મૂકયો. સિંહરથ રાજાએ પોતાની કેવી હાલત કરી, એ વાત આવીને દુતે સોદાસ મહારાજા સમક્ષ યથાસ્થિત રૂપે કહી.

પરિણામે સોદાસ મહારાજા સિંહરથ રાજાની સામે અને સિંહરથ સોદાસ મહારાજાની સામે યુદ્ધ કરવાને ગયા અને બન્ને રાજાઓ પરસ્પર યદ્ધ કરવા લાગ્યા. યુદ્ધ કરતાં સોદાસ મહારાજાએ સિંહરથ રાજાને જીતીને હાથથી પકડી લીધો. વિજય પામેલા સોદાસ મહારાજાએ બન્ને રાજ્યોનો ભોગવટો નહિ કરતાં તે બન્ને રાજ્ય સિંહરથ રાજાને જ સમર્પણ કર્યા અને પોતે તો એ બન્ને રાજ્યોનો પરિત્યાગ કરીને પ્રવ્રજ્યા અંગીકાર કરી.

આ ઉપરથી સમજી શકાશે કે સોદાસ મહારાજાએ પરમ શ્રાવક બન્યા પછી રાજ્યગાદી ઉપર આવીને પોતાના પુત્ર સિંહરથ રાજા પાસે પોતાની આજ્ઞા મનાવવા માટે જે દુત મોકલ્યો હતો તે ઉભય રાજ્યના માલિક બનવાની જ અભિલાષાથી નહિ પણ કોઈ ઉત્તમ અભિલાષાથી જ મોકલ્યો હતો; અન્યથા આજ્ઞા નહિ માનનારા પુત્ર રાજા ઉપર પરાક્રમપૂર્વક વિજય મેળવ્યા બાદ તરત જ પ્રવ્રજ્યાનો સ્વીકાર કરવા જેવી દશા એકદમ ન આવી જાય.

ખરેખર, પરમ શ્રાવકપણાને પામેલો આત્મા સંસારના કોઈ પણ પદાર્થનો અભિલાષી હોતો નથી. એવા આત્મા માટે જો ચારિત્રમોહનીયનો ઉદય તીવ્ર ન હોય તો સાધુપણાની પ્રાપ્તિ પણ સહજ હોય છે; કારણ કે તેવા આત્માઓના મનોરથો જ સદાને માટે સંસારથી પરાઙ્મુખ હોય છે અને સાધુપણાની પ્રાપ્તિના હોય છે. એ કારણે કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે-

**"जिनो देवः कृपा धर्मो, गुरवो यत्र साधवः । श्रावकत्वाय कस्तस्मै, न श्लाघेताविमुढधीः" ॥१॥**

*કોણ એવો સુંદર બુધ્ધિનો આત્મા છે કે જે તેવા પ્રકારના શ્રાવકપણાની શ્લાઘા ન કરે કે, જે શ્રાવકપણામાં-જિન એટલે રાગાદિ શત્રુઓના સંપૂર્ણ વિજેતા અર્થાત્ અઢારે દોષોથી રહિત અને વિશ્વના કલ્યાણ માટે મોક્ષપ્રાપક ધર્મતીર્થના સ્થાપક શ્રી વીતરાગ પરમાત્મા દેવ મનાય છે, પ્રાણીમાત્ર પ્રત્યે દયા એ ધર્મ મનાય છે અને બાહ્ય તથા અભ્યંતર પરિગ્રહના ત્યાગી સાધુઓ જ ગુરૂ મનાય છે.*

અર્થાત્ શ્રાવકપણું જેને તેને દેવ માનવામાં, જેને તેને ગુરૂ માનવામાં કે જે તે વસ્તુને ધર્મ માનવામાં નથી ટકતું, પણ તેને પામવા માટે કુદેવ, કુગુરૂ અને કુધર્મનો ત્યાગ કરવો પડે છે અને સુદેવ, સુગુરૂ અને સુધર્મની ઉપાસના કરવી પડે છે. કુદેવ, કુગુરૂ અને કુધર્મના ત્યાગથી અને સુદેવ, સુગુરૂ અને સુધર્મની ઉપાસનાથી શોભતા શ્રાવકપણાની પ્રશંસા હરકોઈ સુંદર બુદ્ધિનો સ્વામી કરે જ એમાં શંકા પણ શી ? અને એવા સુંદર શ્રાવકપણાની પણ પ્રશંસા કરતાં જેને શરમ આવે તેની બુદ્ધિમાં સુંદરતા છે એમ માને પણ કોણ ?

(સભામાંથી૦ કોઈ પણ નહિ.)

**સુશ્રાવકના મનોરથો કેવા હોય ?**

સુદેવ, સુગુરૂ અને સુધર્મની ઉપાસનાથી, એના ઉપાસક આત્માની મનોવૃત્તિ આખી જ પલટાઈ જાય છે. એ મનોવૃત્તિના પલટાના પરિણામે એ આત્માને સંસાર આકરો લાગે છે; એટલે એ આત્મા પરમવીતરાગ શ્રી જિનેશ્વર પરમાત્માએ પ્રરૂપેલા ધર્મની આગળ ચક્રવર્ત્તિપણાની કિંમત પણ કશી જ નથી આંકતો. એ કારણે સદાય એની ભાવના એ જ હોય છે કે શ્રી વીતરાગદેવ, શ્રી વીતરાગની જ આજ્ઞામાં જ જીવનશ્રેય જોનારા નિર્ગ્રંથ ગુરૂદેવ અને અહિંસા, સંયમ અને તપરૂપ શ્રી વીતરાગ પ્રરૂપિત ધર્મની ઉપાસનાથી મારા આત્મામાં એવી યોગ્યતા પ્રાપ્ત થાઓ કે જે યોગ્યતાના પ્રતાપે મારો આત્મા સદાય-

**"जिनधर्मविनिर्मुक्तो, मा भूवं चक्रवर्त्यपि । स्यां चेटोऽपि दरिद्रोऽपि, जिनधर्माधिवासितः ॥१॥**

*શ્રી જિનેશ્વરદેવના ધર્મથી અધિવાસિત એવો હું દાસ પણ થાઉં અને દરિદ્ર પણ થાઉં એની હરકત નહિ, પણ શ્રી જિનેશ્વરદેવના ધર્મથી રહિત બની ગયેલો હું ચક્રવર્તી પણ ન થાઉં તો સારૂં.*

અર્થાત્ મને કોઈ એમ કહે કે 'બોલ ! તારે ચક્રવર્તિતા જોઈએ છે કે શ્રી જિનેશ્વરદેવનો ધર્મ જોઈએ છે. જો શ્રી જિનેશ્વરદેવનો ધર્મ જોઈતો હોય તો આ ચક્રવર્ત્તિપણાને બદલે તને દાસપણું અને દરિદ્રપણું મળશે. માટે વિચાર કરીને ઉત્તર આપજે' આ કથનના ઉત્તરમાં આનંદપૂર્વક હું એમ કહી શકું કે 'જો એક શ્રી જિનેશ્વરદેવ નો ધર્મ મારી પાસે રહી શકતો હોય તો મને દાસપણું અને દરિદ્રપણું કબુલ છે,

પણ શ્રી જિનેશ્વરદેવના ધર્મનો ત્યાગ કરવાથી ચક્રવર્ત્તિપણું મળતું હોય તો મારે એ ચક્રવર્તિતા સ્વપ્ને પણ ન જોઈએ. કારણ કે ચક્રવર્ત્તિપણું એ મારે મન કશી જ કીંમત નથી અને શ્રી જિનેશ્વરદેવનો ધર્મ એ મારે મન સર્વસ્વ છે; એનું કારણ એ છે કે ચક્રવર્તિતા એ આત્માને સંસારમાં રૂલાવનાર છે, ત્યારે ધર્મ એ સંસારના બંધનથી છોડાવીને મુક્તિને આપનાર છે. માટે મને તો ચક્રવર્તિપણાને ભોગે પણ એક શ્રી જિનેશ્વરદેવનો ધર્મ જ યાવત્ મારા આત્માની મુક્તિ ન થાય ત્યાં સુધી મળો, એ સિવાય મારે પોતાને કશું જ ન જોઈએ.'

આવા પ્રકારની ભાવનામાં જ રક્ત રહે; આવા પ્રકારની ભાવનાના યોગે એ આત્માના અંતઃકરણમાં અહર્નિશ એવા જ મનોરથોની ઊર્મિઓ ઉઠયા કરે છે કે,

**''त्यक्तसंगो जीर्णवासा, मलक्लिन्नकलेवरः । भजन् माधुकरीं वृत्तिं, मुनिचर्यां कदा श्रये ॥१॥**
**त्यजन् दुःशीलसंसर्गं गरुपादरजः स्पृशन् । कदा हं योगमभ्यस्य, प्रभवेयं भवच्छिदे ॥२॥**
**महानिशायां प्रकृते, कायोत्सर्गे पूराद्बहिः । स्तंभवत्स्कन्धकर्षणं, वृषाः कुर्युः कदा मयि ॥३॥**
**वने पद्मासनासीनं, क्रोडस्थितमृगार्भकम् । कदा घ्रास्यन्ति वस्त्रे मां, चरन्तो मृगयूथपाः ॥४॥**
**रात्रौ मित्रे तृणे स्त्रैणे, स्वर्णोऽश्मनि मणौ मृदि । मोक्षे भवे भविष्यामि, निर्विशेषमतिः कदा ॥५॥**

કયારે એવો સમય આવે કે દુનિયાદારીના સઘળાય સંસર્ગોનો ત્યાગ કરી, જીર્ણ વસ્ત્રોનું પરિધાન કરી, મલથી વ્યાપ્ત શરીરને ધરનારો થઈ અને માધુકરી વૃત્તિને ભજનારો હું મુનિચર્યાનો આશ્રય કરૂં : દુ:શીલને આત્માઓના સંસર્ગને ત્યાગ કરતો અને સદ્દગુરુઓની પાદરજને સ્પર્શ કરતો હું યોગનો અભ્યાસ કરીને વિષય કષાયરૂપ સંસારનો છેદ કરનારો થાઉં : બળદો જેમ સ્તંભ સાથે પોતાના સ્કંધનું સંઘર્ષણ કરે છે, તેમ મહારાત્રિમાં નગરની બહાર કાર્યોત્સર્ગમાં રહેલા મારી સાથે પણ બળદો પોતાના સ્કંધનું સંઘર્ષણ કરે તે છતાં પણ સ્તમ્ભની માફક હું સ્થિર રહી શકું : વનમાં પદ્માસન લગાવીને બેઠેલા મારા ખોળામાં આવીને હરણીનાં બચ્ચાંઓ બેસે અને ચરતા મૃગયુથના પાલક હરણીયાઓ મને સૂંઘે તે છતાં પણ હું સમભાવમાં રહી શકું અને શત્રુ તથા મિત્ર ઉપર, તૃણ તથા સ્ત્રીઓના સમૂહ ઉપર, સુવર્ણ અને પત્થર ઉપર, મણિ અને માટી ઉપર તથા ભવ અને મોક્ષ ઉપર સમાનમતિવાળો હું થાઉં.

આવી ઊર્મિઓના પ્રતાપે એવા આત્માઓ માટે કઠીન એવો પણ સંસારનો ત્યાગ સહેલો બને એમાં આશ્ચર્ય જેવું શું છે ? પૂર્વની આરાધના, સુકુલના સંસ્કારો અને હિતૈષી માતાપિતાદિની હિતકર પ્રેરણા આદિના પ્રતાપે બાળકો, જેમ સંસારના પ્રેમથી રહિત બની સંયમના રંગથી રંગાઈને સાધુ ધર્મને બાલ્યકાળમાં જ પામી શકે છે, તેમ પરમ સુશ્રાવકો સંસારની જાળમાં ફસાએલા હોવા છતાં પણ અહર્નિશ અંતઃકરણમાં ઉઠયા કરતા ઉત્તમ ઉત્તમ મનોરથો તથા ઉર્મિઓના પ્રતાપે એકદમ શ્રમણધર્મને પામી શકે છે.

આ હેતુથી સોદાસ મહારાજા, પૂર્વે ગમે તેવા ખરાબ વ્યસની હોવા છતાં પણ કુલીનતા અને લઘુકર્મિતાના પ્રતાપે સદ્દગુરૂના યોગે પરમશ્રાવકપણું પામ્યા પછી અલ્પ સમયમાંજ પ્રભુપ્રણીત શ્રમણધર્મના પુનિત પંથે વિહરવાને સજ્જ થાય એમાં કશું જ આશ્ચર્ય નથી.

પ્રભુશાસનમાં એવો કાયદો છે જ નહિ કે કાલનો પાપી આજે ધર્માત્મા ન થઈ શકે. પ્રભુશાસનમાં તો ગમે તેવો પાપાત્મા પણ પુણ્યોદયે સદ્દગુરૂનો યોગ પામીને તે જો પાપભીરૂ બને તો ધર્મનો અધિકારી બની શકે છે અને પાપભીરૂ બન્યા પછી જો પાપનો ત્યાગ કરવા અને પ્રભુપ્રણીત ધર્મનો સ્વીકાર કરવા માટે ઉત્સાહિત થાય તો પોતાની ઘોર પાપપ્રવૃત્તિનો પરિત્યાગ કરી ખુશીની સાથે પ્રભુપ્રણીત ધર્મનો સ્વીકાર કરવા દ્વારા પરમ ધર્માત્મા એટલે સુશ્રાવક અને સુસાધુ બની શકે છે : એનું જ પરિણામ છે કે ઘોર પાપાત્માઓ પણ સદ્દગુરૂના યોગે પરમ ધર્માત્મા બનીને સામાન્ય જીવોને આશ્ચર્ય ઉત્પન્ન થાય તેવી રીતે અલ્પકાળમાં પરમપદના ભોક્તા બની શકયા છે.

[ ૨૪ ]

**સોદાસ મહારાજાના વંશજો પણ પ્રભુપ્રણીત શ્રમણધર્મના પુનિત પંથે :**

સુકોશલ મહારાજાના પુત્ર હિરણ્યગર્ભ, હિરણ્યગર્ભના પુત્ર નઘુષ અને નઘુષના પુત્ર સોદાસ જેમ પ્રભુપ્રણીત શ્રમણધર્મના પંથે વિહરીને પોતાનું કલ્યાણ સાધી ગયા તેમ સોદાસના પુત્ર સિંહરથ અને સિંહરથ રાજાના પુત્ર બ્રહ્મરથ થયા, બ્રહ્મરથના પુત્ર ચતુર્મુખ થયા, ચતુર્મુખના પુત્ર હેમરથ થયા, હેમરથના પુત્ર શતરથ થયા, શતરથના પુત્ર ઉદયપૃથ થયા, ઉદયપૃથના પુત્ર વારિરથ થયા, વારિરથના પુત્ર ઈંદુરથ થયા, ઇંદુરથના પુત્ર આદિત્યરથ થયા, આદિત્યરથના પુત્ર માન્ધાતા થયા, માન્ધાતાના પુત્ર વીરસેન થયા, વીરસેનના પુત્ર પ્રતિમન્યુ થયા, પ્રતિમન્યુ રાજાના પુત્ર પ્રતિબંધુ થયા. પ્રતિબંધુ રાજાના પુત્ર રવિમન્યુ થયા. રવિમન્યુ રાજાના પુત્ર વસંતતિલક થયા, વસંતતિલકના પુત્ર કુબેરદત્ત થયા, કુબેરદત્તના પુત્ર કુંથુ થયા, કુંથુ રાજાના પુત્ર શરભ થયા, શરભ રાજાના પુત્ર દ્વિરદ થયા, દ્વિરદ રાજાના પુત્ર સિંહદશન થયા, સિંહદશનના પુત્ર હિરણ્યકશિપુ થયા, હિરણ્યકશિપુના પુત્ર પુંજસ્થલ થયા, પુંજસ્થલના પુત્ર કકુસ્થ થયા; અને કકુસ્થ રાજાના પુત્ર રઘુ થયા. આ રાજાઓ પૈકીના કેટલાક રાજાઓ મોક્ષ પામ્યા અને કેટલાક રાજાઓ સ્વર્ગગતિને પામ્યા.

વિચારો કે આ પુણ્યાત્માઓની પરંપરા પણ કેવી પવિત્ર છે કે જેમાંનો એક પણ આત્મા એવો નહિ કે જેણે પ્રભુધર્મની આરાધના કરીને સ્વશ્રેય ન સાધ્યું હોય, આવી પરંપરા ઉત્પન્ન કરવી હોય તો જીવનની છેલ્લી ક્ષણ સુધી વિષયસુખમાં રક્ત રહેવું નહિ જ પાલવે. પૂર્વની આરાધનાના અભાવે અગર સુંદર સંસર્ગોના અભાવે બાલ્યવયમાં શ્રમણધર્મને ન પામી શકયા એ વાત જુદી છે. પણ અનેક વખત ઉત્તમ ઉપદેશનું શ્રવણ કરવા છતાં પણ જીવનની છેલ્લામાં છેલ્લી ક્ષણ સુધી સંસારની આસકિત ન તજવી અથવા તો તજવાની ભાવના પણ ન કેળવવી એ કાંઇ સ્વપરનું સુંદર જીવન ઘડવાની દશા ઓછી જ ગણાય ? આવી દશામાં પવિત્ર પરંપરાના ઉત્પાદક ઓછું જ બની શકાય તેમ છે ? પોતાના જીવનમાં ઉત્તમતા કેળવ્યા સિવાય પરંપરાના વંશવારા જીવનમાં ઉત્તમતા શી રીતે કેળવી શકાશે ? પરંપરાના જીવનમાં ઉત્તમતા કેળવવાની અભિલાષા ધરનારાઓએ પોતાની જીવનદશાને સુધારવી જ જોઇશે.

કલ્યાણના અર્થી આત્માઓએ પુણ્યપુરુષોની પરંપરાને સાંભળવાનો પણ એ જ હેતુ છે, આવી ઉત્તમ પરંપરાઓના શ્રવણથી પોતાનું જીવન એવું સુંદર બનાવવું જોઇએ કે, જેના પરિણામે પોતાની પરંપરાનું અર્થાત્ પોતાના વંશવારસોનું જીવન પણ સુંદર ઘડાય. પોતાના અને પરંપરાના જીવનની સુંદરતા એટલે કે મોક્ષમાર્ગને આરાધવાની ઉત્કટ પ્રવૃત્તિ અને આરાધવાની શકિતના અભાવમાં આરાધવાની ઉત્કટ આકાંક્ષા. આ સિવાયની સુંદરતા એ પ્રભુશાસનની સુંદરતા નથી. પ્રભુશાસનની સુંદરતા તો જીવનને મોક્ષમાર્ગની આરાધનામાં વહેતું મૂકી દેવામાં છે અને વહેતું ન મૂકી દેવાય તો વહેતું મૂકી દેવાની ઉત્કટ અભિલાષામાં જ છે. આ વાત પોતાની જાતને પ્રભુશાસનમાં મનાવવા ઇચ્છનારાઓએ એક ક્ષણ પણ વિસરી જવા જેવી નથી, જેઓ આ વાતને વિસારીને બેઠા છે તેઓએ પોતાની જાતને પોતાના જ હાથથી પ્રભુશાસનની બહાર રાખી છે, એ સાબિત કરવાની કશી જ જરૂર નથી.

**અનરણ્ય મહારાજા અને તેમનો પરિવાર :**

હમણાં કહી ગયા તે પ્રમાણે મોક્ષમાર્ગને આરાધનારી સુકોશલ મહારાજાની પરંપરામાં રઘુ રાજાના પુત્ર તરીકે અનરણ્ય ઉત્પન્ન થયા. જે અનરણ્ય મહારાજા ખરેખર શરણના અર્થીઓ માટે શરણરૂપ હતા અને તેના પર અનુરાગ રાખનારાઓને ઋણરહિત બનાવનારા હતા. તે રાજાને પૃથ્વીદેવી નામની રાણી હતી. તે રાણીની કુક્ષીની ઉત્પન્ન થયેલા બે પુત્રો તે રાજાને હતાઃ બે પુત્રો પૈકીના મોટા પુત્રનું નામ અનંતરથ હતું અને નાના પુત્રનું નામ દશરથ હતું.

**સત્તા સંપન્ન આત્માના અનુકરણીય ઉમદા ગુણો :**

અનરણ્ય રાજા કેવા હતા એનું વર્ણન કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ માત્ર બે જ વિશેષણોથી કર્યું છે, પણ એ બે વિશેષણો દ્વારા એક સત્તા સંપન્ન આત્માની દશા કેવી હોવી જોઇએ ? એનું સુંદરમાં સુંદર પ્રતિપાદન કરવામાં આવ્યું છે. સત્તાસંપન્ન આત્માઓની દશા મોટે ભાગે એવી હોય છે કે પોતા ઉપર પ્રેમ રાખનારાઓ પ્રત્યે પણ તેનું વર્તન તોછડાઇ ભર્યું હોય છે અને શરણાગત આત્માઓ પ્રત્યે તો તિરસ્કાર વૃત્તિથી છલકાતું જ હોય છે, પણ એવી જાતના વર્તનમાં નથી દર્શન થતું સત્તાશીલતાનું કે નથી દર્શન થતુ સાચી ક્ષાત્રવટનું. રાજાની સત્તાશીલતા એવી હોવી જોઇએ કે નિર્મળ પ્રેમ ધરાવનારાઓનું સ્થાન તેની પાસે શુદ્ધ પ્રેમથી ઉભરાતું હોવું જોઇએ અને સાચા રાજાની ક્ષત્રિયવટ એવી હોવી જોઇએ કે એના પ્રતાપે શરણાગત આત્માઓ એની છાયામાં પ્રસન્ન ચિત્તે રહી શકે.

આવી દશા તે જ રાજામાં હોઇ શકે છે કે રાજા, હું રાજા છું એવા મદથી રહિત હોય અને રાજ્ય એ મારૂં નથી એટલું જ નહિ પણ અસાર, અનિત્ય અને અસ્થિર છે તથા એ સંસારવૃદ્ધિનું કારણ છે; એ કારણે એનો જેમ વહેલો ત્યાગ થાય તેમ સારૂં અને જ્યાં સુધી ત્યાગ ન થઇ શકે ત્યાં સુધી તેનો ઉપયોગ, પોતાનું અહિત ન થાય તેવા પ્રકારના પ્રજાહિતના કાર્યમાં કરવો તથા રાજ્યસત્તાના બળે અધર્મનું જેટલું ઉન્મૂલન થઇ શકે તેટલું ઉન્મૂલન કરીને પ્રજાને સન્માર્ગ ઉપર સ્થિર કરવી. આવી ભાવનાથી રંગાયેલ હોય. આવી ભાવનાથી રંગાયેલા રાજાઓ શ્રી વીતરાગ પરમાત્માના, શ્રી વીતરાગ પરમાત્માના પંથે વિચરી વિશ્વમાં વૈરાગ્યભાવનાને રેલાવતા સાધુપુરુષોના અને શ્રી વીતરાગપરમાત્માએ પ્રરૂપેલા તથા શ્રી વીતરાગમાર્ગના પ્રચારક મહર્ષિઓ દ્વારા એક મુક્તિની સાધના માટે જ ઉપદેશાતા અહિંસા, સંયમ અને તપરૂપ ધર્મના વિરોધી તેઓ કોઇ પણ કાળે હોતા જ નથી, એવી ઉત્તમ ભાવનાઓથી સહજ પણ વાસિત થયેલા રાજાઓ, શ્રી વીતરાગ પરમાત્માએ પ્રરૂપેલા ધર્મના અનુયાયી ન હોય તે કદાચ બને પણ શ્રી વીતરાગમાર્ગના વિરોધી હોય એ તો સર્વથા અસંભવિતપ્રાયઃ જ હોય છે. એ જ કારણે એવા રાજાઓ રાજ્યના માલિક હોઇ મહાઆરંભી અને મહાપરિગ્રહી હોવા છતાં પણ એ મહારંભ અને મહાપરિગ્રહના પરિણામે અવશ્ય પ્રાપ્ત થતા રૌદ્ર પરિણામના ઉપાસક નથી બનતા પણ સૌમ્ય પરિણામી બન્યા રહે છે. સૌમ્ય પરિણામના પરિણામે આત્મઘાતક પ્રવૃત્તિઓથી પોતેય બચે છે અને પોતાની પ્રજા માટે પણ આશિર્વાદરૂપ બને છે.

**સુંદર આત્માના સંકેત પણ સુંદર જ હોય છે :**

આ અનરણ્ય મહારાજા તે જ છે કે જેમને પોતાના મિત્ર રાજા સહસ્રકિરણની સાથે એવો સંકેત હતો કે '' જો આપ દીક્ષા અંગીકાર કરો તો મારે દીક્ષા અંગીકાર કરવી.''

આવો પરસ્પર સંકેત કરનારા મહારાજા શ્રી વીતરાગશાસનની સુંદરતર અને સર્વશ્રેષ્ઠ સદ્‌ભાવનાઓથી સુવાસિત હોય એમાં તો આશ્ચર્ય પણ શું છે ? ભાગ્યશાળીઓ ! વિચારો કે ધર્મનિષ્ઠ એવા રાજા મિત્રોના પણ પરસ્પર આવા સંકેતો હોય તો અન્ય સુમિત્રોના સંકેતો કેવા હોવા જોઇએ ? ભાગ્યવાનો ! આજના હોટલીયા મિત્રો તથા નાટક-ચેટકીયા મિત્રોથી અવશ્ય બચવા જેવું છે. આજના એવા નામધારી મિત્રો પોતાની જાતનું નિકંદન કાઢવા સાથે એવા સાથીઓનું પણ નિકંદન કાઢવામાં જ મિત્રતાનો ઉપયોગ કરનારા હોય છે; એ જ કારણે કલ્યાણના અર્થી આત્માઓ માટે કલ્યાણમિત્રનો યોગ સાધવાનું જ શાસ્ત્રીય વિધાન છે; પણ અકલ્યાણ મિત્રોના યોગથી બચ્યા વિના કલ્યાણમિત્રોનો યોગ થવો એ અસંભવિત છે. એ કારણે ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી ગણિવરે વર્તમાન સમયે શ્રી મહાવિદેહ ક્ષેત્રમાં રહેલા પરમ વીતરાગ શ્રી સીમંધરસ્વામી નામના તીર્થપતિની સ્તવના કરતાં ગુજરાતી ભાષામાં આ ગાથા ગાયેલી -

''લોકસન્ના થકી લોક બહુ બાઉલો,રાઉલો દાસ તે સવિ ઉવેખે;

એક તુજ આણશું જેહ રાતા રહે, તેહને એહ નિજ મિત્ર દેખે.''

(સાડા ત્રણસો ગાથાનું સ્તવન ઢાળ ૧૭ : ગા.૫.)

જે કલ્યાણ મિત્રનો યોગ સાધવાના અર્થી આત્માઓએ પોતાના હૃદયપટ ઉપર કોતરી રાખવા જેવી છે. આ ગાથાનો હૃદયપૂર્વક અભ્યાસ કરવામાં આવે અને એમાં કહ્યા મુજબ લોકસંજ્ઞાનો ત્યાગ કરવાપૂર્વક શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞામાં જ રકત રહેતા આત્માઓની સાથે જ મિત્રતાનો આદર કરવામાં આવે તો જરૂર જીવનમાં કોઇ અજબ પલટો થાય. એ અજબ પલટાના પ્રતાપે જે મિત્રતાનો ઉપયોગ સંસારની સાધનામાં થાય છે તે અટકી જશે અને અનરણ્ય રાજા તથા સહસ્રકિરણ રાજાએ કર્યો તેવો મોક્ષસાધક સદુપયોગ થશે. આ ઉપરથી તમે સમજી શકશો કે સુંદર આત્માઓના પરસ્પરના સંકેત પણ સુંદર જ હોવા જોઇએ.

**અનરણ્ય મહારાજાની પોતાના બાલ પુત્ર સાથે દીક્ષા :**

સુંદર સંકેતના પરિણામે પોતાના મિત્ર સહસ્રકિરણ રાજાએ રાવણ સાથેના યુદ્ધમાં પરાજય પામવાથી વૈરાગ્ય પામીને દીક્ષા ગ્રહણ કરી, એવા સમાચારથી અનરણ્ય મહારાજા કેવી રીતે દીક્ષા ગ્રહણ કરવા તૈયાર થાય છે અને કેવી રીતે દીક્ષાનો સ્વીકાર કરે છે એ વસ્તુ બરાબર જાણવા જેવી છે. જો કે એ વસ્તુ આપણે આ જ રામાયણના બીજા સર્ગમાં જોઇ આવ્યા છીએ છતાં પણ આ સ્થળે એનું કાંઇક સ્મરણ કરાવવાની ખાસ જરૂર છે : એકની એક પુણ્યકથા વારંવાર કરવામાં આવે એથી હાનિ નથી પણ એકાંતે લાભ જ છે : એ જ કારણે પૂર્વધર શ્રી ઉમાસ્વાતિજી વાચક, શ્રી પ્રશમરતિ પ્રકરણમાં ફરમાવે છે કે

**यद्वद्विषघातार्थं, मंत्रपदे न पुनरुक्तदोषोऽस्ति । तद्वद्रागार्तिहरं, पुनरुक्तमदुष्टमर्थपदम् ॥१॥**

**वृत्त्यर्थं कर्म यथा, तदेव लोकः पुनः पुनः कुरुते । एवं विरागवार्ता-हेतुरपि पुनः पुनश्चिन्त्यः ॥२॥**

(પ્રશમરતિ : ગાથા ૧૩-૧૫)

જેમ વિષના ઘાત માટે એકનું એક મંત્રાક્ષરનું પદ પુનઃ પુનઃ બોલવામાં આવે તે છતાં પણ પુનરૂકિતનો દોષ નથી લાગતો, તેમ રાગરૂપ પીડાને હરનાર એકનું એક અર્થપદ પુનઃ પુનઃ કહેવામાં આવે તે છતાં પણ તે દોષરૂપ નથી. તેમ જ જેવી રીતે લોક, આજીવિકા માટે તેનું તે જ કર્મ ફરી ફરીને કર્યા કરે છે, તેવી રીતે વિરાગની વાર્તાનો હેતુ પણ પુનઃ પુનઃ ચિંતવવો એ યોગ્ય છે.

આ ઉપરથી એ વસ્તુ તદ્દન સ્પષ્ટ છે કે ઉપદેશમાં એક વસ્તુ બીજીવાર કહેવી એમાં દોષ નથી : કારણ કે એમાં તો એક જ આશય છે કે શ્રોતા કોઇ પણ પ્રકારે વૈરાગ્ય પામે : એ કારણે શ્રોતા વૈરાગ્ય પામે એ હેતુથી એકની એક વૈરાગ્યજનક વસ્તુ અનેક વાર કહેવામાં કોઇ જાતનો દોષ નથી. વિષનો ઘાત કરવા માટે એકનું એક મંત્રપદ જેમ પુનઃ પુનઃ વારંવાર બોલાય છે, આજીવિકા માટે એકનું એક જ કાર્ય જેમ લોક પુનઃ પુનઃ આચરે છે અને રોગના નાશ માટે એકનું એક ઔષધ પણ જેમ પુનઃ પુનઃ લેવાય છે, તેમ એકની એક વૈરાગ્યજનક વાર્તા પુનઃ પુનઃ કહેવામાં કશી જ હરકત નથી.

આપણે જાણીએ છીએ કે સહસ્રકિરણ રાજા પોતાના એક હજારના સંખ્યાવાળા અંતઃપુરની સાથે જે નદીમાં જળક્રીડા કરતા હતા, તે જ નદીના કિનારા ઉપર યુદ્ધ માટે નીકળેલા રાવણ શ્રી વીતરાગ પરમાત્માની પૂજા કરવા બિરાજ્યા હતા. સહસ્રકિરણ રાજાની જલક્રીડાથી નદીમાં પૂર ચઢયું અને એ પૂરના પરિણામે રાવણની જિનપૂજા મલિન થઇ; પરિણામે ઉભયની વચમાં પરસ્પર યુદ્ધ થયું.

રાવણ સાથેના એ યુદ્ધમાં અનરણ્ય મહારાજાના મિત્ર સહસ્રકિરણ રાજા રાવણ દ્વારા જીતાયા. જીતાઇ જવાના પરિણામે સહસ્રકિરણ મહારાજાના અંતઃકરણમાં આ અસાર સંસાર ઉપર વૈરાગ્ય જન્મ્યો અને જન્મ પામેલા એ ઉત્કટ વૈરાગ્યના પ્રતાપે, પધારેલા પિતામુનિ પાસે ત્યાં ને ત્યાં જ સહસ્રકિરણ મહારાજાએ દીક્ષાનો સ્વીકાર કર્યો. સહસ્રકિરણ મહારાજા સાથેની મૈત્રીથી અનરણ્ય મહારાજા પણ દીક્ષા લેવા માટે સજ્જ થયા. દીક્ષા લેવા માટે સજ્જ થયેલા અનરણ્ય મહારાજાએ પોતાના પુત્ર અનંતરથને રાજ્ય લેવાનું કહ્યું; પણ અનંતરથે રાજ્ય લેવાનો ઈન્કાર કરીને પોતાના પિતાશ્રીને કહ્યું કે 'હું તો આપ પૂજ્યની સાથે દીક્ષા લેવાને જ ઈચ્છું છું.' આ કારણથી અનરણ્ય મહારાજાએ પોતાના લઘુપુત્ર દશરથ કે જેની ઉમ્મર તે સમયે માત્ર એક મહિનાની જ હતી, તેના ઉપર રાજ્યલક્ષ્મીને સ્થાપન કરીને, એટલે કે એક મહિનાના બાળકને રાજ્યગાદી ઉપર સ્થાપન કરીને પોતાના મોટા પુત્ર અનંતરથની સાથે દીક્ષાનો સ્વીકાર કર્યો.

વિચારો કે ઉત્કટ વૈરાગ્યવાન્ આત્માઓની દશા સંસાર ઉપર કેવા પ્રકારની હોય છે ? સંસારની વ્યવસ્થા વગેરેમાં તેવા પુણ્યાત્માઓ એવા રકત નથી જ બનતા, કે જેના પરિણામે પોતાની આત્મસાધનાનું કાર્ય વિઘ્નમાં પડી જાય. પોતાનું આત્મસાધનાનું કાર્ય વિઘ્નમાં પડી ન જાય એની કાળજી જો ન હોત તો અનરણ્ય મહારાજા, એક મહિનાની જ ઉમ્મરના પુત્રને રાજ્યગાદી ઉપર સ્થાપન કરીને ન જ ચાલી નીકળત. ખરેખર ઉત્કટ વૈરાગ્યને પામેલા પુણ્યાત્માઓની દશા કલ્યાણના અર્થી આત્માઓએ ખૂબ ખૂબ વિચારવા જેવી હોય છે અને યથાશકિત અનુકરણીય પણ હોય છે જ.

**અનરણ્ય રાજર્ષિનું મોક્ષગમન :**

અનરણ્ય મહારાજા, મહારાજા મટી મિત્રરાજાની દીક્ષાના સમાચારની સાથે જ રાજર્ષિ બન્યા. એક વિશાલ રાજ્યઋદ્ધિનો એક ક્ષણમાં ત્યાગ કરનારા મહારાજાઓ, રાજર્ષિ બન્યા પછી પોતે એક મોટા રાજા હતા એ વાતને સ્મરણમાં પણ નથી આવવા દેતા અને એવી દશાના પ્રતાપે તેઓ એવા પ્રકારના આરાધક બને છે કે હરકોઇ આરાધક આત્મા માટે આદર્શરૂપ નીવડે. એવી આદર્શરૂપ આરાધનાના પ્રતાપે એ પુણ્યાત્માઓ ઘણા જ અલ્પ સમયમાં દુર્લભ મનુષ્ય જીવનના સાધ્યને સાધી લે છે અને સાધ્યની સિદ્ધિ ન થાય ત્યાં સુધી તેની સાધનામાં સદાય સુસજ્જ રહે છે. આ વસ્તુ આ બન્નેય પિતા-પુત્ર મુનિની જીવનચર્યામાંથી આપણને મળી શકે છે. દીક્ષિત થયા પછી એ પિતામુનિએ શું કર્યું અને પુત્રમુનિ શું કરે છે, એનું વર્ણન કરતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા વર્ણવે છે કે :

અનરણ્ય નામના રાજર્ષિ મહામુનિ મોક્ષે પધાર્યા અને તીવ્ર તપશ્ચર્યાને તપતા અનંતરથ નામના મહામુનિ પૃથ્વી ઉપર વિહરવા લાગ્યા. આ ઉપરથી સમજી શકાશે કે પિતામુનિ એટલે અનરણ્ય નામના રાજર્ષિ મહામુનિ શ્રમણધર્મની ઉત્કટ આરાધના કરીને આયુઃક્ષયે સિદ્ધિપદે સીધાવી ગયા અને પુત્રમુનિ એટલે અનંતરથ નામના મહામુનિ પોતે રાજપુત્ર છે માટે તપશ્ચર્યા વગેરે કેમ થઇ શકે એવી જાતના વિચારને વશ થયા વિના ઉત્કટ આરાધનાના રસીઆ બનીને ઘોર તપશ્ચર્યાને તપવાપૂર્વક ઉગ્ર વિહાર કરવા લાગ્યાં.

[ ૨૫ ]

**અનુપમ રાજ્યદશા કેવી હોય ?**

આપણે જોઇ ગયા કે અનરણ્ય મહારાજાએ પોતાનો લઘુ પુત્ર દશરથ, માત્ર એક મહિનાની ઉંમરનો હોવા છતાં પણ તેના ઉપર રાજ્યનો ભાર મૂકીને પોતાના મોટા પુત્ર અનંતરથ સાથે દીક્ષા અંગીકાર કરી અને અંગીકાર કરેલી દીક્ષાનું સંપૂર્ણ આરાધન કરીને અલ્પ સમયમાં જ સિદ્ધિપદને સાધી લીધું.

માત્ર એક જ માસની ઉંમરથી મહારાજા બનેલા દશરથ, રાજ્યનું પાલન સુંદરમાં સુંદર રીતે કરવા સાથે ધર્મની આરાધના પણ અપ્રમત્તપણે કરતા. મહારાજા દશરથ કેવી રીતે વૃદ્ધિ પામ્યા, કેવા નામાંકિત બન્યા, કેવા પ્રજાપાલક થયા, કેવા પ્રજાપ્રિય નીવડયા અને કેવા ધર્મના ધારક થયા એ સઘળીય વસ્તુનું વર્ણન કરતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા વર્ણવે છે કે,

રાજ્યને ધરનારા અને ક્ષીરકણ્ઠ એટલે દુધ પિતા એવા પણ દશરથ રાજા ક્રમે ક્રમે પરાક્રમે કરીને જ વયથી વધવા લાગ્યા. પુણ્યશાલિ આત્માઓને પરાક્રમની શોધ માટે નથી જ નીકળવું પડતું. પરાક્રમની શોધ માટે તેઓને જ નીકળવું પડે છે કે જેઓ પાપ કરીને આવ્યા હોય છે. વિક્રમે કરીને જ વયથી વૃદ્ધિને પામેલા દશરથ મહારાજા નક્ષત્રોમાં જેમ ચંદ્રમા શોભે, ગ્રહોમાં જેમ સૂર્ય શોભે અને પર્વતોમાં જેમ સુમેરૂ શોભે તેમ રાજાઓમાં શોભવા લાગ્યા. આવા નામાંકિત દશરથ મહારાજા જેવા સ્વામીની હયાતિમાં, તેમના સ્વામીપણાની સુરમ્ય છાયામાં રહેતા લોકને પરચક્ર આદિથી સંભવિત ઉપદ્રવ આકાશ-પુષ્પની માફક અદૃષ્ટપૂર્વજ હતોઃ અર્થાત્ દશરથ મહારાજાથી શાસન કરાતી રાજધાનીમાં વસતા લોકોને આકાશ પુષ્પનું દર્શન જેટલું અશકય હતું, તેટલું જ અશકય પરચક્ર આદિથી ઉત્પન્ન થતા ઉપદ્રવોનું દર્શન હતુંઃ આકાશપુષ્પની હયાતિ વિશ્વમાં નથી હોતી તેમ પરચક્ર આદિથી ઉત્પન્ન થતો ઉપદ્રવ દશરથ મહારાજાની રાજધાનીમાં ન હતો, એટલે દશરથ મહારાજાની રાજધાનીમાં વસતી પ્રજા નિરૂપદ્રવપણે પોતાનું ઇષ્ટ સાધી શકતી હતી. તેમજ વિશ્વમાં મદ્યાંગ આદિ દશ પ્રકારના કલ્પવૃક્ષો છે, જ્યારે દશરથ મહારાજા અગીયારમા કલ્પવૃક્ષ હતા, કારણે કે તે ઉદાર હૃદયી મહારાજા અર્થીઓને ધન અને આભરણ આદિ ઇચ્છા મુજબ અર્પણ કરતા હતાઃ અર્થાત્ કલ્પવૃક્ષોની પાસે અર્થી જેમ માગ્યું મેળવી શકતા હતા, તેમ દશરથ મહારાજાની પાસે પણ અર્થીઓ માગ્યું મેળવી શકતા હતા. વિશેષમાં દશરથ મહારાજાને જેમ સામ્રાજય પોતાના વંશની પરંપરાથી જ પ્રાપ્ત થયું હતું, તેમ દોષરહિત શ્રી અરિહંત પરમાત્માઓએ પ્રરૂપેલો ધર્મ પણ પોતાના વંશની પરંપરાથી જ પ્રાપ્ત થયો હતો : પોતાની વંશપરંપરાથી પ્રાપ્ત થયેલ સામ્રાજ્યને જેમ તેઓ અપ્રમત્તપણે ધારણ કરતા હતા, તેમ પોતાની વંશપરંપરાથી પ્રાપ્ત થયેલ અને દોષરહિત એવા અરિહંતપરમાત્માએ પ્રરૂપેલા ધર્મને પણ અપ્રમત્તોમાં શિરોમણિ એવા તે દશરથ મહારાજા સદાય ધારણ કરતા હતા.

આ વર્ણન ઉપરથી સહજમાં સમજી શકાશે કે દશરથ મહારાજા, રાજ્ય અને ધર્મ એ ઉભયનું પાલન સારામાં સારી રીતે કરતા. રાજ્યસુખમાં મગ્ન બનીને દશરથ મહારાજા પોતાની ફરજને સહજ પણ ચૂકયા ન હતા, એ જ આ વર્ણનનો ધ્વનિ છે. રાજ્યસુખના ઉપભોગમાં પડીને રાજાઓ પોતાના ધર્મને અને પ્રજા પ્રત્યેના ધર્મને મોટે ભાગે વિસરી જાય છે, તેવું દશરથ મહારાજાએ પોતાના પૂર્વજોની નીતિરીતિને અનુસરીને બનવા દીધું ન હતું.

રાજાઓની રાજધર્મ એ જ છે કે રાજ્યના માલિક બનવા છતાં પણ પોતાની પ્રજાનું હિત સાચવવા સાથે પોતાનું આત્મહિત પણ કદી જ ન ચૂકવું. આવા અનુપમ રાજધર્મનું અખંડિત પાલન કરનારા પુણ્યશાળી રાજા મહારાજાઓ પોતાનું અને પ્રજાનું એમ ઉભયનું શ્રેય સાધી શકે છે. આવા રાજાઓનું હૃદય સદાય સંસારત્યાગની ભાવનાથી જ ભરેલું હોય છે. આવા રાજાઓ જીવનભર રાજા તરીકે પ્રાયઃ કદી જ નથી બની રહેતા. ઘોર અવિરતિના ઉદયથી કદાચ એવા રાજાઓને સંસારમાં રહેવું પડે એ વાત જુદી છે, પણ હૃદયપૂર્વક એવા રાજાઓ સમગ્ર જીવન પ્રાયઃ કદી જ રાજ્યાવસ્થામાં પસાર નથી કરતાં. એવા રાજાઓની રાજદશા પણ અનુપમ હોય છે; રાજદશામાં રહેલા પણ એવા રાજાઓ ત્રાસરૂપ નથી નીવડતા. એવા રાજાઓ મોટે ભાગે

ધર્મપ્રચારનું જ કાર્ય કરનારા હોય છે. એવા રાજાઓની રાજસત્તા ધર્મનાશક નથી નીવડતી, એટલું જ નહિ પણ ધર્મની પોષક અને પ્રચારક નીવડે છે. એવા રાજાઓ રાજસત્તાના મદે નથી ચઢતા, એટલે સ્વયં ધર્મરક્ત બનવા સાથે પ્રજાને પણ ધર્મમાર્ગના મુસાફર બનાવે છે.

**રાજાઓએ નામાંકિત બનવા કેવા બનવું જોઇએ ?**

દશરથ મહારાજા કેવા નામાંકિત થયા હતા ? એ તો આપણે આ વર્ણન ઉપરથી જાણી શકયા. દશરથ મહારાજાની નામાંકિતતા વર્ણવતાં તેમને ચંદ્રમાં, સૂર્ય અને સુમેરૂની ઉપમા આપવામાં આવી, એટલે કે અન્ય રાજાઓ જ્યારે નક્ષત્રો જેવા હતા ત્યારે દશરથ મહારાજા ચંદ્ર જેવા હતા, અન્ય રાજાઓ જ્યારે ગ્રહો જેવા હતા ત્યારે દશરથ મહારાજા સૂર્ય જેવા હતા, અને અન્ય રાજાઓ જ્યારે પર્વત જેવા હતા ત્યારે દશરથ મહારાજા સુમેરૂ જેવા હતા. ચંદ્ર જેવા બનવા માટે ઉત્તમ આત્માઓએ આહ્લાદક બનવું જોઇએ. સૂર્ય જેવા બનવા માટે અધમ આત્માઓ પ્રત્યે પ્રચંડ બનવું જોઇએ, અને સુમેરૂ જેવા બનવા માટે સ્વ અને પર, શત્રુ અને મિત્ર વગેરે પ્રત્યે સમ વર્તનવાળા બનવું જોઇએ. જે રાજાઓ ઉત્તમ આત્માઓ પ્રત્યે આહ્લાદક નથી બની શકતા, અધમ પ્રત્યે પ્રચંડ નથી બની શકતા અને સ્વપર આદિ પ્રત્યે સમાનપણે નથી વર્તી શકતા, તે રાજાઓ કદી જ ચંદ્ર આદિની ઉપમાઓ નથી પામી શકતા.

માટે જ સાચી નામાંકિતતાના અર્થી રાજાઓએ (૧) ઉત્તમ આત્માઓ પ્રત્યે આહ્લાદક બનવા માટે સ્વયં અહિંસા આદિ ઉત્તમ ધર્મના ઉપાસક, પોષક અને પ્રચારક બનવું જોઇએ. (૨) અધમ આત્માઓ પ્રત્યે પ્રચંડ બનવા માટે સ્વયં હિંસા આદિ અધમ પ્રવૃત્તિના કટ્ટર વૈરી બનીને તેના ઉચ્છેદ માટે સદાય પ્રવૃત્તિશીલ રહેવું જોઇએ. અને (૩) સુમેરૂની માફક શોભાન્વિત થવા માટે સ્વપરના પક્ષપાત વિના પૂરેપરા પ્રમાણિક બનવું જોઇએ.

આ ત્રણે ઉપાયો એવા અનુપમ છે કે એનું સેવન કરનાર રાજાઓ વિના પ્રયત્ને પોતાની પ્રજામાં નામાંકિત બનવા સાથે અન્યત્ર પણ નામાંકિત થાય છે, અને એવા રાજાઓનાં નામો શ્રી વીતરાગ પરમાત્માના શાસનમાં પણ સુવર્ણાક્ષરે આલેખાય છે.

**અનુપમ રાજનીતિને ધરનારા રાજાઓ :**

આવા પુણ્યનામધેય મહારાજાઓ સ્વયં લોભથી રહિત હોવાના કારણે કોઇની પણ સાથે રાજ્યલિપ્સાથી યુદ્ધમાં ઉતરતા નથી અને એથી એવા અનુપમ રાજનીતિને ધરનારા રાજાઓનો પ્રતાપ જ એવો હોય છે કે પ્રતાપના તાપથી જ એવા રાજાઓની પ્રજાને પરચક્ર એટલે કે પ્રતિપક્ષી રાજાઓના હુમલા આદિથી ઉત્પન્ન થતા ઉપદ્રવોનું દર્શન નથી કરવું પડતું. જે રાજાઓ રાજ્યલિપ્સાથી પર હોય છે તેવા રાજાઓના દુશ્મન પ્રાયઃ હોતા નથી. આવા રાજાઓમાં અનાયાસે જ પ્રજાપાલકતાદિ ગુણોનો આવિર્ભાવ થઈ જાય છે. પ્રજાપાલક રાજા અર્થીઓ પ્રત્યે ઉદાર હોય એમાં કશું જ આશ્ચર્ય નથી અને એ જ કારણે અનેક રાજગુણોના પ્રતાપે પ્રજાપાલક આદિ ગુણોથી સુવિશિષ્ટ બનેલા દશરથ મહારાજાની ઉદારતાનું વર્ણન કરતાં કલિકાલસર્વજ્ઞ ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ એ મહારાજાની સાચી એટલે અર્થસંપન્ન ઉપમાનું સ્મરણ કરાવતાં તે મહારાજાને અગીઆરમાં કલ્પતરૂ તરીકે ઓળખાવ્યા. મદ્યાંગ આદિ દશે પ્રકારના કલ્પતરૂઓ, મદ્ય આદિ પોતાના નિયત પદાર્થોને આપવા સાથે અનિયત પદાર્થોનું પણ અર્થીઓને પ્રદાન કરે છે, તેમ દશરથ મહારાજા પણ અર્થીઓને ઇચ્છા મુજબ વિત્ત અને આભરણ આદિનું દાન આપતા હતા.

આવા મહારાજાઓ પ્રજાપ્રિય હોય એમાં શું આશ્ચર્ય છે ? આવા રાજાઓની છત્રછાયામાં આનંદપૂર્વક રહેતી પ્રજા અન્યાય આદિથી દૂર રહેવા સાથે સાચી ઉદારતાની ઉપાસક પણ કેમ ન હોય ? અને આવી પ્રજાના માલીક પોતાના મોક્ષપ્રાપક ધર્મનું અખંડિત આરાધન કરી શકે એ કંઈ કઠીન નથી. આથી સ્પષ્ટ છે કે સૌ જો પોતપોતાની ફરજ સમજે અને શકિત મુજબ પોતાની ફરજ અદા કરે તો દુનિયામાં ઉત્પન્ન થતાં અનેક પ્રકારના ઉપદ્રવો આપોઆપ જ શમી જાય. પણ ભાગ્યહીન બહુલસંસારી આત્માઓ માટે એવી દશા અને એવી સામગ્રી પ્રાયઃ અપ્રાપ્ય જ હોય છે.

**આર્યરમણીઓને માથે અલંકાર :**

ઉમ્મરલાયક થયેલા દશરથ મહારાજાએ ત્રણ પવિત્ર કન્યાઓ સાથે પાણિગ્રહણ કર્યું. જે રાજકન્યાઓ સાથે પાણિગ્રહણ કર્યું તે રાજકન્યાઓ કોણ અને કેવી હતી, એ વગેરેનું વર્ણન કરતાં કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે,

''એક તો દશરથ રાજા યુદ્ધમાં જેમ જયલક્ષ્મીને પરણે, તેમ અપરાજિતા નામની પવિત્ર રાજકન્યાને પરણ્યા. તે રાજકન્યા દભ્રસ્થલ પુરના સ્વામી સુકોશલ નામના મહીપતિની કન્યા હતી, અમૃતપ્રભા નામની સુકોશલ રાજાની પત્નીની કુક્ષીથી ઉત્પન્ન થયેલી હતી અને સુંદર રૂપ તથા લાવણ્યથી સુશોભિત હતી. અર્થાત્ પ્રથમ દશરથ મહારાજા જે રાજકન્યા સાથે પરણ્યા તે રાજકન્યાનું નામ અપરાજિતા હતું. તેનું નગર દભ્રસ્થલ હતું, તેના પિતા દભ્રસ્થલના સ્વામી સુકોશલ નામના નરપતિ હતા, તેની માતા અમૃતપ્રભા નામની હતી અને તે સુંદર રૂપ અને લાવણ્યથી સુંદર હતી. અને બીજી કૈકેયી અપર નામ સુમિત્રા નામની રાજકન્યા સાથે દશરથ મહારાજા ચંદ્ર જેમ રોહિણી સાથે પરણે તેમ પરણ્યા. એ રાજકન્યાનું પ્રથમ નામ કૈકેયી હતું અને તે મિત્રા નામની માતાની દીકરી હોવાની સાથે સુશીલા હોવાથી તેનું બીજું નામ સુમિત્રા હતું. તેનું નગર કમલસંકુલ નામનું હતું, તેના પિતાનું નામ સુબન્ધુતિલક હતું અને તેની માતાનું નામ મિત્રાદેવી હતું. તથા ત્રીજી સુપ્રભા નામની અન્ય પણ અનિંદિત રાજપુત્રી સાથે દશરથ મહારાજાએ પાણીગ્રહણ કર્યું. તે રાજપુત્રી પણ પવિત્ર લાવણ્ય અને સૌંદર્યે કરીને શ્રેષ્ઠ અંગોને ધારણ કરવાવાળી હતી.

આર્યરમણીઓનો સાચો અલંકાર શીલ ગણ્યા છે. એ અલંકાર વિનાની રમણી રમણીય હોવા છતાં અને અન્ય અલંકારોથી અલંકૃત હોવા છતાં પણ અરમણીય અને અદર્શનીય જ ગણાય છે. એવી રમણીઓ એ આર્યદેશનું ભૂષણ નથી પણ કલંક છે. એટલે કોઇ પણ રાજકન્યા કે રાજરમણી શીલથી અલંકૃત હોવી જ જોઇએ.

અને એ મુજબ દશરથ મહારાજા જે ત્રણ રાજકન્યાઓ સાથે પરણ્યા તે રાજકન્યાઓ શીલરૂપ અનુપમ અલંકારથી અલંકૃત હતી, એ વસ્તુ એ ત્રણેના વર્ણનમાં રહેલાં **''पवित्राम्, सुशीलाम्, अनिंदिताम्''** આ ત્રણ વિશેષણોથી ધ્વનિત થાય છે.

આર્યકન્યા અને આર્યરમણી માટે વાપરવામાં આવતાં આવાં વિશેષણો સ્ત્રીની જાતિને તેવી બનવાની સુંદર અને હિતકર ચેતવણી આપે છે. જે સ્ત્રીવર્ગને પ્રતિદિન એવાં સુંદર વિશેષણોવાળી સ્ત્રીઓને સંભાળવાનું અને સાંભળવાનું મળ્યું છે, તે સ્ત્રીવર્ગના સદ્ભાગ્યની કોઈ અવધિ જ નથી. એવો સ્ત્રીવર્ગ આદર્શ નીવડવો જ જોઇએ.

**વિષયસુખના ભોગવટામાં સુંદર મર્યાદાશીલતા :**

આ રીતે દશરથ મહારાજા એક સુંદર સામ્રાજ્યના અને આવા સુંદર રમણીરત્નોના સ્વામી છતાં પણ વિષયસુખના ભોગવટામાં કેવા મર્યાદાશીલ હતા ? એનો ખ્યાલ આપતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન

શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે, ભૂમિને ભોગવનારાઓમાં શ્રેષ્ઠ અને તેમ છતાં પણ વિવેકીઓમાં શિરોમણિ સમા દશરથ મહારાજા તે ત્રણેય રમણીઓ સાથે વિષય સંબંધી સુખને એવી રીતે ભોગવતા હતા કે જેનો ભોગવટો કરતાં ધર્મ અને અર્થને બાધા ન પહોંચે.

આથી સમજી શકાશે કે ભોગનો ત્યાગ ન જ કરી શકાય અને ભોગોને ભોગવવા જ પડે, તો ભોગોના ભોક્તાએ ધર્મ અને અર્થને બાધ ન જ થવા દેવો જોઇએ. જે આત્માઓ ભોગાસક્ત બનીને અર્થના ઉડાઉ ધર્મના ઘાતક બને છે તે આત્માઓ સભ્ય દુનિયામાં પણ ફીટકારને પાત્ર બને છે. વિવેકી આત્માઓ માટે ભોગોનો ત્યાગ એ જ સર્વશ્રેષ્ઠ વસ્તુ છે, છતાં પણ જો કર્મની પરાધીનતા આદિના કારણે ભોગોનો ત્યાગ ન જ બની શકે તો મર્યાદાશીલ તો અવશ્ય બનવું જ જોઇએ. મર્યાદાહીન ભોગીઓ પ્રભુશાસનમાં નિર્વિવેકી ગણાય છે અને એવા નિર્વિવેકી આત્માઓ પ્રાયઃ ધર્મને પામવા માટે પણ અનધિકારી ગણાય છે. ભોગોના ભોગવટામાં અર્થ અને કામને બાધ નહિ લગાડવારૂપ મર્યાદાશીલતા એ ધર્મના અધિકારીપણાના ગુણો પૈકીનો એક ગુણ છે. એ ગુણ પ્રત્યેક ધર્મના અર્થીએ અવશ્ય આદરવો જોઇએ.

## [ ૨૬ ]

### ત્રણ ખંડના ભારતના સ્વામી રાવણનો પ્રશ્ન :

દિગ્વિજયી બનેલા રાવણ ત્રણ ખંડના સામ્રાજ્યને ભોગવી રહ્યા છે એ વસ્તુ તો આપણે જાણીએ જ છીએ. ભરતક્ષેત્ર છ ખંડમાં વહેંચાયેલો છે. તેના અર્ધા ભાગને એટલે ત્રણ ખંડને ભોગવી રહેલા રાવણ પોતાને એક મોટામાં મોટા મહારાજા તરીકે માને છે, પણ તે એક સમ્યગ્દૃષ્ટિ મહારાજા છે એ વાતને કદિ પણ ન ભૂલતા. સમ્યગ્દૃષ્ટિ આત્મા તીવ્ર મોહને આધીન ન થાય ત્યાં સુધી ગમે તેવી દશામાં પણ તેના અંતઃકરણની અંદર વિવેકરૂપી દીપક સળગતો જ રહે છે; એના પ્રતાપે આત્માની દરેક પ્રવૃત્તિમાં સાચી વસ્તુસ્થિતિનું દર્શન થયા વિના રહેતું જ નથી. એ જ હેતુથી કોઇ એક દિવસે સભામાં રહેલા રાવણ મહારાજા એક નૈમિત્તિકોમાં શિરોમણી સમા નૈમિત્તિકને પોતાના મૃત્યુને લગતો પ્રશ્ન કરે છે. તેમાં પણ વાસ્તવિક સુખના અર્થી માટે અહર્નિશ યાદ રાખવા જેવી એક વાત રાવણમહારાજાના મુખેથી નીકળે છે. એ અહર્નિશ યાદ રાખવા જેવી વાત કઇ છે ? એ આપણે રાવણમહારાજાનો સ્વમુખે થયેલો પ્રશ્ન સાંભળીશું એટલે આપોઆપ જ સમજાઇ જશે.

રાવણ મહારાજાએ એક સર્વશ્રેષ્ઠ નૈમિત્તિક પ્રત્યે ભરસભામાં પોતાના શ્રીમુખે પૂછયું કે 'અમરો પણ નામના જ અમરો છે પણ પરમાથી અમર નથી, કારણ કે સંસારવર્તિ સર્વ કોઇનું મૃત્યુ અવશ્યંભાવિ છે, તે કારણથી એ વાતનો તો મને નિશ્ચય જ છે કે મરણ સૌ કોઇનું થાય છે તેમ મારૂં પણ મરણ થવાનું જ છે. એ પણ હું એ જાણવા ઈચ્છુ છું કે મારૂં મરણ પોતાના જ પરિણામે થવાનું છે કે કોઇ અન્યના હસ્તે થવાનું છે ? માટે તે વાત મને શંકારહિતપણે કહો, કારણ કે જે જે આપ્ત પુરૂષો હોય છે તે તે અવશ્ય કરીને સ્પષ્ટ ભાષણ કરનારા હોય છે.'

આ પ્રશ્નમાં રહેલી ધીરતા અને વસ્તુસ્થિતિનો નિશ્ચય બરાબર જોઇ શકાય છે. પ્રશ્ન કરવામાં રાવણ મહારાજાનો હેતુ માત્ર પોતાનું મરણ પોતાના પરિણામે થવાનું છે કે પરથી થવાનું છે. એટલું જ જાણવાનો છે અને એજ હેતુથી રાવણ મહારાજા એ જાણવા માટે પ્રશ્ન કરતાં સ્પષ્ટતાથી અને નિશ્ચળતા પૂર્વક કહે છે કે ''મરણ એ સંસારવર્તી સર્વ પ્રાણી માટે અવશ્યંભાવિ વસ્તુ છે. દેવો અમર તરીકે ઓળખાય છે પણ તે વાસ્તવિક રીતે અમર નથી, કારણ કે તેઓનું મરણ પણ નિશ્ચિત જ છે. એટલે મરણ એ કોઇ અસંભવિત

અગર નવી વસ્તુ નથી પણ અવશ્ય બનનારી અને સૌ જાણી શકે તેવી વસ્તુ છે એટલે તેનો મને ડર નથી, પણ મારે તો માત્ર એટલું જ જાણવું છે કે મારૂં મરણ સ્વયં જ થવાનું છે કે કોઇના યોગે થવાનું છે ?''

રાવણમહારાજાના પ્રશ્નોનો ઉત્તર આપતાં સ્પષ્ટભાષી નૈમિત્તિકોએ પણ સ્પષ્ટપણે કહ્યું કે 'હે મહારાજા ! ભવિષ્યકાલમાં થનારી જનકરાજાની પુત્રી સીતાજીને કારણે ભવિષ્યકાલમાં થનાર દશરથમહારાજાના પુત્રથી આપનું મૃત્યુ થશે.

**બિભીષણનું મોહાધીનતાના પ્રતાપે મિથ્યા ભાષણ :**

સત્યવક્તા અને સર્વશ્રેષ્ઠ એવા નૈમિત્તિકના સ્પષ્ટ કથનને સાંભળતાની સાથે જ રાવણમહારાજાના લઘુભ્રાતા બિભીષણ એકદમ ચોંકયા અને નૈમિત્તિકશિરોમણિનું વચન સદા સત્ય જ નીવડે છે એમ જાણવા છતાં પણ તે બોલ્યા કે, 'જો કે આ નૈમિત્તિકશિરોરત્નનું વચન સદાય સત્ય જ હોય છે તો પણ હું એકદમ આ વચનને અસત્ય બનાવવા માટે અનર્થરૂપ તે કન્યા અને પુત્રના બીજરૂપ જનકને અને દશરથને હું હણી નાખીશ, માટે હે વડિલ બંધુ ! આપનું કલ્યાણ હો. બીજરૂપ જનકરાજા અને દશરથરાજાનો નાશ કરવાથી, તે બેથી સીતા રૂપ કન્યા અને પુત્ર રૂપ રામની ઉત્પત્તિનો જ નિષેધ થઇ જવાનો એટલે કે સીતા અને રામની ઉત્પત્તિ નહિ જ થવાની; એ કારણે આપોઆપ નૈમિત્તિકનું સાચું પણ કથન મિથ્યારૂપ જ થઇ જશે.'

ભાગ્યવાનો ! વિચારો કે મોહાધીનતા એ કેવી અને કેટલી ભંયકર વસ્તુ છે ? મોહાધીનતાના પ્રતાપે બિભીષણ એટલું પણ નથી વિચારી શકતા કે નૈમિત્તિકનું કથન અસત્ય કઇ રીતે બની શકે ? પણ મોહાધીન આત્માઓને એવા સદ્‌વિચારો આવે પણ શાના ? સદ્‌વિચારો આવે તો મિથ્યા ભાષણ કરતા પૂર્વે સદ્‌વિચારશીલ આત્મા અવશ્ય રોકાય અને કારમો પ્રલાપ કરવા પૂર્વે ખૂબ ગંભીરતા પૂર્વક વસ્તુતત્ત્વનો વિચાર કરે. વસ્તુતત્ત્વનો વિચાર આત્માને અન્યના નાશ તરફ કદીજ નથી ઘસી જવા દેતો પણ યોજે તો પ્રામાણિક પ્રયત્નોમાં જ યોજે છે. પ્રામાણિક પ્રયત્ન અશુભ કર્મના ઉદય આગળ કદાચ સફળ ન થાય એ બને, પણ આત્મા એ પ્રયત્નના પરિણામે નવીન અશુભ કર્મના બંધથી તો અવશ્ય બચી જાય છે.

પણ મોહાધીનતા એ આત્માને તેવો પ્રયત્ન કરવા જોગો ધીર રહેવા દેતી જ નથી અને તદ્દન ભાનભૂલો જ બનાવી દે છે. એ ભાનભૂલી દશાના પરિણામે બિભીષણ નિરપરાધી એવા બન્નેય ઉત્તમ રાજાઓના નાશ કરવાની ભાવના ભરસભામાં સ્પષ્ટપણે વ્યકત કરે છે, અને એ વાતથી વિચારશીલ રાવણમહારાજા પણ પોતાના પ્રિય જીવનની રક્ષા માટે : જનક મહારાજા અને દશરથ મહારાજા જેવા પુણ્યશાલી મહારાજાઓના પ્રિયજીવનનો નાશ કરવાની વાતમાં અનુમતિ આપે છે. પોતાના વડિલબંધુની અનુમતિ પામીને બિભીષણ રાજ્યસભામાંથી ઉઠીને પોતાના આવાસે ગયા.

[ ૨૭ ]

**પુણ્યશાળી નારદજીની હાજરી :**

પણ વિધિવશાત્ આ બનાવ જે સમયે રાવણ મહારાજાની રાજસભામાં બન્યો, તે સમયે નારદજીની હાજરી રાવણમહારાજાની રાજસભામાં જ હતી. નારદજી એટલે પ્રભુશાસનના પરમ શ્રદ્ધાળુ અને શુદ્ધ શીલસંપન્ન તથા આકાશગામિની વિદ્યાના બળે તીર્થયાત્રાદિ પવિત્ર હેતુઓથી સદાય ઇચ્છા મુજબ પર્યટન કરનારો એક ઉત્તમ આત્મા.

એવા ઉત્તમ આત્મા પોતાના સાચા સાધર્મિકભાઇઓ ઉપર નિષ્કારણ આપત્તિ આવી પડવાની છે. એમ જાણ્યા પછી કેમ જ સ્થિર બેસી શકે ? સાચો ધર્મી ધર્મી ઉપરની આપત્તિને ટાળવાના ઉચિત પ્રયત્નો કર્યા વિના રહે

જ નહિ. સાચા ધર્મીથી ધર્મી ઉપરની આપત્તિઓ ટાળવાના પ્રયત્નો કર્યા વિના રહી શકાય જ નહિ. સાચા ધર્મી સાચા ધર્મી માટે પોતાનું જીવન આપવા માટે પણ આતુર જ હોય, ધર્મની કે ધર્મીની ગ્લાનિ તેનાથી જોઇ શકાય જ નહિ. એવે સમયે મૌન કે મધ્યસ્થ રહેવા કરતાં એને મરણ વધુ પસંદ પડે. ધર્મ કે ધર્મીની ગ્લાનિને પ્રસન્ન હૃદયે જોઇ રહેનારો આત્મા ધર્મી જ નથી. ધર્મ અને ધર્મીની ગ્લાનિ થઇ રહી છે એમ જાણવા છતાં પણ જે પ્રસન્નચિત્ત રહી શકે છે અને નિર્ઘૃણપણે હસ્યા કરે છે, તે ખરેજ એક ભયંકર રીતે ધર્મ અને ધર્મીના નાશની જ કારવાઇ કરનાર છે, એમાં શંકાના એક લેશને પણ અવકાશ નથી.

**રાવણ પાસેથી નારદજી દશરથ પાસે :**

નારદજી એવા કરપીણ કે નિર્ઘૃણ ધર્મી ન હતા પણ સાચા ધર્મી હતા, એટલે તેઓએ પોતાના સાધર્મિકો ઉપર કારમી આપત્તિ આવી પડવાની છે એમ સાંભળ્યું કે તરત જ કોઇની પ્રેરણાની પણ રાહ જોયા વિના એવી વાત સાંભળતાંની સાથે જ રાવણની રાજસભામાંથી ઉઠયા અને ત્યાંથી અન્યત્ર કોઇ પણ સ્થાને ગયા વિના સીધા દશરથ મહારાજા પાસે પહોંચ્યા.

દેવર્ષિ નારદજીને પોતાની પાસે દૂરથી આવતા જોઇને દશરથ મહારાજા એકદમ ઉભા થઈ ગયા. ઉભા થઈ ગયેલા દશરથ મહારાજાએ નમસ્કાર કરીને નારદજી નામના દેવર્ષિને ગુરૂની માફક ગૌરવપૂર્વક આસન ઉપર બેસાડયા. સત્કારપૂર્વક પ્રશ્ન કર્યો કે 'આપ કયા સ્થાનથી અત્રે પધાર્યા ?'

દશરથમહારાજાના પ્રશ્નનો ઉત્તર આપતાં નારદજીએ કહ્યું કે 'સીમંધર નામના તીર્થનાથનો નિષ્ક્રમણ મહોત્સવ એટલે દીક્ષામહોત્સવ જોવા માટે હું પૂર્વવિદેહમાં આવેલી પુંડરીકિણી નામની નગરીમાં ગયો હતો. તે નગરીમાં સુરોએ અને અસુરોએ કરેલો તે દીક્ષામહોત્સવને જોઇને હું મેરૂપર્વત ઉપર ગયો હતો. મેરૂપર્વત ઉપર રહેલા શ્રી તીર્થંકર ભગવંતોને વંદન કરીને હું લંકાનગરીમાં ગયો. લંકાનગરીમાં પણ શ્રી શાંતિનાથસ્વામીનું મંદિર છે, તે મંદિરમાં રહેલા શ્રી શાંતિનાથસ્વામી કે જે આ અવસર્પિણીકાળમાં સોળમાં તીર્થપતિ થયા છે, તે તારક તીર્થપતિને નમસ્કાર કરીને હું રાવણના મકાને ગયો. રાવણના મકાને મેં કોઇ પણ નૈમિત્તિક દ્વારા એમ સાંભળ્યું કે જનકની પુત્રી સીતાના અર્થે આપના પુત્રના હસ્તે રાવણનો વધ થશે. તે વાતને સાંભળીને બિભીષણે આપને અને જનકરાજાને હણવાની પ્રતિજ્ઞા કરી છે. આપને અને જનકરાજાને મારવાની પ્રતિજ્ઞા કરનાર તે મહાપરાક્રમી અલ્પ કાળમાં અહીં આવશે; આ સઘળું સારી રીતે જાણીને હું સાધર્મિકપણાની પ્રીતિથી આપને આ બધી વાત કહેવા માટે સંભ્રમપૂર્વક લંકા નગરીથી અહીં આવ્યો છું.

**ઉત્તમ આત્માની પ્રવૃત્તિ અને મનોદશા :**

નારદજીએ પોતાના ઉત્તરમાં જણાવેલી હકીકત ઉપરથી ઉત્તમ આત્માની પ્રવૃત્તિ અને મનોદશા કેવી અને કેટલી સુંદર તથા અનુકરણીય હોય છે ? એ વાત સારી રીતે સમજી શકાય તેમ છે. ઉત્તમ આત્માને મળેલી ઉત્તમ સામગ્રીનો ઉપયોગ પ્રાયઃ પ્રભુમાર્ગની આરાધનામાં જ થાય છે. જ્યારે વિલાસી આત્માઓને મળેલી સારી સામગ્રીનો ઉપયોગ હિતકર પ્રવૃત્તિમાં થવાને બદલે અહિતકર પ્રવૃત્તિમાં થાય છે. યાત્રા માટે પર્યટન કરતા અને યાત્રાર્થે જ લંકા નગરીમાં ગયેલા નારદજીએ પોતાના સાધર્મિકો ઉપર આપત્તિ આવવાની છે, એમ જાણ્યું કે તરત જ સાધર્મિક ઉપરના પ્રેમના યોગે સાધર્મિકોને સાવચેત કરવા દોડી ગયા. ધર્મીનું હૃદય માપવા માટે આ વસ્તુ ઓછી નથી ! ધર્મીનુ હૃદય ધર્મ અને ધર્મીની સેવા માટે સદાય તલસતું હોય છે એની આ સાબિતી છે. કલ્યાણકાંક્ષી આત્માઓએ આવું હૃદય કેળવવાની અતિશય આવશ્યકતા છે. એવી કેળવણીના પ્રતાપે એક પણ વસ્તુ આત્માનું અહિત કરવા માટે સમર્થ નહિ નીવડી શકે. ખરાબ વસ્તુનો સદુપયોગ કરવાનું સામર્થ્ય પણ એ કેળવણીના પ્રતાપે ઘણી જ સહેલાઇથી પ્રાપ્ત થઇ શકે છે. સાચી કેળવણી જ એ છે

કે જેના યોગે હૃદય, ધર્મ અને ધર્મીની સેવા માટે સદાય તલસતું બને. હૃદયને એવું બનાવવા માટે આવાં દૃષ્ટાંતો અતિશય ઉપયોગી છે. હૃદયને ધર્મ અને ધર્મીની સેવા માટે તલસતું બનાવવા માટે આવાં આવાં દૃષ્ટાંતોનો સારામાં સારો અભ્યાસ કરવો જોઇએ.

**નારદજીનું સત્કાર પૂર્વક વિસર્જન :**

ત્યાર બાદ નારદજીએ કહેલા તે સમાચારને સાંભળીને દશરથ મહારાજાએ નારદજીની સારામાં સારી પૂજા કરી અને પૂજાપૂર્વક નારદજીને વિસર્જન કર્યા. દશરથ મહારાજા દ્વારા વિસર્જન કરાયેલા નારદજી એકદમ ત્યાંથી રવાના થયા અને જનકરાજાની નગરીમાં ગયા. તેમની નગરીમાં જઇને નારદજીએ જેવા સમાચાર દશરથમહારાજાને કહ્યા હતા તેવા જ સમાચાર જનક નામના રાજાને પણ કહ્યા.

વિચારો કે હૃદય કેવું સાધર્મિક પ્રત્યેની ભક્તિથી ભરેલું ! અન્યથા આ સમાચાર જનકરાજાને પણ પહોંચાડજો એમ દશરથ રાજાને કહીને ચાલ્યા જવામાં નારદજીને શું હરકત હતી ? કશી જ નહિ, પણ ભક્તિથી ભરેલું હૃદય એ રીતે અન્ય પાસે કાર્ય કરાવીને સંતોષ પામતું જ નથી. ભક્તિથી ભરેલા હૃદયનો એ સ્વભાવ જ છે કે ભક્તિવાળો પોતાના પૂજ્યની ભક્તિનું દરેક કાર્ય તે પોતે જ કરે અને કરાવે. ભક્તિનું કાર્ય કરવામાં ભક્તિથી ભરેલા હૃદયવાલાને કદી જ કંટાળો નથી આવતો, પણ ઉલટો ઉત્સાહ આવે છે. જે સમયે આવા શાસનસેવકો જીવતા હોય તે સમયે શાસન વિશ્વમાં ઝળહળતું હોય એમાં આશ્ચર્ય પણ શું છે ?

**[ ૨૮ ]**

**પુણ્યનો પ્રતાપ કેવું અજબ કાર્ય કરે છે :**

રાવણ મહારાજાનો પ્રશ્ન નૈમિત્તિકનો ઉત્તર; બિભીષણની પ્રતિજ્ઞા અને એ કારમી પ્રતિજ્ઞાના અમલમાં રાવણ મહારાજાની સંપૂર્ણ સંમતિ આ બધી વસ્તુઓ બને એમાં નારદજીની હાજરી એ દશરથ મહારાજાનો પુણ્યપ્રતાપ જ સૂચવે છે. ખરેખર પુણ્યનો પ્રતાપ એ કાર્યને કરનારો છે. વિશ્વની આબાદી એ પુણ્યના પ્રતાપને જ આભારી છે. દુનિયાદારીની આબાદીને ઇચ્છનારાઓએ પણ પાપની પ્રવૃત્તિથી અટકી જવું જોઇએ. પાપની પ્રવૃત્તિથી આબાદી ઇચ્છનારાઓ તો કાલકૂટના ભક્ષણથી જીવવાની આશા રાખનારા છે. પુણ્યનો પ્રતાપ વિનાપ્રયત્ને આપત્તિથી બચવાનાં સાધનો ઉભાં કરે છે. એ વસ્તુનો સાક્ષાત્કાર આપણને રાવણની રાજસભામાં નારદજીની હાજરી કરાવે છે. વિચારકને એમ જ લાગે કે આવા સમયે રાવણની રાજસભામાં નારદજીની હાજરી રાખનાર દશરથ અને જનકનો પુણ્યપ્રતાપ જ હોવો જોઇએ. આ ઉપરથી એમ પણ સમજી શકાય તેમ છે કે પુણ્યવાન્ આત્માઓનો નાશ કરવા ઇચ્છનારાઓ વિના કારણ પોતાના નાશનીજ તૈયારી કરનારા છે, કારણ કે તેઓની ઇચ્છા ફળતી નથી અને પાપનો બંધ અવશ્ય થાય છે. સામાનું બૂરૂં કરવા ઇચ્છનારાઓ જો સામાનું પુણ્ય જાગતું હોય તો કદી જ બૂરૂં કરી શકતા નથી પણ એ બૂરી ભાવનાના યોગે પાપકર્મ તો જરૂર બાંધે જ છે. કોઇના પણ પુણ્યપ્રતાપની સામે કરડી દૃષ્ટિએ જોનારા ફોગટ જ પોતાની દૃષ્ટિને મલિન કરે છે. પુણ્યશાલીઓના પુણ્યપ્રતાપને નહિ સહી શકનારા નિરર્થક જ હૃદયમાં બળ્યા કરે છે અને પોતાને મળેલી સારી સામગ્રીઓનો પણ સદુપયોગ નહિ કરતાં કારમો દુરૂપયોગ કરે છે, એ બિચારાઓ એટલું બધું કરે છે તે છતાં પણ સામાનો પુણ્યપ્રતાપ જ તેઓને કોઇપણ રીતે ફાવવા દેતો નથી; એટલું જ નહિ પણ ભયંકર નિષ્ફળતા સમર્પે છે. એ વસ્તુ પણ આપણે નારદજીની પ્રવૃત્તિથી જોઇ શકીએ છીએ, કારણ કે પોતાની પ્રતિજ્ઞાને સફળ કરવા માટે બિભીષણ પહોંચી જાય તે પહેલાં તો એ કારમી પ્રતિજ્ઞા માત્ર પ્રતિજ્ઞારૂપે જ રહે એમ કરવા માટે એ બન્નેય મહારાજાનો પુણ્યપ્રતાપ નારદજી પાસે દોડાદોડી કરાવે છે.

**ત્યારે નારદજીની સદ્‌ભાવનાનું શું ? :**

સભામાંથી-જ્યારે નારદજીની દોડાદોડમાં દશરથ મહારાજાનો અને જનકમહારાજાનો પુણ્યપ્રતાપ જ કાર્ય કરે છે, તો પછી નારદજીની સદ્‌ભાવાનાનું શું ?

પુણ્યશાલીના પુણ્યપ્રતાપનું વર્ણન કરવાથી પુણ્યપ્રવૃત્તિ કરનાર પુણ્યાત્માની કીંમત એક સહજ પણ ઘટતી નથી. એ વાત પણ જો ધ્યાનમાં રાખવામાં આવશે તો આપોઆપ જ આ પ્રશ્નનો ઉત્તર સમજાઇ જશે. જો સામાના પુણ્યપ્રતાપની પ્રશંસાથી સામાની પુણ્યપ્રવૃત્તિ નિષ્ફળ બની જતી હોય તો તો પાપના ઉદયવાળા આત્માઓને પીડનારા પાપાત્માઓને પાપ પણ ન લાગવું જોઇએ, પણ એમ બની શકે જ નહિ; અને જો એમ બને તો તો પુણ્ય અને પાપની આખી વ્યવસ્થા જ ઉડી જાય તથા આપોઆપ જ નાસ્તિકતા પ્રસરી જાય.

હવે સમજી શકાશે કે નારદજીની હાજરી અને નારદજીની દોડાદોડ, એમાં દશરથ મહારાજા અને જનકમહારાજાનો પુણ્યપ્રતાપ કામ કરે છે એમાં કશી જ શંકા નથી, પરંતુ એથી નારદજીની સાધર્મિક ભક્તિનું મૂલ્ય કોઇ પણ રીતે ઓછું આંકી શકાય તેમ નથી. નારદજીની સદ્‌ભાવના, નારદજીના આત્માનું શ્રેય સાધવા સાથે અન્ય શાસનરસિક આત્માઓ માટે પણ આદર્શરૂપ નીવડે તેમ છે. શ્રી તીર્થંકરદેવોના પુણ્યપ્રતાપથી ઇન્દ્રાદિ દેવોને પણ દોડાદોડ કરવી પડે છે, પણ જે જે એમાં ભક્તિસભર હૃદયે કાર્ય કરે છે, તેઓ જે આત્મશ્રેય સાધી જાય છે,તેની કોઇપણ વસ્તુ સાથે સરખામણી જ થઇ શકે તેમ નથી. એક સાધર્મિકપણાની પ્રીતિથી દોરાઇને નારદજી બીજી કોઇ પણ પોતાની પ્રવૃત્તિમાં સમય નહિ વીતાવતાં સીધા દશરથ મહારાજા પાસે અને જનકમહારાજા પાસે પહોંચી ગયા એ કાંઇ સામાન્ય વાત નથી.

**ધર્મી આત્માઓને માટે અનુકરણીય :**

નારદજી રાવણની રાજસભામાંથી ઉઠીને સીધા દશરથ મહારાજાની પાસે પહોંચી ગયા અને ત્યાં જઇને જણાવવાના સમાચાર જણાવતાં શું શું જણાવી ગયા એ તો આપણે જોઇ ગયા છીએ; છતાં નારદજીની શ્રેયસ્કર પ્રવૃત્તિનું પુનઃ પુનઃ સ્મરણ કરવાનું મન થાય તેમ છે. નારદજીની જીંદગી જ મોટે ભાગે આત્મહિત સાધક પ્રવૃત્તિઓ માટે નિર્માયેલી હોય એવી છે. પોતાને મળેલી શક્તિઓનો ઉપયોગ મોટે ભાગે એ પુણ્યાત્મા તરફથી પુણ્યપ્રવૃત્તિઓમાં જ થાય છે.

પોતે કયાંથી આવે છે ? એ જણાવતાં નારદજીએ જે જે વાતો કહી એ સઘળી જ ધર્મી આત્માઓને આનંદ આપનારી છે. (૧) પ્રથમ તો એ પુણ્યપુરૂષ આ ભરતક્ષેત્રના પૂર્વ મહાવિદેહમાં આવેલી પુંડરીકિણી નામની નગરીમાં ગયા, તે પણ અન્ય કોઇ હેતુથી નહિ પણ તે નગરીની અંદર હાલમાં પણ ભાવતીર્થંકર તરીકે ભવ્યજીવોને મોક્ષમાર્ગ પ્રબોધી રહેલા શ્રી સીમંધર નામના તીર્થપતિનો દીક્ષા મહોત્સવ જોવા માટે જ. સુરો અને અસુરો દ્વારા કરાયેલો શ્રી સીમંધર નામના તીર્થપતિનો દીક્ષા મહોત્સવ જોવા માટે જ. સુરો અને અસુરો દ્વારા કરાયેલો શ્રી સીમંધર નામના તીર્થપતિનો દીક્ષા મહોત્સવ જોઇને પ્રસન્નહૃદય બનેલા તે પુણ્યાત્મા ત્યાંથી મેરૂપર્વત ઉપર ગયા. (૨) મેરૂપર્વત ઉપર ગયા તે પણ મેરૂપર્વત સુવર્ણમય છે એને જ જોવા માટે નહિ પણ ત્યાં રહેલા તીર્થંકરદેવોને વંદન કરવા માટે. (૩) ત્યાંથી લંકા નામની નગરીમાં ગયા અને ત્યાં જઇને પણ પ્રથમ અન્ય કોઇ સ્થળે નહિ જતાં સીધા જ એ નગરીમાં આવેલા શ્રી શાંતિનાથ સ્વામીજીના મંદિરમાં જ જાય છે. એ મંદિરમાં જઇને એ મંદિરમાં રહેલા શ્રી શાંતિનાથસ્વામીજીની પ્રતિમાના દર્શન કર્યા બાદ રાવણના આવાસે ગયા. (૪) રાવણના આવાસમાં પણ પોતાના સાધર્મિકો ઉપર આપત્તિ આવવાની છે એમ સાંભળ્યું, એટલે ત્યાં કોઇ પણ જાતની વાતચીતમાં અગર તો કોઇને પણ મળવા કરવાની પરવા કર્યા વિના સીધા જ

દશરથ મહારાજા પાસે પહોંચ્યા. (૫) દશરથ મહારાજાને પણ કહેવા યોગ્ય વાત કહીને સીધા જ જનકમહારાજા પાસે પહોંચ્યા અને ત્યાં પણ જે વાત જણાવવા જેવી હતી તે જણાવ્યા પછી જ નારદજીને શાંતિ થઇ.

નારદજીની આ સઘળી જ પ્રવૃત્તિઓ-એક સમ્યગ્દૃષ્ટિ આત્મા માટે દર્શનીય શું હોય, વંદનીય શું હોય, કરણીય શું હોય અને કથનીય શું હોય-એનો સારામાં સારો ખ્યાલ આપે છે. આજે નાટકચેટક આદિનાં દર્શનમાં, અર્થકામની પ્રવૃત્તિઓના જ પ્રચારકોના વંદનમાં, અર્થકામની પ્રવૃત્તિઓને જ કરવામાં અને દેશકથા આદિ પાપકથાઓના કથનમાં પડેલા આત્માઓ માટે નારદજીની આ પ્રવૃત્તિઓ ઓછી વિચારણીય નથી ! પોતાની જાતને ધર્મી મનાવવા ઇચ્છનારાઓએ આવી પ્રવૃત્તિઓનો ખાસ અભ્યાસ કરવો જોઇએ અને જીવનને એવું કેળવવું જોઇએ કે જેથી અદર્શનીયના દર્શન પ્રત્યે, અવંદનીયના વંદન તરફ, અકરણીયને કરવા માટે અને અકથનીય વસ્તુનું કથન કરવામાં કદી જ આત્મા દોરાય નહિ. દર્શનીય અને અદર્શનીય, વંદનીય, અને અવંદનીય, કરણીય અને અકરણીય તથા કથનીય અને અકથનીયનો વિવેક આજે ઘોર મિથ્યાત્વના પ્રચારથી લુપ્ત બનતો જાય છે. આવું પરિણામ આવવાનો પૂરતો સંભવ હોવાના કારણે જ અનંત ઉપકારી પરમમહર્ષિઓએ શંકા, કાંક્ષા અને વિચિકિત્સાની સાથે-મિથ્યામતિના ગુણવર્ણનને અને મિથ્યામતિના પરિચયને પણ સમ્યક્ત્વના ચોથા અને પાંચમા દૂષણ તરીકે જણાવી સમ્યગ્દૃષ્ટિ આત્માને મિથ્યામતિના ગુણોની પ્રશંસાથી અને મિથ્યામતિઓના પરિચયથી બચવાનું ભારપૂર્વક સૂચન કર્યું છે, પણ અમુક આત્માઓએ પોતાની માન્યતા મુજબ પોતાની જાતને સ્વતંત્ર માની એ સૂચનની દરકાર ન કરી એના જ પરિણામે તેઓ વિવેકવિકલ બન્યા છે અને પોતાની જાતને સમ્યગ્દષ્ટિ બનાવવાનો દાવો કરવા છતાં પણ ઘોર મિથ્યામાર્ગના પ્રચારક બનાવી રહ્યા છે. આ પ્રકારની દુર્દશાથી જેઓએ બચવું હોય તેઓએ નારદજી જેવા પુણ્યાત્માઓની પ્રવૃત્તિઓનો પૂરતો અભ્યાસ કરવો જોઇએ અને પોતાના જીવનને તેવી જ પ્રવૃત્તિઓમાં વહેતું મૂકી દેવું જોઈએ. જે જે આત્માઓ પોતાના જીવનને પુણ્ય પ્રવૃત્તિઓમાં જ વહેતું મૂકવા ઇચ્છતા હોય, તે આત્માઓ માટે આવી આવી પ્રવૃત્તિઓનું પુનઃ પુનઃ સ્મરણ ઘણું જ શ્રેયસ્કર છે.

**અવસરોચિત કાર્યનો અમલ :**

શુદ્ધશીલસંપન્ન નારદજીને સત્કારપૂર્વક વિસર્જન કયા બાદ દશરથ મહારાજાએ, જનક મહારાજાએ અને તેઓના મંત્રીઓએ અવસરોચિત કાર્યનો એકદમ અમલ કેવો કર્યો ? તે આપણે જોઇએ.

નારદજી દ્વારા સમાચાર જાણ્યા બાદ દશરથ મહારાજાએ વિચાર્યું કે બિભીષણ જેવા નિષ્કારણ શત્રુની સામે ટકવું એ સહેલું નથી, માટે એવા શત્રુના પ્રયત્નને નિષ્ફળ કરવા માટે એક જ કાર્ય કરવું જોઇએ અને તે કાલવંચના સિવાય બીજું કશું જ નહિ. આ અવસરને ઉચિત કાર્ય એ એક જ છે અને જે એકદમ જ થવું જોઇએ. આ વિચારણાના પરિણામે દશરથ મહારાજાએ નારદજીએ કહેલા સમાચાર પોતાના મંત્રીઓને કહ્યા અને રાજ્ય પણ મંત્રીઓને સમર્પ્યું અને પોતે જાણે યોગના જાણકાર જ ન હોય તેવા બનીને એક કાલવંચના કરવાના હેતુથી જ રાજ્ય તજીને ચાલી નીકળ્યા, અને દશરથ મહારાજાના મંત્રીઓએ દુશ્મનને મૂંઝવવાના એટલે ભૂલમાં નાંખવાના હેતુથી દશરથ મહારાજાની લેપ્યમયી મૂર્તિ બનાવીને રાજાના મહેલની અંદર અંધકારમાં સ્થાપન કરી.

તેમજ જનક મહારાજાએ પણ દશરથ મહારાજાનું અને જનક મહારાજાના મંત્રીઓએ પણ દશરથ મહારાજાના મંત્રીઓનું અનુકરણ કર્યું. અર્થાત્ જનક મહારાજાએ પણ નારદજીએ કહેલા સમાચાર પોતાના મંત્રીઓને કહ્યા અને પોતાનું રાજ્ય મંત્રીઓને સમર્પ્યું તથા પોતે કાલવંચના કરવાના હેતુથી દશરથ મહારાજની માફક રાજ્ય તજીને ચાલી નીકળ્યા અને જનક મહારાજાના મંત્રીઓએ પણ દશરથ મહારાજાના મંત્રીઓની માફક

પોતાના માલિક જનક રાજાની લેપ્યમયી મૂર્તિ બનાવી દુશ્મનને મૂંઝવવાના હેતુથી રાજમહેલની અંદર અંધકારમાં સ્થાપન કરી. આ રીતે દશરથ મહારાજા અને જનક મહારાજા બન્નેય અલક્ષ બની ગયા અને અલક્ષ થઇને પૃથ્વી ઉપર ભમવા લાગ્યા.

આ બન્નેય વિચક્ષણ મહારાજાઓએ અને સ્વામિભક્ત મંત્રીઓએ કરેલું અવસરોચિત કાર્ય ઘણું જ વિચારણીય છે. આ સમયે જો વિચક્ષણતા ન હોય અને સેવકો સ્વામિભક્ત ન હોય તો જરૂર પરિણામ વિપરીત આવ્યા વિના રહે જ નહિ. આવા પ્રસંગો પ્રભુશાસનના સેવકોએ પ્રભુશાસનની આરાધનાના હેતુથી ખૂબ ખૂબ વિચારવા જોઈએ. પ્રભુશાસનમાં વર્ણવાયેલી જ્ઞેય વસ્તુઓનો અભ્યાસ પણ વિવેકી આત્માને બહુ બહુ ઉપયોગી થઈ પડે તેમ છે, પણ સ્થિરચિત્તે અને એક શાસનસેવાની દૃષ્ટિથી જ તે વિચારવા જોઈએ. આવા પ્રસંગોની વિચારણામાં તુચ્છ સ્વાર્થ કે પોતાના માનાપમાનની એક લેશ પણ દરકાર હોવી જોઈએ નહિ, અન્યથા તો આવા પ્રસંગો આત્માને ઘણા જ ભયંકર નીવડે તેમ છે.

[ ૨૯ ]

**ક્ષુદ્ર જીવનને બચાવવા કેટકેટલો ત્યાગ :**

આપણે જોઇ ગયા છીએ કે દશરથ મહારાજા અને જનક મહારાજાનો નાશ કરવાની પ્રતિજ્ઞાને સફલ કરવા માટેનો પ્રયત્ન બિભીષણ આરંભે તે પૂર્વે તો એ પ્રતિજ્ઞાના સમાચાર નારદજીએ એ બન્નેય મહારાજાઓને આપી દીધા. એ સમાચારના શ્રવણથી એ બન્નેય મહારાજાઓએ પોતાના જીવનની રક્ષાના હેતુથી રાજ્ય પોતાના મંત્રીઓને સમર્પ્યુ અને પોતે રાજ્યને તજીને કોઇ ન જાણી શકે અને કોઇ ન ઓળખી શકે એ રીતે પોતપોતાની રાજધાની તજી તજીને ચાલી નીકળ્યા. પોતાના મહારાજાઓ ચાલ્યા ગયા છે એમ કોઇ પણ ન જાણી જાય અને દુશ્મનનો પ્રયત્ન નિષ્ફળ થઇ જાય એ હેતુથી મંત્રીઓએ પણ પોતાના માલિકોની લેપ્યમયી મૂર્તિઓ બનાવી અને મહેલના એવા ભાગમાં રાખી કે જ્યાં અંધકાર હતો.

આવા ગંભીર પ્રસંગને રાજાઓએ અને મંત્રીઓએ કેટલી વારમાં અને કેવી રીતે ઉકેલી નાખ્યો ? એ અવશ્ય વિચારણીય છે. એક ક્ષુદ્ર જીવનને બચાવવા માટે આવી ગંભીરતા અને ત્યાગ સ્વીકારવો પડે, તો આત્માના સુવિશુદ્ધ જીવનની રક્ષા માટે અનુપમ ગંભીરતા અને અનુપમ ત્યાગ કેમ જ ન સ્વીકારવો પડે ? બન્નેય મહારાજાઓ એ સમાચાર અને રાજ્યત્યાગની પોતાની ઇચ્છા, હિતને સમજી શકતા મંત્રીઓ સિવાય અન્ય કોઇને પણ જણાવવી યોગ્ય નથી સમજતાં એ શું સૂચવે છે ? એ ખૂબ વિચારો. મોહ અને પ્રેમમાં પડેલાઓ જો વાતને જાણત તો જીવનરક્ષાનો જે ઉપાય એ બન્નેય મહારાજાઓ યોજી શકયા તે કદી જ ન યોજી શકત. મહારાજાઓએ અને મહારાજાના હિતૈષી મંત્રીઓએ જીવનરક્ષાનો આ ઉપાય જેમ દુશ્મનથી ગુપ્ત રાખ્યો તેમ મિત્રોથી પણ ગુપ્ત જ રાખ્યો.

વળી એક મરણનો ભય જો આત્માને આવી રીતે મૂંઝવે છે અને આવી જાતનો ત્યાગ કરવાને પ્રેરે છે, તો જે આત્માઓ અનંતજ્ઞાનીઓના વચનથી અનંત મરણો આંખ સામે હોય તેમ જોઈ શકે છે, તે આત્માઓ એ અનંત મરણોથી બચવા ખાતર ગમે તેવી સારી વસ્તુનો પણ ત્યાગ કરવાને સજ્જ થાય એમાં શું આશ્ચર્ય છે ? પણ આવી બધી વસ્તુઓ વિચારવાની આજના જડવાદીઓને કયાં ફુરસદ છે ?

**મોહમસ્તતાના કારણે વિવેક વિકલતા :**

જ્યારે આ બાજુ દશરથ મહારાજા અને જનક મહારાજા તથા તે બન્નેય મહારાજાના નીમકહલાલ મંત્રીઓ તેઓની જીવનરક્ષાની પૂરતી યોજના કરી ચૂકયા, તે પછી મોહમસ્તતાના પ્રતાપે તદ્દન વિચારવિકલ બની ગયેલ બિભીષણ એકદમ અયોધ્યા તરફ દોડી આવે છે.

નૈમિત્તિક જ્ઞાનીના વચનને અસત્ય કરવા સજ્જ થયેલા બુદ્ધિશાલીની બુદ્ધિ બુઠી બની જાય એ તદ્દન સંભવિત વસ્તુ છે, કારણ કે પોતાના સ્વાર્થના કારણે જ્ઞાનીના વચનને મિથ્યા બનાવવાની ભાવના એ જ પ્રથમ તો બુદ્ધિનો વિપર્યાસ છે, તો પછી એ ભાવનાનું પ્રકાશન કરનાર અને એ ભાવનાનો અમલ કરવા સજ્જ થનારની બુદ્ધિમાં કારમો વિપર્યાસ થઇ જાય એમાં અસંભવિતતા હોય જ શાની ?

મોહમસ્ત બનેલા બિભીષણ, જ્ઞાનીના સત્ય વચનને અસત્ય કરવાનો પ્રયાસ કરતાં, શત્રુની બિછાવેલી જાળમાં કેવી રીતે આબાદ ફસી જાય છે. અને પોતાના બંધુ ઉપરનો ભય કેવો અચળ બનાવે છે એ આપણે જોઇએ એ પહેલા બિભીષણે એકદમ અયોધ્યામાં આવીને શું કર્યું એ આપણે જોઇએ. બિભીષણે અયોધ્યામાં આવીને એકદમ ગાઢ અંધકારમાં રહેલી દશરથમહારાજાની લેપ્યમયી મૂર્તિના મસ્તકને તલવાર દ્વારા છેદી નાખ્યું.

એક બુદ્ધિશાળી માણસ આવી ભૂલ કરીને આનંદ પામે એ શું ઓછી મોહમસ્તતા છે ? જીવતા માણસનું મસ્તક છેદે છે કે લેપ્યમયી મૂર્તિનુ મસ્તક છેદે છે, એ પણ એક પરાક્રમી ન સમજી શકે, એમાં મોહમસ્તતાના પ્રતાપ સિવાય હોય પણ શું ?

**કારમો કોલાહલ અને દોડાદોડી :**

મોહમસ્તતાના પ્રતાપે લેપ્યમયી મૂર્તિનું મસ્તક છેદવા છતાં પણ બિભીષણે માન્યું કે મેં દશરથનું મસ્તક છેદ્યું અને એથી એ આનંદ પામ્યા. એ જ રીતે અજ્ઞાનતાના યોગે નગરના લોકોએ અને દશરથમહારાજાના અંતઃપુરે પણ એમ જ માન્યુ કે અમારા માલિકનો નાશ થઇ ગયો. એના પરિણામે તે આખીયે અયોધ્યા નગરીની અંદર કોલાહલ થઇ ગયો અને અંતઃપુરની અંદર આક્રંદનો મોટો ધ્વનિ ઉત્પન્ન થયો તથા સામંતો સજ્જ થઇને અંગરક્ષકોની સાથે એકદમ દોડયા.

**નિમકહલાલ મંત્રીઓની કેવી ગંભીરતા :**

આખીએ અયોધ્યામાં શોકજન્ય કોલાહલ મચવા છતાં અંતઃપુરની અંદર ઉત્કટ આક્રંદનો ધ્વનિ ઉઠવા છતાં અને અંગરક્ષકોની સાથે સજ્જ થઇને શત્રુના સંહાર માટે સામંતો દોડી ગયા તે છતાં પણ મંત્રીઓ, રહસ્યનો સ્ફોટ થઇ જાય તેવું કશું જ વર્તન પોતાના તરફથી નથી થવા દેતા. વિચારો કે આ કેવી અને કેટલી ગંભીરતા ! એક રાજ્યતંત્રને સુસ્થિત રાખવા અને દુશ્મનથી માલિકને બચાવી લેવા ખાતર મંત્રીઓ કેવા અને કેટલા ગંભીર બની શકે છે એ પણ વિચારો. અન્યથા આવો કારમો ઉત્પાત મચી જવા છતાં હૃદયનો ભાવ મુખ ઉપર આવી ગયા વિના કેમ જ રહી શકે ? હૃદયનો ભાવ તો બહાર ન આવવા દીધો પણ અધિકમાં એ ગંભીર મંત્રીઓએ શું કર્યું એનું વર્ણન કરતાં અને એ વર્ણન સાથે મંત્રીઓનું સ્વરૂપ દર્શાવતાં કલિકાલસર્વજ્ઞ ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા વર્ણવે છે કે તે મંત્રીઓએ ખરેખર દશરથ મહારાજાના મૃત્યુ સંબંધના સઘળાં જ કાર્યોને કર્યા. કારણ કે મંત્રીઓ એ ખરે જ ગૂઢ મંત્રવાળા હોય છે.

આ બધી કારવાઇ જોવાથી બિભીષણે જાણ્યું કે જરૂર દશરથ રાજા માર્યા ગયા. આથી એણે મિથિલા નગરીના રાજા જનકને મારી નાખવાનો વિચાર માંડી વાળ્યો. દશરથના મરવા પછી જનક એકલો અકિંચિત્કર છે એમ માનીને એણે મિથિલેશ્વર જનકનો વધ ન કર્યો અને સીધા અયોધ્યાથી જ પોતાની લંકા નામની નગરી તરફ પ્રયાણ કર્યું અને પહોંચી પણ ગયા.

[ ૩૦ ]

**મરણનો કારમો ભય અને જીવનનો કારમો મોહ :**

આપણે જોઇ ગયા કે મંત્રીઓની નિમકહલાલવૃત્તિ અને ગૂઢમંત્રતાની સહાયથી પુણ્યશાળી દશરથ મહારાજા અને જનકમહારાજા ઉભય, પ્રાણનાશક આપત્તિથી આબાદ બચી ગયા અને જીવનરક્ષાના હેતુથી બન્નેય મહારાજાઓ એક લેશ પણ આનાકાની કર્યા વિના કાર્પટિકનો વેષ ધરીને અને રાજ્યનો પરિત્યાગ કરીને ચાલી નીકળ્યાં.

આ ઉપરથી વિચારશીલ આત્માઓ, એક નરકમાં પડેલાં આત્માઓ સિવાયના આત્માઓને મરણનો ભય અને જીવનનો મોહ કેટલો હોય છે એ સારામાં સારી રીતે વિચારી શકે છે. આ વિશ્વમાં એક નરકગતિમાં પડેલા આત્માઓને જ મરણનો ભય અને જીવનનો મોહ નથી હોતો, કારણ કે એ બિચારાઓને નારકીનું જીવન જીવવું પ્રિય જ નથી હોતું, પણ એ જીવન કયારે નષ્ટ થાય ? અને કેમ વહેલું મરણ થાય ? એ જ એક ઇષ્ટ હોય છે, બાકી એ સિવાયના સઘળા જ આત્માઓને મરણનો કારમો ભય અને જીવનનો કારમો મોહ હોય છે. જીવનના મોહમાં પડેલા આત્માઓ મરણના ભયથી બચવા માટે સઘળું જ કરવાને સજ્જ હોય છે. જીવનના મોહમાં પડેલા આત્માઓ મરણના ભયથી બચવા માટે જેના ઉપર મમત્વ માંડીને બેઠેલા હોય છે તેવા પ્રેમાળ કુટુમ્બનો, મોહક મહેલાતોનો અને સુંદર સાહ્યબીનો પણ એક ક્ષણમાં પરિત્યાગ કરે છે. જીવનના કારમા મોહમાં પડેલાઓને એક મરણનો ભય બતાવીને તેઓની પાસે જે કાંઇ કરાવવું હોય તે સઘળું જ કરાવી શકાય છે. એવા આત્માઓ રોગીઓ, વૈદ્યો અને ડોકટરોની આધીનતા ભોગવે છે, તે મરણથી બચવા માટે જ. મરણના ભયથી પ્રિયમાં પ્રિય વસ્તુનો પણ ત્યાગ જીવનમોહીઓને ભારે નથી પડતો.

**ધર્મ કેવળ આત્માની મુકિત માટે જ છે :**

પણ એ ત્યાગને જોતાં જ એવો પ્રશ્ન સહેજે જ ઉપસ્થિત થાય કે એ તે ત્યાગ કે રાગ ? પણ આનો ઉત્તર વિવેકી આત્માઓ તો વિના વિલંબે આપી દે છે કે એ ત્યાગ નહિ પણ રાગ અને રાગ પણ સામાન્ય નહિ કિંતુ કારમો. કારણ કે એ ત્યાગ સંસારથી મુકિત અપાવનાર નથી પણ આત્માને ઊલટો સંસારમાં વધુને વધુ ભટકાવનાર છે; એ જ કારણે રાજ્ય તજીને કાર્પટિકના વેષમાં પરિભ્રમણ કરતાં દશરથ અને જનક માટે પણ કોઇ એવો પ્રશ્ન કરે કે એ ત્યાગી કે રાગી ? તો કહેવું જ પડે કે દુશ્મનના હાથે અકાળે મરી ન જવાય, રાજ્ય ચાલ્યું ન જાય અને અધિક સમય સુધી રાજ્ય ભોગવાય એ જ માટે ત્યાગી થયા છે, એ કારણે તેઓ ત્યાગી ન કહેવાય પણ રાગી જ કહેવાય. આ સ્થળે આ પણ એક વસ્તુ સમજી લેવા જેવી છે અને તે એ જ કે વ્યાજ લેવા માટે બેંકમાં મૂડી મૂકો તે દાન ન કહેવાય. એવી જ રીતે દુન્યવી સુખ મેળવવા માટે જ કરાતી ધર્મક્રિયા એ વાસ્તવિક રીતે ધર્મક્રિયા નથી, કારણ કે ધર્મક્રિયા દુનિયાના સંબંધથી છૂટવા માટે છે. જેની પ્રાપ્તિમાં ઘોર આરંભ અને ઘોર પરિગ્રહનો પ્રચાર બેઠો છે; તેવા રાજ્યની પ્રાપ્તિ માટે જ અહિંસા પાળવી તે વસ્તુતઃ હિંસા જ છે, પ્રતિષ્ઠા સાચવવા જ અને એને લઇને વેપાર વધારવા જ સાચું બોલવું તે વસ્તુતઃ ખોટું છે. દુનિયામાં પૂજાવા અને પરલોકમાં પૈદ્‌ગલિક સંપત્તિ મેળવવા જ સંયમ પાળવું એ વસ્તુતઃ અસંયમ છે. આ બધી વસ્તુઓ પણ આવા પ્રસંગે સમજવી હોય તો સમજી શકાય.

ધર્મ એ આત્માની મુકિત માટે છે, માટે એના દુરૂપયોગનું અનુમોદન ન જ થાય. દુનિયાના સ્વાર્થ માટે સેવાતી અહિંસા થી આત્મિક લાભ ન થાય એવું માનનારે પણ એ જોઇને એવું વિચારવું ઘટે કે દુનિયાના સ્વાર્થ માટે સ્વાર્થીઓ આટલું સહે તો આત્માના લાભ માટે આપણે તો અધિક સહેવું જોઇએ અને રાજ્ય માટે આટલું લડવામાં આવે છે તો મુકિત રાજ્યની પ્રાપ્તિ માટે કર્મ સાથે આપણે ખૂબજ લડવું જોઇએ. પણ આ

પ્રમાણે વિચારનારે દુનિયાના કોઇ પણ પદાર્થ માટે કરાતો ધર્મ એ વાસ્તવિક ધર્મ નથી : એ ગુણ એ ગુણ નથી પણ ગુણાભાસ છે, એ જ કારણે એની પ્રશંસામાં મૂળ વસ્તુનો ઘાત છે. આ વસ્તુ કદી જ ન ભૂલવી જોઇએ. આથી જ તેના ગુણ ન ગવાય પણ મોક્ષમાર્ગે ચાલનારા અને મોક્ષમાર્ગના અવિરોધી આત્માના જિન વચનાનુસારી ગુણ ગવાય. આ ઉપરથી ગુણરાગી આત્માઓએ ગુણ અને ગુણાભાસનો વિવેક કરતાં શીખવું જોઇએ. જેઓ ગુણ અને ગુણાભાસનો વિવેક નથી કરી શકતાં તેઓ ગુણાનુરાગી કદી જ નથી બની શકતા. એવાઓ તો ગુણાનુરાગી કહેવરાવીને ગુણના ઘાતક બને છે અને ગુણાભાસના પોષક બની જાય છે, કારણ કે એવાઓ વસ્તુ સ્વરૂપનો વિચાર કરવાને બદલે આડંબર આદિમાં જ તણાઇ જાય છેઃ માટે કલ્યાણના અર્થીએ દરેક વસ્તુમાં સારાસારના વિવેચક બનવું જોઇએ :

એ જ કારણે આપણે આ સ્થળે એ વાત કહીએ છીએ કે દશરથમહારાજાએ અને જનકમહારાજાએ રાજ્યનો ત્યાગ કર્યો છે એ વાત સાચી, પણ એથી તેઓ રાજ્યના ત્યાગી નથી, એટલું જ નહિ પણ તેઓના ત્યાગ રાગને માટે જ થયેલા છે અને રાગ માટે ત્યાગ કરનાર વાસ્તવિક ત્યાગી ગણી શકાતો નથી. ડોકટર ઓપરેશન કરે અને ખાવાની ના પાડે એથી આઠ દિવસ ન ખાય એથી શું અઠ્ઠાઇ કરી કહેવાય ? કહેવું જ પડશે કે નહિ જ. કારણ કે પ્રભુ આજ્ઞાના પાલન ખાતર, તપના ઇરાદે આઠ દિવસના ઉપવાસ કરે તો જ અઠ્ઠાઇ કરી કહેવાય : એ જ રીતે વેપારમાં બે કલાક ભૂખ્યા રહો એ તપમાં ન ગણાય, ત્યાં બાર કલાક તડકો વેઠો એની પણ કિંમત નથી, પણ ધર્મના કામમાં ઉભા રહો તો જ લેખે ગણાય. એ ધર્મક્રિયા પણ જો કેવળ નામના જાળવવા કરાતી હોય તો તેની પણ તેવી કિંમત નથી અને એથી પોતાની જાળમાં કોઇને ફસાવવા ધર્મક્રિયા કરાતી હોય તો એની કિંમત નથી, એટલું જ નહિ પણ એ ઘણીજ ભયંકર હાનિ કરનારી વસ્તુ છે. આ વસ્તુ પણ ખૂબ ખ્યાલ રાખવા જેવી છે.

રાગની રક્ષા માટે જ ધરેલો ત્યાગનો વેષ આત્માને ઘસડીને રાગના ઘરમાં લઇ જાય છે એમાં કશી જ શંકા નથી. દશરથ અને જનક ત્યાગના વેષમાં ફરવા છતાં પોતે રાજા છે એ કદીજ ભૂલ્યા ન હતા અને એ એમને ભૂલવુંય ન હતું, એમને તો માત્ર એક જ રાહ જોવાની હતી કે આગંતુકે ઉપાધિ કયારે ટળી જાય ? વધુમાં આ વેષમા પણ જો રાજ્યસુખના ભોગવટામાં ઉપયોગી વસ્તુ મળી જાય તો મેળવી લેવાને માટે પણ તેઓ આતુર જ હતા. એ જ કારણે ત્યાગીના વેષમાં ભૂતલ ઉપર ભ્રમણ કરતા એ બંનેય પરસ્પર ભેગા થઇ ગયા અને ભેગા થઇ ગયેલા તથા એક જ અવસ્થામાં આવી પડેલા તે બંનેય મિત્રો ઉત્તરાપથ તરફ ગયા. ત્યાં તેઓએ સાંભળ્યું કે કૌતુકમંગલ નામના નગરમાં શુભમતિ રાજાની પૃથ્વી શ્રી નામની રાણીની કુક્ષિથી જન્મ પામેલી દીકરી અને દ્રોણમેઘની ભગિની તથા ચોસઠ કલાની ભંડાર એવી કૈકેયી નામની રાજકન્યાનો સ્વયંવર થાય છે. એ સાંભળીને તેઓ બંનેય હરિવાહન આદિ રાજાઓની મધ્યમાં હંસો જેમ કમલ ઉપર બેસે તેમ મંચો ઉપર બેઠા.

**દશરથને સ્વયંવર મંડપમાં રમણીરત્નની પ્રાપ્તિ :**

પોતાની કન્યા ઇચ્છિત વરને વરી શકે એ કારણે કન્યાનો પ્રેમી પિતા સ્વયંવર મંડપની રચના કરે છે અને અનેક રાજાઓને રાજપુત્રોની સાથે આમંત્રે છે. એમાં શરતો એવી હોય છે કે કન્યા જેને વરે તેને જ કન્યા આપવાની પણ અન્યને નહિ. એ શરત મુજબ રચાયેલા મંડપમાં સઘળા આમંત્રિત રાજાઓ આવી ગયા બાદ અને ક્રમસર ખાસ ગોઠવવામાં આવેલા મંચાઓ ઉપર વિરાજી ગયા પછી રત્નના અલંકારોથી વિભૂષિત થયેલું શુભમતિ રાજાનું કન્યારત્ન સાક્ષાત્ લક્ષ્મીનું જેમ આગમન થાય તેમ સ્વયંવરમંડપમાં આવ્યું, અર્થાત્ રત્નાલંકારથી અલંકૃત કરાયેલી કૈકેયી સ્વયંવર મંડપમાં આવી. રિવાજ મુજબ પ્રતિહારિણી દ્વારા અપાયો છે

હાથ જેને અર્થાત્ પ્રતિહારિણીના હાથનું અવલંબન કરીને સ્વયંવર મંડપમાં ફરતી અને રાજાઓને જોતી તેણે ક્રમસર ચંદ્રલેખા જેમ નક્ષત્રોને લંઘે તેમ ઘણા રાજાઓને લંઘ્યા, અર્થાત્ અનેક રાજાઓને જોતી જોતી અને પસંદ નહિ કરતી એવી તે કન્યા ઘણીજ આગળ વધી. આવા સમયે રાજાઓની અધીરાઈનો પાર નથી હોતો કારણ કે કન્યા એક અને અર્થી ઘણાં. સઘળાય ઈચ્છે કે મને વરે તો ઠીક, એટલે જેની પાસે તે ન આવે ત્યાં સુધી ક્યારે આવે ? એવી ઈચ્છા અને આવીને ચાલી જાય એટલે પારાવાર નિરાશા, એ રીતે અનેકને ઈચ્છાના વેગમાં ઝુલાવતી અનેકને નિરાશાના સાગરમાં ડૂબાવતી તે કૈકેયી સ્વયંવરમંડપમાં ક્રમસર રાજાઓને જોતી આગળ ચાલે છે. એ રીતે અનેકને નિરાશાના સાગરમાં ડૂબાડયા બાદ તે ક્રમસર ફરતી ફરતી દશરથની પાસે આવી. ત્યાં આવતાંની સાથે જ, ગંગા જેમ સાગરને પામીને ઉભી રહે અને નિર્મુક્તનાંગરા નાંગરેલી નાવ જેમ પાણીમાં ઉભી રહે તેમ તે ત્યાં જ ઉભી રહી. અતિશય હર્ષના યોગે તે એકદમ રોમાંચિત શરીરવાળી થઈ ગઈ. અતિશય હર્ષના યોગે રોમાંચિત શરીરવાળી બનેલી તેણે દશરથ રાજાના કંઠમાં જ પોતાની ભુજલતા જેવી વરમાળાને આરોપી.

કૈકેયી જેવા કન્યારત્ને કોઈ પણ ઉત્તમ રાજાના કંઠમાં વરમાળા નહિ આરોપતાં એકાકી અને કાર્પટિકના વેષમાં રહેલાના કંઠમાં વરમાળા આરોપી, એથી હરિવાહણ વગેરે રાજાઓએ એમ માન્યું કે આ કન્યાએ ખરે જ અમારો તિરસ્કાર કર્યો. આથી તે માની રાજાઓને પોતાનું અપમાન થયેલું ભાસ્યું. વાસ્તવિક રીતે જો વિચારવામાં આવે તો આમાં કશું જ અપમાન નથી, કારણ કે કોને વરવું એ કન્યાની પસંદગીની જ વાત હતી પણ સ્વાર્થી આત્માઓ વસ્તુસ્વરૂપનો વિચાર કરી શકતા જ નથી : એજ કારણે હરિવાહણ આદિ રાજાઓને એમાં અપમાન ભાસ્યું અને એથી એ માની રાજાઓ ક્રોધથી એકદમ સળગતા અગ્નિ માફક બળી ઉઠયા તથા ક્રોધના આવેશમાં ને આવેશમાં તેઓ એકદમ બોલી ઉઠયા કે 'આ કન્યાએ એકાકી અને ગરીબ એવા આ કર્પટિકને વર્યો છે, એથી આ ગરીબડો અમારી દ્વારા પડાવી લેવાતી આની રક્ષા કેવી રીતે કરી શકવાનો છે ? અર્થાત્ આની પાસેથી આ કન્યાને પડાવી લેવી એ સહેલી છે, કારણ કે આ એકાકી અને ગરીબડો હોવાથી આનામાં રક્ષણ કરવાની શક્તિ નથી'' એ પ્રમાણે આરોપપૂર્વક ઘણું ઘણું બોલતા તે રાજાઓ એકદમ પોતાની છાવણીઓમાં ગયા અને ત્યાં જઈને તેઓ સઘળાય સર્વ પ્રકારે યુદ્ધ કરવાને સજ્જ થયા.

**રંગમંડપ યુદ્ધમંડપના રૂપમાં :**

આ ખોટા અભિમાનના કારણે સ્વયંવરમંડપ એ દુનિયાની દૃષ્ટિએ એક જાતનો રંગમંડપ ગણાય, પણ એ રંગમંડપ, રંગ મંડપ મટીને યુદ્ધમંડપ બની ગયો. હરિવાહણ આદિ રાજાઓ વિના કારણે ક્રોધાવેશમાં આવી જઈને યુદ્ધ માટે તૈયાર થવા લાગ્યા, એટલે કૈકેયી કન્યારત્નના પિતા તે શુભમતિ મહીપતિ પણ દશરથના પક્ષમાં મહાન્ ઉત્સાહને ધરનાર થઈને ચાર અંગવાળી સેનાથી સજ્જ થયા. જ્યારે આવો બનાવ બનતાં જોયો ત્યારે એકાકી એવો રઘુવંશી દશરથે પણ કૈકેયીને કહ્યું કે 'હે પ્રિયે ! તું મારૂં સારથિપણું કર કે જેથી હું આ દુશ્મનોનું મથન કરી નાખું !'

પોતાના પતિની આવા પ્રકારની આજ્ઞાનું શ્રવણ કરતાંની સાથે જ કૈકેયી એકદમ ઘોડાનો દોર પકડીને મહારથ ઉપર આરૂઢ થઈ ગઈ, કારણ કે તે બુદ્ધિશાલિની ચોસઠ કલાઓમાં હુશિયાર હતી. પોતાની પ્રિયા કૈકેયીએ આજ્ઞા મુજબ સારથિપણું સ્વીકાર્યું કે તરત જ ધન્વી, નિષંગી અને સન્નાહી એવો દશરથ પણ પોતે એકલો હતો તે છતાં પણ દુશ્મનોને તૃણની માફક ગણતો તે રથ ઉપર આરૂઢ થઈ ગયો. કૈકેયી એકલી પોતાની સારથિપણાની કલાના પ્રતાપે હરિવાહણ આદિ રાજાઓના રથોની સાથે વેગથી પોતાના રથને એકી સાથે યોજતી હોય તેમ પ્રત્યેકની સાથે યોજવા લાગી. શીઘ્રવેધી અને અખંડ પરાક્રમી બીજા ઈંદ્રના જેવા દશરથે પણ એક એક કરીને તેઓના તે રથને ખંડિત કરી નાખ્યા.

**વિજય, પાણિગ્રહણ અને વર પ્રદાન :**

આ પ્રકારના પરાક્રમ દ્વારા દશરથે સઘળાય રાજાઓને ભગાડયા અને જંગમ જગતી જેવી કૈકેયી સાથે પાણિગ્રહણ કર્યું. પરાક્રમી એક હોવા છતાં પણ પરાક્રમ દ્વારા હજારો દુશ્મનોને હરાવી શકે છે. સમર્થ પરાક્રમીને સારો સારથિ મળી જાય પછી તો પૂછવું જ શું ? કલાસંપન્ન સ્ત્રી, પરાક્રમી રાજા માટે જંગમ પૃથ્વિની ઉપમાને પામે એમાં પણ આશ્ચર્ય શું ?

કૈકેયીના સારથિપણાથી રંજિત થયેલા અને રથી એવા દશરથ રાજાએ પોતાની તે નવોઢા પત્ની કૈકેયીને કહ્યું કે 'હે દેવી ! હું તારા સારથિપણાથી રંજિત થયો છું, માટે તું વરદાનની માંગણી કર.' આના ઉત્તરમાં હોશિયાર એવી કૈકેયીએ પણ માત્ર એટલું જ કહ્યું કે 'હે સ્વામિન્ ! આપ આપો છો એ વરદાન હાલમાં આપની પાસે થાપણ રૂપે રહો. હું એ વરદાનને યોગ્ય સમયે આપની પાસેથી યાચીશ.'

**બન્નેય પુનઃ રાજ્યારૂઢ :**

પોતાની પ્રિયાના આ કથનનો રાજાએ આનંદપૂર્વક સ્વીકાર કર્યો. આ પછી બળાત્કારથી આણેલાં પારકાં સૈન્યોથી અસંખ્યાત પરિવારવાળા બનેલા દશરથ રાજા લક્ષ્મીના જેવી કૈકેયીની સાથે રાજગૃહ નગરમાં ગયા. જનકરાજા પણ તે પછી પોતાની નગરીમાં ગયા : કારણ કે સમયને જાણનારા બુદ્ધિશાળીઓ જેમ તેમ રહેતા નથી. દશરથ રાજા તો ત્યાં મગધેશ્વર ઉપર વિજય મેળવીને રાજગૃહ નગરમાં જ રહ્યા, પણ બિભીષણ આવે અને કદાચ ઉપદ્રવ મચાવે તેવી શંકાથી અયોધ્યામાં ગયા નહિ. રાજગૃહ નગરમાં જ રહેલા દશરથ પૃથિવીપતિએ અપરાજિતા આદિ સ્ત્રીપરિવારવાલા અંતઃપુરને રાજગૃહમાં જ બોલાવી દીધું. કારણ કે પરાક્રમીઓનું રાજ્ય સર્વત્ર હોય છે. રાણીઓની સાથે રમતા દશરથ મહારાજા તે રાજગૃહ નગરમાં ચિર સમય સુધી રહ્યા, કારણ કે સ્વયં પ્રાપ્ત કરેલી પૃથિવી રાજાઓને વિશેષ પ્રીતિ માટે થાય છે.

## [ ૩૧ ]

**શ્રી રામચંદ્રજી અને શ્રી લક્ષ્મણજીનો જન્મ અપરાજિતાને ચાર સ્વપ્નોનું દર્શન ને પુત્ર જન્મ :**

રાજગૃહમાં રાજધાની સ્થાપીને આનંદ કરતા દશરથ મહારાજાની મુખ્ય પટ્ટરાણી અપરાજિતા કૌશલ્યાદેવીએ કોઈ એક દિવસે રાત્રિ બાકી હતી ત્યારે એક સ્વપ્ન નિશાશેષમાં જોયું એ સ્વપ્રમાં બલદેવના જન્મને સૂચવનાર ૧-હાથી, ૨-સિંહ, ૩-ચંદ્ર અને ૪-સૂર્ય આ ચાર જોયા; કારણ કે તે સમયે પુષ્કરિણીમાં જેમ મરાલ એટલે હંસ ઉતરે તેમ તે અપરાજિતા દેવીની કુક્ષિમાં બ્રહ્મલોક નામના પાંચમા દેવલોકથી ચ્યવીને એક મહર્દ્ધિક દેવ અવતર્યો હતો. બલદેવનો આત્મા જ્યારે માતાના ગર્ભમાં આવે છે, ત્યારે માતા સ્વપ્રમાં ચાર વસ્તુ જૂએ છે, અને એથી શાસ્ત્ર એમ ફરમાવે છે કે બલદેવની માતા ચાર સ્વપ્નો જૂએ છે. બ્રહ્મલોકથી આવીને જે એક મહર્દ્ધિક દેવ અપરાજિતાદેવીની કુક્ષિમાં અવતર્યો, તે બલદેવ થનારો હોવાથી અપરાજિતાદેવીએ પણ ચાર સ્વપ્નો જોયાં. તેમાં પ્રથમ એકમાં હતો હસ્તિ, બીજામાં હતો સિંહ, ત્રીજામાં હતો ચંદ્ર અને ચોથામાં હતો સૂર્ય.

ચાર સુંદર સ્વપ્નોનાં દર્શનથી બલદેવ ગર્ભમાં આવેલ છે, એમ જાણીને આનંદ પામતી અપરાજિતા માતા એ ગર્ભનું સુંદર રીતે પાલન કરતી અપરાજિતા માતાએ વર્ણે કરીને પુંડરીકકમલની પણ વિડંબના કરનાર નરપુંડરીક પુત્રને જન્મ આપ્યો. એ અપરાજિતા માતાથી જન્મ પામેલો પુત્ર લોકોમાં પુંડરિક સમો હતો અને લક્ષણોથી સંપૂર્ણ હતો. કમલોમાં જેમ પુંડરિક શ્રેષ્ઠ ગણાય છે તેમ આ પુત્ર પણ લોકોમાં પુંડરિકની માફક શ્રેષ્ઠ ગણાતો.

**આનંદ અને ઉત્સવની ઉજવણી :**

મનુષ્યોમાં પુંડરીક સમા વર્ણથી પુંડરીકકમલની વિડંબના કરનાર અને લક્ષણોથી સંપૂર્ણ એવા તે પ્રથમ અપત્યરત્નના મુખકમલને જોવાથી દશરથ મહારાજા પૂર્ણિમાના ચંદ્રના દર્શનથી સાગર જેમ આનંદ પામે તેમ અતિશય આનંદ પામ્યા. અતિશય આનંદ પામેલા દશરથ મહારાજાએ તે સમયે અર્થીઓને ચિંતામણિની માફક માગ્યું દાન આપ્યું. કારણ કે આ લોકની સ્થિતિ છે કે પુત્રની ઉત્પત્તિ થયે છતે ક્ષય ન પામે એવું દાન દેવું જોઈએ.

જેમ દશરથ મહારાજાએ અઢળક દાન દઈને પુત્રનો જન્મોત્સવ ઉજવ્યો, તેમ તે સમયે લોકોએ પણ પોતાની મેળે જ મોટો ઉત્સવ ઉજવ્યો. કારણ કે બલદેવના જન્મથી દશરથમહારાજા કરતાં પણ લોકો અતિશય આનંદિત થયા હતા. અતિશય આનંદનો એ સ્વભાવ છે કે એના પ્રતાપે લોકો વિના પ્રેરણાએ જ મોટો ઉત્સવને ઉજવે. ઉત્સવ ઉજવવામાં ઉદ્યમશીલ થયેલા નગરના લોકો દુર્વા, પુષ્પો અને ફલ આદિથી અલંકૃત કરેલાં કલ્યાણપાત્રો, પૂર્ણપાત્રો રાજાના ઘેર લઈ ગયા અને તે વખતે આખાએ નગરમાં લોકોએ સર્વત્ર સુંદર ગીતો ગાવા માંડયાં, સર્વત્ર કુંકુમનાં છાંટણા કર્યાં અને સર્વત્ર તોરણોની શ્રેણિઓ બાંધી દીધી. તે પુણ્યશાળી પુત્રના પ્રભાવથી તે સમયે દશરથ મહારાજા પાસે અચિંતિતપણે ઉપનીત કરાયેલાં રાજાઓનાં ભેટણાં આવ્યાં.

આ પ્રકારના આનંદભર્યા ઉત્સવને ઉજવવામાં રક્ત બનેલા દશરથ મહારાજાએ લક્ષ્મીના નિવાસને માટે કમલસમા પોતાના તે પુત્રનું 'પદ્મ' એવું નામ પાડયું. તે દશરથ મહારાજાના પુત્ર જેમ 'પદ્મ' નામથી પણ પ્રસિદ્ધિને પામ્યા, તેમ 'રામ' નામથી પણ પ્રસિદ્ધિને પામ્યા.

**સાત સ્વપ્નોનું દર્શન :**

દશરથ મહારાજાની બીજી ધર્મપત્ની સુમિત્રાએ પણ સ્વપ્નમાં વિષ્ણુના જન્મનું સૂચન કરાવનારા ૧-હાથી, ૨-સિંહ, ૩-સૂર્ય, ૪-ચંદ્ર, ૫-અગ્નિ, ૬-લક્ષ્મીદેવી અને ૭-સમુદ્ર. આ સાત પદાર્થોને નિશાત્યયે - રાત્રિના અંતે જોયા કારણ કે તે સમયે સુમિત્રાદેવીના ઉદરમાં દેવલોકથી ચ્યવીને એક પરમ ઋદ્ધિવાળા દેવ અવતર્યા હતા. જેમ બલદેવની માતા બલદેવ ગર્ભમાં આવવાથી ચાર સ્વપ્નને જૂએ છે, તેમ વિષ્ણુની માતા વિષ્ણુ ગર્ભમાં આવે ત્યારે સાત સુંદર સ્વપ્નોનું દર્શન કરે છે.

સાત સ્વપ્નોનાં દર્શનથી 'મારો પુત્ર વિષ્ણુ થશે' એમ માનતી અને આનંદ પામતી સુમિત્રા નામની માતાએ પણ સમયે વર્ષાઋતુના મેઘ જેવા વર્ણવાળા સંપૂર્ણ લક્ષણને ધરનારા અને જગત્‌ના મિત્ર સમા પુત્રરત્નને જન્મ આપ્યો. રામચંદ્રજી જ્યારે વર્ણથી શ્વેત હતા ત્યારે આ વર્ણથી શ્યામ હતા અને રામચંદ્રજી જેમ સંપૂર્ણ લક્ષણોને ધરનારા હતા તેમ આ સુમિત્રા માતાથી જન્મ પામેલા પુત્રરત્ન પણ સંપૂર્ણ લક્ષણોને ધરનારા હતા.

**વિશષ્ટિ પ્રકારનો જન્મોત્સવ :**

સુમિત્રાદેવીની કુક્ષિથી ઉત્પન્ન થયેલા બીજા પુત્રરત્નની ઉત્પત્તિથી આનંદમગ્ન બની ગયેલા દશરથ મહારાજાએ કેવા પ્રકારનો જન્મોત્સવ ઉજવ્યો, એનું વર્ણન કરતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે, સુમિત્રા રાણીથી જન્મ પામેલા પુત્રરત્નના જન્મ સમયે દશરથ મહારાજાએ પોતાના પુરમાં રહેલા સઘળાય શ્રી જિનચૈત્યોમાં સ્નાત્રપૂર્વક શ્રી અરિહંતપરમાત્માઓની વિશેષ કરીને આઠ પ્રકારે પૂજા કરી. વધુમાં દશરથ મહારાજાએ પકડી રાખેલા દુશ્મન કેદીઓને પણ મૂકાવી દીધા, કારણ કે પુરૂષોત્તમના જન્મ સમયે કોણ સુખપૂર્વક ના જીવે ? અર્થાત્‌ પુરૂષોત્તમના જન્મ થવાના પ્રતાપે સૌ કોઈ સુખ પૂર્વક જીવે એમાં કશું જ આશ્ચર્ય નથી. તે સમયે પ્રજા સાથે કેવલ એકલા દશરથમહારાજા જ સોચ્છ્વાસ થયા હતા એમ ન હતું, કિંતુ પૃથિવીદેવી પણ તે સમયે એકદમ ઉચ્છ્વાસને પામી હતી. જે રીતે દશરથ મહારાજાએ

રામચંદ્રજીના જન્મ સમયે જેવો જન્મ મહોત્સવ ઉજવ્યો હતો તે રીતે સુમિત્રા દેવીથી ઉત્પન્ન થયેલા પોતાના બીજા પુત્રરત્નનો પણ તે મહોત્સવ અધિકપણે ઉજવ્યો હતો, કારણ કે હર્ષમાં તૃપ્તિને કોણ પામે છે ? અર્થાત્ હર્ષનો સ્વભાવ જ એવો છે કે પ્રથમ કરતાં પણ અધિક જ ઉદ્યાપન કરાવે.

સુમિત્રાદેવીથી ઉત્પન્ન થયેલા પોતાના તે બીજા પુત્રનું નામ દશરથ મહારાજાએ 'નારાયણ' પાડયું પણ તે ભૂમિ ઉપર ખ્યાતિ તો પોતાના 'લક્ષ્મણ' એવા બીજા નામથી પામ્યા. આ રીતે અપરાજિતાદેવીથી ઉત્પન્ન થયેલા પદ્મ નામના પ્રથમ પુત્ર, રામ નામથી પ્રસિદ્ધિને પામ્યા. ત્યારે સુમિત્રાદેવીથી ઉત્પન્ન થયેલા નારાયણ નામના બીજા પુત્ર લક્ષ્મણ નામથી ખ્યાતિને પામ્યા.

**પરાક્રમી પુત્રોની વયની વૃદ્ધિ સાથે સર્વ વૃદ્ધિ :**

રામ અને લક્ષ્મણ નામથી પ્રસિદ્ધિને પામેલા તે બન્નેય દુધપાનને કરતાં પુત્રરત્નો, ક્રમે કરીને પિતાની દાઢી-મૂછના કેશનું આકર્ષણ કરવાની ક્રીડામાં શિક્ષક સમા એ જ કારણે વિશિષ્ટ પ્રકારના એવા બાલપણાને પામ્યા. શરૂઆતનું બાલપણ જ્યારે કેવલ દુધ પાનમાં જ પર્યાપ્ત થાય છે ત્યારે તે પછીના બાલપણમાં કંઈક વિશિષ્ટતા આવે છે, એ ન્યાયે રામ અને લક્ષ્મણ નામના બાલકોમાં પણ વિશિષ્ટ પ્રકારનું બાલપણ આવ્યું. એ બાલપણના પ્રતાપે તેઓ પિતાની દાઢી-મૂછના વાળોનું આકર્ષણ કરવા લાગ્યા. પોતાના બાળકો જ્યારે દાઢી-મૂછના વાળોને ખીંચે છે ત્યારે મોહમગ્ન પિતાને ઘણો જ આનંદ થાય છે. એ ન્યાયે પોતાના પુત્રરત્નોની એવા પ્રકારની બાલક્રીડાના પ્રતાપે આનંદ પામતા દશરથ મહારાજા, ધાત્રીઓ દ્વારા લાલનપાલન કરતા તે બન્નેય બાળકોને જાણે તે પોતાના બીજા બે દોર્દંડો હોય તેની માફક અતિશય આનંદથી વારંવાર જોતા, અર્થાત્ દશરથમહારાજા તે પુત્રરત્નોને પોતાના ભુજાદંડ જેવા માનતા અને હર્ષભર હૃદયે વારંવાર નીહાળતાં. તે પુણ્યશાલી બાળકો પણ સભામાં બીરાજનારા રાજાઓના અંગો ઉપર સ્પર્શ દ્વારા સુધાને જ જાણે ન વર્ષાવતા હોય તેમ આનંદ આપતા થકા તે રાજાઓના ખોળા ઉપર સંચરવા લાગ્યા, અર્થાત્ એ પુણ્યશાળી બાળકો સભામાં વિરાજતા રાજાઓના ખોળાઓમાં એકથી બીજામાં અને બીજાથી ત્રીજામાં એમ સંચરતા અને એ બાળકોના સ્પર્શથી રાજાઓને પણ પોતા ઉપર અમૃતની વૃષ્ટિ થતી હોય એમ લાગતું અને એથી એ રાજાઓ પણ આનંદપૂર્વક એ રીતે એ બાળકોને ખેલાવતા. આવી આનંદમય રીતે ક્રમસર વૃદ્ધિને પામતા તે બન્નેય બાળકો નીલ અને પીત વસ્ત્રોને ધરતા થઈ ને પાદપાતથી પૃથ્વીતલને કંપાવતા થકા સદાય વિચરવા લાગ્યા. અર્થાત્ એ બાળકો પૈકીના રામ નીલ વસ્ત્રોને ધારણ કરતા અને લક્ષ્મણ પીત વસ્ત્રોને ધારણ કરતા અને એ ઉભય જ્યારે ચાલતા ત્યારે તેઓના પાદપાતથી ધરણી ધ્રુજતી.

આવા પ્રકારના પરાક્રમી એવા તે બન્નેય સાક્ષાત્ અંગધારી પુણ્યના પુંજ જેવા દશરથપુત્રો, કલાચાર્યને માત્ર સાક્ષી રૂપ જ બનાવીને ક્રમસર સઘળી જ કલાઓને શીખી ગયા; અર્થાત્ તે બાળકો એવા પુણ્યશાળી હતા કે જેથી કલાભ્યાસ કરવામાં તેઓને કશી જ મુશ્કેલી ન પડી અને કલાભ્યાસ કરાવવામાં કલાચાર્યને પણ કશી જ મુશ્કેલી ન નડી, કિંતુ કલાચાર્ય તો માત્ર એક સાક્ષીરૂપ જ રહ્યા, અને કલાચાર્યના સાક્ષીપણામાં વિના પ્રયાસે પણ પોતાની પૂર્વની આરાધનાના પ્રતાપે સકલ કલાઓના તે બન્નેય પારગામી થયા. કલાના પારગામી બનવા સાથે તેઓ બલવાન પણ એવા જ બન્યા કે મહાપરાક્રમી એવા તે બન્નેય જેમ લીલામુષ્ટિનાં પ્રહારથી જેમ લીલામાત્રથી હિમના કર્પરને ભાંગી નાકે તેમ પર્વતોને પણ દળી નાંખતા હતા, અર્થાત્ જેમ હિમપાત્રોને લીલાપૂર્વક એક સામાન્ય મુષ્ટિના પ્રહારથી ભેદી નખાય તેમ તે પરાક્રમી બાળકો મુષ્ટિના પ્રહારથી પર્વતોને પણ લીલાપૂર્વક દળી નાખતા હતા. શ્રમના સ્થાનમાં પણ જ્યારે તેઓ બાણને ધનુષ્ય ઉપર ચઢાવતા ત્યારે સૂર્ય

પણ ખૂબ કંપતો અને બિચારો તે વિંધાઈ જવાની શંકાથી ઉંચે જ રહેવા લાગ્યો. પરાક્રમી એવા પણ દુશ્મનોના બળને તેઓ તૃણના જેવું માનતા અને પોતાના શાસ્ત્રકૌશલ્યને તેઓ કૌતુકને માટે જ હોય તેમ માનતા, અર્થાત્ દુશ્મનોને જીતવા એ પણ એ પરાક્રમીઓને મન સરલ હતું અને શાસ્ત્રમાં કુશલતા પ્રાપ્ત કરવી એ પણ એ બુદ્ધિશાળીઓને મન સહેલું હતું.

**દશરથની નિર્ભયતા અને રાજગૃહથી અયોધ્યા :**

આવા પ્રકારે સર્વ રીતે વૃદ્ધિને પામતા પોતાના તે બાળકોના શસ્ત્ર અને અસ્ત્રના કૌશલ્યથી અને ઉંચામાં ઉંચી કોટિના ભુજાબળથી દશરથમહારાજા પોતાને દેવો અને અસુરોથી પણ અજય માનવા લાગ્યા. પોતાના પુત્રોની શસ્ત્રો અને અસ્ત્રોની કુશળતાથી અને અજોડ ભુજાબળથી દશરથમહારાજાને ખાત્રી થઈ ગઈ કે હવે મને દેવો પણ જીતી શકે તેમ નથી અને અસુરો પણ જીતી શકે તેમ નથી. આવા પ્રકારની ખાત્રી થવાથી ભયભીત મટીને દશરથ મહારાજા હવે સંપૂર્ણ નિર્ભય બન્યા, અને જે ભયથી અયોધ્યા કે જે પોતાની મૂળ રાજધાની છે ત્યાં નહોતા જતા તે હવે પોતાના કુમારોના પરાક્રમથી તે ભય ચાલ્યો જવાથી ધીરતાનું અવલંબન કરીને દશરથ મહારાજા ઈક્ષ્વાકુઓની રાજધાની રૂપ અયોધ્યામાં પધાર્યા અને મેઘો વિખરાઈ ગયા પછી પ્રતાપથી દીપતો સૂર્ય જેમ તપે, તેમ દુર્દશાનો નાશ થયા પછી પ્રતાપથી દીપતા દશરથ મહારાજા પણ પૃથિવી ઉપર અનુશાસન કરવા લાગ્યા.

**ભરત અને શત્રુઘ્નનો જન્મ :**

અયોધ્યામાં રાજધાનીને કરતા દશરથ મહારાજાની ધર્મપત્ની કૈકેયી કોઈ એક દિવસે શુભ સ્વપ્નથી સૂચિત થયેલા અને ભરતના ભૂષણસમા ભરત નામના પુત્રને જન્મ આપ્યો, અને સુપ્રભા નામની ધર્મપત્નીએ પણ શત્રુઓને હણનારૂં છે ભુજાઓનું પરાક્રમ જેનું અને કુલને આનંદ આપનાર શત્રુઘ્ન નામના પુત્રને જન્મ આપ્યો.

અર્થાત્ દશરથ મહારાજાને બીજા પણ બે પુત્રો થયા. તેમાંના એક કૈકેયી નામની રાણીથી અને બીજો સુપ્રભા નામની રાણીથી. કૈકેયી નામની રાણીથી ઉત્પન્ન થયેલા ભરતભૂષણરૂપ પુત્રનું નામ ભરત પાડયું અને સુપ્રભા નામની રાણીથી ઉત્પન્ન થયેલા પુત્રનું નામ શત્રુઘ્ન રાખ્યું.

અને એ બન્ને બાળકો પણ જાણે બીજા બળદેવ અને વાસુદેવ જ ન હોય એવા દીપવા લાગ્યા; અર્થાત્ એ બન્ને બાળકો લોકોને બળદેવ અને વાસુદેવની જ ભ્રાંતિ કરાવતા. જેમ સ્નેહના પ્રતાપે બળદેવ અને વાસુદેવ એકબીજાથી અલગ નહોતા રહેતા, તેમ ભરત અને શત્રુઘ્ન પણ સ્નેહથી રાત્રિ અને દિવસ સાથે જ રહેતા, અને ગજદંતોની આકૃતિવાળા પર્વતોથી જેમ મેરૂ નામના મહીધર શોભે છે, તેમ તે ચારે પણ પુત્રોથી દશરથ મહારાજા શોભે છે, અર્થાત્ દશરથ મહારાજા મેરૂ પર્વતની માફક દીપે છે.

[ ૩૨ ]

**કામાતુર અધમ આત્માની કરપીણ વૃત્તિ :**

આ શ્રી જંબૂદ્વીપમાં આવેલા આ જ ભરતક્ષેત્રમાં એક દારૂ નામનું ગામ હતું. એ ગામમાં વસુભૂતિ નામનો બ્રાહ્મણ હતો. તે બ્રાહ્મણને અનુકોશા નામની પત્ની હતી. અનુકોશા નામની પત્નીથી વસુભૂતિ બ્રાહ્મણને અતિભૂતિ નામનો પુત્ર થયો. એ અતિભૂતિ નામના વસુભૂતિ અને અનુકોશાના પુત્રને સરસા નામની પત્ની થઈ. અતિભૂતિની પત્ની સરસા ઉપર ક્યાન નામના એક બ્રાહ્મણને રાગ ઉત્પન્ન થયો. એ રાગના પ્રતાપે તેણે છળથી એક દિવસે તેનું અપહરણ કર્યું.

આ બનાવને ઉદ્દેશીને જ કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે " किं न कुर्यात् स्मरातुरः" કામદેવથી પીડાતો આત્મા શું ન કરે ? અર્થાત્ કામદેવથી પીડાતો આત્મા સઘળાંય પાપો કરવા માટે નિર્લજ્જ હોય છે.

કામાતુર આત્માની આવી પ્રવૃત્તિથી સમજી શકાશે કે કામાતુર આત્માની વૃત્તિને કરપીણ થતાં વાર નથી લાગતી. કામાતુર આત્માઓ પોતાની કામલાલસાઓને સંપૂર્ણ કરવા માટે સામા આત્માનું શું થશે ? તેની એક લેશ પણ ચિંતા નથી કરતા. એ ચિંતાના અભાવે તેઓને અકરણીય કરવામાં કશો જ સંકોચ નથી થતો; અન્યથા પરસ્ત્રીઓનું હરણ એ શું ઓછી ભયંકર વસ્તુ છે ? એ ગમે તેવી ભયંકર વસ્તુ હોય પણ કામાતુર આત્માઓ પોતાની તેવી વૃત્તિના યોગે એક ક્ષણમાં અકાર્ય કરી નાંખે છે, એજ રીતે કયાનક નામના બ્રાહ્મણે અતિભૂતિની સરસા નામની પત્નીનું છળપૂર્વક અપહરણ કર્યું.

**એકની લાલસાથી અનેકો આપત્તિમાં :**

કામાતુર કયાનકે સરસાનું હરણ કર્યું તે પછી અતિભૂતિ નામનો તેનો પતિ દુઃખિત હૃદયે તેને શોધવા નીકળ્યો અને તેની શોધ માટે તે બિચારો એક ભુત ભમે તેની માફક પૃથ્વી ઉપર ખુબ જ ભટક્યો પણ તેને તેનો કશો જ પત્તો મળ્યો નહિ, સરસા નામની પત્નીને પોતાના ઘરમાં નહિ જોવાથી તેની શોધમાં જેમ અતિભૂતિ નીકળ્યો તેમ અતિભૂતિ નામના પુત્રને અને સરસા નામની પુત્રવધૂને નહિ જોવાથી એ ઉભયની શોધ માટે અતિભૂતિની માતા અનુકોશા અને પિતા વસુભૂતિ એ બન્ને પણ પૃથ્વી ઉપર ખૂબજ ફર્યાં.

વિચારો કે એક આત્માની કામલાલસાએ અનેક આત્માઓને કેવી અને કેટલી આપત્તિમાં મૂક્યા ? પત્નીની પાછળ પતિ ભટકે અને પુત્ર તથા પુત્રવધૂ માટે માતાપિતા પણ આથડે અને એ રીતે ત્રણેય આત્માઓ કારમી વિયોગવેદનાઓ સહે, એ સઘળાયમાં હેતુ એક કયાનની કામ લાલસા જ છે કે બીજું કાંઈ છે ? અર્થ અને કામની આશક્તિનો એ પ્રભાવ જ છે કે એના ઉપાસક આત્માઓ અનેકને આફતમાં મૂક્યા જ કરે છે.

પુણ્યશાળી આત્માઓને અચાનક હિતકર વસ્તુનો યોગ થઈ જાય છે. પુત્ર અને પુત્રવધૂની શોધ માટે નીકળેલ વસુભૂતિ અને અનુકોશા ખૂબ જ ભટક્યાં, પણ તેઓને પુત્ર કે પુત્રવધૂ ઉભયમાંથી એકનું પણ દર્શન થયું નહિ; આથી ઉદ્‌વિગ્ન હૃદયે ભટકતાં તેઓને કોઈ એક દિવસ સાધુમહારાજાનું દર્શન થયું. સાધુના દર્શનથી તે બંનેય પુણ્યાત્માઓને અંતઃકરણમાં ભક્તિ જાગી. હૃદયમાં જાગેલી ભક્તિના યોગે તે બંનેય પુણ્યાત્માઓએ સાધુમહારાજાને વંદન કર્યું.

**દુઃખીને પણ ધર્મનું જ દાન કરવાનું હોય છે :**

આપણે જાણીએ છીએ કે આ વસુભૂતિ અને અનુકોશા બન્નેય દુઃખી અવસ્થામાં ભટકે છે અને તેઓના મુખ ઉપર છવાયેલી ઉદ્‌વિગ્નતાના દર્શનથી સાધુમહારાજા પણ આ આત્માઓ દુઃખી છે એમ ખુશીથી કળી શકે છે, તે છતાં પણ એ પરમ ઉપકારી સાધુમહારાજાએ તેઓને તેઓના દુઃખને લગતી પ્રશ્નપરંપરા નહિ કરતાં ધર્મનું જ દાન કર્યું.

જે કારણે વસુભૂતિ અને અનુકોશા એ બન્નેય જણે તે સાધુમહારાજા પાસેથી ધર્મનું શ્રવણ કર્યું, ધર્મશ્રવણના પ્રતાપે તે બન્નેય જણે વ્રતને એટલે દીક્ષાને અંગીકાર કરી. દીક્ષા અંગીકાર કર્યા પછી વસુભૂતિ ગુરૂદેવની સેવામાં રહ્યા અને ગુરૂદેવની આજ્ઞાથી અનુકોશા કમલશ્રી નામની આર્યિકા એટલે સાધ્વીની સેવામાં ગઈ.

**વ્રતનું અલ્પમાં અલ્પ ફળ પણ દેવલોક જ :**

વિચારો કે સદ્ગુરૂનો પ્રતાપ આત્માને કેવી રીતે ફળે છે ? સદ્ગુરૂના યોગને સફળ કરવાનો પ્રયત્ન કરનારા આત્માઓ જરૂર તે યોગને સુંદરમાં સુંદર રીતે સફળ કરે છે. જો એમ ન બનતું હોત તો પુત્ર અને પુત્રવધૂની શોધ માટે નીકળેલા આત્માઓને એકદમ વૈરાગ્ય કેમ જ થાય ? પ્રભુશાસન ફરમાવે છે કે યોગ્ય આત્માને સુંદર યોગ મળવો જોઈએ; સુંદર યોગ મળતાંની સાથે જ યોગ્ય આત્માઓની પરિણતિનો પલટો થઈ જાય છે. મોહમગ્ન હોઈ પુત્ર તથા પુત્રવધૂની શોધ માટે નીકળેલ વસુભૂતિ અને અનુકોશાનુ અંતઃકરણ સાધુનાં દર્શનથી એકદમ પલટ્યું અને સાધુએ આપેલ ધર્મદેશનાથી પલળ્યું એના પરિણામે એ બન્નેય પુણ્યાત્માઓએ સંસાર તજ્યો અને સાધુતાનો સ્વીકાર કર્યો. સાધુતાના સ્વીકાર પછી સદ્ગુરૂની નિશ્રામાં રહીને એ બન્ને પુણ્યાત્માઓએ સાધુતાનું સેવન સારામાં સારી રીતે કર્યું, સાધુતાના પાલનમાં જ રક્ત બનેલ તે બંનેય કાળધર્મ પામીને સૌધર્મકલ્પમાં દેવ તરીકે ઉત્પન્ન થયાં.

આ પ્રસંગે વ્રતનું અલ્પમાં અલ્પ ફળ દર્શાવતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે 'व्रते ह्यात्रेकाह्ममात्रेऽपि, न स्वर्गादन्यतो गतिः' એક દિવસના પણ વ્રતના પાલનથી આત્માની સ્વર્ગગતિ સિવાય અન્ય ગતિ થતી નથી.

વ્રતની આરાધનાના પ્રતાપે સૌધર્મ દેવલોકમાં દેવ તરીકે ઉત્પન્ન થયેલ વસુભૂતિ અને અનુકોશા ત્યાંથી ચ્યવીને આ જ ભરતક્ષેત્રમાં આવેલા વૈતાઢય પર્વત ઉપર પ્રતિષ્ઠિત થયેલા રથનૂપુર નામના નગરના નાથ તરીકે ચંદ્રગતિ નામના રાજા થયા અને અનુકોશા પણ તે દેવલોકમાંથી ચ્યવીને તેજ એટલે રથનૂપુર નગરના નાથ ચંદ્રગતિ નામના વિદ્યાધરપ્રભુની પત્ની તરીકે થઈ. તેનું નામ પુષ્પવતી હતું અને તે સતી હોવા સાથે આર્ય ચરિતવાળી હતી.

અતિભૂતિની પત્ની જે સરસા કે જેનું ક્યાનક નામના બ્રાહ્મણે હરણ કર્યું હતું. તેને પણ પુણ્યોદયે એક સાધ્વીનો સુયોગ મળ્યો, તે પણ કોઈપણ એક સુસાધ્વીના યોગથી વિરાગિણી બની. વિરાગિણી બનેલી સરસાએ પ્રવ્રજ્યા અંગીકાર કરી અને પાળી. એના પરિણામે તે પણ કાળધર્મ પામીને ઈશાન નામના બીજા દેવલોકમાં દેવી તરીકે ઉત્પન્ન થઈ.

પોતાની પત્ની સરસાની શોધમાં નીકળેલો અતિભૂતિ, પોતાની પત્ની નહિ શોધી શકવાથી તેના વિરહથી ખૂબ જ પીડિત થયો. તેના વિરહની પીડામાને પીડામાં તે મરણ પામ્યો, સંસારમાં ભટક્યો અને ચિરકાલ સુધી મોહાધીનતાના પ્રતાપે ચિરસમય સુધી સંસારમાં ભ્રમણ કરીને તે કોઈક સમયે હંસના બાલ તરીકે ઉત્પન્ન થયો. હંસના બચ્ચા તરીકે ઉત્પન્ન થયેલા અતિભૂતિને કોઈ એક દિવસે શ્યેન નામના પક્ષીએ પકડયો. શ્યેન પક્ષીથી ભક્ષણ કરાતો તે સાધુની પાસે પડયો. કંઠે આવ્યા છે પ્રાણ જેને એવા તે હંસબાળને સાધુએ નમસ્કારમંત્ર આપ્યો. અતિશય મોટા એવા નમસ્કારમહામંત્રના પ્રભાવથી તે હંસબાળ મરીને કિન્નરોમાં દશ હજાર વર્ષના આયુષ્યવાળો દેવ થયો. એ કિન્નરદેવપણામાંથી ચ્યવીને વિદગ્ધ નામના નગરમાં પ્રકાશસિંહ નામના રાજાની પ્રવરાવલી નામની પત્નીથી કુંડલમંડિત નામના પુત્ર તરીકે તે ઉત્પન્ન થયો; અર્થાત્ અતિભૂતિ મોહાસક્તિના પ્રતાપે સંસારમાં રૂલ્યો અને હંસબાળ તરીકે ઉત્પન્ન થયો તથા ત્યાંથી નમસ્કારમંત્રના મહાપ્રભાવે કિન્નરસુર તરીકે થયો અને ત્યાંથી ચ્યવીને કુંડલમંડિત નામના રાજપુત્ર તરીકે ઉત્પન્ન થયો.

ભોગોમાં અતિશય આસક્ત એવો ક્યાન પણ પોતાની ભોગાશક્તિના પ્રતાપે ભવાટવીમાં ખૂબ જ ભટક્યો. ભવાટવીમાં ઘણું ભ્રમણ કર્યા પછી તે ચક્રપુર નામના નગરમાં ચક્રધ્વજ નામના રાજાના ધૂમકેશ નામના પુરોહિતની સ્વાહા નામની પત્નીના પુત્ર તરીકે ઉત્પન્ન થયો અને ત્યાં તેનું નામ પિંગલ પાડવામાં આવ્યું.

**મોહનું કેવું મહાકારમું નાટક :**

ભામંડલ અને સીતાદેવીની ઉત્પત્તિના ઉપક્રમના વર્ણનમાં આગળ વધીએ તે પહેલાં દારૂ નામના ગામમાં બનેલા આ બનાવ ઉપર કંઈક વિચાર કરીએ.

આ આખોએ બનાવ સંસારની કારમી દશાનું ખરેખરૂં ભાન કરાવે છે. કારણ કે ક્યાન નામનો વિષયાસક્ત બ્રાહ્મણ અતિભૂતિની સરસા નામની પત્નીનું છલપૂર્વક હરણ કરી જાય છે, અને સરસા નામની પત્નીના હરણથી વિહ્વલ બનેલો અતિભૂતિ પણ પોતાના માતાપિતાનો ત્યાગ કરીને તેની શોધમાં ચાલી નીકળે છે તથા મોહમગ્ન બનેલાં માતાપિતા વળી એ બન્નેયની શોધમાં નીકળી પડે છે.

વિચારો કે આ બધાય બનાવોમાં એક મોહના જ નાટક સિવાય અન્ય શું છે ? અન્ય પુરૂષ અન્યની સ્ત્રી ઉપાડી જાય, પતિ પત્ની ખાતર માતાપિતાને વિસરી જાય અને ઉંમર લાયક પુત્ર અને પુત્રવધૂની શોધમાં માતાપિતા રખડે; આ બધુંય મોહરાજાનું એક કારમું નાટક નહિ તો બીજું છે પણ શું ?

આ ઉપરથી એ પણ વિચારો કે મોહરાજા પોતાને આધીન આત્માઓ પાસે શું શું કરાવે છે ? આવું કારમું મોહનું નાટક પ્રાયઃ સદા અને સર્વત્ર થતું જોવાય છે અને સંભળાય છે, તે છતાં પણ આત્માઓ તેનાથી ઉદ્વિગ્ન બનવાને બદલે ઉલટું વધુને વધુ જ મોહની કારવાઈમાં આસક્ત બને છે, એ શું ઓછું વિચારણીય છે ? અતિભૂતિ અને ક્યાન તો અંત સુધી મોહમગ્ન જ બન્યા રહ્યા. પત્નીની પ્રાપ્તિ ન થઈ તે છતાં પણ અતિભૂતિએ એની જ ઝંખનામાં પોતાના પ્રાણ તજ્યા, અર્થાત્ પ્રાણ જતાં સુધી પત્નીની ઝંખના ન તજી અને ક્યાન પણ અંત સુધી આસક્તને આસક્ત જ રહ્યો. આવી દશા ઘણાં આત્માઓની હોય છે, જીવન બરબાદ કરે તે હા, પણ જીવનને બરબાદ કરનારી વસ્તુને ન તજે. મોહરાજાના આવા કારમા નાટકમાં ફસાઈ જવું એ કોઈ પણ રીતે હિતના અર્થી માટે યોગ્ય નથી.

આવા પ્રસંગે જો અતિભૂતિના માતાપિતાને અને પત્નીને સાધુમહારાજા તથા સાધ્વીઓનો યોગ ન થયો હોત તો તેઓ પણ પોતાના જીવનને કદી જ ન સુધારી શકત, કારણ કે તેઓ સિવાય તદ્દન શુદ્ધ સલાહ આપનાર હિતૈષી આ વિશ્વમાં અન્ય કોઈ જ નથી. એજ કારણે પંડિત શ્રી વિરવિજયજી મ. પણ પૂજામાં તદ્દન સ્પષ્ટપણે ફરમાવે છે કે -

> ''શીતલ નહિ છાયા રે આ સંસારની, કુડી છે માયા રે આ સંસારની.
> કાચની કાયા રે છેવટે છારની, સાચી એક માયા રે જિન અણગારની.''

(બાર વ્રતની પૂજા : ૧૨મી પૂજા)

મોહની પરવશતાથી ભટકી રહેલા અતિભૂતિને પણ જો કોઈએ બચાવ્યો હોય તો તે એક જિન અણગારે જ. એના જેવા ઉપકારી સિવાય તિર્યંચ ગતિમાં અને તે પણ મરણ દશાએ પહોંચેલા આત્માને અન્ય કોણ બચાવે ? અને બચાવવા ધારે તો બચાવે પણ શાથી ? શ્રી જિનના અણગાર પાસે તો એક એવો મહાપ્રભાવશાલી મંત્ર છે કે જે મંત્રના પ્રભાવે તે એક સશક્ત આત્માની માફક અશક્ત આત્માને પણ જો તે યોગ્ય હોય તો બચાવી શકે છે. મરણદશાએ પહોંચેલા હંસપોતને દેવ બનાવનાર કોઈ હોય તો તે એક શ્રી જિનના અણગાર જ હતા, એ આપણે જોઈ આવ્યા. એવી દશામાં પડેલા તિર્યંચ ઉપર પણ દયાર્દ્ર તેવા અણગાર જ અગર તો તેવા

અણગારના અનુયાયી જ બને. એ પરમ કરૂણાથી ભરેલા અણગારે મરણની અણીએ પહોંચેલા હંસપોતને નમસ્કાર મહામંત્રનું દાન કર્યું અને સાચા દાતારના દાનનો જો એ હંસપોતે સ્વીકાર કર્યો તો તેની દુર્ગતિ અટકી ગઈ અને સદ્ગતિ થઈ ગઈ.

આવી આવી વસ્તુઓ આવા આવા બનાવો ઉપરથી ખૂબ ખૂબ વિચારવી જોઈએ. એવી એવી વસ્તુઓની વિચારણાથી સંસારની અસરતા અને ધર્મની શ્રેયસાધકતા સહેલાઈથી સમજી શકાય છે.

[ ૩૩ ]

**ભોગશક્તિની અતિશય ભયંકરતા :**

અનંત ઉપકારી મહાપુરૂષો ભોગાશક્તિની જે ભયંકરતા વર્ણવે છે તેનો સાક્ષાત્કાર આપણને આ પિંગલ કરાવે છે. આ પિંગલ કોણ છે એ તો આપણે જાણીએ છીએ. તેણે પોતાના ક્યાન તરીકેના ભવમાં ભોગાશક્તિના પ્રતાપે અતિભૂતિની પત્ની સરસાનું છળપૂર્વક અપહરણ કર્યું હતું અને આ પિંગલ તરીકેના ભવમાં પણ એ કારમી ભોગાશક્તિના પ્રતાપે તે શું કરે છે એનું વર્ણન કરતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે તે પિંગલ નામનો પુરોહિતપુત્ર, રાજા ચક્રધ્વજની અતિસુંદરી નામની પુત્રીની સાથે એક જ ગુરૂની પાસે ભણતો હતો. સાથે ભણતાં કેટલોક કાળ વિત્યા બાદ એ બન્નેયને પરસ્પર અનુરાગ ઉત્પન્ન થયો. એ અનુરાગના પરિણામે પિંગલે છળથી તેનું અપહરણ કર્યું. એ રીતે અપહરણ કરીને તે વિદગ્ધ નામના નગરે ગયો. વિજ્ઞાનથી રહિત એવો તે, તે નગરની અંદર ઘાસ અને લાકડાં આદિને વેચીને પોતાની આજીવિકા ચલાવતો હતો. આ કારવાઈને અનુલક્ષીને કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે 'નિર્ગુણી આત્મા માટે આ જ ઉચિત છે.'

વિચારો કે આના જેવી બીજી ભોગાશક્તિની ભયંકરતા આ લોકમાં શી હોઈ શકે ? કારમી ભોગાશક્તિના પરિણામે પિંગલ, પોતાના પિતા જે રાજાના પુરોહિત છે તે જ રાજાની પુત્રી ઉપર અનુરાગી બને છે, અને છળપૂર્વક તેને ઉપાડી પણ જાય છે. આનું પરિણામ અશુભોદય હોય તો આ ભવમાં પણ કારમું આવે, અન્યથા પરભવમાં તો કારમું છે જ : પણ આ બધો વિચાર ભોગાશક્તિની ભયંકરતામાં ફસાયેલા આત્માને નથી જ આવી શકતો. એક પોતાની ભગિની-બેન જેવી ગણાતી રાજપુત્રી ઉપર અનુરાગી બની જવું એ નાની સુની ભોગાશક્તિ ન જ ગણાય, એ કારમી ભોગાશક્તિના પ્રતાપે તેણે ભણવું ગણવું માંડી વાળ્યું અને તેને ઉપાડીને ભાગ્યો અને વિદગ્ધપુરમાં જઈને ઘાસ તથા કાષ્ટ આદિને વેચીને તે પોતાની આજીવિકા ચલાવવા લાગ્યો. આ શું ઓછી અધમતા છે ? પણ ભોગાશક્ત આત્માઓને તો એવી એવી અધમતાઓમાં પણ આનંદ જ આવે છે.

**કામદેવનું મહાકારમું નાટક : કામદેવનું ચાલી રહેલું કારમું સામ્રાજ્ય :**

આ પ્રસંગમાં આગળનો બનાવ તમે સાંભળશો ત્યારે તમને પણ એમ જ લાગશે કે ખરેખર આ સંસારમાં કામદેવનું નાટક પણ કારમું છે. કામદેવ ભલભલા આત્માઓને પાયમાલ કરી નાખવાનું સામર્થ્ય ધરાવે છે. કામદેવના પ્રતાપે પાગલ બની રાજપુત્રી ઉઠાવી લાવનાર પિંગલ કઈ દશા ભોગવે છે ? એ તો આપણે જોઈ ગયા. જેની ખાતર પિંગલ પાગલ બનીને જે નગરમાં કારમી દશા ભોગવે છે તેને તે જ નગરના પ્રકાશસિંહ નામના રાજાનો પુત્ર કુંડલમંડિત જૂએ છે. જેમ કુંડલમંડિત નામના રાજપુત્રે, રાજપુત્રી અતિસુંદરીને જોઈ તેવી

જ રીતે તે રાજપુત્રીએ તે રાજપુત્રને જોયો. જોતાંની સાથે જ તે બંને ને પરસ્પર અનુરાગ ઉત્પન્ન થઈ ગયો. એ અનુરાગ રાગના પ્રતાપે પિંગલે હરીને આણેલી તે રાજપુત્રીનું કુંડલમંડિત નામના રાજપુત્રે અપહરણ કર્યું અને પિતાના ભયથી તે રાજપુત્ર દુર્ગદેશમાં પલ્લી બનાવીને રહ્યો. અનુરાગને વશ બનેલી અતિસુંદરી તો પોતાની ખાતર દુર્દશાને ભોગવતા પિંગલને તજીને પોતાના પ્રેમપાત્ર કુંડલમંડિત નામના રાજપુત્ર સાથે આનંદ ભોગવે છે, ત્યારે પિંગલ અતિસુંદરીના વિરહથી ઉન્મત્ત બનીને પૃથિવી ઉપર પરિભ્રમણ કરે છે.

વિચારો કે કામદેવનું સામ્રાજ્ય પ્રાણીઓ ઉપર કેવું ચાલે છે ? જે કામદેવના પ્રતાપે પુરોહિતનો પુત્ર કુલમર્યાદા આદિ ભૂલીને જે રાજપુત્રીને ઉપાડી જાય છે અને કારમી દુર્દશા ભોગવે છે તે જ રાજપુત્રી વળી નવાની સાથે અનુરાગવાળી બને છે. તેની ઉપરના અનુરાગને યોગે રાજપુત્ર પણ કુલમર્યાદા તજે છે અને પિતા આદિનો પણ પરિત્યાગ કરીને લૂંટારો બને છે. અન્યની ઉપર અનુરાગવતી બનેલી અતિસુંદરી આનંદનો ઉપભોગ કરી રહી છે, ત્યારે તેની ઉપરના પ્રેમને લઈને પિંગલ ઉન્મત્ત બને છે. આ સંસારમાં પ્રાયઃ આવી જ રીતનું કામદેવનું સામ્રાજ્ય પ્રવર્તિ રહેલું છે. ભાગ્યે જ કોઈ એની અસરથી મુક્ત રહી શકે છે. એની અસરથી મુક્ત બનવા માટે જ ધર્મસામ્રાજ્યના સ્વીકારની જરૂર છે.

ધર્મના સામ્રાજ્યને નહી પામેલો એ જ કારણે કારમી રીતે કામદેવને આધીન થઈને ઉન્મત્ત બનેલો પિંગલ પૃથ્વી ઉપર ભટકી રહ્યો છે. ઉન્મત્ત બનીને પૃથ્વી ઉપર પરિભ્રમણ કરતા તેણે કોઈ એક દિવસ ધર્મસામ્રાજ્યના સમ્રાટ તરીકે પૃથ્વી ઉપર વિચરતા આર્યગુપ્ત નામના એક આચાર્ય મહારાજાને જોયા. એ ઉપકારી આચાર્ય મહારાજાએ એવા ઉન્મત્તને પણ ધર્મનું શ્રવણ કરાવ્યું. ઉન્મત્ત બનેલો પિંગલ પણ એ ધર્મનું શ્રવણ કરીને સ્વસ્થ બન્યો. સ્વસ્થ બનેલા તેને શ્રી આચાર્ય ભગવાનના ઉપદેશથી સંસારની અસારતા સમજાણી. સંસારની અસારતા સમજાઈ જવાના પ્રતાપે પિંગલે એ શ્રી આચાર્ય ભગવાનની પાસે દીક્ષા અંગીકાર કરી. દીક્ષાનો સ્વીકાર કરવા છતાં અને એ ઉત્તમ દીક્ષાનું પાલન કરવા છતાં પણ અતિસુંદરી ઉપરનો પ્રેમ એના હૃદયમાંથી ખસ્યો ન હતો એ વસ્તુને જણાવતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા સ્પષ્ટપણે જણાવે છે કે, દીક્ષાનો સ્વીકાર કર્યો તેની હા, અને દીક્ષાનું પાલન કરતો હતો તેની પણ હા, પરંતુ તેણે અતિસુંદરી ઉપરના પ્રેમનો કદી પણ ત્યાગ નહોતો કર્યો. અર્થાત્ એ છેક છેવટ સુધી અતિસુંદરીના પ્રેમને હૃદયમાં રાખી રહ્યો હતો.

આવી વસ્તુને પણ ઉપકારીઓ છૂપાવતા નથી, પણ સ્પષ્ટ કહી દે છે. એટલું જ નહિ પણ એથી પિંગલે સ્વીકારેલી દીક્ષાને વખોડતા પણ નથી, કારણ કે એ ઉપકારી મહાપુરૂષો કર્મની વિચિત્રતાને સારી રીતે સમજતા. સાતિચાર સંયમના પાલનથી પણ નિરતિચાર સંયમના પાલનનું સામર્થ્ય આવે છે. એમ સમજનારા આત્માઓ સારી વસ્તુના સ્વીકારની અને પાલનની મહત્તા કેમ જ ઉડાવે ? જેમ ખરાબ સંસ્કાર આત્માને ખરાબ કરવાનું કરે છે, તેમ સારા સંસ્કાર આત્માને સુધારવાનું કાર્ય પણ કરે જ છે, એ વસ્તુને પણ ઉપકારી આત્માઓ વિસરી નથી જતા. અજ્ઞાનીઓના પ્રલાપ સાથે જ્ઞાનીઓના કથનનો જરા પણ મેળ મળી શકે તેમ નથી. એ વાત આ વાત ઉપરથી પણ સમજવા ધારે તેનાથી સમજી શકાય તેમ છે અને ન સમજવા ધારે તેને તો આ વિશ્વમાં કોઈ જ સમજાવી શકે તેમ નથી.

**અંતે કુંડલમંડિત પણ ધર્મને પામ્યો :**

આર્યગુપ્ત નામના આચાર્ય ભગવાનના પ્રતાપે પિંગલ ઉન્મત્ત મટીને સ્વસ્થ બન્યો અને સંયમ પામ્યો ત્યારે કુંડલમંડિત નામનો રાજપુત્ર અતિસુંદરીના યોગે રાજ્યપાટ તજીને લૂંટારો બન્યો. કારણ કે રાજપુત્રીનું હરણ કરીને પિતાના ભયથી દુર્ગદેશમાં પલ્લી બનાવીને રહેલા તેણે ત્યાં રહ્યે રહ્યે દશરથ મહારાજાની પૃથ્વીને છળથી કુતરાની માફક લૂંટવાનો જ હંમેશને માટે ધંધો શરૂ કર્યો હતો; કારણ કે એ ધંધા વિના વિષયભોગોને ભોગવવાની તેનામાં બીજી શક્તિ જ ન હતી. એ લૂંટના ધંધાના પરિણામે દશરથ મહારાજાએ પોતાના બાલચંદ્ર નામના સામંતને એવી આજ્ઞા કરી કે લૂંટારાને કોઈ પણ રીતે પકડીને મારી પાસે હાજર કરો. એ આજ્ઞાના પ્રતાપે તે સામંતે તેને સૂતેલો પકડયો અને બાંધીને તે દશરથ મહારાજાની પાસે લઈ ગયો. દશરથ મહારાજાએ તેને કારાગારમાં નાખ્યો અને કેટલોક કાલ વીત્યા બાદ કોપ શાંત થવાથી દશરથ મહારાજાએ તે કુંડલમંડિતને પોતાના કારાગારમાંથી છોડયો. કારણ કે મોટા આત્માઓનો કોપ એવો જ હોય છે કે તે દીન અને ક્ષીણ બની ગયેલા શત્રુ ઉપર ટકી શકતો નથી : અર્થાત્ શત્રુને પણ દીન અને ક્ષીણ જાૂએ કે તરતજ શત્રુ ઉપરનો ગુસ્સો પણ મોટાઓના અંતરમાં રહી શકતો નથી પણ શમી જાય છે. શત્રુને દુર્દશામાં રીબાતો જોવા છતાં પણ જેઓ ક્રોધથી સળગ્યા કરે છે, તે દુનિયાની દૃષ્ટિએ પણ મોટા આત્માઓ નથી કિંતુ ક્ષુદ્ર આત્માઓ છે. દશરથ મહારાજાની મોટાઈના પ્રતાપે છૂટી શકેલો કુડલમંડિત એક જ વિચારમાં પડયો કે હવે કોઈ પણ રીતે પિતાના રાજ્યને મેળવવું એ ઈચ્છાથી પૃથ્વી ઉપર ભ્રમણ કરતા તેને મુનિચંદ્ર નામના મુનિનો મેળાપ થયો. એ મુનિ પાસેથી ધર્મનું શ્રવણ કરીને તે રાજપુત્ર પણ શ્રાવક બન્યો, એટલે કે તેણે શ્રાવક ધર્મનો સ્વીકાર કર્યો.

શ્રાવકપણાનો સ્વીકાર કરવા છતાં પણ તેની રાજ્ય મેળવવાની ઈચ્છા શમી નહિ. ઈચ્છા ગમે તેટલી કરવામાં આવે તો પણ ભાગ્ય વિના ઈચ્છેલું નથી મળી શકતું એ નિશ્ચિત છે. આ આગમસિદ્ધ સાથે યુક્તિસિદ્ધ સિદ્ધાંતનો પણ સ્વીકાર નહિ કરી શકનારા આત્માઓ નિષ્કારણ આધિથી પીડાયા જ કરે છે. વ્યાધિ કરતાંય વિશ્વના પ્રાણીઓને આધિ બહુ રીબાવે છે. વ્યાધિ આવે છે અને જાય છે પણ આધિ તો સદાની થઈને રહે છે. એ આધિને ટાળવા માટે આ સિદ્ધાંત એક અમોઘ ઉપાય છે, પણ એ સિદ્ધાંતને સદાય દ્રષ્ટિ સમક્ષ તે જ રાખી શકે છે કે જે નિરંતર અનંતજ્ઞાનીઓની આજ્ઞાનું જ ચિંત્વન કર્યા કરે છે. અનંતજ્ઞાનીઓની આજ્ઞાના અખંડિત ચિંત્વન સિવાય આધિનો વિનાશ થતો જ નથી, એ જ કારણે શ્રાવકપણું પામવા છતા પણ અનંતજ્ઞાનીઓની આજ્ઞાના અખંડિત ચિંત્વનના અભાવે કુંડલમંડિત પિતાના રાજ્યને મેળવવાની આધિથી મુક્ત છેક છેવટની ઘડી સુધી ન બન્યો તે ન જ બન્યો. એટલે એ ઈચ્છામાંને ઈચ્છામાં જ તે મરણ પામ્યો અને મરણ પામીને તે મિથિલા નામની મહાપુરીમાં જનક રાજાની વિદેહા નામની ભાર્યાના ગર્ભમાં પુત્ર તરીકે ઉત્પન્ન થયો.

અતિભૂતિની પત્ની સરસા કે જે સાધ્વીના સુયોગને પામીને દીક્ષાની આરાધનાના પ્રતાપે ઈશાન દેવલોકમાં દેવી તરીકે ઉત્પન્ન થઈ હતી, તે પણ ભવમાં ભ્રમણ કરીને વેગવતી નામની પુરોહિતપુત્રી થઈ. એ અવસ્થામાં પણ પુણ્યોદયે તેને સદ્ગુરૂનો યોગ થયો. સદ્ગુરૂના પ્રતાપે તે વિરાગિણી બની. વૈરાગ્યના યોગે તેણે દીક્ષા અંગીકાર કરી અને દીક્ષાનું પાલન કરતી તે કાળધર્મને પામીને બ્રહ્મલોક નામના દેવલોકમાં ગઈ. તે દેવલોકમાંથી ચ્યવીને તે, જે વખતે કુંડલમંડિતનો જીવ વિદેહાના ગર્ભમાં પુત્ર તરીકે ઉત્પન્ન થયો, તે વખતે વિદેહાના ઉદરમાં કુંડલમંડિતના જીવના યુગ્મપણાએ કરીને ઉત્પન્ન થઈ.

[ ૩૪ ]

**સંસારની કારમી વિરસતા :**

સંસાર એ કેવો વિરસ છે, એ વસ્તુ આપણે ભામંડલ અને સીતાદેવીની ઉત્પત્તિના ઉપક્રમમાં જોઈ આવ્યા. સંસારની આવી વિરસતા જોયા પછી, એવા વિરસ સંસારમાં મોહાંધ આત્મા સિવાય અન્ય કોણ રાચે ? સંસારમાં એકનો એક આત્મા મોહવશ થઈને કેવું કારમું નાટક ભજવે છે ? એ શું આ પ્રસંગ ઉપરથી નથી સમજી શકાતું ? સમજાવા છતાં પણ મોહમગ્ન આત્માઓને એવુ નાટક ભજવવામાં જ આનંદ આવે છે, એ જ આ સંસારની કારમી વિરસતા છે. આવી કારમી વિરસતામાં રસમયતા માનનારાઓને એ વિરસતાનું ભાન નથી જ થતું, અન્યથા શું પિંગલ એ વાત સમજી શકે તેમ ન હતો કે જે અતિસુંદરી મારી ખાતર પોતાના માતા, પિતા અને રાજ્યઋદ્ધિને તજી શકી હતી, તે મારા કરતા અધિક વિષયસુખ આપનારો મળે તો તેની ખાતર મારો પણ ત્યાગ અવશ્ય અને સહેલાઈથી કરી શકે ! પણ સંસારની વિરસતામાં રસમયતા માનનારાઓ એ વસ્તુ ન સમજી શકે એ તદ્દન બનવાજોગ છે, એના જ પરિણામે સાધુપણું પામવા છતાં પણ કુલટા અતિસુંદરી ઉપરના પ્રેમને તે ન જ તજી શક્યો. સાધુપણાના પાલનમાં એનું સ્મરણ ન ભૂલાય એ વિરસતામાં પણ કેવી રસમયમાનીતા ? વિરસતામાં પણ રસમયમાનીતા એ પણ સંસારની વિરસતાનું જ પરિણામ છે.

આ સંસારના સ્વરૂપનો જેમ જેમ વધુ વિચાર કરવામાં આવે તેમ તેમ તેની વિરસતા વધુને વધુ પ્રતીત થાય તેમ છે એ તદ્દન શંકા વિનાની વાત છે. આપણે જોઈ ગયા છીએ કે અતિભૂતિ અને સરસા એ પતિપત્ની હતાં એ બંને પતિપત્ની મટીને સંસારમાં પરિભ્રમણ કરવા લાગ્યા. સંસારમાં પરિભ્રમણ કરતો અતિભૂતિ એક ભવમાં હંસ બન્યો, હંસપણામાં મરતી વખતે મુનિ મહારાજ દ્વારા નવકારમહામંત્રને પામ્યો, તેના પ્રભાવે ત્યાંથી મરીને કિન્નરોમાં સુર તરીકે થયો. તે સુરપણામાં ચ્યવીને વિદગ્ધપુરમાં કુંડલમંડિત નામે રાજપુત્ર થયો અને ત્યાં પણ કામાતુર બની અનેક અકાર્યો કરવાના પરિણામે અનેક પ્રકારની આપત્તિઓ વેઠી રાજ્યની ઈચ્છામાં ને ઈચ્છામાં જ તે મરણ મામ્યો, અને જનકમહારાજાની વિદેહા નામની ભાર્યાના ગર્ભમાં પુત્ર તરીકે ઉત્પન્ન થયો. એજ રીતે સરસા પણ સાધ્વીપણાના પાલનથી સરસા મટીને ઈશાન દેવલોકમાં દેવી થઈ, તે પછી સંસારમાં ભ્રમણ કર્યા બાદ પુરોહિત પુત્રી થઈ. ત્યાં પણ સાધ્વીપણું પામી, ત્યાંથી સાધ્વીપણામાં જ કાળધર્મ પામીને બ્રહ્મલોક નામના દેવલોકમાં દેવ થઈ અને ત્યાંથી ચ્યવીને તે એ જ જનકમહારાજાની ભાર્યા વિદેહાદેવીના ગર્ભમાં કુંડલમંડિતનો જે જીવ તેની સાથે જોડલા રૂપે પુત્રી તરીકે ઉત્પન્ન થઈ

**સંસારમાં અજ્ઞાનનો કારમો ઉત્પાત :**

આ ઉપરથી સમજી શકાશે કે અતિભૂતિ અને સરસા પતિપત્ની મટીને ભાઈબ્હેન તરીકે એક જ સાથે આવીને ગર્ભમાં ઉત્પન્ન થયાં છે. ખરેખર આ સંસારમાં ભટકતા આત્માઓ કોઈ અજબ રીતે મોહરાજાની આજ્ઞા મુજબનું અજબ જ નાટક ભજવે છેઃ એ જ કારણે સંસારભાવનાનું સ્વરૂપ દર્શાવતાં ઉપકારીઓ પણ એમ જ ફરમાવે છે કે,

**" माता भूत्वा दुहिता, भगिनी भार्या च भवति संसारे ।**
**व्रजति सुतः पितृतां, भ्रातृतां पुनः शत्रुतां चैव ॥ १ ॥"**

(પ્રશમરતિઃ ગાથા ૧૫૬)

*આ સંસારમાં પરિભ્રમણ કરતાં પ્રાણીઓની જે માતા બની હોય છે, તે જ પુનઃ માતા મટીને દીકરી થાય છે, દીકરી મટીને ભગિની થાય છે અને ભગિની મટીને ભાર્યા થાય છે. તેવી જ રીતે પુત્ર પિતાપણાને પામે છે, ભાઈપણાંને પામે છે અને પુનઃ શત્રુપણાને પણ એ જ પામે છે.*

આવા કારમા સંસારમાં અજ્ઞાન આત્માઓ સિવાય અન્ય કોણ રાચે ? એક અજ્ઞાન જ એવી વસ્તુ છે કે જે પોતાને આધીન થયેલા આત્માઓને આ અસાર સંસારમાં રૂલાવે. અજ્ઞાનવશ આત્માઓ સત્ય વસ્તુને સત્યસ્વરૂપે સમજી જ શકતા નથી. એ અજ્ઞાનને દૂર કરવા અને દૂર ન થાય ત્યાં સુધી તેના યોગે અનિચ્છાએ પણ થઈ જતી અહિતકર પ્રવૃત્તિઓથી બચવા કલ્યાણના અર્થીઓએ પોતાની સ્વેચ્છાચારિતા તજવી જોઈએ અને જ્ઞાનીઓની નિશ્રામાં રહેવું જોઈએ - જેઓ સ્વેચ્છાચારિતાના ત્યાગપૂર્વક જ્ઞાનીઓની નિશ્રામાં રહેવાને તૈયાર નથી, તેઓ કોઈ પણ કાળે પોતાનું આત્મશ્રેય સાધી શકવાના જ નથી.

અજ્ઞાન એ કેવી રીતે આત્માને ઉન્માર્ગે દોરી જાય છે, એ પણ આપણને આ પ્રસંગમાંથી જાણવાનું મળી શકે તેમ છે. આવેશ એ જ્ઞાની આત્માને પણ એક ક્ષણમાં અજ્ઞાન બનાવી દે છે અને છેવટ સુધી જો જ્ઞાનીની નિશ્રા ન મળી જાય કે જ્ઞાનીની આજ્ઞાનું સ્મરણ ન થઈ જાય તો જરૂર આત્મા અનર્થ કર્યા વિના નથી રહેતો. એ અનર્થનાં પરિણામ આત્માને અનેક રીતે ભોગવવાં પડે છે, કારણ કે અજ્ઞાન અવસ્થામાં પણ બંધાયેલા કર્મો આત્માને છોડી દેતાં નથી.

**આવેશજન્ય અજ્ઞાનનો ઉત્પાત :**

આવેશથી જન્મેલું અજ્ઞાન જ્ઞાનનો પણ કેવો દુરૂપયોગ કરાવે છે એ વસ્તુ પણ આપણને આ ભામંડલ અને સીતાદેવીની ઉત્પત્તિ અને એ ઉત્પત્તિના સમયે જ થયેલો ઉત્પાતનો પ્રસંગ સમજાવે છે. એ ઉભયની ઉત્પત્તિ અને એ ઉત્પત્તિ પ્રસંગે ઉત્પન્ન થયેલા ઉત્પાતનું પ્રતિપાદન કરતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે,

જનક મહારાજાની વિદેહા નામની ભાર્યાએ, યોગ્ય સમયે એકી સાથે પુત્ર અને કન્યા ઉભયને જન્મ આપ્યો જે સમયે વિદેહા દેવીએ પુત્ર અને કન્યાને જન્મ આપ્યો તે સમયે સાધુપણાને પામવા છતાં અને પાળવા છતાં પણ અતિસુંદરી ઉપરના પ્રેમને નહિ તજી શકેલા પિંગલ નામના ઋષિ મરીને સૌધર્મ નામના પ્રથમ દેવલોકમાં દેવ તરીકે ઉત્પન્ન થયા. ઉત્પન્ન થતાંની સાથે જ તે દેવે અવધિજ્ઞાનથી પોતાનો પૂર્વ જન્મ જોયો. પૂર્વજન્મમાં પોતે પોતાના દુશ્મન તરીકે માનેલા કુંડલમંડિતને તે સમયે જનક રાજાના પુત્ર તરીકે ઉત્પન્ન થયેલો જોયો. પોતાના વૈરીને રાજપુત્ર તરીકે માનેલા કુંડલમંડિતને તે સમયે જનક રાજાના પુત્ર તરીકે ઉત્પન્ન થયેલો જોઈને પૂર્વના વૈરથી તે દેવને એકદમ રોષ ઉત્પન્ન થયો. એ રોષના પ્રતાપે તે દેવે તેને જન્મ પામતાંની સાથે જ હરી લીધો અને હરી લીધા પછી તેણે વિચાર કર્યો કે શું આને હું શિલાના તલ ઉપર અફાળીને એકદમ મારી નાખું ?

ભાગ્યવાનો ! વિચારો આ અવધિજ્ઞાનથી પૂર્વ જન્મને જાણવાનું પરિણામ ! કુંડલમંડિતને શત્રુ તરીકે જાણનાર એ અવધિજ્ઞાની દેવ, પોતાની જાતને શત્રુ તરીકે ન જોઈ શક્યો, સંયમમાં સેવાયેલી દુર્ભાવનાને પણ ન જોઈ શક્યો, અને એક કુંડલમંડિતને શત્રુ તરીકે જોઈને તેને શિક્ષા કરવા જતાં એના માતાપિતા આદિ અનેકને શિક્ષા થઈ જાય છે, એનું ભાન પણ તેને ન રહ્યું, આ બધાયમાં આપણને આવેશજન્ય અજ્ઞાનના ઉત્પાત વિના બીજું શું દેખાય છે ? એવા કારમા અજ્ઞાનના પરિણામે જ્ઞાન પણ અકાર્યના ઉપયોગમાં ઉપયોગી થઈ જાય છે. એવી દુર્દશા ન થઈ જાય એ કારણે પ્રતિસમય જ્ઞાનના ફળ ને લક્ષ્યમાં રાખવું જોઈએ.

આવેશથી ઉત્પન્ન થયેલા અજ્ઞાનના પરિણામે અવધિજ્ઞાની દેવમાં દુર્બુદ્ધિ જાગી અને અકાર્ય કરી પણ દીધું પણ અકાર્યને છેલ્લામાં છેલ્લી હદે પહોંચાડી દેતાં પહેલા બાળકના પુણ્યોદયે કહો કે એ દેવના જ પુણ્યોદયે કહો પણ દેવને પોતાના જ્ઞાનનો સદુપયોગ કરવાનું મન થઈ આવ્યું. એના પરિણામે એ દેવના હૃદયમાં એવા પ્રકારની સદ્ભાવના જન્મી કે જેથી આખીએ દશા જ ફરી ગઈ. એવી શુદ્ધ દશાનો આવિર્ભાવ થવાના કારણે શુદ્ધ અને શાન્તહૃદયી બનેલા તે દેવે વિચાર્યું કે ''પૂર્વ ભવમાં મેં જે દુષ્કર્મને આચર્યું હતું તેનું ફલ તો મેં ઘણા કાલ સુધી

ઘણા ભવોમાં અનુભવ્યું અને દૈવયોગે શ્રમણપણાને પામીને આ ભવમાં આટલી ભૂમિને હું પામ્યો છું, તો હવે ફરીને આ બાળકને હણવાનું પાપકર્મ કરીને શા માટે હું અનંતભવ કરનારો થાઉં ?''

આ પ્રમાણે વિચાર કરીને મારી નાંખવા લાવેલા બાળકને મારી નાખવાનું માંડી વાળ્યું, એટલુ જ નહિ પણ પડતી જ્યોતનો ભ્રમ કરાવે એવા તે તેજસ્વી બાળકને તે દેવે કુંડલ આદિ ભૂષણોથી ભૂષિત કર્યો અને વૈતાઢ્યપર્વતની દક્ષિણ શ્રેણિમાં આવેલા રથનૂપુર નામના નગરના નંદન નામના ઉદ્યાનમાં ધીમે રહીને શય્યામાં મૂકે તેમ તેણે તે બાળકને મૂક્યો.

**જ્ઞાનના સદુપયોગનો ઉત્તમ લાભ :**

જ્ઞાનના સદુપયોગે દેવને દુશ્મનદાવાથી બચાવી લેવા સાથે પોતે કરેલા પાપનો ખ્યાલ કરાવ્યો અને શ્રમણપણાની દુર્લભતાનો ખ્યાલ કરાવવા સાથે ભયંકર પાપથી બચાવવાનું પણ ઉત્તમમાં ઉત્તમ કાર્ય કરાવ્યું. એના પરિણામે તે દેવ નિર્દય મટીને દયાળુ બન્યો. એથી મારવા આણેલા બાળકને જરાપણ તકલીફ ન પડે તે રીતે તેણે યોગ્ય સ્થાનમાં સ્થાપ્યો.

આ સ્થળે એક પ્રશ્ન ઉઠશે કે એ દેવે દયાળુ બનીને જેમ તે બાળકને બચાવી લીધો અને યોગ્ય સ્થાને સ્થાપ્યો, તેમ તે બાળકનાં માતાપિતા આદિને પુત્રવિરહના દુઃખથી બચાવી લેવા માટે તે બાળકને અન્ય સ્થાને મૂકવાને બદલે જનકરાજાના અંતઃપુરમાં મૂકવાની જ સદ્બુદ્ધિ કેમ ન વાપરી ? પણ આના ઉત્તરમાંય એ જ સમજવાનું છે કે આમાં પણ કર્મરાજાનું જ નાટક છે અને એ આગળ ચાલતાં સ્પષ્ટ થઇ જ જશે.

[ ૩૫ ]

**કર્મની વિચિત્રતા વિચારવી જરૂરી છે :**

ભામંડલ અને સીતાદેવીની ઉત્પત્તિની સાથે જ ઉત્પાત થયો એ આપણે જોઇ આવ્યા. એ ઉત્પાતના પરિણામે અન્ય સ્થાને આનંદ અને સ્વસ્થાને શોક- આ ઉભય વસ્તુ બને છે અને એ ઉપરથી વિચારક આત્મા કર્મની વિચિત્રતા ઘણી જ સારી રીતે વિચારી શકે છે.

વિવેકી આત્માને માટે એકે એક પ્રસંગ વૈરાગ્યજનક બની શકે છે. વિવેકી આત્મા વસ્તુ માત્રને ઉપલક દૃષ્ટિએ નથી વિચારતો પણ એના ઊંડાણમાં જેટલું ઉતરવું જરૂરી હોય તેટલું ઊંડુ ઉતરીને વિચારે છે : કારણ કે કોઇ પણ વસ્તુ આકસ્મિક જ હોય છે એમ નથી હોતું. વૈરવૃત્તિના પ્રતાપે ક્રૂર બનેલો દેવતા એકદમ શુભ વિચારણા જાગૃત થવાથી દયાર્દ્ર બનવા છતાં પણ બાળકને જ્યાંથી ઉપાડયો ત્યાં નહિ મૂકી આવતાં અન્યત્ર અને તે પણ અમુક જ સ્થાને મૂકી આવે છે, એ વસ્તુ વિનાકારણ નથી બનતી પણ સકારણ જ બને છે એમ સમજવું એ વિવેકી આત્મા માટે કઠીન નથી. વસ્તુને એ રીતે વિચારનાર વિવેકી કર્મની વિષમતાને ઝટ સમજી શકે છે અને એ રીતની કર્મવિષમતાને સમજનાર આત્મા માટે વૈરાગ્ય એ દુષ્પ્રાપ્ય વસ્તુ નથી. વસ્તુનો વિવેક નથી થતો, એથી જ વૈરાગ્ય અપ્રાપ્ય અથવા દુષ્પ્રાપ્ય લાગે છે : માટે કોઇ પણ વસ્તુને વિચારવામાં જે જાતની ગંભીરતાની જરૂર છે તે અવશ્ય પ્રાપ્ત કરવા જેવી છે. ગંભીરતાના અભાવે મહત્ત્વની વસ્તુ પણ ક્ષુદ્ર લાગે છે અને એ બહુ જ અહિતકર છે.

**એક બાજુ આનંદ : બીજી બાજુ શોક :**

પાપના ઉદયે પ્રાપ્ત વસ્તુ જેમ ચાલી જાય છે તેમ પુણ્યના પ્રતાપે પુણ્યશાલી આત્માને અતર્કિત રીતે ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થઇ જાય છે અને જેનું પુણ્ય જાગતું હોય છે તે આત્માને દુશ્મન પણ મારી નથી શકતો તથા મળી હોય તેના કરતાં પણ અધિક સુંદર સામગ્રીનો સુયોગ થઇ જાય છે. આ વાત પણ આ પ્રસંગ આપણને

સારી રીતે સમજાવે છે : કારણ કે પુત્રની ઉત્પત્તિ થઇ જનકરાજાના અંતઃપુરમાં અને માતાપિતા કોઇ અન્ય જ બને છે, તથા મારવા લઇ જનાર દેવ ભૂચર રાજાના પુત્રને ખેચર રાજાના પુત્ર તરીકે બનાવી દે છે.

આપણે જોઇ આવ્યા છીએ કે વિદેહાદેવીની કુક્ષિથી ઉત્પન્ન થયેલા પુત્રને ઉપાડી જનાર દેવ, એકદમ સુંદર વિચારોને ધરાવનારો બની જવાથી વૈરવૃત્તિને વિસારી દઇને મારવાના વિચારથી પાછો ફરી ગયો અને દિવ્ય અલંકારોથી વિભૂષિત બનાવી તે બાળકને જ્યાં ત્યાં અને જેમ તેમ નહિ મૂકી આવતાં વૈતાઢ્ય પર્વતની દક્ષિણ શ્રેણિમાં આવેલાં રથનૂપુર નગરના નંદન નામના ઉદ્યાનમાં ધીમે રહીને એટલે તેને જરા પણ તકલીફ ન પડે તે રીતે મૂકી આવ્યો. દેવ મૂકીને ગયા પછી જાણે કોઇ જ્યોતિ જ ન પડતી હોય તેવા ભ્રમને કરાવનાર તે બાળકને જોઇને 'આ શું ?' એ પ્રમાણે સંભ્રાન્ત બની ગયેલા ચંદ્રગતિ નામના વિદ્યાધર રાજા, તેના પ્રકાશને અનુસારે નંદન નામના ઉપવનમાં ગયા. ઉપવનમાં ગયેલા તે વિદ્યાધરોના ઈંદ્રિ, દિવ્ય અલંકારોથી વિભૂષિત થયેલા તે બાળકને ત્યાં જોયો. આવા સુંદર બાળકને જોઇને આનંદમાં આવી ગયેલા તે વિદ્યાધરોના ઈંદ્રિ, તે બાળકને પોતાના પુત્ર તરીકે કરીને પોતે જાતે જ ઉપાડી લીધો, કારણ કે તે પુત્ર વિનાના હતા. એવા સુંદર બાળકને પોતાની જાતે લાવીને તે વિદ્યાધરોના ઈંદ્રિ, પોતાની પુષ્પવતી નામની પ્રિયતમાને સમર્પણ કર્યો, એટલું જ નહિ પણ રાજાએ પોતાના નગરમાં देव्यद्य सुषुवे पुत्रम् આજે શ્રીમતી પુષ્પવતી નામની દેવીએ પુત્રને જન્મ આપ્યો છે, આ પ્રમાણેની ઉદ્‌ઘોષણા કરાવી.

એવા પ્રકારની ઉદ્‌ઘોષણા કરાવ્યા બાદ તે બાળકનો તે રાજાએ અને નગરના લોકોએ સુંદર જન્મોત્સવ ઉજવ્યો. 'ભા' એકલે ક્રાંતિ તેના મંડલના સંબંધથી તે બાળક નામથી ભામંડલ કહેવાયો : અર્થાત્ તે બાળકનું નામ ભામંડલ પાડી તે રાજા રાણીએ સપુત્રીયા તરીકેનો આનંદ લૂંટવા માંડયો અને પુષ્પવતી તથા ચંદ્રગતિનાં નેત્રોરૂપ જે કમલો તેને વિકસિત કરવા માટે ચંદ્રમા સમાન એ જ કારણે વિદ્યાધરીઓના હસ્તથી લાલનપાલન કરાતો તે બાળક વધવા લાગ્યો.

જ્યારે એક બાજુએ આ રીતે ચંદ્રગતિ નામના વિદ્યાધરોમાં ઈંદ્રસમા મહારાજાના અંતઃપુર આદિમાં આનંદ મચી રહ્યો છે, ત્યારે બીજી બાજુએ જનકમહારાજાના અંતઃપુર આદિમાં શું બની રહ્યું છે, એનું વર્ણન કરતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા જણાવે છે કે, આ બાજુ પુત્રનું અપહરણ થયું, એ જાણવાની સાથે જ કરૂણસ્વરે રૂદન કરતી વિદેહાદેવીએ બંધુઓને શોકરૂપ મહાસાગરમાં પટકયા; અર્થાત્ પુત્રના અપહરણથી કરૂણસ્વરે રોવા માંડયું અને એથી સઘળાય સ્વજન સંબંધીઓ શોકરૂપ મહાસાગરમાં એકદમ ડૂબી ગયા.

પુત્રનું અપહરણ થયું એમ જાણતાંની સાથે જ જનક મહારાજાએ દરેકે દરેક દિશામાં માણસોને મોકલીને તે બાળકની શોધ કરાવી. ઘણો સમય શોધ કરાવી તે છતાં પણ તે બાળકના સમાચાર કોઇ પણ સ્થળેથી જનકમહારાજા મેળવી શકયા નહિ.

અનેક પ્રકારે શોધ કરાવવા છતાં પણ જ્યારે પત્તો ન જ લાગ્યો, ત્યારે જનકમહારાજાએ,- 'આ પુત્રીમાં અનેક ગુણોરૂપી સસ્યોના પ્રરોહો છે'- એ પ્રમાણે માનીને યુગલપણે ઉત્પન્ન થયેલી પોતાની દીકરીનું નામ સીતા પાડયું અને એ પછી જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ તેઓનો શોક મંદ થયો, કારણ કે આ સંસારમાં શોક અને હર્ષ મનુષ્યને આવે છે અને જાય છે અર્થાત્ - આ સંસાર જ એવો છે કે એમાં રાચીમાચીને રહેલા આત્માઓને કદી શોક તો કદી હર્ષ એમ ચાલ્યા જ કરે છે. એ દ્વંદ્વની ઉપાધિથી જો બચવું જ હોય તો સંસારની આસક્તિ તજીને મોક્ષમાર્ગના ઉપાસક બનવું જ જોઇએ, કારણ કે એ સિવાય શાશ્વત્ સુખનો અન્ય કોઇ ઉપાય જ નથી.

**સીતાજીની વૃદ્ધિ અને જનકરાજાનો શોક :**

ઉત્તમ માતા અને પિતાના સહવાસથી ઉછરતી સીતા, રૂપ અને લાવણ્યની સંપદા સાથે વૃદ્ધિ પામવા લાગી. વૃદ્ધિ પામતી તે ધીમે ધીમે ચંદ્રલેખાની માફક કલાપૂર્ણ બની ગઇ. પવિત્ર લાવણ્યરૂપી લહરીઓથી નદી જેવી અને કમલ જેવાં નેત્રોવાળી તે ક્રમે કરીને યૌવનને પામી ત્યારે સમુદ્રની પુત્રી જે લક્ષ્મી તેના જેવી દેખાવા લાગી; અર્થાત્ કમલનાં જેવાં નેત્રોવાળી તે જ્યારે યૌવનને પામી ત્યારે તેના અંગ ઉપર પવિત્ર લાવણ્યની લહરીઓ એવી વહેતી હતી કે જેથી તે નદી જેવી લાગતી અને લોકોની દૃષ્ટિએ તે લક્ષ્મીના જેવી દેખાતી. લક્ષ્મીના જેવી દેખાતી આ મારી પ્રાણપ્રિય પુત્રી સીતાને યોગ્ય એવો વર કોણ થશે ? આ પ્રમાણે સીતાદેવીના પિતા જનક નામના પૃથિવીપતિ રાત્રિદિવસ ચિંતા કરતા. આ ચિંતાને દૂર કરવા માટે જનકમહારાજાએ પોતાના મંત્રીઓ સાથે વિચાર કર્યો અને ચરચક્ષુ દ્વારા રાજાઓના દરેક કુમારોને જોયા, પરંતુ તેમાંનો કોઇ પણ જનકમહારાજાને રૂચિકર થયો નહિ.

**[ ૩૬ ]**

**જનકમહારાજાના રાજ્યમાં અનાર્યોનો ઉપદ્રવ :**

આપણે જોઇ ગયા છીએ કે જનકમહારાજાના અંતઃકરણમાં પુત્રના અપહરણનો શોક મંદ થયા પછી પ્રાણપ્રિય પુત્રી સીતાને યોગ્ય એવો વર કોણ થશે.- આ ચિંતાએ વાસ કર્યો હતો.

જે સમયે જનકરાજા પોતાની પ્રાણપ્રિય પુત્રીના વરની ચિંતામાં હતા, તે સમયે જનકરાજાની ભૂમિ ઉપર અર્ધબર્બર દેશના આતરંગતમ આદિ દૈત્યો જેવા ઘણા રાજાઓએ ઉપદ્રવ આરંભ્યો તે અનાર્ય રાજાઓના ઉપદ્રવનો ધસારો કારમો હતો. કલ્પાંત કાળે સમુદ્રનું જલ જે રીતે ધસી આવે તે રીતે અનાર્ય રાજાઓ જનકરાજાની ભૂમિ ઉપર ધસી આવતા હતા. એવી રીતે ધસી આવતા તેઓનો નિરોધ કરવાની શક્તિ જનકમહારાજામાં ન હતી. કલ્પાંત કાળના સમુદ્રજલોનો ધસારો ઘણો કારમો હોય છે, એના જેવા ધસારાથી ધસી આવતા અનાર્ય રાજાઓનો નિરોધ કરવાને અસમર્થ એવા જનકમહારાજાએ દશરથમહારાજાને બોલાવવા માટે પોતાનો દૂત મોકલ્યો.

કારમી આફતના પ્રસંગે વિશ્વમાં સાચા સ્નેહીનું જ સ્મરણ કરવામાં આવે છે. એ ન્યાયે જનકમહારાજાએ પણ અન્ય કોઇનું સ્મરણ ન કરતાં દશરથમહારાજાનું જ સ્મરણ કર્યું અને તેમને જ બોલાવવા માટે દૂત રવાના કર્યો. જનકરાજાનો દૂત આવ્યો છે એમ જાણતાંની સાથે જ મોટા મનવાળા દશરથરાજાએ એકદમ સંભ્રમપૂર્વક તે દૂતને બોલાવી પોતાની સામે પ્રસન્નતાપૂર્વક બેસાર્યો અને મનોહર મૈત્રીભાવનું પ્રકાશન કરવાપૂર્વક કુશળતાના પ્રશ્નો સાથે આગમનના કારણનો પ્રશ્ન કરતાં કહ્યું કે, "હે દૂત ! તારા આગમનથી હું માનું છું કે સાગરને જેમ ચંદ્રમા ઉપર અદ્વિતીય મિત્રાચારી છે, તેમ દૂર રહેલા એવા પણ અમારા સુહૃદ્‌ની મારી ઉપર અદ્વિતીય મિત્રાચારી છે. એ અદ્વિતીય મિત્રાચારીના યોગે હું પ્રશ્ન કરૂં છું કે, મારા પરમમિત્ર મિથિલાનગરીના માલિકના રાષ્ટ્રમાં, પુરમાં, ગોત્રમાં અને તેઓના પોતાના શરીરમાં તથા અન્યથી પણ સારી રીતે કુશલ છે ને ? વધુમાં હે દૂત ! તું જણાવ કે અહીં આવવાનું કારણ શું છે ?"

દશરથમહારાજાએ જે રીતે અદ્વિતીય મૈત્રીભાવને પ્રકાશિત કરવાપૂર્વક પ્રશ્ન કર્યો, તે જ રીતે દશરથમહારાજા પ્રત્યેનો જે મૈત્રીભાવ જનકરાજાના અંતરમાં છે તેનું યથાસ્થિત પ્રકાશન કરવાપૂર્વક આગમનનું કારણ જણાવતાં દૂતે દશરથમહારાજાને પ્રત્યુત્તરમાં જણાવવા માંડયું કે, "હે મહાભુજ ! મારા સ્વામીને અનેક

આપ્તજનો હોવા છતાં પણ તેઓના મિત્ર, તેઓનું હૃદય અને તેઓનો આત્મા જો કોઇ હોય તો તે આપ જ છો : જે કારણથી જનકમહારાજાનાં સુખોથી અને દુ:ખોથી આપ ગ્રસિત થાઓ છો, તે જ કારણથી આજે આફતના સમયે દુ:ખિત એવા જનકમહારાજાએ, જેમ પોતાના કુલદેવતાનું સ્મરણ કરે, તેમ આપનું સ્મરણ કર્યું છે : અર્થાત્ આ વિશ્વમાં જનકમહારાજાના સુખમાં કે દુ:ખમાં ભાગીદાર હો તો આપ છો અને આજે જનકમહારાજા દુ:ખી હાલતમાં છે, એ કારણે જનકમહારાજાએ પોતાના કુલદેવતાની માફક આપનું આજે સ્મરણ કર્યું છે, કારણ કે આફતના સમયે સાચા સ્નેહીને જ યાદ કરી શકાય છે અને એ જ ન્યાયે મારા સ્વામીએ આપને યાદ કર્યા છે. એ આફતનો પ્રસંગ એવો છે કે વૈતાઢ્ય પર્વતની દક્ષિણ દિશામાં અને કૈલાસ પર્વતની ઉત્તર દિશામાં ઘણાં જ અનાર્ય દેશો છે અને તે અનાર્ય દેશોમાં ભયંકર પ્રજાઓ વસે છે. તે અનાર્ય દેશોમાં બર્બરકુલ જેવો 'અર્ધબર્બર' નામનો એક દેશ છે અને તે દેશ ક્રૂર આચારવાળા મનુષ્યોના યોગે અત્યંત ક્રુર છે. તે દેશના ભૂષણરૂપ મયૂરમાલ નામના નગરમાં આતરંગતમ નામનો ક્રુર એવો મલેચ્છ રાજા છે. તે રાજાના હજારો પુત્રો રાજા બનીને શુક, મંકન અને કાંબોજ વગેરે દેશોને પણ ભોગવે છે. તે રાજાઓ પણ ક્ષય ન પામે એવી સેનાના નાથો છે. તેઓના પરિવારથી ચારે બાજુએ પરિવરેલો આતરંગતમ નામનો રાજા, જનકમહારાજાની ભૂમિને ભાંગી રહ્યો છે. દુષ્ટ આશયને ધરનારા તે રાજાઓ સ્થાને સ્થાને રહેલાં ચૈત્યોને ભાંગી રહ્યા છે, કારણ કે તે પાપાત્માઓને આજન્મ સંપત્તિઓ કરતાં પણ ધર્મમાં વિપ્લવ કરવો એ વધુ ઇષ્ટ છે. તે હેતુથી અતિશય ઇષ્ટ એવા ધર્મનું અને જનકમહારાજાનું આપ રક્ષણ કરો, કારણ કે આપ એ ઉભયના પ્રાણરૂપ છો.''

**દશરથ મહારાજાની તૈયારી :**

જનકમહારાજાના દૂત દ્વારા ધર્મ ઉપર અને જનકરાજા ઉપર નિરંતર ધર્મના નાશમાં જ રક્ત રહેતા અનાર્યો તરફથી કારમો ઉપદ્રવ થયાના સમાચાર સાંભળીને તે ને તે જ વખતે દશરથમહારાજાએ યાત્રાભેરી વગડાવી, કારણ કે ''संतः सतां परित्राणे, विलंबते न जातुचित्'' ''સત્પુરૂષો, સત્પુરૂષોની રક્ષા કરવામાં કદી પણ વિલંબ કરતા નથી.''

**[ ૩૭ ]**

**દશરથ મહારાજા પ્રત્યે રામચંદ્રજીની પ્રાર્થના :**

આપણે જોઇ આવ્યા કે જનકમહારાજાના દૂત દ્વારા ધર્મ ઉપર અને જનકરાજા ઉપર આફત આવી પડી છે એમ જાણતાંની સાથે જ દશરથમહારાજાએ એકદમ યાત્રાભેરી વગડાવી અને પોતે જ જવાને તૈયાર થયા. યુદ્ધ માટે જાતે જ જવાને સજ્જ થતા દશરથમહારાજા પ્રત્યે સુવિનિત એવા રામચંદ્રજીએ વિનિતભાવે પ્રાર્થના કરતાં કહ્યું કે, ''મ્લેચ્છોનો ઉચ્છેદ કરવા માટે જો પિતાશ્રી પોતે જ પધારશે તો પછી પોતાના નાના બંધુ સાથે રામ શું કરશે ? જો પિતાશ્રીએ પુત્રસ્નેહથી મને અસમર્થ કલ્પ્યો હોય તો હું કહું છું કે ઇક્ષ્વાકુ વંશના પુરૂષોમાં ભરતમહારાજાથી આરંભીને પુરૂષાર્થ જન્મથી જ સિદ્ધ છે; એ કારણે હે પિતાશ્રી ! આપ કૃપા કરો, વિરામ પામો અને મ્લેચ્છોનો ઉચ્છેદ કરવાની આજ્ઞા મને ફરમાવો. હે સ્વામિન્ ! આપ અલ્પ સમયમાં જ આપના પુત્રની જયવાર્તાનું શ્રવણ કરશો.''

સંસારમાં રહેલા વિનીત પુત્રોની પિતા પ્રત્યે કેવી ફરજ હોય છે ? એ વિચારનાર આ પ્રસંગ ઉપરથી વિચારી શકે છે. સંસારમાં રહેનારો વિનીત પુત્ર, પિતાની સેવાના એક પણ પ્રસંગને જતો કરે નહિ. પિતા પાસે ઉદ્ધતાઇ એ સુપુત્રને મરણ કરતાં પણ ભયંકર લાગવી જોઇએ. સુપુત્ર કોઇ પણ વાત પિતા પાસે રજૂ કરે તે વિનયપૂર્વક જ કરે.

રામચંદ્રજી દશરથ મહારાજાના પુત્ર છે. પુત્ર છે એટલું જ નહિ પણ સુપુત્ર છે, સુપુત્ર છે એટલું જ નહિ પણ ભવિષ્યમાં મોટા પુરૂષ થનાર છે અને અંતે કર્મરિપુનો નાશ કરી મુક્તિએ જનાર છે. આખા રામાયણમાં જોજો કે રામચંદ્રજીએ યુદ્ધ કર્યું છે તે આક્રમણરૂપ નથી પણ બચાવરૂપ છે. રામાયણ હવે જ શરૂ થાય છે.

અવસર આવ્યે શક્તિમાન ધર્મી ઓરડામાં પેસવાની વાત ન જ કરે, એને મરવાનો ભય અધર્મી જેટલો ન હોય. મરવાનો ખરો ભય તો અધર્મીને અને એથી પણ અધિક ધર્મના વિરોધીને હોય, પણ ધર્મીને તેવો મરણભય નથી હોતો. કારણ કે ધર્મીએ તો શરીરને ત્યાજય માન્યું છે અને મરણ એટલે શરીરના ત્યાગ સિવાય બીજું છે પણ શું ? વસ્તુસ્વરૂપને સમજનારો ધર્મી આક્રમણ વખતે દેવ, ગુરૂ, અને ધર્મ ઉપર આક્રમણ આવી રહ્યું હોય તે વખતે ઘરમાં પેસી શકેજ નહિ. પોતાની ફરજ સમજનાર ફરજ અદા કરવાના સમયે શરીર આદિના મોહને આધીન ન જ થાય.

ફરજનું જ્ઞાન હોવાથી જ પિતાને તૈયાર થતા જોતાંની સાથે જ રામચંદ્રજી ઉભા થઇ ગયા અને કહ્યું કે 'હે પિતાજી ! મ્લેચ્છોના ઉચ્છેદ માટે આપ પોતે જ જશો તો બંધુસહિત રામ શું કરશે ? અર્થાત્ હે તાત ! હું તથા લક્ષ્મણ જેવા પુત્રો વિદ્યમાન છતાં આ પરિશ્રમ આપને શા માટે હોય ?' આ વગેરે વાતો વિનયપૂર્વક જણાવી કોઇપણ રીતે અનુમતિ મેળવી અને બંધુ સાથે સેનાને લઇને મિથિલાનગરી તરફ રામચંદ્રજીએ પ્રયાણ કરી દીધું.

રામચંદ્રજી પોતાના બંધુઓ અને સેના સાથે મિથિલાનગરીની નિકટમાં પહોંચી જાય, તે પહેલાં જ તેમણે મહાવનમાં જેમ ચમૂરૂ એટલે એ જાતિનાં હરણીયાં, વાઘ, શાર્દુલ અને સિંહો દેખાય તેમ મિથિલાનગરીના પ્રદેશમાં એટલે મિથિલાનગરીની પાસેની ભૂમિમાં મ્લેચ્છ મહાભટોને જોયા; કારણ કે એ લોકો નગરીની બહાર નગરીને ઘેરીને જ પડેલા છે. એ મ્લેચ્છોની ભુજાઓમાં યુદ્ધ કરવાની ચળ આવી રહેલી છે અને જયથી શોભી રહેલા તે મહાપરાક્રમીઓ એકદમ રામચંદ્રજી ઉપર પણ ઉપદ્રવ કરવા પ્રવર્ત્તમાન થઇ ગયા. રજને ઉડાડનારા મહાપવનો જેમ એક ક્ષણની અંદર જગતને અંધ કરી નાખે છે, તેમ મહાપવનની માફક ઉદ્ભ્રાન્ત બનેલા તે મ્લેચ્છોએ, એકદમ છોડેલાં અસ્ત્રો દ્વારા રામચંદ્રજીના સૈન્યને આંધળું બનાવી દીધું. આ બનાવ બનવાથી શત્રુઓની સેનાઓ અને શત્રુઓ પોતાનો જય માનવા લાગ્યા. જનકરાજા પોતાનું મરણ આવી લાગ્યું એમ માનવા લાગ્યા અને લોકોએ પણ એમ જ માની લીધું કે હવે આપણો સંહાર જ થઇ જવાનો.

**ધીરતાપૂર્વકની વીરતાનું રામચંદ્રજીએ કરેલું પ્રદર્શન :**

અનાર્યો તરફથી થયેલા એકદમ હલ્લાથી સઘળાએ મૂંઝાયા, પણ રામચંદ્રજી તો શત્રુઓની ઘેલછા ઉપર હસવા લાગ્યા અને હસતાં હસતાં જ તે ધીરતાથી ભરેલા વીરે પોતાનામાં રહેલી ધીરતાપૂર્વકની વીરતાનું પ્રદર્શન કરવા માટે જ ન હોય તેમ એક લેશ પણ ક્ષોભ આદિથી રહિતપણે પોતાના ધનુષ્યને પણચ ઉપર ચઢાવ્યું અને રણનાટકના વાજીંત્રરૂપ તે ધનુષની દોરીનો ટંકાર કર્યો. એ પ્રમાણે પ્રસન્નતાપૂર્વક જ ટંકારને કરનાર અને ભૂમિ ઉપર રહેલા દેવની જેમ ભ્રૂકુટીના ભંગને પણ નહિ કરનાર રામચંદ્રજીએ, શિકારી જેમ હરણીયાઓને વિંધી નાંખે તેમ અસ્ત્રો દ્વારા ક્રોડો મ્લેચ્છોને વીંધી નાંખ્યા. આ પ્રમાણે અકસ્માત અસ્ત્રોના વરસાદથી 'આ જનકરાજા તો રાંક છે, તેનું સૈન્ય તો એક મશક જેવું છે અને એની સહાય માટે આવેલું સૈન્ય તો શરૂઆતથી જ દીનતાને પામી ગયેલું છે. આ પ્રમાણે હોવા છતાં પણ અરે ! આકાશતલને આચ્છાદિત કરી નાખતાં આ બાણો પક્ષીરાજોની માફક કયાંથી આવે છે ?' આ પ્રમાણે પરસ્પર બોલતા અને કુપિત તથા વિસ્મત થયેલા આતરંગ આદિ મ્લેચ્છ રાજાઓ એકી સાથે અસ્ત્રોનો વરસાદ વરસાવતા થકા રામચંદ્રજીની તરફ ધસ્યા. એકી સાથે અસ્ત્રોને વરસાવવા પૂર્વક ધસી આવતા એવા પણ તે મ્લેચ્છોને દુરાપાતી, દ્રઢાઘાતી અને શીઘ્રવેધી એવા રામચંદ્રજીએ જેમ અષ્ટાપદ હાથીઓને સહેલાઇથી ભગાડે તેમ સહેલાઇથી ભગાડી મૂકયા. રામચંદ્રજી દુરાપાતી

હોવા સાથે એવા દ્રઢાઘાતી અને શીઘ્રવેધી હતા કે તેમની સામે પરાક્રમી એવા પણ મ્લેચ્છો લાંબો કાળ ટકી શક્યા નહિ અને જેમ કાગડાઓ ભાગે તેમ નાસીને દશે દિશાઓમાં એકદમ ભાગ્યા.

રામચંદ્રજીના ધીરતાપૂર્વકની વીરતાના પ્રદર્શનથી ત્રાસ પામી ગયેલા મ્લેચ્છ રાજાઓને નાશી છુટેલા જોઇને દેશવાસી લોકોની સાથે જનકમહારાજા સ્વસ્થ બની ગયા.

જીતી ન શકાય એવા મ્લેચ્છોને રામચંદ્રજીએ એક ક્ષણવારમાં જીતી લીધા એ જોઇને જનકમહારાજાના હર્ષનો તો પાર જ ન રહ્યો. અતિશય હર્ષને પામેલા જનકમહારાજાએ સીતા નામની પોતાની દીકરી રામચંદ્રજીને અર્પણ કરી.

આ રીતે દશરથમહારાજાને બદલે રામચંદ્રજીના આગમનથી જનકમહારાજાને તો ઉભય વસ્તુની પ્રાપ્તિ થઇ. એક તો પોતાની પુત્રી સીતાને માટે અનુરૂપ વરની પ્રાપ્તિ થઇ અને મ્લેચ્છોની સામે જયની પણ પ્રાપ્તિ થઇ. આ પ્રમાણે જનકમહારાજાની બેય પ્રકારની ચિંતાઓ એકીસાથે જ નાશ પામી.

## [ ૩૮ ]

**સંસારની લાલસા હોય તો ચિંતા હોય જ :**

આપણે જોઇ ગયા કે પિતાશ્રીની અનુમતિ મેળવીને આવેલા રામચંદ્રજીએ મ્લેચ્છ રાજાઓને ભગાડી દઇને ધર્મ ઉપર અને જનકમહારાજા ઉપર આવી પડેલી આપત્તિને સહજમાં જ ટાળી દીધી. એ આપત્તિ ટળવાથી જનકમહારાજા પણ સ્વસ્થ થયા અને જનકમહારાજાની પ્રજા પણ સ્વસ્થ બની. આવી પડેલી કારમી આપત્તિ નાશ પામવાથી અતિશય ખુશ થઇ ગયેલા જનકમહારાજાએ પોતાની પ્રાણપ્રિય પુત્રી સીતા રામચંદ્રજીને આપી. કારણ કે રામચંદ્રજીના આગમનથી જનકમહારાજાને ૧ - એક તો પોતાની પુત્રીને યોગ્ય એવા વરની પ્રાપ્તિ અને ૨ - બીજી જયની પણ પ્રાપ્તિ. આ પ્રમાણે બે ય વસ્તુની પ્રાપ્તિ થઇ અર્થાત્ એકીસાથે બેય પ્રકારની ચિંતાઓનો વિલય થયો.

સુખી ગણાતા આત્માઓને પણ આ સંસારમાં અનેક પ્રકારની ચિંતાઓ આવ્યા જ કરે છે. કારણ કે આધિ, વ્યાધિ અને ઉપાધિથી જ ભરેલા આ સંસારમાં ચિંતા એ કાંઇ અસહજ વસ્તુ નથી. હૃદયમાં સંસારની લાલસા જીવતી રહે અને ચિંતા આવે નહિ એ વસ્તુ જ અસંભવિત છે. જે આત્માઓને ચિંતાથી બચવું હોય તે આત્માઓએ અનાદિથી આત્મા સાથે એકમેક થઇ ગયેલી સંસારની લાલસાને નિર્મૂલ કરવાના પ્રયત્નમાં જ મચી પડવું જોઇએ; અન્યથા આત્મા કોઇ પણ રીતે આ સંસારમાં ચિંતાથી બચી જાય તેમ નથી જ. આત્મશાંતિનો નાશ કરનારી જે ચિંતા તેનાથી તે જ આત્માઓ બચી શકે છે કે જે આત્માઓ સંસારની લાલસા માત્રને પણ પાપ માની તેનાથી બચવા માટે અનંતજ્ઞાનીઓએ ફરમાવેલા એક મોક્ષમાર્ગની જ આરાધનામાં રક્ત બને છે. એ પુણ્યાત્માઓ સિવાયના આ સંસારના મોટા ચક્રવર્તી કે ચક્રવર્તીનાયે ચક્રવર્તીને પણ એ ચિંતા છોડતી નથી.

આ જ કારણે સંપૂર્ણ દશપૂર્વને ધરનારા વાચકચંદ્ર શ્રી ઉમાસ્વાતિજી મહારાજા શ્રી પ્રશમરતિ નામના પ્રકરણમાં ફરમાવે છે કે -

**"नैवास्ति राजराजस्य, तत्सुखं नैव देवराजस्य ।**
**यत्सुखमिहैव साधो - र्लोकव्यापाररहितस्य ॥ १ ॥ "**

(પ્રશમરતિ : ગાથા ૧૨૮)

આ સંસારમાં જ જે સુખ લોકવ્યાપારથી રહિત સાધુને છે, તે સુખ રાજાઓમાં રાજા એટલે ચક્રવર્તીને અને દેવોના રાજા ઈંદ્રને પણ નથી.

ખરેખરી વાત છે કે લોકવ્યાપારને તજ્યા વિના આત્મા ચિંતામુક્ત બની શકતો જ નથી. લોકવ્યાપાર એ વસ્તુ જ એવી છે કે જે ગમે તેવા આત્માને પણ ચિંતામાં પટકયા વિના રહે નહિ. લોકચિંતા એટલે કૃષિ આદિની પ્રવૃતિ અને કામભોગનાં સાધનોને ઉત્પન્ન કરવાની ઇચ્છા. આ વસ્તુને કરવામાંય ચિંતા, કરાવવામાંય ચિંતા અને કરનારાઓની અનુમોદના કરવામાં પણ ચિંતા, એ હેતુથી સાધુને એ વસ્તુનો ત્રિવિધે ત્રિવિધે ત્યાગ હોય છે. એ વસ્તુનો ત્રિવિધે ત્રિવિધે ત્યાગ કરવામાં ન આવે ત્યાં સુધી સાધુતા આવી પણ શકતી નથી. એ વસ્તુનો ત્રિવિધે ત્રિવિધે ત્યાગ એટલે મનથી, વચનથી અને કાયાથી એ વસ્તુનો કરવાનો પણ ત્યાગ, કરાવવાનો પણ ત્યાગ અને કરતા હોય તેઓને અનુમોદવાનો પણ ત્યાગ. સાધુતાના સ્વીકારનું પચ્ચક્ખાણ પણ એ જ છે.

એ જ કારણે પ્રશમસુખના સ્પષ્ટિકરણમાં કેવો સાધુ સુખપૂર્વક રહી શકે ? આ વસ્તુનું પ્રતિપાદન કરતાં એ જ વાંચકપુંગવ પ્રરૂપે છે એ જ કે,

"संत्यज्य लोकचिन्ता - मात्मपरिज्ञानचिन्तनेऽभिरतः । जितरोषलोभमदनः सुखमास्ते निर्ज्वरः साधुः ॥१॥"

(પ્રશમરતિ : ગાથા ૧૨૯)

જેમ જ્વરથી પીડાતો પ્રાણી રતિને નહિ પામી શકવાથી દુઃખપૂર્વક જ રહે છે, તેમ સ્વજન અને પરજનરૂપ જે લોક તેના સંબંધી દારિદ્ર અને દૌર્ભાગ્ય આદિની ચિંતા, એના યોગે ઉત્પન્ન થતા રોષ, લોભ અને મદન આદિના પંજામાં સપડાઇ ગયેલો સાધુ, સાધુ ગણાવા છતાં પણ સુખપૂર્વક નથી રહી શકતો, પણ તે જ સાધુ સુખપૂર્વક રહી શકે છે કે જે સાધુએ, સ્વજન પરજનરૂપ જે લોક, તેના દારિદ્ર અને દૌર્ભાગ્ય આદિ સંબંધી ચિંતા તેનો સંપૂર્ણપણે ત્યાગ કરીને. અનાદિ સંસારમાં શરીરસંબંધી અને મનસંબંધી દુઃખોનો અનુભવ કરતો અને કામભોગનાં સુખોથી તૃપ્તિને નહિ પામતો આ આત્મા ઘણી જ મુશીબતે મનુષ્યજન્મને અને બોધિને પામ્યો છે. તો હવે જેવી રીતે એ બહુ દુઃખોથી ભરેલા આ સંસારમાં ન ભટકે તેવી રીતનો પ્રયત્ન મારે કરવો જોઇએ. આવા પ્રકારના આત્મપરિજ્ઞાનના ચિંતનમાં આસક્ત બનવા દ્વારા રોષ, લોભ અને મદન ઉપર વિજય મેળવી રોષ, લોભ, મદન નામના જ્વરનો નાશ કર્યો છે.

આ વસ્તુને સમજનારો મુનિ સંસારીઓની માફક લોકચિંતામાં કેમ જ પડે ? લોકચિંતા અને સંસાર એ બન્ને લગભગ એક જ વસ્તુ છે. લોકચિંતામાં પડેલો આત્મા કહો કે સંસારી આત્મા કહો એ બે એક જ વસ્તુ છે. લોકચિંતામાં પડેલા સાધુને પણ ચિંતા મૂંઝવે તો એમાં આશ્ચર્ય પણ શું છે ?

સંસારના સ્વભાવરૂપ જે ચિંતા, એ ચિંતામાં રક્ત જનકમહારાજા પણ ચિન્તામાં અટવાય એ સહજ છે. ઈષ્ટના વિયોગરૂપ અને અનિષ્ટના સંયોગરૂપ પ્રસંગથી ઉત્પન્ન થયેલી બેય પ્રકારની ચિંતાઓ રામચંદ્રજીના આગમનથી ટળી ગઇ, કારણ કે પોતાની પ્રાણપ્રિય પુત્રી માટે જોઇતા યોગ્ય વરની પ્રાપ્તિ રૂપ જે ઇષ્ટનો વિયોગ હતો તે પણ ટળી ગયો અને મ્લેચ્છ રાજાઓના ઉપદ્રવ રૂપ જે અનિષ્ટનો સંયોગ હતો તે પણ પરાક્રમી રામચંદ્રજીએ જોતજોતામાં ટાળી નાખ્યો. પણ સંસાર એટલે ચિંતાનું ઘર, એટલે એમાં એક જાય ને બીજી આવે એમાં કશું જ નવું નથી. એ ન્યાયે બીજી પણ ચિંતાજનક આફત દશરથમહારાજા ઉપર કેવા અને કોના નિમિત્તથી આવી પડે છે એ ખાસ જાણવા જેવું છે.

જે સમયે રામચંદ્રજીને જનકમહારાજાએ પોતાની પુત્રીનું પ્રદાન કર્યું, તે સમયે લોકથી નારદજીએ સીતાજીના રૂપનું શ્રવણ કર્યું, નારદજી એટલે શુદ્ધ શીલને ધરનારા. શુદ્ધ શીલને ધરનારા નારદજી માટે કોઈના પણ રાજ્યનાં અંતઃપુરમાં પ્રવેશ કરવાની મનાય ન હતી. કૌતુકી નારદજી કોઇ પણ નવી વસ્તુ જોવા ઝટ જતા. એ

સ્વભાવ મુજબ સીતાના રૂપને સાંભળવાથી તેમને સીતાને પણ જોવાની ઇચ્છા થઇ. એ ઇચ્છાના યોગે કૌતુકથી નારદજી સીતાજીને જોવા માટે ત્યાં આવ્યા અને કન્યાના ઘરમાં પ્રવેશ કર્યો.

પીળા કેશવાળા, પીળા નેત્રોવાળા, મોટા ઉદરને ધરનારા, છત્રીને ધરવાવાળા, હાથમાં દંડને રાખનારા, કૌપીન એટલે લંગોટીને પહેરનારા, કૃશ અંગવાળા અને સ્ફુરાયમાન શિખા એટલે ચોટલીને ધરનારા, એ જ કારણે ભયંકર દેખાતા એવા નારદજીને જોઇને સીતા ધ્રૂજતી ધ્રૂજતી અને 'હે મા !' એ પ્રમાણેની ચીસને મારતી અંદરના ઓરડામાં પેસી ગઇ. સીતાની ચીસ સાંભળીને કોલાહલ પૂર્વક દોડી આવેલ દાસીઓ અને દ્વારપાલો આદિએ નારદજીને કંઠ, શીખા અને ભુજાઓમાં પકડીને રોકી લીધા અર્થાત્ કોઇએ તેમનો કંઠ પકડયો તો કોઇએ તેમની શિખા પકડી અને કોઇએ તેમનો જમણો હાથ પકડયો, તો કોઇએ ડાબો હાથ પકડયો. એ પ્રમાણે કોલાહલપૂર્વક આવી પહોંચેલ દાસીઓ અને દ્વારપાલો આદિએ નારદજીને બરાબર રોકી લીધા. દાસીઓ અને દ્વારપાલોના કોલાહલથી યમદૂતની માફક કોપાયમાન થઇ ગયેલા અને ' એને મારો ' એ પ્રમાણે બોલતા શસ્ત્રધારી રાજપુરુષો દોડી આવ્યા. તેઓથી ક્ષોભ પામી ગયેલા નારદજી પોતાને કોઇપણ પ્રકારે છોડાવીને અને ઉડીને વૈતાઢ્ય પર્વત ઉપર પહોંચી ગયા.

**નારદજીની આવેશવશ વિલક્ષણ વિચારણા :**

મહામુશીબતે છૂટીને વૈતાઢ્યપર્વત ઉપર પહોંચી ગયેલા નારદજીએ પોતાના હૃદયમાં વિચાર કર્યો કે ' વાઘણોથી જેમ ગાય છૂટે તેમ હું ભાગ્યયોગે જ દાસીઓથી જીવતો નીકળ્યો અને જે પર્વત ઉપર ઘણા વિદ્યાધરોના ઇશ્વરો વસે છે તે વૈતાઢ્યપર્વત ઉપર આવી પહોંચ્યો છું. આ વૈતાઢ્યપર્વતની દક્ષિણ શ્રેણીમાં ચંદ્રગતિ વિદ્યાધરેન્દ્રનો દોષ્માન્ અને ઇંદ્રના જેવા પરાક્રમવાળો ભામંડલ નામનો યુવાન પુત્ર છે, તેથી સીતાને એક પટ ઉપર ચીતરીને હું એ વિદ્યાધરપુત્રને દેખાડું કે જેથી એ હઠથી પણ તેનું હરણ કરશે, આ રીતે પણ મારા ઉપર ગુજારાયેલા જુલમનો બદલો હું લઉં.'

ભાગ્યવાનો ! વિચારો કે કર્મ આત્મા ઉપર કેવી કેવી અતર્કિત આફતો કેવા કેવા નિમિત્તો ઉભી કરે છે ? વિચાર કરવામાં આવ્યો હોત તો નારદજી પણ સમજી શકે તેમ હતા કે સીતાનો આમાં કશો જ અપરાધ ન હતો, પણ કર્મ એવો વિચાર કરવા જ શાનું દે ? ભયંકર દૃશ્યના દર્શનથી એક રાજપુત્રી ભય પામે અને ચીસ મારી ઘરમાં પેસી જાય એમા કોઇના ઉપર ઉપદ્રવ ગુજરાવવાની તેનામાં ભાવના હતી, એવી કલ્પના કરવી એ કેટલું વિચિત્ર ! અને પોતે જેની રક્ષામાં યોજાયેલ છે, તેની ઉપર આફત આવી પડી છે એમ જાણે તો નોકર વર્ગ પણ પોતાની ફરજ બજાવવા દોડી આવે તથા પોતાના માલિકને આફતમાંથી બચાવી લેવા બનતું કરે, એમાં દુન્યવી દૃષ્ટિએ કયી જાતનો ગુન્હો છે ? પણ આ બધું નારદજી જેવા સમજનાર પણ ન વિચારી શકયા અને સીતાને કોઇ વિલક્ષણ પ્રકારની આફતમાં નાંખવાનો વિચાર કરવા મંડી પડયા એ કર્મની કેવી અકળ કળા છે, એ સમજવા માટે આ પ્રસંગ સારામાં સારૂં સાધન છે.

કર્મની અકળ કળાએ નારદજીને પણ વિલક્ષણ વિચારણામાં મૂકયા અને વિલક્ષણ વિચારણાનો અમલ કરવાને પણ એકદમ પ્રેર્યા. એ કારમી પ્રેરણાના પ્રતાપે નારદજી જેવા પણ પરિણામ નો વિચાર ન કરી શકયા અને સ્વાભાવિક બનાવને જાણે એ ઇરાદાપૂર્વક જ કરવામાં આવ્યો છે એમ માની લઇને બદલો વાળવાના જ નિશ્ચય ઉપર આવી ગયા. આવેશ એ ખરે જ ઘણી ભયંકર વસ્તુ છે. આવેશમાં આત્મા કશો જ સુંદર વિચાર નથી કરી શકતો. આવેશવશ નારદજી પણ વિચાર ન કરી શકયા કે આ કારવાઇનું પરિણામ કેટલા આત્માઓને પાપના માર્ગે યોજશે! અને કેટલાય આત્માઓ ઉપર અકારણ દુ:ખદ આફત આવી પડશે! યોગ્ય વિચારણા નહિ કરી શકવાથી જ નારદજીએ પોતાની વિચારણા મુજબ તરત જ તેમ કર્યું એટલે કે સીતાજીનું એક સુંદર ચિત્રપટ ચીતર્યું અને ત્રણેય જગતમાં પૂર્વે નહિ જોયેલું એવું સીતાનું રૂપ ભામંડલકુમારને દેખાડયું.

[ ૩૯ ]

**ભામંડલકુમારની કામાવસ્થાથી દુર્દશા :**

સીતાજીના અનુપમ રૂપદર્શનથી ભામંડલકુમારની દશા કેવી થઇ એનું વર્ણન કરતાં કલિકાલસર્વજ્ઞ ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા જણાવે છે કે સીતાના રૂપ દર્શનની સાથે જ એકદમ ભૂત જેમ આક્રમણ કરે તેમ કામદેવે ભામંડલકુમાર ઉપર આક્રમણ કર્યું. કામદેવના આક્રમણથી આક્રમિત થયેલા ભામંડલને, વિંધ્યાચલ ઉપરથી ખેંચી લાવેલા હાથીને જેમ નિદ્રા ન આવે તેમ નિદ્રા પણ આવતી બંધ થઇ ગઇ. કામદેવના આક્રમણથી ભામંડલકુમારે ખાવાનું પણ બંધ કર્યું, એટલું જ નહિ પણ એક કામદેવથી પરવશ બનેલો ભામંડલકુમાર ધ્યાનમાં તત્પર એવા યોગીની માફક બિલકુલ બોલવું ચાલવું પણ બંધ કરીને મૌનપૂર્વક જ રહેવા લાગ્યો.

કામાવસ્થા આત્માની કેવી દુર્દશા કરે છે! આ વાત આ બનાવ ઉપરથી સારી રીતે સમજી શકાય તેમ છે. વિષયના વિષમ વિપાકને નહિ સમજી શકનારા આત્માઓ સમક્ષ કામોત્પાદક વસ્તુઓનું પ્રદર્શન કેટલું કારમું નિવડે છે? એ વાત પણ આ પ્રસંગ ઉપરથી વિચારી લેવી જોઇએ. એવી વસ્તુઓનાં દર્શન માત્રથી એવા આત્માઓ એવા પરાધીન બની જાય છે કે એ પરાધીનતાના પ્રતાપે તેઓ સર્વ આત્મભાન વિસરી જાય છે. કામાવસ્થાની પરાધીનતાના પ્રતાપે આત્મા કોઇ જુદી જ જાતનો યોગી બની જાય છે. શાસ્ત્રે વર્ણવેલા યોગીઓ જેમ મુક્તિની આરાધનામાં અર્પિત થઇ ગયેલા હોય છે, તેમ કામપરવશ બનેલા આત્માઓ રમણીયરૂપની આરાધનામાં જ અનુરક્ત બની જાય છે. એવા આત્માઓને પણ એ સિવાયનું બોલવું ચાલવું પણ નથી ગમતું, ખાવું પીવું પણ નથી ગમતું અને નિદ્રા પણ તેઓનો ત્યાગ કરી જાય છે. ખરેખર આવી જાતની દશા એ આત્માને કારમી રીતે દુર્ગતિમાં ઘસડી જાય છે.

પોતાના પુત્ર ભામંડલકુમારને તેવા પ્રકારની કારમી અવસ્થામાં જોઇને દુઃખી બની ગયેલા ચંદ્રગતિ નામના નરપતિએ પોતાના તે પુત્રને આવું દુઃખનું કારણ શું આવી પડયું છે એ જાણવા માટે પૂછયું કે 'હે વત્સ! શું તને કોઇ આધિ એટલે માનસિક પીડા બાધિત કરે છે કે કોઇ પણ ઉદ્ધત વ્યાધિ બાધિત કરે છે? અથવા તો કોઇએ પણ તારી આજ્ઞાનું ખંડન કર્યું છે કે કોઇ બીજું જ તારા દુઃખનું કારણ છે? અર્થાત્ હે પુત્ર! આ તારા દુઃખનું જે કંઇ કારણ હોય તે તું કહે.

**કુલીન આત્માઓની સ્વાભાવિક કુલીનતા :**

પિતાના આ પ્રકારના પ્રશ્નથી ભામંડલકુમાર લજ્જાથી બેય પ્રકારે અધોમુખ થઇ ગયો. પિતાના પ્રશ્નથી કુમારના મનમાં એક તો પોતાની આવી પરાધીનતાની પણ લજ્જા આવી અને પોતાના પિતા પોતાની આવી દશા જાણી ગયા એથી પણ લજ્જા આવી એટલે પિતાના પ્રશ્નનો ઉત્તર આપવાની તાકાત તો તેની હણાઇ જ ગઇ, પણ ઉંચુ મુખ કરીને પિતાને મુખ સામે જોવાની તાકાત પણ તેનામાં રહી શકી નહિ.

ભામંડલકુમારની એવી સલજ્જ દશાની પ્રશંસા કરતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે-

**"गुरूणां ताद्दगाख्यातुं, कुलीनाः कथमीसते"**

કુલીન આત્માઓ ગુરૂઓની વડિલોની સમક્ષ તેવા પ્રકારની વાત કહેવાને કેમ જ સમર્થ થઇ શકે? અર્થાત્ ન જ થઇ શકે.

વિચારો કે કુલીન આત્માઓની કુલીનતા કેવી હોઇ શકે ? કુલીન આત્માઓ પોતાના વડીલોની સમક્ષ પોતાની

પામર દશાના પ્રલાપો કરવાની ધૃષ્ટતા કેમ જ કરી શકે ? કુલીનતાની આ જાતની મર્યાદા આત્માને અનાચારથી એકદમ બચાવી લે છે. સ્વતંત્રતાના નામે આજે જેઓ મર્યાદાનું લીલામ કરી- કરાવી રહ્યા છે, તેઓ અનાચારને આમંત્રણ કરી પોતાની જાતનો પોતાના હાથે જ અધઃપાત કરી રહ્યા છે અને કરાવી રહ્યા છે. કુલમર્યાદા છોડીને જેઓ વિષયાદિની સાધનામાં સ્વચ્છંદી બને છે, તેઓ તરફથી સદ્ધર્મના પાલનની આશા રાખવી એ તો આકાશકુસુમને મેળવવાની આશા રાખવા બરાબર છે. પિતાદિ વડીલો સમક્ષ જેઓ કામની- વિલાસની વાતો કરતાં ન શરમાય તેવા આત્માઓમાં અનાચારો આવતાં વાર જ કેટલી? ઉત્તમ કુલોમાં ઉત્તમ જાતના અંકુશો અવશ્ય હોવા જ જોઇએ. ઉત્તમ જાતના અંકુશો આત્માને અધોગતિગામી બનતાં અવશ્ય અટકાવે છે. ઉત્તમ કુલોની મહત્તા મોક્ષની સાધનામાં છે પણ વિષયોની સાધનામાં નથી એટલે એવા કુલોમાં ઉત્તમ અંકુશો કેમ જ ન હોય? અવશ્ય હોય જ અને હોવા જ જોઇએ.

ઉત્તમ કુલમર્યાદાના અખંડ પાલક ભામંડળકુમારે જ્યારે પોતાના પિતાશ્રીને કશોજ ઉત્તર ન આપ્યો એટલે ચંદ્રગતિ નામના નરપતિએ પોતાના પુત્રના મિત્રો પ્રત્યે દૃષ્ટિ કરી એટલે તેઓએ ભામંડલકુમારના દુઃખનું કારણ જણાવતાં કહ્યું કે 'નારદજીએ આણેલી પટમાં આલેખેલી જે સ્ત્રી તેની કામના એજ ભામંડલકુમારની પીડાનું કારણ છે.'

**રાજાનો પ્રશ્ન અને નારદજીનો ઉત્તર :**

પુત્રના મિત્રો દ્વારા પુત્રની પીડાનું કારણ જાણીને તરત જ રાજપુંગવ ચંદ્રગતિએ નારદજીને ભક્તિપૂર્વક પોતાના ઘરમાં આણ્યા અને પટમાં ચીતરીને આણેલી જે સ્ત્રી તેનાં સંબંધમાં  કોણ છે અને કોની દીકરી છે? ઇત્યાદિ પુછયું, એ પ્રશ્નોનો પ્રત્યુત્તર આપતાં નારદજીએ પણ કહ્યું કે-

'હે રાજન્! જે મેં પટમાં આલેખીને બતાવી છે તે વિદેહા નામની રાજરાણી અને જનક નામના રાજાની દીકરી છે અને તેનું નામ સીતા છે; રૂપે કરીને તે જેવા પ્રકારની છે તેવા પ્રકારની ચીતરવાને માટે હું પણ સમર્થ નથી; અને અન્ય પણ સમર્થ નથી, કારણ કે તે મૂર્તિએ કરીને લોકોત્તર જ સ્ત્રી છે. સીતામાં જેવું રૂપ છે તેવું રૂપ દેવીઓમાં નથી, નાગકુમારીઓમાં અને ગંધર્વોની સ્ત્રીઓમાં પણ નથી, તો પછી મનુષ્યની સ્ત્રીઓમાં તેવા રૂપની કથા જ શી? અર્થાત્ મનુષ્યની સ્ત્રીઓમાં તેવું રૂપ હોય જ શાનું? તેના રૂપ જેવા યથાવસ્થિત રૂપને વિકુર્વી શકવાને દેવો, અનુકરણ કરવાને દેવનટો અને રચવાને પ્રજાપતિ સમર્થ નથી, તેની આકૃતિમાં અને વચનમાં પણ જે કાંઇ મધુરતા છે તથા કંઠમાં અને હાથપગમાં જે રકતતા છે તે કોઇ અવર્ણનીય જ છે; અથવા તે જેવા સ્વરૂપમાં છે તેવા સ્વરૂપમાં યથાર્થ રીતે જેમ હું આલેખવાને સમર્થ નથી, તેવી જ રીતે કહેવાને માટે પણ સમર્થ નથી. એ જ કારણે પરમાર્થથી હું તમને કહું છું કે એ કન્યા ભામંડલકુમાર માટે યોગ્ય છે, એ પ્રમાણે મનથી વિચારી મેં મારી બુદ્ધિ પ્રમાણે પટમાં આલેખીને આ સ્ત્રી બતાવી છે.'

**જનકરાજાને ચંદ્રગતિએ કરાવેલી પ્રતિજ્ઞા :**

નારદજી પાસેથી આ પ્રમાણે એ પટમાં આલેખીને બનાવેલી સ્ત્રીનું સ્વરૂપ ચંદ્રગતિ રાજાએ જાણી લીધું કે તરત જ તેમણે પોતાના પુત્ર ભામંડલકુમારને 'આ સીતા તારી જ પત્ની થશે તે કારણથી હે પુત્ર! તું હવે ખેદ ન કર.' આ પ્રમાણેનું આશ્વાસન આપીને નારદમુનિને વિસર્જન કર્યા. પુત્રને આશ્વાસન આપીને અને નારદજીને વિસર્જન કર્યા પછી તરત જ ચંદ્રગતિ રાજાએ ચપલગતિ નામના વિદ્યાધરને એ પ્રમાણેનો આદેશ કર્યો કે 'જનકરાજાનું અપહરણ કરીને એકદમ તેમને અહીં લઇ આવ.'

આજ્ઞા મુજબ ચપલગતિ નામના વિદ્યાધરે કોઇ ન જાણી શકે એવી જ રીતે રાતના જઇ જનકરાજાને હરી લાવીને ચંદ્રગતિરાજાને અર્પણ કર્યા. રથનૂપુરના રાજા ચંદ્રગતિએ જનકરાજાને બંધુની માફક સ્નેહથી આલિંગન

કરવાપૂર્વક બેસાર્યા અને સ્નેહથી કહ્યું કે, 'આપની પુત્રી લોકોત્તર ગુણોવાળી છે અને મારો પુત્ર ભામંડલ પણ રૂપની સંપત્તિથી પરિપૂર્ણ છે. હાલમાં એ વધૂ- વરપણાએ કરીને સંયોગ પણ ઊચિત છે અને એ સંબંધથી આપણા બેની વચ્ચે પરસ્પર ઉત્તમ પ્રકારનું સૌહાર્દ થાઓ.'

ચંદ્રગતિના આ કથનની સામે જનકમહારાજાએ કહ્યું કે, 'મેં મારી પુત્રી સીતા રામચંદ્રજીને આપી છે, એટલે હવે હું અન્યને શી રીતે આપું? કારણ કે કન્યાઓ અનેકવાર નથી અપાતી પણ એક જ વાર અપાય છે.'

જનકમહારાજાના આવા પ્રકારના કથનની સામે ચંદ્રગતિએ કહ્યું કે, 'સ્નેહની વૃદ્ધિને માટે મેં આપને અહીં તેડાવ્યા છે અને આ રીતની યાચના આપની પાસે કરી છે, બાકી તો હું આપને અને સીતાને હરવાને પણ સમર્થ છું. જો કે આપે આપની દીકરી સીતા રામચંદ્રજીને આપી છે, તો પણ રામ અમારા પરાજય કરીને તેને પરણશે. અમારા ઘરમાં ગોત્ર દેવતાની માફક હમેશાં ૧- વજ્રાવર્ત અને ૨- અર્ણવાવર્ત નામનાં બે ધનુષ્યો સદાય દેવતાની આજ્ઞાથી પૂજાય છે. એ બે ધનુષ્યો હજાર યક્ષોથી અધિષ્ઠિત છે, દુ:સહ તેજને ધરનારાં છે અને ભવિષ્યમાં થનારા બળદેવ અને વાસુદેવને ઉપયોગી થવાનાં છે, તો એ બે ધનુષ્યોને આપ ગ્રહણ કરો. આ બે ધનુષ્યોમાંથી એક પણ ધનુષ્યને જો રામચંદ્રજી ચઢાવશે તો અમે જીતાઇ ગયા એમ માનશું. તે પછી તે કારણથી રામચંદ્રજી આપની પુત્રીને ખુશીથી પરણે એમાં અમને કશી જ હરકત નથી.

આ પ્રમાણે કહીને ચંદ્રગતિ રાજાએ જનકમહારાજાની ઇચ્છા નહિ હોવા છતાં પણ બલાત્કારે તેમ કરવાની પ્રતિજ્ઞા તેમની પાસે ગ્રહણ કરાવી. તે પછી તે રાજા પોતાના પુત્રની સાથે જનકરાજાને અને તે બન્નેય બાણોને મિથિલાનગરીમાં લઇ ગયા. ત્યાં જઇને ચંદ્રગતિ રાજા જનકરાજાને રાજમહેલમાં મૂકી આવ્યા અને પોતે તો પોતાના પરિવાર સાથે નગરીની બહાર પોતાનો વાસ કર્યો.

### બની ગયેલા બનાવોનો બોધપાઠ :

આપણે જોઇ ગયા કે નારદજીએ પટ ઉપર આલેખીને બતાવેલી સ્ત્રીનાં દર્શનથી ભામંડલ કામવશ બનીને ઘણો જ દુ:ખી થઇ ગયો. પોતાના પુત્રને દુ:ખી જોઇને ચંદ્રગતિરાજાએ દુ:ખનું કારણ પૂછ્યું પણ લજ્જાને લીધે ભામંડલ પોતાના પિતાને પોતાની વ્યથાનું એટલે કામાધીનતાથી થયેલી પીડાનું દુ:ખી જણાવી શક્યો નહિ, કારણ કે કુલીન પુરૂષો વડીલ પાસે કામની (વિષયની) વાત કરી શકતા નથી, એ કારણે ભામંડલના મિત્રોએ ચંદ્રગતિ રાજાને જણાવ્યું કે 'નારદજીએ બતાવેલું સ્ત્રીનું ચિત્રપટ જોઇને એ સ્ત્રીને મેળવવાની થયેલી ઇચ્છા એ જ કુમારની પીડાનું કારણ છે.' પુત્રના મિત્રો દ્વારા પુત્રની પીડાનું કારણ જાણીને તરત જ ચંદ્રગતિ રાજાએ, નારદજીને બોલાવીને એ ચિત્રમાં આલેખેલી સ્ત્રી કોણ છે? અને કોની દીકરી છે? વગેરે સત્કારપૂર્વક પૂછ્યું.

ઉત્તરમાં નારદજીએ પણ જણાવ્યું કે 'ચિત્રમાં આલેખેલી કન્યા જનકરાજાની વિદેહારાણીથી ઉત્પન્ન થયેલી પુત્રી છે અને તેનું નામ સીતા છે, એનું રૂપ લોકોત્તર છે, એનું રૂપ આલેખવાને હું અગર બીજો કોઇપણ સમર્થ નથી. સીતાના જેવું રૂપ દેવીઓમાં, નાગ કન્યાઓમાં કે ગંધર્વની સ્ત્રીઓમાં પણ નથી. તો, માનુષી સ્ત્રીની તો વાત જ શી કરવી? એના રૂપ જેવું યથાર્થ રૂપ બનાવવાને દેવતાઓ પણ તાકાત ધરાવતા નથી, એની આકૃતિ તથા વચનમાં અને કંઠમાં રહેલું માધુર્ય તથા હાથપગની રક્તતા, એ બધું જેવું છે તેવું કહેવાની શક્તિ મારામાં નથી, પણ એ કન્યા ભામંડલને યોગ્ય છે એવું વિચારીને સામાન્ય રૂપ આ પટમાં આલેખી મેં કુમારને બતાવેલ છે.' આ સમાચાર સાંભળીને તરત જ ચંદ્રગતિ રાજાએ નારદજીને વિદાય કર્યા અને પુત્રને જણાવ્યું કે 'હે પુત્ર! તું ખેદ ન કર, કારણ કે જરૂર સીતા તારી પત્ની થશે.'

સભામાંથી૦ આમ કહેવાથી શું પિતાએ મર્યાદાનો ભંગ કર્યો એમ ન કહેવાય ?

મોહનું સામ્રાજ્ય છે, મોહાધીન આત્માઓ મોહની માત્રા વધી જાય છે ત્યારે પોતાની સ્થિતિને પણ ભૂલી જાય છે. મોહના યોગે સ્વભાવને ભૂલવો એ સહજ છે, એ જ કારણે પરમઉપકારી જ્ઞાનીભગવંતો ફરમાવે છે કે મોહથી ખૂબ જ સાવધ રહેવું જોઇએ. મોહમગ્ન આત્માઓ મર્યાદાને પણ ચૂકે અને મોહક કારવાઇઓમાં રાચે એમાં કશું જ આશ્ચર્ય નથી.

**સભામાંથી** - તો શું લગ્ન અને લગ્નના વરઘોડામાં પાપ ખરૂં ?

જરૂર પાપ, ઓછો રાચે તો ઓછું પાપ અને અધિક રાચે તો અધિક પાપ.

**સભામાંથી** - જે લગ્ન વગેરેના વરઘોડામાં રાચે તેને ધર્મના એક બે વરઘોડા નીકળે એમાં વાંધો હોય ?

તેવા લોકો જ્યાં સારૂં માને છે ત્યાં તેમને કશો જ વાંધો નથી; બીજે જ વાંધો છે. સરઘસ કાઢે છે, મહાસભામાં જવા સ્પેશીયલો જોડાય છે, ત્યાં ખર્ચ કેટલું ? દેશનેતાના સરઘસમાં ખર્ચ કેટલું ? એના અધિવેશનોમાં ખર્ચ કેટલું ? ઘણુંય, પણ એમાં એમને વાંધો નથી, પણ આત્મકલ્યાણની ક્રિયાઓમાં જે દ્રવ્ય ખરચાય તેમાં જ એ લોકોને વાંધો છે. મંદિર આવા સુંદર કેમ ? એવા એવા પ્રશ્નો નીકળ્યા પણ બંગલા આવા કેમ ? સ્ત્રી-પુરૂષ ફક્ત બે જણા હોય, ત્યાં સાત માળના મહેલનું કામ શું ? આવા આવા પ્રશ્નો એમાંના કોઇએ કર્યા ?

**સભામાંથી** - એ બધું મોજમઝા અને લોકોને આંજવા માટે અવશ્ય જોઇએ જ !

અને એવાઓને પૂજા કરવામાં ઘરનું કેસર વાપરવાનું કહેવામાં આવે તો આર્થિક સ્થિતિ ખરાબ છે, એ બચાવ ઝટ લાવે ને ?

સભામાંથી - અરે સાહેબ ! એવાઓ માટે પૂજાની જ કયાં વાત છે ?

**ધર્મના ઉદયમાં જ દુનિયાનો ઉદય છે :**

બસ, ત્યારે સમજો કે આત્માનંદી તથા ભવાભિનંદીના બે ફાંટા તો રહેવાના જ. ભવાભિનંદીને ધાર્મિક ક્રિયાઓમાં થતો લક્ષ્મીનો સદ્વ્યય ખૂંચે જ. એને તો પાપક્રિયામાં જ લક્ષ્મીનો વ્યય સારો લાગે. એવાઓને દેશનેતાઓના સરઘસ આદિમાં થતા ખર્ચમાં વાંધો નહિ પણ મહાપુરૂષોના પ્રવેશ મહોત્સવ આદિમાં થતા ખર્ચમાં જ વાંધો લાગે. ચાર ઠરાવ અગર જે ઠરાવ કરવા હોય તે કરીને બધે ફેલાવે, અગર અમુક આગેવાનો ભેગા થાય પણ બધા શું કરવા પૈસા ખરચીને જાય છે ? આવા પ્રશ્નના ઉત્તરમાં તો કહે છે કે જરૂર છે, જાય તો જાગૃતિ આવે. એ ખર્ચમાં વાંધો નથી લાગતો. એમાં કેટલું ખર્ચ ? એ સાહિત્યનો પ્રચાર પણ કેટલો ? પગાર કેટલા ? છાપા કેટલા ? દેશના ઉદય કરનારને આ બધું કરવાની જરૂર, તો ધર્મનો ઉદય કરવા માટે કંઇ જરૂર ખરી કે નહિ ? દેશના ઉદયમાં આડખીલી કરનારા જેમ દેશદ્રોહી કહેવાય તેમ અહીં પણ તેવાઓ ધર્મદ્રોહી કહેવાય કે નહિ ? કહેવું જ પડશે કે જરૂર કહેવાય. કારણ કે ધર્મના ઉદયમાં દુનિયાનો ઉદય છે, એની સામે એક પણ દલીલ ટકી શકે તેમ નથી. ધર્મનો ઉદય થયા વિના કદી દેશનો ઉદય થવાનો જ નથી. મોક્ષના ધ્યેયથી અહિંસક બન્યા વિના, સત્યવાદી બન્યા વિના, સંયમ, બ્રહ્મચર્ય, સહિષ્ણુતા વગેરે સદ્ગુણો કેળવ્યા વિના કોઇ પણ કાળે દેશનો સાચો ઉદય થવાનો જ નથી અને કદાચ ધાંધલથી આભાસરૂપ ઉદય થઇ જાય તો પણ શાંતિ તો ટકે જ નહિ. શાંતિ તો સાચા ધર્મથી, સાચી અહિંસાથી, સાચી સત્યવૃત્તિથી, અચૌર્યથી, બ્રહ્મચર્યથી, નિર્લોભતાથી, સંતોષથી અને સહિષ્ણુતા વગેરેથી જ ટકવાની. ધર્મની રક્ષા માટે ધર્મીઓએ દેશને પણ પાયમાલ થવા દીધો છે. પ્રતાપરાણાના ઇતિહાસને તો તેઓ માને છે ને ? એમને કહેવામાં પણ આવ્યું હતું કે દેશ પાયમાલ થશે, રાજ્ય ખેદાનમેદાન થશે. આવા બળવાન બાદશાહ સામે નહિ ફવાય. તો પણ પોતે માનેલા ધર્મના ટેકીલા એ મેવાડના મહારાણાએ કહ્યું કે અટવીમાં રખડીશ, ભૂખે મરીશ, ઝુરી ઝુરીને મરીશ

પણ ધર્મની ટેક નહિ મૂકવાનો તે નહિ મૂકવાનો. એ પ્રતાપરાણાને એવાઓ આજે માને છે કે ગાળો દે છે ? કહેવું જ પડશે કે ઇતિહાસમાં પણ એવાના ગૌરવ જ ગવાય છે. એ વખતે ધર્મને તજી બાદશાહને આધીન થનારાને દેશદ્રોહીના અને ધર્મદ્રોહીના ચાંદ પણ મળ્યા છે. રાજા માનસિંહને માટે આજે પણ શું બોલાય છે ? એ રીતે અહીં પણ ધર્મના ઉદયની આડે આવે તે ધર્મદ્રોહી જ કહેવાય એમાં પ્રશ્ન જ શો ?

**સભામાંથી પ્રશ્ન :** સ્વરાજ્ય મળે તો ધર્મ સધાય ને ?

શું ધર્મની ખાણ સ્વરાજ્ય છે ? શું અમેરિકામાં સ્વરાજ્ય છે ત્યાં ધર્મ છે ? શું ધર્મ એ રાજ્ય, લક્ષ્મી, સ્ત્રી, પુત્ર અને પરિવારાદિમાં છે ? માનતા જ નહિ, કારણ કે ધર્મ તો આત્માને જગાડનારી ચીજ છે અને રાજ્યાદિ તો આત્માને દબાવનારી વસ્તુ છે; માટે રાજ્યાદિકથી ધર્મ મળે એમ માનતા જ નહિ મોહ ન જ છૂટતો હોય તો ધર્મ રાખીને જે ચીજ મળે તે લેવામાં તમે જાણો, પણ ધર્મ ગુમાવીને તો કંઇએ મેળવવાનું ન જ હોય. ધર્મ ગયો તો બધું જ ગયું સમજજો. જો રાજ્યથી જ ધર્મ થતો હોત તો તો રાજા બધાએ ધર્માત્મા જ હોત અને આજે રાજાઓ સામે જ આટલો ઘોંઘાટ છે તે ન હોત; પણ છે એ જ સૂચવે છે કે ધર્મવ્યવહાર અને રાજ્યાદિવ્યવહાર એ જુદી ચીજ છે.

અસ્તુ. જણાવી ગયા તે પ્રમાણે પુત્રને આશ્વાસન આપ્યા પછી તરત જ ચંદ્રગતિ રાજાએ, ચપલગતિ નામના વિદ્યાધર દ્વારા જનકરાજાનું અપહરણ કરાવીને પોતાની પાસે અણાવ્યા અને તેમની પાસે બળાત્કારથી પ્રતિજ્ઞા ગ્રહણ કરાવી કે આ બે બાણો પૈકીના કોઇ પણ એક બાણને ચઢાવીને રામચંદ્રજી અમને હરાવે અને તે પછી ખુશીથી સીતાનું પાણિગ્રહણ કરે પણ તે પૂર્વે તો નહિ.

એવી પ્રતિજ્ઞા ગ્રહણ કરાવ્યા પછી જ ચંદ્રગતિ રાજા, પોતાના પુત્ર ભામંડલની સાથે જનકરાજાને અને બન્ને બાણોને લઇને મિથિલાનગરીમાં આવ્યા. મિથિલાનગરીમાં આવીને તે રાજાએ જનકરાજાને તેમના પોતાના પ્રાસાદમાં મૂકયા અને પોતે નગરીની બહારની ભૂમિમાં પોતાના પરિવારની સાથે નિવાસ કર્યો.

**મહારાણી વિદેહાનો વિલાપ : જનકરાજાનું આશ્વાસન :**

ત્યારબાદ વિદેહા મહાદેવીના હૃદયમાં એકદમ શલ્યને દેનારૂં જે વૃત્તાંત રાત્રિમાં બન્યું હતું, તે સઘળુંય જનક મહારાજાએ તે જ સમયે શરૂથી માંડીને અંત સુધી કહી દીધું. એ હૃદયમાં શલ્ય નાખનારૂં વૃત્તાંત સાંભળતાની સાથે જ દૈવ પ્રત્યે ઉપાલંભ આપતાં વિદેહાદેવીએ એ પ્રમાણે રોવા માંડયું કે 'હે અત્યંત ઘાતકી દૈવ ! શું તને મારા પુત્રનું હરણ કરવા છતાં પણ તૃપ્તિ નથી થઇ કે જેથી તું મારી પુત્રીનું હરણ કરશે ? લોકમાં પુત્રી માટે વરનો સ્વીકાર પોતાની ઇચ્છાથી કરવામાં આવે છે, પણ પારકાની ઇચ્છાથી નહિ, પરંતુ મારે માટે તો દૈવયોગે પારકી ઇચ્છાથી વરનો સ્વીકાર કરવાનો અવસર આવ્યો છે. બીજાની ઇચ્છાથી પ્રતિજ્ઞાત કરેલ આ બાણનું આરોપણ જો રામ કરી શકે નહિ અને અન્ય કોઇ કરે તો જરૂર મારી પુત્રીને અનિષ્ટ વરની પ્રાપ્તિ થાય. આ દશામાં મારૂં અને મારી પુત્રીનું શું થાય ?'

આ પ્રમાણે કરૂણાજનક વિલાપ કરતી વિદેહાદેવીને આશ્વાસન આપતાં જનકમહારાજાએ નિશ્ચયાત્મક શબ્દોમાં કહ્યું કે 'હે દેવી ! તું એક લેશ પણ ભયને ન પામ, કારણ કે મેં રામચંદ્રજીનું બળ જોયું છે; એટલે હું કહું છું કે તે ધનુષ્ય રામચંદ્રજીને એક સામાન્ય લતા જેવું છે. અર્થાત્ રામચંદ્રજી એવા પરાક્રમી છે કે એક લતાને જેમ સહેલાઇથી વાળી શકાય તેમ તે ધનુષ્યને વાળી શકશે. એટલે હે દેવી ! તારે તે સંબંધમાં કશી જ ભીતિ રાખવાની નથી.'

આ પ્રમાણે રામચંદ્રજીના પરાક્રમનો ખ્યાલ આપીને જનકમહારાજાએ વિદેહાદેવીને સમજાવીને શાંત કરી દીધી.

[ ૪૧ ]

**સીતાનો સ્વયંવર મંડપ અને દ્વારપાલની ઉદ્‌ઘોષણા**

આપણે જોઇ ગયા કે જનકમહારાજાને ચંદ્રગતિ રાજાના બળાત્કારથી કારમી પ્રતિજ્ઞા લેવી પડી અને એ પ્રતિજ્ઞાના શ્રવણથી વિદેહાદેવીને કારમું દુઃખ થયું. એ કારમા દુઃખના યોગે કરૂણાજનક વિલાપ કરતી વિદેહાદેવીને સમજાવીને જનકરાજાએ સવારના પહોરમાં જ બન્નેય ધનુષ્યરત્નોની અર્ચા પૂજા કરીને મંચોથી મંડિત એવા મંડપમાં એ બન્નેય ધનુષ્યરત્નોને મૂકયાં. સીતાદેવીના સ્વયંવર માટે જનકમહારાજાએ બોલાવેલા વિદ્યાધરોના અને મનુષ્યના રાજાઓ તે મંડપમાં આવીને મંચાઓ ઉપર બેઠા.

વિદ્યાધરોના અને મનુષ્યોના અનેક રાજાઓથી સ્વયંવર મંડપ અલંકૃત થઇ ગયા બાદ સખીઓથી પરિવરેલી, દિવ્ય અલંકારોને ધારણ કરનારી અને ભૂમિ ઉપર ચાલનારી દેવીના જેવી સીતા તે સ્વયંવર મંડપમાં આવી. લોકોના નેત્રોને માટે સુધાની સરિતા જેવી સીતા, ધનુષ્યની પૂજા કરીને અને રામચંદ્રજીને મનમાં રાખીને તે મંડપમાં આવી ઉભી રહી. મંડપમાં આવીને ઉભી રહેલી સીતાના દર્શનથી ભામંડલને એમ લાગ્યું કે નારદજી કહેતા હતા તેવું જ સીતાનું રૂપ છે. નારદજીના કહેવા પ્રમાણેનું જ સીતાનું રૂપ જોવાથી ભામંડલકુમારને જીવલેણ કામદેવ જાગૃત થયો.

સ્વયંવર મંડપમાં આવીને ઉભેલી સીતા, સૌના અંતઃકરણને આકર્ષી રહી છે. સીતાને વરવા માટે આતુર બની રહેલા ખેચર અને ભૂચર રાજાઓને ઉદ્દેશીને જનકમહારાજાના દ્વારપાલે કહ્યું કે ''હે સઘળાય ખેચર અને ભૂમિચર રાજાઓ ! આપ દરેકને જનકમહારાજા એમ ફરમાવે છે કે આ બે ધનુષ્ય દંડોમાંથી એક પણ ધનુષ્યને જે કોઇ આરોપણ કરે તે આજે જ અમારી પુત્રી સીતાને પરણો.''

જનકમહારાજાના દ્વારપાલ દ્વારા કન્યાને પરણવાની શરત સાંભળીને પરાક્રમી ખેચરો અને ભૂચરો પણ ધનુષ્યને ચઢાવવાની કામનાથી ધનુષ્યની પાસે આવ્યા, પણ ભયંકર સર્પોથી વીંટાયેલા અને તીવ્ર તેજસ્વી એવા તે ધનુષ્યોને સ્પર્શ કરવાને પણ કોઇ સમર્થ થઇ શકયા નહિ. જ્યાં સ્પર્શ કરવાની પણ શકિત ન હોય ત્યાં ગ્રહણ કરવાની તો વાત જ શી ? ધનુષ્યમાંથી નીકળતા તણખાઓની જવાળાથી દગ્ધ થયેલા અને લજ્જાથી અધોમુખ બની ગયેલા તે રાજાઓ પાછા ફરીને અન્ય બાજુએ ચાલ્યા ગયા.

જ્યારે આ રીતે નીચા મુખે પરાક્રમી વિદ્યાધરેંદ્રો અને નરેંદ્રો પાછા ફર્યા ત્યારે ચલાયમાન થઇ ગયા છે કંચનના કુંડલ જેમના અને ગજેંદ્રની માફક લીલાપૂર્વક ગમન કરતા દશરથ મહારાજાના પુત્ર રામચંદ્રજી ધનુષ્યની પાસે આવ્યા. આવી રીતે બાણની પાસે આવીને ઉભેલા રામચંદ્રજીને ચંદ્રગતિ આદિ રાજાઓએ ઉપહાસપૂર્વક જોયા અને જનકમહારાજાએ શંકાની દષ્ટિએ જોયા. ચંદ્રગતિ આદિ રાજાઓ દ્વારા ઉપહાસપૂર્વક અને જનકમહારાજા દ્વારા શંકાની દષ્ટિએ જોવાતાં છતાં પણ નિઃશંક એવા રામચંદ્રજીએ, જેની ઉપર સર્પો અને અગ્નિ શાંત થઇ ગયેલ છે એવા વજ્રાવર્ત નામના મહાધનુષ્યને ઈંદ્ર જેમ વજ્રને સ્પર્શ કરે તેમ એકદમ હાથથી સ્પર્શ કર્યો. સ્પર્શ કર્યા બાદ ધનુષ્યધારીઓમાં શ્રેષ્ઠ એવા રામચંદ્રજીએ લોઢાની પીઠ ઉપર સ્થાપીને અને નેતરની માફક તેને નમાવીને તે ધનુષ્ય પણચ ઉપર ચઢાવ્યું. પણચ ઉપર ચઢાવ્યા પછી કાન સુધી ખેંચીને એવું આસ્ફાલન કર્યું કે જેથી પોતાના યશ પટહની ઉપમાને ધરતું તે ધનુષ્ય શબ્દથી ભૂમિ અને અંતરીક્ષના ઉદરને મધ્યભાગને ભરી દેતું ગાજી ઉઠયું. એ ધનુષ્યનો એવો ટંકાર થતાની સાથે જ સીતાએ પોતાની મેળે જ સ્વયંવરમાળાને રામચંદ્રજીના કંઠમાં નાખી અને રામચંદ્રજીએ પણ ધનુષ્ય ઉપરથી પણચને ઉતારી નાખી.

**રામ અને લક્ષ્મણે ધનુષ્ય પર પણચ ચઢાવ્યાં :**

એ પછી બીજું ધનુષ્ય ચઢાવવાની આજ્ઞા રામચંદ્રજીએ લક્ષ્મણને કરી. પોતાના વડીલબંધુ રામચંદ્રજીના શાસનને પામીને લક્ષ્મણજીએ પણ અર્ણવાવર્ત નામના ધનુષ્યને પણચ ઉપર ચઢાવ્યું. જે વખતે લક્ષ્મણજીએ અર્ણવાવર્ત નામના ધનુષ્યને રામચંદ્રજીની આજ્ઞાથી ચઢાવ્યું તે સમયે લક્ષ્મણજીને લોકો વિસ્મયપૂર્વક જોઇ રહ્યાં. અર્ણવાવર્ત નામના ધનુષ્યને પણચ ઉપર ચઢાવ્યા બાદ લક્ષ્મણજીએ તે ધનુષ્યનું એવું આસ્ફાલન કર્યું કે જેથી તે ધનુષ્યના નાદથી દિશાઓના મુખ બધિર-બ્હેરા બની ગયા. એવા પ્રકારનું આસ્ફાલન કરીને પણચને બાણ ઉપરથી ઉતારી નાખીને લક્ષ્મણજીએ તે બાણને પાછું તેના સ્થાને મૂકી દીધું.

લક્ષ્મણજીના એવા અનુપમ પરાક્રમને જોઇને વિદ્યાધરો ચકિત અને વિસ્મિત થઇ ગયા. અનુપમ પરાક્રમના દર્શનથી ચકિત અને વિસ્મિત બની ગયેલા વિદ્યાધરોએ દેવકન્યાઓના જેવી અદ્ભુત એવી પોતાની અઢાર કન્યાઓનું લક્ષ્મણજીને દાન કર્યું.

આ ઉપરથી સમજાશે કે વિશ્વમાં ભાગ્ય વિના મનોરથોની સફલતા થતી નથી. ભાગ્ય વિનાના મનોરથો આત્માને ઉભય રીતે પીડનારા છે. વસ્તુની પ્રાપ્તિ નહિ અને પીડાનો પાર નહિ. દુર્ભાગ્યના યોગે વિદ્યાધરો અને અન્ય ભૂચર રાજાઓ તથા સીતાનો એકદમ અર્થી બનેલો ભામંડલ વગેરે પણ જે બાણોને સ્પર્શી ન શકયા તે બાણોને રામચંદ્રજીએ અને લક્ષ્મણજીએ લીલાપૂર્વક સ્પર્યાં, નમાવ્યાં અને ચકિત તથા વિસ્મય બનાવે એવો ટંકાર પણ કર્યો. બાણ ઉપર વીંટાળેલા સર્પોથી અને બાણમાંથી નીકળતા તણખાઓની જ્વાળાઓથી જ્યારે અન્ય વિદ્યાધરો અને નરેશ્વરોને નાસવું પડયું ત્યારે પુણ્યના પ્રતાપે રામચંદ્રજી અને લક્ષ્મણજીના દર્શન માત્રથી સર્પોને દૂર થવું પડયું, અગ્નિને શાંત થવું પડયું. લેવા આવેલાઓને કન્યાઓ ન મળી અને નહિ લેવા આવેલાઓને વિના શ્રમે તથા લીલામાત્રમાં બહુમાનપૂર્વક મળી. આવા બનાવથી વિલખા બની ગયેલા ચંદ્રગતિ આદિ વિદ્યાધરેંદ્રો દુઃખી થતા ભામંડલને સાથે લઇને પોતપોતાના નગર તરફ રવાના થયા.

ચંદ્રગતિ આદિ વિદ્યાધરેંદ્રો રવાના થઇ ગયા પછી તરત જ જનકમહારાજાએ, દશરથમહારાજાને સંદેશો મોકલ્યો. એ સંદેશો મળતાની સાથે જ દશરથમહારાજા મિથિલા નગરીમાં આવ્યાં. દશરથમહારાજા મિથિલા નગરમાં આવ્યા પછી મહોત્સવપૂર્વક રામચંદ્રજી અને સીતાનો વિવાહ થયો.

તે જ સમયે જનકમહારાજાના ભાઇ કનકે પોતાની પત્ની સુપ્રભાની કુક્ષીથી ઉત્પન્ન થયેલી પોતાની ભદ્રા નામની પુત્રી ભરતને આપી. એ પછી દશરથમહારાજાએ પણ પોતાના પુત્રો અને પુત્રવધુઓની સાથે પોતાની અયોધ્યા નામની નગરી કે જેમાં નગરના લોકોએ સુંદરમાં સુંદર ઉત્સવ ઉજવ્યો છે તેમાં પ્રવેશ કર્યો; અર્થાત્ જ્યારે પોતાના પુત્રો અને પુત્રવધુઓને સાથે લઇને દશરથ મહારાજા અયોધ્યામાં પધાર્યા ત્યારે સ્વામિભકત પ્રજાજનોએ સુંદરમાં સુંદર ઉત્સવ ઉજવ્યો.

[ ૪૨ ]

**મહારાણી કૌશલ્યાની માનના કારણે મૂંઝવણ :**

આપણે જોઇ ગયા કે સીતાદેવીનો સ્વયંવરમંડપ થયો તે છતાં પણ ભામંડલની આશા ન ફળી અને સીતાનો વિવાહ રામચંદ્રજીની સાથે જ થયો. એમ થવાથી જનકમહારાજા અને વિદેહાદેવીની આશા ફળી. કન્યા લેવા આવેલા વિદ્યાધરો પોતાની અઢાર કન્યાઓ લક્ષ્મણજીને આપી ગયા. કનક નામના જનકમહારાજાના ભાઇએ પણ પોતાની ભદ્રા નામની કન્યા ભરતને આપી. પુત્રો અને પુત્રવધુઓ સાથે દશરથમહારાજા પોતાની નગરીમાં ગયા. પોતાના માલિકને પરિવાર સાથે આવતા જાણીને નગરીના લોકોએ સુંદરમાં સુંદર પ્રવેશ મહોત્સવ કર્યો.

પુત્રો અને પુત્રવધૂઓની સાથે ભવ્ય ઉત્સવપૂર્વક પોતાની રાજધાનીમાં પધાર્યા બાદ કોઇ એક દિવસે ધર્મરક્ત દશરથમહારાજાએ મોટી ઋદ્ધિથી ઠાઠમાઠ ભરેલો અને ભવ્યજીવોના અંતઃકરણનું આકર્ષણ કરે એવો ચૈત્યમહોત્સવ કર્યો અને એ મહોત્સવમાં શાંતિસ્નાત્ર કર્યું. શાંતિસ્નાત્ર થઇ ગયા બાદ દશરથમહારાજાએ સ્નાત્રજલ કંચુકી મારફત પ્રથમ પોતાની પટ્ટરાણીને મોકલ્યું અને તે પછી દાસીઓ દ્વારા પોતાની અન્ય પત્નીઓને મોકલ્યું. યૌવનવયના કારણે શીઘ્ર ગમન કરનારી તે દાસીઓએ એકદમ આવીને તે સ્નાત્રનું જલ પ્રથમજ અન્ય રાણીઓને આપ્યું. આવેલા તે સ્નાત્રજલને તે રાણીઓએ વંદન કર્યું.

અન્ય સઘળી જ રાણીઓ પાસે સ્નાત્રજલ આવી ગયું પણ પટ્ટરાણી પાસે સ્નાત્રજલ આવ્યું નહિ, કારણ કે જે કંચુકી સાથે રાજાએ પટ્ટરાણી માટે સ્નાત્રજલ મોકલ્યું હતું તે કંચુકી વૃદ્ધ હોવાના કારણે શનિ નામના ગ્રહની માફક મંદગતિવાળો હતો. વૃદ્ધ કચુંકીની મંદગતિના કારણે જ પટ્ટરાણી પાસે સ્નાત્રજલ ન્હોતું આવી શક્યું. પણ એ કારણને નહિ જાણનારી મહાદેવી અપરાજિતાના મનમાં તો જુદી જ ભાવના ઉત્પન્ન થઇ. દશરથમહારાજાની પટ્ટરાણીએ તો અન્ય રાણીઓની પાસે સ્નાત્રજલ આવેલું જોયું અને પોતાની પાસે નથી આવ્યું એમ જાણ્યું કે તરત જ વિચાર્યું કે 'મહારાજાએ શ્રી જિનેન્દ્રદેવના સ્નાત્રનું જલ મોકલીને અન્ય સઘળીય રાણીઓ ઉપર પ્રસાદ કર્યો અને હું પટ્ટરાણી છતાં પણ મારી ઉપર મહારાજાએ એ પ્રસાદ ન કર્યો; અર્થાત્ શ્રી જિનેન્દ્રદેવના સ્નાત્રનું પાણી મહારાજાએ અન્ય સઘળીય રાણીઓ ઉપર મોકલ્યું અને હું પટ્ટરાણી હોવા છતા પણ મારી ઉપર ન મોકલ્યુ. એ સૂચવે છે કે મહારાજાની મહેરબાની અન્ય રાણીઓ ઉપર છે, પણ હું પટ્ટરાણી છું તે છતાંય મારી ઉપર નથી. તે કારણથી મંદભાગ્યવતી એવી મારે હવે જીવવાએ કરીને પણ સર્યું, અર્થાત્ મારા માટે હવે જીવવું એ પણ નકામું છે, કારણ કે માનનો નાશ થયા પછી જીવવું એ મરણ કરતા પણ વધુ દુઃખદાયી છે. એટલે હવે તો જીવવા કરતાં પણ મરવું સારૂં છે'' આ પ્રમાણે વિચારીને દશરથમહારાજાની પટ્ટરાણી કૌશલ્યાએ તો મરવાનો જ નિશ્ચય કર્યો. મરવાનો મજબુત નિશ્ચય કરીને એ મનસ્વિનીએ અંદરના ખંડમાં પ્રવેશ કર્યો. અંદરના ખંડમાં પ્રવેશ કરીને તેણે વસ્ત્ર દ્વારા પોતાને ઉંચે બાંધવાનો એટલે કે ફાંસો ખાવાનો આરંભ કર્યો.

ભાગ્યવાનો ! વિચારો કે આ સંસારમાં વસતા આત્માઓ વિષય-કષાયના યોગે કેવી કેવી અવસ્થામાં ક્ષણે ક્ષણે અથડાઇ પડે છે ? એક માનના કારણે અત્યારે મહારાણીએ થોડી પણ ધીરજ ધર્યા વિના એકદમ કેવો કારમો આરંભ કરી દીધો છે ? જો કે ભાગ્યવાન્ આત્માઓ કદી પણ આવા અકાળ મરણે કરીને પ્રાયઃ મરતા નથી. પરંતુ આ પ્રયત્ન તો અકાળ મરણનો જ છે ને ? સમ્યગ્દૃષ્ટિ આત્માએ આવા જ કારણે સદાય મોહાદિકથી સાવધ રહેવાનું છે અન્યથા મોહાદિ શત્રુઓ પ્રસંગ પામીને સમ્યગ્દૃષ્ટિ આત્માને પણ છળ્યા વિના રહેતા નથી. સમ્યગ્દૃષ્ટિ આત્માઓએ વિષય અને કષાયથી ખૂબ જ સાવચેત રહેવાનું છે, અન્યથા એ શત્રુઓ છક્કડ ખવડાવ્યા વિના રહે તેમ જ નથી. માન કષાયના કારણે આ પટ્ટરાણી તો જાતે મરવાને તૈયાર થયેલ છે, પણ આપણે આજે એ પણ જોઇ રહ્યા છીએ કે માન કષાયને આધીન થઇને મહાપુરૂષ તરીકે ગણાતાઓ પણ ભાવથી પોતે મરવા સાથે અનેકોને ભાવ મારી રહ્યાં છે, સત્યનું ખૂન થવા દઇને પણ માનને સાચવવામાં પડેલાઓ પ્રભુશાસનને વફાદાર શી રીતે રહી શકે છે ? એ આજે વિચારણીય વસ્તુ છે. 'સઘળાય અમને માને' આ ભૂત નાનુસુનું નથી. એ ભૂતને શરણે થયેલાઓ સત્યનું પ્રકાશન શી રીતે કરી શકે ? એવાઓ પાસે સત્યને જાણવા જનાર નિરાશ થઇને જ પાછા ફરે એમાં આશ્ચર્ય પણ શું છે ? એવાઓને તો પ્રભુશાસન કરતાં પણ પોતાની જ ખૂબ પડી હોય છે. પ્રભુશાસનને માનો કે ન માનો એની પરવા એવાઓને નથી હોતી. એવાઓને તો માત્ર પોતાને જ મનાવવાની પડી હોય છે. પોતાને માને એ જ પરમેશ્વરને માનનારા હોય છે એવી જ માન્યતામાં એવાઓ અથડાયા કરે છે. પોતાની માન્યતા આગળ એવાઓ તો પ્રભુશાસનની માન્યતાને પણ બાજુએ રાખે તેમ છે. એવાઓ તો પોતાની વાહવાહમાં જ પ્રભુશાસનની વાહવાહ સમજે છે. એવા આત્માઓ

ગમે તેટલા મહાન ગણાતા હોય તો પણ વિવેકી આત્માઓની દૃષ્ટિએ તો એવાઓ કેવલ દયાપાત્ર જ છે. માન કષાયના યોગે ત્યાગીઓ પણ પટકાઇ જાય તો આ સંસારી આત્મા પટકાઇ જાય એમાં આશ્ચર્ય શું છે ? એક નજીવા કારણસર અને તે પણ માત્ર મનથી જ માની લીધેલા કારણસર દશરથમહારાજાની પટ્ટરાણી કારમી રીતે મરવાનો પ્રયત્ન કરી રહેલ છે, એ કેવી કારમી અને દુઃખજનક ઘટના ગણાય !

**કંચુકીનું આગમન : દશરથરાજાનો પ્રશ્ન :**

પણ એટલામાં તો તે જ સમયે દશરથ નરેંદ્ર ત્યાં આવી પહોંચ્યા. આવી પહોંચેલા દશરથમહારાજાએ પોતાની પટ્ટરાણીને તેવી અવસ્થામાં રહેલી જોઇ. એવી અવસ્થામાં જોવાથી દશરથમહારાજાને લાગ્યું કે આ હમણાં જ મરી જશે ! એટલે તેનાં મૃત્યુથી ભય પામેલા દૃશરથમહારાજાએ તે પોતાની પટ્ટરાણીને પોતાના પાસે બેસાડીને કહ્યું કે, 'હે દેવી ! કયા અપમાનથી તે આવું દુઃસાહસ આરંભ્યું છે ? શું દૈવયોગે મેં કાંઇ પણ તારી અવમાનના કરી છે ?' આ પ્રશ્નનો ઉત્તર આપતાં ગદ્ગદ્ વાણીવાળી બની ગયેલી તે પટ્ટરાણી કૌશલ્યાએ પણ મહારાજાને કહ્યું કે, 'હે નાથ ! આપે શ્રી જિનેશ્વરદેવના સ્નાત્રનું જલ સઘળીયે રાણીઓને ભિન્ન ભિન્ન મોકલી આપ્યું પણ મારા માટે જ આપે એ સ્નાત્રજલ ન મોકલી આપ્યું.'

આ પ્રમાણે રાણી જે સમયે બોલી તે જ સમયે 'રાજાએ આ સ્નાત્રનું જલ મોકલાવ્યું છે' આ પ્રમાણે બોલતો કંચુકી ત્યાં આગળ આવ્યો. રાજાએ પણ પ્રથમ તો કાંઇ બોલ્યા વિના તે પવિત્ર સ્નાત્ર જલ દ્વારા સ્વયં પટ્ટરાણીના મસ્તક ઉપર અભિષેકર્યો અને તે પછી રાજાએ તે કંચુકીને પૂછયું કે, 'તું આટલા બધા વિલંબથી કેમ આવ્યો ?' આ પ્રમાણેના રાજાના પ્રશ્નનો ઉત્તર આપતા કચુંકીએ પણ ઘણા જ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે 'હે સ્વામિન્ ! સર્વ કાર્યો માટે અસમર્થ એવું મારૂ વૃદ્ધપણું અપરાધ કરે છે. આપ પોતે પણ આ મને જુઓ. આવી અવસ્થામાં રહેલા મને આપ જોશો એટલે આપ જ કહેશો કે આ અપરાધ તારો નથી પણ તારા સર્વ કાર્યોમાં અસમર્થ એવા વૃદ્ધપણાનો જ અપરાધ છે, એમાં કશી જ શંકા નથી.'

**દશરથ મહારાજા કંચુકીને જોઇને વૈરાગ્ય પામ્યા :**

આ રીતે પોતાનો અપરાધ નથી પણ પોતાના વૃદ્ધપણાનો જ અપરાધ છે, એમ જણાવીને કંચુકીએ જ્યારે પોતાને જોવાનું જણાવ્યું ત્યારે દશરથમહારાજાએ પણ તેની સામે જોયું. તેની સામે જોયું ત્યારે રાજાને જણાયું કે ખરેખર ! આ કહે છે તેમજ છે. કારણ કે તેના શરીર ઉપર વૃદ્ધાવસ્થાએ કારમો હુમલો કર્યો હતો. વૃદ્ધાવસ્થાને અંગે તે ઘણો જ દયાજનક દેખાતો હતો. વૃદ્ધાવસ્થાને અંગે તે કંચુકી જાણે મરવાને ઇચ્છતો હોય તેની માફક પગલે પગલે સ્ખલના પામતો દેખાતો હતો, તેના મુખમાં જે દાંતો હતા તે ઘંટની અંદર રહેલા લોલકની માફક ચપલ હતા, તેના આખાએ શરીરની ચામડી એવી વળી ગયેલી હતી કે તે વળીઓનું ભાજન જ થઇ પડયો હતો. એના આખાએ અંગની રોમરાજી શ્વેત થઇ ગઇ હતી, ભ્રકુટીની લોમથી તેના નેત્રો તદ્દન ઢંકાઇ ગયેલા હતા. તેના શરીરમાંનું માંસ અને લોહી સૂકાઇ ગયેલું હતું અને તેના આખાએ અંગમાં ભારેમાં ભારે કંપ ઉત્પન્ન થઇ ગયો હતો અર્થાત્ તેનું આખુંએ અંગ કાયમ ખાતે કંપ્યા કરતું હતું.

આવી સ્થિતિમાં આવી પડેલા પોતાના કંચુકીને જોઇને દશરથમહારાજાએ પોતાના અંતઃકરણમાં ચિંતવ્યું કે

**''यावत् वयं इदृशा न स्मः तावत् । हि चतुर्थपुरुषार्थाय प्रयतामहे''**

*જ્યાં સુધીમાં અમે પણ આ કંચુકીના જેવી દશામાં ન આવી જઇએ ત્યાં સુધીમાં અમે, ચોથો પુરૂષાર્થ જે મોક્ષ તેની આરાધના માટે પ્રયત્નશીલ બનીએ.*

આવી ઉત્તમ વિચારણાના પ્રતાપે દશરથમહારાજા, પ્રતિ સમય એક જ જાતના મનોરથોમાં મગ્ન રહેવા લાગ્યા અને તે મનોરથો એ જ કે, કારમી વૃદ્ધાવસ્થાના પાશમાં સપડાઇ જઇએ તે પહેલા અમારે મોક્ષની આરાધના કરી જ લેવી જોઇએ. આવા મનોરથોના યોગે દશરથમહારાજા વિષયોથી પરાઙ્મુખ બની ગયા. ઉત્તમ પ્રકારના મનોરથોના પ્રતાપે દશરથમહારાજાને વિષયો વિષમય લાગવા માંડયા. ઉત્તમ ભાવના આત્માને સંસારની કોઇ જ વસ્તુમાં લીન થવા નથી દેતી. ઉત્તમ ભાવનાના યોગે દશરથમહારાજા સંસાર ઉપર એવા વિરાગી બની ગયા કે એમનો આત્મા એક માત્ર વૈરાગ્યમય જ બની ગયો. આમ વૈરાગ્યદશામાં દશરથમહારાજાએ કેટલોક સમય પસાર કર્યો.

[ ૪૩ ]

**શ્રી જિનેશ્વરદેવનાં શાસનની અનુપમ મહત્તા :**

આપણે દશરથમહારાજાના વૈરાગ્યનો પ્રસંગ જોયો. એ પ્રસંગમાં આપણે જોઇ આવ્યા કે પોતાના અદનામાં અદના સેવક એક વૃદ્ધ કંચુકીની શારીરિક દુઃસ્થિતિ જોવા માત્રથી જ દશરથમહારાજા વૈરાગ્યને પામ્યા.

વૈરાગ્ય એ એવી વસ્તુ છે કે જે અનેક નિમિત્તોથી ઉત્પન્ન થઇ શકે છે. કોઇ પણ નિમિત્ત પામીને ઉત્પન્ન થયેલો વૈરાગ્ય એ તો ઉપાદેય જ છે. વૈરાગ્યની ઉપાદેયતામાં બે મત છે જ નહિ. કોઇ પણ પ્રકારે આત્માને સંસારની દુઃખમયતા ભાસવી જોઇએ. સંસારની અસારતાનાં દર્શનથી, સંસારની અસ્થિરતાના દર્શનથી, સંસારની અનિત્યતાના દર્શનથી કે સંસારની અશરણતાના દર્શનથી અર્થાત્ કોઇપણ પ્રકારે સંસારની હેયતા ત્યાજ્યતા આત્માને સમજાય એ પ્રભુશાસનને ઇષ્ટ છે. ભવની નિર્ગુણતા જોનાર મિથ્યાદૃષ્ટિમાં પણ વૈરાગ્યના અસ્તિત્વનો સ્વીકાર કરવામાં આવ્યો છે. કોઇપણ પ્રકારે સંસાર ઉપરથી અરૂચિ એનું નામ વૈરાગ્ય. સંસાર ઉપર અરૂચિ થવાના યોગે સંસારથી તારનાર જ્ઞાનીઓની આજ્ઞા મુજબ મુક્તિની સાધના માટે સજ્જ થવાની ભાવના એ જ એ વૈરાગ્યનો હેતુ છે. એવું ફલ આણનાર વૈરાગ્યની અવગણના કયો ઉત્તમ આત્મા કરી શકે તેમ છે ?

એક સામાન્ય નિમિત્તને પામીને પણ પ્રભુમાર્ગના પ્રેમી આત્માઓનું અંતઃકરણ વૈરાગ્યથી વાસિત થઇ જાય છે, એ વાતને આ પ્રસંગ સારામાં સારી રીતે સમજાવે છે. નોકરના શરીરની ક્ષીણતા જોવાથી સુખસંપત્તિમાં મહાલતા સ્વામીને વૈરાગ્ય થાય એ પ્રભુશાસનની અનુપમ મહત્તા સૂચવે છે. પ્રભુશાસનને પામેલા આત્માઓની મનોદશા જ જુદા પ્રકારની હોય છે. પ્રભુશાસનને પામેલા આત્માઓ કોઇ પણ પ્રસંગને આત્માના હિતમાં યોજી દે છે.

એક પોતાના કંચુકીના શરીરની દુઃખદ દુર્દશાને દેખતાંની સાથે જ દશરથમહારાજાના હૃદયમાં એ ઊર્મિ ઉઠી કે જેટલામાં અમારી દશા આવા પ્રકારની ન થાય તેટલામાં અમારે ચોથા પુરૂષાર્થની સાધના માટ સજ્જ થવું જોઇએ. આ પ્રસંગની દશરથમહારાજાની ભાવનાને કંઇક વિસ્તારથી આલેખતા પઉમચરિયમ્‌ના કર્તા શ્રી વિમલસૂરિમહારાજા ફરમાવે છે કે

પોતાના કંચુકીએ વિલમ્બથી આવી પહોંચવાનું કારણ જણાવતાં પોતાના શરીરની દુઃસ્થિતિનું જે વર્ણન કંચુકીએ કર્યું તેનું શ્રવણ કરીને દશરથમહારાજાએ પોતાના અંતરમાં એ ચિંતવ્યું કે-

> ''देहस्स कए पुरिसा, कुणन्ति पावं परिग्गहासत्ता । विसयविसमोहियमई, धम्मं दूरेण वज्जेन्ति ॥१॥
> ''पुण्णेण परिग्गहिया, ते पुरिसा जे गिहं पयहिऊणं । धम्मचरणोवएसं, कुणन्ति निच्चं दढधिईया ॥२॥
> कइयाहं विसयसुहं, मोत्तुण परिग्गहं च निस्संगो । कहामि जिणतवं चिय, दुक्खखयकारणठाइ ॥३॥

(પઉમચરિયમ્ ૨૯મી સંધિઃ)

*પરિગ્રહમાં આસકત અને વિષયોરૂપ વિષથી મોહિત મતિવાળા બનેલા કેટલાય પુરૂષો દેહને માટે પાપ કરે છે ! અને ધર્મને દૂરથી તજી દે છે. ખરેખર તે જ પુરૂષો પુણ્યશાલી છે કે જે પુરૂષો ઘરનો ત્યાગ કરીને અને એના ત્યાગમાં સદાય દૃઢબુદ્ધિવાળા થયા થકા ધર્મની આચરણાનો ઉપદેશ કરે છે. એ કારણે હું પણ વિષયસુખને અને પરિગ્રહને મૂકીને નિઃસંગ થયો થકો દુઃખક્ષયના કારણ માટે શ્રી જિનેશ્વરદેવે પ્રરૂપેલા તપને ક્યારે આચરિશ ?'*

**સુંદરસુયોગની સાર્થક્તા માટે સુપ્રયત્ન :**

આવા પ્રકારની ભાવનાના યોગે વિષયોથી વિરકત બનીને ધર્મના અનુરાગમાં રકત બનેલા દશરથમહારાજાનો કેટલોક સમય પસાર થયો, તે બાદ કોઈ એક દિવસે તે નગરીમાં મુનિસંઘથી પરિવરેલા એક સૂરિવર સમવસર્યા. તે સૂરિવરનું નામ સત્યભૂતિ હતું. તે સૂરિવર મહામુનિ હોઈ મતિજ્ઞાન શ્રુતજ્ઞાન અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન આ ચાર જ્ઞાનને ધરનારા હતાં.

પુણ્યશાલી આત્માઓને પુણ્યના પ્રતાપે સુયોગ મળતાં પણ વાર નથી લાગતી. વૈરાગ્યભાવનાને ઉત્તેજનાર અને સફળ કરનાર સદ્‌ગુરૂનો યોગ દશરથમહારાજાને અલ્પ સમયમાં જ થયો એ ખરેખર પુણ્યનો પ્રતાપ છે. પુણ્યના પ્રતાપ વિના આવા પ્રકારનો ઇષ્ટયોગ નથી જ પ્રાપ્ત થઇ શકતો. પુણ્યશાળી આત્માઓને જ આવા યોગો સહજમાં પ્રાપ્ત થઇ શકે છે.

આવા સુંદર સુયોગોની પ્રાપ્તિ થયા છતાં પણ તેનો લાભ લેનારા આત્માઓ ઘણા જ અલ્પ હોય છે. સુંદર સુયોગો મળવા છતાં પણ પ્રમાદી આત્માઓ તેનો લાભ નથી જ લઇ શકતા. પ્રાપ્ત થયેલી ઉત્તમ સામગ્રીઓનો લાભ લેવા માગનારાઓએ અવશ્ય પ્રમાદનો પરિત્યાગ કરવો જોઇએ. સૂરિવરની પધરામણી થવા છતાં પણ જો દશરથમહારાજા પ્રમાદી બની રહે અને તે સૂરિવરની સેવામાં ઉપસ્થિત ન થાય તો તેમને પણ એ સુંદર સુયોગનો લાભ ન જ મળી શકે, પણ પ્રભુશાસનને પામેલા દશરથમહારાજા પ્રથમથી જ તેવા પ્રમાદી ન હોય તો પછી વૈરાગ્યવાસિત થયા પછી તો તેવા પ્રમાદી બને જ શાના ? સામાન્ય રીતે જ ધર્મના અર્થી આત્માઓના એ મનોરથો હોય છે કે સદ્‌ગુરૂનો યોગ ક્યારે થાય ? ક્યારે ધર્મશ્રવણનો સુયોગ મળે ? અને ક્યારે ધર્મના આરાધક બનીએ ? સામાન્ય ધર્મના અર્થી આત્માઓની પણ જ્યારે આવા પ્રકારની મનોદશા હોય છે. ત્યારે સમ્યગ્‌દર્શનને પામેલા અને વૈરાગ્યવાસિત થયેલા આત્માઓ સદ્‌ગુરૂનો યોગ મળ્યા પછી કેમ જ બેઠા રહે ? એવા આત્માઓથી ઉત્તમ સામગ્રીઓનો સુયોગ થયા પછી કોઇપણ રીતે બેસી રહેવાય જ નહિ. એ જ કારણે સૂરિવરની પધરામણી થવાની જાણ થતાંની સાથે જ દશરથમહારાજા પણ પોતાના પુત્ર આદિના પરિવાર સાથે, જે સ્થાને સૂરિવર પધાર્યા હતા તે સ્થાને પહોંચ્યા; ત્યાં જઇને તે સૂરિવરને દશરથમહારાજાએ પોતાના પરિવારની સાથે વંદન કર્યું અને દેશના સાંભળવાની ઇચ્છાવાળા દશરથમહારાજા પોતાના પરિવારની સાથે તે સૂરિવરની સેવામાં ત્યાં જ બેઠા.

એ જ અરસામાં અનેક વિદ્યાધરેંદ્રોના પરિવારથી પરિવરેલા ચંદ્રગતિ નામના રાજા, સીતાના અભિલાષથી સંતપ્ત હૃદયવાળા પોતાના ભામંડલ નામના પુત્રની સાથે વૈતાઢયગિરિ ઉપરથી રથાવર્ત નામના પર્વત ઉપર શ્રી અરિહંત પરમાત્માઓને વંદન કરવા માટે ગયા હતા ને ત્યાં રહેલા શ્રી અરિહંત પરમાત્માઓને વંદન કરીને પાછા ફર્યા થકા ત્યાં તેઓ આવ્યા અને આકાશમાં રહેલા તેમણે, ત્યાં સમોસરેલા તે સૂરિવરને જોયાં. સૂરિવરને જોવાથી તે પણ પોતાના પરિવારની સાથે ત્યાં ઉતર્યા અને સૂરિવરને વંદન કર્યું. વંદન કર્યા પછી ધર્મને સાંભળવાની ઇચ્છાવાળા તેઓ પણ પરિવારની સાથે ત્યાં બેઠા.

ચાર જ્ઞાનના ધણી સત્યભૂતિ નામના સત્યવાદી સૂરિવરે ભામંડલના હૃદયમાં સીતાના અભિલાષથી ઉત્પન્ન થયેલા તાપને જાણ્યો. એ તાપને જાણીને તે સૂરિવરે દેશના કર્યા બાદ તે સઘળાઓને પાપથી નિવૃત્ત બનાવવા

માટે ભામંડલ અને સીતા સાથે ચંદ્રગતિ અને પુષ્પવતીના પૂર્વભવો કહ્યા, અર્થાત્ ભામંડલ અને સીતા તથા ચંદ્રગતિ અને પુષ્પવતી આ ચારેના પૂર્વભવો કહ્યાં એટલું જ નહિ પણ એ પરમોપકારી સૂરિવરે આ ભવમાં સીતા અને ભામંડલની યુગલપણે થયેલી ઉત્પત્તિને અને ભામંડલના થયેલ અપરણને પણ યથાસ્થિતપણે કહ્યું.

[ ૪૪ ]

**ભામંડલનો સંતાપ દૂર થયો :**

ઉપકારી સૂરિવરે કરેલા તે કથનને સાંભળીને ભામંડલકુમારને પણ જાતિસ્મરણ જ્ઞાન થયું. મુનિવરના તે કથનને સાંભળીને ઉત્પન્ન થયું છે જાતિસ્મરણ જ્ઞાન જેને તેવો ભામંડલકુમાર પણ મૂર્ચ્છિત થઇને ભૂમિ ઉપર એકદમ પટકાઇ પડયો. સંજ્ઞા પામ્યા પછી ભામંડલકુમારે પોતે પણ સત્યભૂતિ નામના સૂરિવરે કહેલા પોતાના પૂર્વભવના વૃત્તાંતને કહી બતાવ્યો.

ભામંડલકુમારે પોતે પોતાના પૂર્વભવનું વૃત્તાંત કહેતાં શું કહ્યું એનું વર્ણન કરતાં શ્રી પઉમચરિયમ્‌ના રચયિતા શ્રી વિમલસૂરિમહારાજા જણાવે છે કે તે ભામંડલકુમારે પોતાના પૂર્વભવનું વૃત્તાંત કહેતા કહ્યું કે -

'એક વિદર્ભા નામની નગરી હતી. તે નગરીમાં હું પહેલાં કુંડલમંડિત નામનો નરવરેન્દ્ર હતો. તે સમયે કામવશ બનેલા મેં એક બ્રાહ્મણની ભાર્યાનું અપહરણ કર્યું. તે પછી અનરણ્ય રાજાએ મને બાંધ્યો. ત્યાંથી છૂટીને ફરતા એવા મેં તપોલક્ષ્મીથી ભૂષિત શરીરવાળા એક શ્રમણને જોયા. તે મુનિવર પાસેથી ધર્મનું શ્રવણ કરીને હું ભાવિત મનવાળો થયો, પણ સ્વધર્મની આરાધનામાં મંદસત્ત્વવાળા મેં માત્ર માંસભક્ષણ નહિ કરવાનું જ વ્રત લીધું. આ લોકમાં આશ્ચર્ય ઉત્પન્ન કરે એવું જિનેશ્વરદેવના ધર્મનું એ માહાત્મ્ય છે કે ઘણા પાપોને કરનારો એવો પણ હું દુર્ગતિમાં ગયો નહિ. નિયમ અને સંયમે કરીને તથા અનન્ય દૃષ્ટિપણાએ કરીને ત્યાંથી મરીને હું અન્ય જીવની સાથે વિદેહાદેવીની કુક્ષિમાં ઉત્પન્ન થયો. મેં જેની સ્ત્રીનું હરણ કર્યું હતું તે મરીને સુરવર તરીકે ઉત્પન્ન થયો, તેણે મારૂં હરણ કર્યું અને મણિકુંડલ આપીને મને મૂકયો.'

(૩૦મો ઉદ્દેશો)

આ વૃત્તાંતના શ્રવણથી ચંદ્રગતિ આદિ સઘળાય પરમસંવેગને પામ્યા. ભામંડલ પણ કામનો સંતાપ ટળી જવાથી શાંત થયો અને સીતા એ મારી ભગિની છે એમ જાણવાથી બુદ્ધિશાળી એવા તેણે સીતાને નમસ્કાર કર્યા. ઉત્પન્ન થવા માત્રથી જ જેનું હરણ કરવામાં આવ્યું હતું તે જ આ મારો સહોદર છે, એ પ્રમાણે જાણવાથી હર્ષને પામેલી મહાસતી સીતાએ પણ તેને આશિષ આપી. એ પછી ઉત્પન્ન થયો છે સુંદર પ્રેમ જેને એવા અને વિનયવાન્ એવા ભામંડલે લલાટથી ભૂમિને સ્પર્શ કરીને રામચંદ્રજીને નમસ્કાર કર્યા.

ચંદ્રગતિ રાજાએ તે જ સમયે ઉત્તમ વિદ્યાધરોને મોકલીને વિદેહાદેવીની સાથે જનકમહારાજાને ત્યાં બોલાવડાવ્યા, અને ઉત્પન્ન થવા માત્રથી અપહાર થવા વગેરેનું વૃત્તાંત કહીને જનકમહારાજાને કહ્યું કે, 'આ ભામંડલ આપનો પુત્ર છે.' ચંદ્રગતિના તે વચનથી મેઘના ગર્જારવની જેમ મયૂરો હર્ષ પામે છે તેમ જનકમહારાજા અને વિદેહાદેવી હર્ષને પામ્યા, એટલું જ નહિ પણ વિદેહાદેવીએ તો પોતાના સ્તનના દૂધને ઝરાવ્યું અર્થાત્ ભામંડલના દર્શનથી વિદેહાદેવીના સ્તનમાંથી દૂધ ઝર્યું. આનંદમગ્ન બની ગયેલા જનકમહારાજાએ અને વિદેહારાણીએ અશ્રુનાં પાણીથી ભામંડલને સ્નાન કરાવી દીધું અને મસ્તક ઉપર ચુંબન કર્યું. એ રીતે હર્ષાશ્રુથી સ્થાપિત કરાયેલા અને મસ્તક ઉપર ચુંબન કરાયેલા ભામંડલે આ મારા માતાપિતા છે એમ ઓળખીને જનકમહારાજા અને વિદેહારાણીને નમસ્કાર કર્યા.

**ચંદ્રગતિનો પ્રતિબોધ : દીક્ષા ગ્રહણ :**

આ પછી સંસારથી ઉદ્‌વિગ્ન બનેલા ચંદ્રગતિ રાજાએ તો પોતાનું રાજ્ય પોતાના પુત્ર ભામંડલ ઉપર સ્થાપન કરીને સત્યભૂતિ નામના સૂરિવરની પાસે દીક્ષા અંગીકાર કરી.

આ પ્રસંગનું વર્ણન કરતાં શ્રી પઉમચરિયમ્‌ના કર્ત્તા તો કહે છે કે ભામંડલ દ્વારા પૂર્વભવનું વૃત્તાંત સાંભળતાની સાથે જ ચંદ્રગતિરાજા એકદમ વિસ્મિત હૃદયવાળા બની ગયા છે અને મુખથી ધિક્કાર ધિક્કાર શબ્દનો ઉચ્ચાર કરતા તે સંસારની સ્થિતિને ખૂબ ખૂબ નિંદે છે, અને સંસારથી અતિશય ભય પામેલા તે મુનિવરને ઉદ્દેશીને 'હે ભગવાન્ ! એક મનવાળા થઇને આપ મારા વચનને સાંભળો' આ પ્રમાણે કહીને વિનવે છે કે,

**"तुज्झ पसाएण अहं, जिणदिक्खं गेण्हिऊण कयनियमो । इच्छामि विणिग्गन्तुं, इमाओ भवपञ्जरघराओ ॥१॥**
(૩૦ સંધિ)

*"હે ભગવાન્ ! હું આપના પ્રસાદથી શ્રી જિનેશ્વરભગવાને અજોડ રીતે સેવીને શકય રીતે ઉપદેશેલી દીક્ષાને ગ્રહણ કરીને કૃતનિયમ બન્યો થકો આ સંસારપંજરરૂપ ઘરમાંથી સર્વ પ્રકારે નીકળી જવાને એટલે કે મુક્તિએ જવાને ઇચ્છું છું."*

ભાગ્યવાનો ! વિચારો કે સંસારના સ્વરૂપથી સુજ્ઞાત બનેલા ભવ્ય આત્માઓની સંસાર પ્રત્યે કેવી ભાવના થઇ જાય છે ? મુક્તિગમનને યોગ્ય આત્માઓ સંસારસ્વરૂપને યથાસ્થિત જાણ્યા પછી એક ક્ષણ પણ સંસારરૂપ કારાગારમાં રહી શકતા નથી. નિર્વેદ અને વૈરાગ્ય એ આત્માઓને સંસારમાંથી એકદમ ઉદ્‌વિગ્ન બનાવી દે છે. એ આત્માઓને આખોએ સંસાર નારક-ચારકના જેવો લાગે છે. સંસારમાં મનાતું એક પણ સુખ એ આત્માઓને સુખરૂપ નથી લાગતું. સુરપણાનાં સુખો અને મનુષ્યપણાના સુખો એ આત્માઓને દુઃખરૂપ ભાસે છે. એવા આત્માઓને મન સંસાર એ હેય ત્યાજ્ય લાગે છે અને મોક્ષ એ જ એક ઉપાદેય લાગે છે. એવા આત્માઓ એક ચારિત્રમોહનીયના ઉદયથી જ સંસારમાં રહે છે પણ હૃદયથી નહિ. એવા આત્માઓનું હૃદય સંસારથી સદાય પર જ રહે છે. એવા આત્માઓને સંસારમાં એક ક્ષણ પણ કાઢવી એ ભારે થઇ પડે છે. એ જ કારણે ચંદ્રગતિ મહારાજાએ એકદમ સંસાર છોડીને સંયમનો સ્વીકાર કર્યો.

આ રીતે સત્યભૂતિ નામના સૂરિવરના પ્રતાપે ચંદ્રગતિ મહારાજાનો સંપૂર્ણ આત્મોદ્ધાર થયો અને ભામંડલનો આત્મા પણ કામાગ્નિથી સળગતો હતો તે શાંત થયો. પોતાના પિતાની દીક્ષા થયા પછી, ભામંડલ, સત્યભૂતિ નામના સૂરિવરને, ચંદ્રગતિ નામના રાજર્ષિને, પોતાના માતાપિતા જનકરાજા તથા વિદેહા રાણીને, દશરથમહારાજાને અને સીતાદેવીને તથા રામચંદ્રજીને નમસ્કાર કરીને પોતાના નગર પ્રત્યે ચાલ્યા ગયા.

**[ ૪૫ ]**

**શું જોઇ ગયા ?**

આપણે જોઇ ગયા કે ચાર જ્ઞાનના ધણી સત્યભૂતિ નામના સૂરિવરની પધરામણીથી ભામંડલ કામના સંતાપથી સળગતા મટયા અને ચંદ્રગતિ મહારાજા સંસારની અસારતા જાણીને ત્યાગી થયા. તદુપરાંત પરમજ્ઞાની એ સૂરિવરના શ્રીમુખેથી ચંદ્રગતિ અને પુષ્પવતી તથા ભામંડલ અને સીતાના પૂર્વ ભવોને સાંભળીને અને ચંદ્રગતિ નામના રાજાને સંસારથી ઉદ્વિગ્ન બની સંયમધર બનતા જોઇને દશરથમહારાજાએ પણ તે સત્યભૂતિ નામના મહર્ષિને નમસ્કાર કરીને પોતાના પૂર્વભવોને પૂછ્યા અને તે મુનિવરે તેમના પૂર્વભવોને કહ્યાં.

**સત્યભૂતિ મહર્ષિએ કહેલા દશરથરાજાના પૂર્વભવો :**

દશરથમહારાજાના પૂર્વભવોનું વર્ણન કરતાં ચાર જ્ઞાનને ધરનારા સત્યભૂતિ નામના સૂરિવરે ફરમાવ્યું કે -

''હે રાજન્ ! આ સંસારમાં પરિભ્રમણ કરતો તું સેનાપુરમાં મહાત્મા ભાવન નામના વણિકની દીપિકા નામની પત્નીથી ઉપાસ્તિ નામની કન્યા તરીકે ઉત્પન્ન થયો હતો. એ ઉપાસ્તિ તે ભવમાં સાધુઓની દ્વેષિણી થઇને ઘણા કાળ સુધી કષ્ટપૂર્વક તિર્યંચ આદિ યોનિઓમાં ભટકી. તેના જીવરૂપ તું ભવમાં ભ્રમણ કરીને તે પછી ચંદ્રપુર નામના પુરમાં ધન નામના ગૃહસ્થની સુંદરી નામની પત્નીથી વરૂણ નામના પુત્ર તરીકે ઉત્પન્ન થયો. તે ભવમાં તું પ્રકૃત્તિએ કરીને ઉદાર થયો અને તે ઉદારતાના યોગે તે ભવમાં તું શ્રદ્ધાપૂર્વક નિરંતર સાધુઓને અધિક દાન આપતો હતો. એ રીતે એ ભવમાં ધર્મનું આરાધન કરીને ત્યાંથી તું કાલધર્મને પામ્યો. ત્યાંથી કાલધર્મ પામેલો તું ધાતકીખંડ નામના દ્વીપમાં આવેલા ઉત્તરકુરૂક્ષેત્રમાં યુગલીયા તરીકે ઉત્પન્ન થયો. ત્યાંથી મરીને તું દેવલોકમાં ગયો. દેવલોકમાંથી પણ ચ્યવીને તું પુષ્કલાવતી નામના વિજયમાં આવેલી પુષ્કલા નામની પુરીમાં નંદીઘોષ નામના નરપતિ અને પૃથ્વીદેવી નામના રાણીના પુત્ર તરીકે નંદીવર્ધન નામે ઉત્પન્ન થયો. એ નંદીઘોષ રાજા નંદીવર્ધન નામના પુત્ર તરીકે તને રાજ્ય ઉપર સ્થાપન કરી યશોધર નામના મુનિવર પાસે દીક્ષાગ્રહણ કરીને ગ્રૈવેયકમાં દેવ તરીકે ઉત્પન્ન થયાં. ત્યાં નંદિવર્ધન તરીકે ઓળખાતો તું શ્રાવકપણું પાળીને બ્રહ્મલોક નામના પાંચમા દેવલોકોમાં દેવ તરીકે થયો. ત્યાંથી પણ ચ્યવીને તું પશ્ચિમવિદેહમાં આવેલા વૈતાઢય નામના પર્વત ઉપર આવેલી ઉત્તર અને દક્ષિણ નામની બે શ્રેણિઓ પૈકીની જે ઉત્તરશ્રેણિ તેમાં ભૂષણરૂપ શશિપુર નામના નગરમાં રત્નમાલી ખેચરપતિની વિદ્યુલ્લતા નામની ધર્મપત્નીથી મહાપરાક્રમી એવા સૂર્યંજય નામના પુત્ર તરીકે તું ઉત્પન્ન થયો. એક વાર એ ભવના તારા પિતા તે રત્નમાલી નામના ખેચરપતિ અહંકારી એવા વજનયન નામના વિદ્યાધરેશ્વરને જીતવા માટે સિંહપુર નામના નગરમાં ગયા. ત્યાં જઇને તે ખેચરપતિએ હઠથી બાલ અને વૃદ્ધોથી તથા સ્ત્રીઓ સમુદાયથી ભરેલા અને પશુઓ તથા ઉપવનોથી શોભતા એવા તે આખાએ સિંહપુર નામના ગામને સળગાવી દેવાનો આરંભ કર્યો.

તે અવસરે ઉપમન્યુ નામના પૂર્વ જન્મના પુરોહિતનો જીવ જે દેવ હતો તે સહસ્રાર નામના દેવલોકમાંથી આવીને એ પ્રમાણે કહેવા લાગ્યો કે 'હે મહાનુભાવ ! તું આવા પ્રકારના ઉત્કટ પાપને ન કર. પૂર્વ જન્મમાં તું ભૂરિનંદન નામનો રાજા હતો. તે અવસ્થામાં તેં વિવેકના યોગે માંસ નહિ ખાવાની પ્રતિજ્ઞા કરી હતી, પરન્તુ ઉપમન્યુ નામના પુરોહિતના કહેવાથી તેં પ્રતિજ્ઞાનો ભંગ કર્યો હતો. કોઇ એક દિવસે સ્કંદ નામના કોઇ પુરૂષે તે પુરોહિતને મારી નાખ્યો. મરીને તે પુરોહિતનો જીવ હાથી થયો અને તે હાથી ભૂરિનંદન રાજાએ ગ્રહણ કર્યો. ભૂરિનંદન નામના ભૂપતિનો તે હાથી રણમાં માર્યો ગયો. રણમાં મરી ગયેલો તે હાથી મરીને તે જ ભૂરિનંદન રાજાની ગંધારા નામની પત્નીની કુક્ષિથી અરિસૂદન નામનો પુત્ર થયો, ત્યાં તેને જાતિસ્મરણ જ્ઞાન ઉપન્ન થવાથી તેણે દીક્ષા અંગીકાર કરી અને દીક્ષાનું પાલન કરી કાલધર્મ પામીને તે હું સહસ્રાર કલ્પમાં દેવ થયો છું. આ રીતે તું મને જાણ, તે ભૂરિનંદન રાજા મરીને વનમાં અજગર થયો અને અજગરપણામાં દાવાનલથી દગ્ધ બની ગયેલો તે મરીને બીજી નરકમાં ગયો. પૂર્વના સ્નેહના યોગે નરકમાં પણ જઇને મેં તેને પ્રતિબોધ પમાડયો, ત્યાંથી નીકળીને તું અહીં રત્નમાલી નામના રાજા તરીકે થયો છે, માટે હું તને કહું છું કે તે વખતે જેમ માંસના પચ્ચખાણનો ભંગ કર્યો હતો તેમ હાલ ભવિષ્યમાં જેના યોગે અનંત દુઃખો પ્રાપ્ત થાય એવા આ પુરદાહને તું ન કર.'

પોતાના પૂર્વભવનો જે પુરોહિત, તેના મુખથી પોતાના પૂર્વભવોને અને પૂર્વની કારવાઇને કહેનારા આ વચનને સાંભળીને રત્નમાલી યુદ્ધથી નિવૃત થયા અને કુલનંદન નામના સૂર્યંજયના એટલે તારા પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કર્યો. પોતાના પુત્રના પુત્રને રાજ્ય ઉપર સ્થાપીને રત્નમાલી રાજાએ પોતાના સૂર્યંજય નામના પુત્રની સાથે જ એટલે કે તારી જ સાથે તે જ સમયે તિલકસુંદર નામના આચાર્ય મહારાજાની પાસે દિક્ષા અંગીકાર કરી. રત્નમાલી અને સૂર્યંજય એ બન્નેય મુનિપણામાં જ કાલધર્મ પામીને મહાશુક્ર નામના સાતમા દેવલોકમાં ઉત્તમ અમર તરીકે થયા.

'હે રાજન્ ! તે દેવલોકમાંથી ચ્યવીને જે સૂર્યજયનો આત્મા તે તું દશરથ થયો. રત્નમાલી ચ્યવીને આ જનક થયો, ઉપમન્યુ નામનો જે પુરોહિત તે સહસ્રાર નામના આઠમા દેવલોકમાંથી ચ્યવીને જનકનો નાનો ભાઈ કનક થયો અને નંદિવર્ધન તરીકેના જન્મમાં જે તારા પિતા નંદિઘોષ કે જે તને ગાદી ઉપર બેસાડી મુનિ થઈને ગ્રૈવેયક નામના દેવલોકમાં દેવ તરીકે ઉત્પન્ન થયા હતા, તે હું ગ્રૈવેયકમાંથી ચ્યવીને અહીં સત્યભૂતિ તરીકે થયો.'

**સંસારનું કેવું વિચિત્ર આ નાટક :**

ભાગ્યવાનો ! વિચારો કે આ સંસારનું નાટક કેવું અને કેટલું વિચિત્ર છે ? કર્મપરવશ આત્માઓ આ સંસારમાં કેવી કેવી રીતે ભટકે છે એ ખૂબ વિચારવા જેવી વસ્તુ છે. આ શરણરહિત સંસારમાં નિરાધારપણે આત્માઓ પરિભ્રમણ કરે છે. વિષયકષાયને વશ પડેલા આત્માઓ ધર્મથી પરાઙ્-મુખ થઈ નહિ કરવા યોગ્ય અનેક કાર્યો કરે છે અને એના પરિણામે ચિરકાલ સુધી આ સંસારરૂપ ભયંકર અટવીમાં એ બિચારાઓ અનેક પ્રકારની યાતનાઓને સહન કરતા આથડયા કરે છે. પોતાની આવી દુર્દશાનો જ્યારે ભવ્ય આત્માને ખ્યાલ આવે છે, ત્યારે તે આત્મા અનાદિકાલથી સંસારના રંગમાં રક્ત હોવા છતાં એકદમ ચોંકી ઉઠે છે અને પરિણામે એ આત્માને આ કારમા સંસાર તરફ અવશ્ય ઘૃણા ઉત્પન્ન થાય છે. જ્યારે સામાન્ય ભવ્ય આત્માને પણ જેથી સંસાર ઉપર ઘૃણા થાય તેવી વસ્તુ વસ્તુના શ્રવણથી જેની ભવ્યતા ખૂબજ ખીલી ઉઠી છે તેવા દશરથમહારાજાને એ કારમા સંસાર ઉપર ઘૃણા આવે એમાં તો આશ્ચર્ય જ શું છે ?

પ્રથમથી વૈરાગ્યવાસિત બની ગયેલા દશરથમહારાજાએ સત્યભૂતિ નામના સૂરિવરના શ્રીમુખેથી પોતાના પૂર્વભવોને આ રીતે સાંભળ્યા કે તરત જ તે પુણ્યાત્માને એકદમ સંવેગ ઉત્પન્ન થાય છે. એ સંવેગના યોગે એ પુણ્યાત્મા તરત જ પ્રવ્રજ્યાના અભિલાષી બને છે. સંવેગના પ્રતાપે પ્રવ્રજ્યાના અભિલાષી બનેલા તે મહારાજા શું કરે છે ? એનું વર્ણન કરતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે સત્યભૂતિ નામના સૂરિવરે કહેલા પોતાના તે પૂર્વભવોને સાંભળીને ઉત્પન્ન થયો છે સંવેગ જેમને અને એ સંવેગના પ્રતાપે પ્રવ્રજ્યાના અભિલાષી બનેલા એવા તે અનરણ્ય મહારાજાના પુત્ર દશરથમહારાજા તે સૂરિવરને વંદન કરીને રામચંદ્રજી ઉપર રાજ્યને સ્થાપન કરવાને માટે ઘેર ગયા.

[ ૪૯ ]

**સૂરિદેવનો મહાન ઉપકાર :**

આપણે જોઈ ગયા કે સત્યભૂતિ નામના ચાર જ્ઞાનના સ્વામી સૂરિવર પધારવાથી અનેક આત્માઓનો ઉદ્ધાર થયો; કામદેવના કારમા સંતાપથી સળગતા ભામંડલ શાંત થયા અને ભામંડલના પાલક પિતા અને વિદ્યાધરોના સ્વામી ચંદ્રગતિ પણ સંસારની અસારતા અને વિચિત્રતા આદિને જાણી ભવથી ઉદ્વિગ્ન બન્યા અને એ જ તારક સૂરિવરનાં વરદ હસ્તે દિક્ષિત થયા. સંસારથી વિરક્ત બનેલા દશરથમહારાજા પણ પોતાના પૂર્વભવોનું તે સૂરિવરના શ્રીમૂખે શ્રવણ કરવાથી સહસા સંવેગરંગના રંગી બન્યા અને દીક્ષાના અભિલાષી બનેલા તે નરપતિ, એકદમ તે પરમતારક સૂરિવરને વંદન કરીને રામચંદ્રજી ઉપર રાજ્યને સ્થાપન કરવા માટે પોતાના મહેલે પધાર્યા.

પોતાના પ્રાસાદે આવ્યા પછી દશરથમહારાજાએ, પોતાની રાણીઓને, પુત્રોને અને મુખ્ય મંત્રીઓને બોલાવીને તે સઘળાયની સાથે સુધારસ સમો આલાપ કરીને એટલે કે સૌને આનંદ થાય એવા પ્રકારની વાતચિત કરીને પોતાની દીક્ષાની બાબતમાં ઔચિત્ય મુજબ પૂછયું, કારણ કે મહારાજાને કોઈની આજ્ઞા તો માગવાની હતી જ નહિ; એટલે મહારાજાએ સૌની સમક્ષ પોતાની દીક્ષા લેવાની ભાવનાને પ્રકાશિત કરી.

આજ વસ્તુનું વર્ણન કરતાં પઉમચરિયમ્‌ના કર્ત્તા જણાવે છે કે સંસારના પરિભ્રમણથી ભય પામેલા દશરથમહારાજા જ્યારે દીક્ષા લેવાની ભાવનાવાળા બન્યા ત્યારે તેમણે એકદમ પોતાના સામંતોને અને મંત્રીજનોને બોલાવ્યા તેઓ પણ એકદમ આવ્યા અને મસ્તક દ્વારા પ્રણામ કરીને સુંદર આસનો ઉપર બેઠા. એ વખતે દશરથમહારાજાને તેઓના સુભટોએ વિનંતિપૂર્વક કહ્યું કે-

**''सामिय ! देहाणतिं किं करणिज्जं''**

*'હે સ્વામિન્ ! આપ આજ્ઞા આપો કે શું કરણીય છે ?'*

આ વિનંતિના ઉત્તરમાં મહારાજાએ પોતાની દીક્ષા લેવાની ભાવનાને પ્રકાશિત કરતાં ફરમાવ્યું કે-

''पव्वज्जं गिण्हिमो अज्ज હે સુભટો ! મારે આજે અમારે તમને કશું જ કરણીય કહેવાનું નથી, કારણ કે અમે તો આજે દીક્ષા ગ્રહણ કરીએ છીએ.'

**અજ્ઞાની જીવોને ત્યાગ વૈરાગ્યની કિંમત નહિ**

મહારાજાના શ્રીમુખેથી-અમે આજે દીક્ષા ગ્રહણ કરીએ છીએ-આવા પ્રકારના વાકયને સાંભળીને ચોંકી ઉઠેલા મંત્રિવરોએ મહારાજા પ્રત્યે અતિશય વિનિતભાવે પ્રશ્ન કર્યો કે-

**''सामिय ! किं अज्ज कारणं जायं धणसयलजुवइवग्गं जेण तुमं ववसिओ मोत्तुं**

*''હે સ્વામિન્! આજે એવું શું કારણ બન્યું છે કે જેના યોગે આપ આ રીતે ધન અને સકલ યુવતિવર્ગને મૂકવા માટે પ્રયત્નશીલ બન્યા છો ?''*

ખરે જ, અજ્ઞાન અને સંસારરસિક આત્માઓની માન્યતા એવીજ હોય છે કે- 'કંઈને કંઈ હૃદયદુ:ખ, વિગ્રહ કે અણબનાવ થયા વિના આ સંસારનો ત્યાગ કરવાને કોઈ તૈયાર થઈ શકે જ નહિ! અને એમની અજ્ઞાનતા અને સંસારરસિકતાને પ્રતાપે એમને એમ લાગે એમાં નવાઈ પણ નથી. અજ્ઞાન અને સંસારરસિક આત્માઓને મન ત્યાગ અને વૈરાગ્યની વાતો કિંમત વગરની લાગે છે, એટલે એવા આત્માઓને એમ જ લાગે!

**સંસારની અશરણતા અને ધર્મની અનુપમતા :**

પણ મંત્રિવરોના પ્રશ્નનો પ્રત્યુત્તર વાળતાં સંવેગરંગમાં ઝીલતા અને વૈરાગ્યના વેગમાં તણાતા નરવરેંદ્ર દશરથમહારાજાએ દીક્ષા લેવાનું કારણ દર્શાવતાં ઘણા જ સુંદર અને સ્પષ્ટ શબ્દોમાં ફરમાવ્યું કે,

**''तो भणइ नरवरिन्दो, पच्चक्खं वो जयं निरवसेसं । सुक्कं व तणमसारं, उज्झइ मरणग्गिणा निययं ॥१॥**
**भवियाण जं सुगिज्झं, अगिज्झं अभवियाण जीवाणं । तियसाण पत्थणिज्झं, सिवगमणसुहावहं धम्मं ॥२॥**
**तं अज्झ मुणिसयासे, धम्मं सुणिउण जायसंवेगो । संसारभवसमूहं, इच्छामि अहं समुत्तरिउं ॥३॥**

(પઉમચરિયમ્ : સંધિ ૩૧)

*''હે મંત્રિવરો! તમને પણ પ્રત્યક્ષ છે કે, આ આખોએ અસાર જગત્ સુકા ઘાસની માફક નિશ્ચિતપણે મરણરૂપ અગ્નિ દ્વારા બળી જાય છે. અર્થાત્ સારૂંએ જગત્ મરણરૂપ અગ્નિથી સુકા ઘાસની માફક નિયતપણે બળી રહ્યું છે. આ વસ્તુ હું જાણું છું અને તમે નથી જાણતા એમ નથી, પણ મને અને તમને અર્થાત્ સૌને એ વસ્તુ પ્રત્યક્ષ છે. વળી મોક્ષગમનરૂપ જે સુખ તેને સારી રીતે વહન કરનારો અર્થાત્ મોક્ષસુખને આપનારો જે ધર્મ, ભવ્યજીવો માટે સુગ્રાહ્ય છે, અભવ્ય જીવો માટે અગ્રાહ્ય છે અને દેવો માટે પ્રાર્થનીય છે, તે ધર્મને મેં આજે મુનિવર પાસેથી સાંભળ્યો, એ સાંભળીને મને સંવેગ થયો છે. એ સંવેગના યોગે હું આ સંસારસમુદ્રને સુખપૂર્વક ઉતરી જવાને ઈચ્છું છું.''*

ભાગ્યવાનો! વિચારો કે મંત્રી આદિના પ્રશ્નનો પ્રત્યુત્તર વાળતાં દશરથમહારાજાએ સંસારની અશરણતા અને ધર્મની અનુપમતા આદિની સુંદરતાનો કેવો સુંદરમાં સુંદર ખ્યાલ આપ્યો છે? જે આત્માઓને જ્ઞાનથી અગર પૂર્વની આરાધના અગર તો લઘુકર્મિતાના પ્રતાપે સહેજે સહેજે પણ સંસારની અશરણતાનો અને ધર્મની આવા પ્રકારની અનુપમતાનો ખ્યાલ આવે તે આત્માઓ માટે સંવેગ એ દુઃસાધ્ય વસ્તુ નથી જ અને સંવેગ આવ્યા પછી સંસારસાગરને તરવાની ભાવના અવશ્ય જાગે જ, અને એ જાગ્યા પછી દીક્ષાના સ્વીકાર તરફ જ હૃદય ઢળે, કારણ કે એના વિના સંસારસાગરને તરવાનો અને મુક્તિપદે પહોંચવાનો એક પણ ઉપાય નથી. દીક્ષા તરફ અરૂચિ ધરનારા અને એના વિના પણ મુક્તિ સાધી શકાય છે એમ માનનારાઓ કોઇ પણ કાળે આ સંસારસાગરને તરી જઇ મુક્તિપદે પહોંચી શકતા જ નથી; એ જ કારણે દશરથમહારાજા અન્ય કોઇ ઉપાય તરફ નહી ઢળી પડતાં એજ ઉપાય તરફ ધસી રહ્યા છે.

આ સારૂંએ જગત નિશ્ચિતપણે સુકા ઘાસની માફક મરણરૂપ અગ્નિથી બળી રહ્યું છે એમ કહીને મહારાજાએ સંસારની અશરણતા સહેલાઇથી સમજાવી દીધી. સંસારની આ અશરણદશાને શ્રી જિનેશ્વરદેવનું શાસન નિરંતર સમજાવે છે. સઘળા જ સંસારીઓ મરણ આગળ શરણરહિત છે એમ પ્રભુનું શાસન સાફ શબ્દોમાં ફરમાવે છે. અશરણભાવનાનો ખ્યાલ આપતાં મહામહોપાધ્યાય શ્રી વિનયવિજયજી ગણિવર ફરમાવે છે કે,

**ये षट्खंडमहीमहीनतरसा निर्जित्य बभ्राजिरे, ये च स्वर्गभुजो भुजोर्जितमदा मेदुर्मुदा मेदुराः ।**
**तेऽपि क्रूरकृतान्तवक्त्रदनैर्निर्दल्यमाना हठादत्राणाः शरणाय हा दश दिशः प्रेक्षन्त दीनाननाः ॥१॥**
**विद्यामंत्रमहौषधिसेवां, सृजतु वशीकृतदेवाम् । रसतु रसायनमुपचयकरणं, तदपि न मुञ्चति मरणम् ॥२॥''**

(શાંતસુધારસભાવના : બીજો પ્રકાશ)

*ખરેખર કષ્ટની વાત છે કે પરિપૂર્ણ બળના પ્રતાપે છ ખંડની પૃથિવીને પોતાના તાબે બનાવીને જેઓ નવ નિધાન અને ચૌદ રત્નો આદિથી શોભી રહ્યા છે એવા ચક્રવર્તી રાજાઓ અને ભુજાઓ દ્વારા વૃદ્ધિ પામતો છે મદ જેઓનો તથા વિમાન, ઋદ્ધિ અને દેવાંગના આદિ પદાર્થોના પ્રેમથી પુષ્ટ બનેલા તેમજ સ્વર્ગને ભોગવનારા સુરેંદ્ર આદિ દેવો ખૂબ ખૂબ વિલાસયુક્ત બની રહ્યા છે, તેઓ પણ પ્રાણાન્ત સમયે રક્ષણથી રહિત બન્યા થકા ક્રૂર કૃતાન્તના મુખમાં રહેલા દાંતો દ્વારા બલાત્કારથી નિર્દલિત થાય છે ત્યારે મરણથી બચવા માટે દીનમુખવાળા બનીને દશે દિશાઓમાં જોયા કરે છે.*

વિશેષમાં રોહિણી અને પ્રજ્ઞપ્તિ આદિ વિદ્યાઓ, વજ્રપંજર આદિ મંત્રો અને પ્રભાવવાળી મહૌસધિઓની સેવા કે જે વરૂણ આદિ દેવોને વશ કરનારી છે, તેને કરો અથવા તો પુષ્ટિને કરનારા એવા રસાયનનું ભક્ષણ કરો તો પણ મરણ મૂકવાનું નથી.

આવી અશરણદશાથી બચવા માટે શરણરૂપ કોઇ પણ હોય તો એક ધર્મ જ છે પણ એ ધર્મ ખરે જ અનુપમ છે અને એ જ કારણે મોક્ષગમન માટે યોગ્ય આત્માઓથી જ સુગ્રાહ્ય છે. એ પરમતારક ધર્મનો શુદ્ધ હૃદયથી સ્વીકાર ભવ્ય આત્માઓ સિવાય અન્ય માટે શકય જ નથી. દુર્ભવ્ય આત્માઓ એ ધર્મથી દૂર જ ભાગતા ફરે છે, અભવ્ય આત્માઓ માટે તો એ ધર્મ અગ્રાહ્ય છે અને દેવતાઓ એ ધર્મનો સ્વીકાર કરવાને દેવભવના કારણે અશકત હોવાથી તેઓ માટે માત્ર એ પ્રાર્થનીય જ છે.

એ જ કારણે દશરથમહારાજાએ કહ્યું કે 'ભવ્ય આત્માઓ માટે સુગ્રાહ્ય, અભવ્ય આત્માઓ માટે અગ્રાહ્ય અને દેવતાઓ માટે પ્રાર્થનીય એવા પ્રકારના ધર્મનું મુનિવર પાસેથી શ્રવણ કરવાના કારણે મને સંવેગ ઉત્પન્ન થયો છે અને એ સંવેગના પ્રતાપે હું આ સંસારસાગરને તરી જવાને ઇચ્છું છું'

આ પ્રમાણે દીક્ષા લેવાના કારણોને જણાવ્યા બાદ દશરથ મહારાજાએ પોતાના તે મંત્રીવરોને કહ્યું કે, 'હે મંત્રિવરો !' રાજ્યનું પાલન કરવામાં સમર્થ એવા મારા પ્રથમ પુત્રને રાજ્ય ઉપર અભિષેક કરો કે જેથી વિશ્વસ્ત થયેલો હું આજે અવિઘ્નપણે પ્રવ્રજ્યાને અંગીકાર કરૂં.'

મહારાજાના એ પ્રકારના વચનને સાંભળીને સુભટો, અમાત્યો અને પુરોહિતે, નરવરેંદ્રને પ્રવ્રજ્યા લેવાના નિશ્ચયવાળા જાણ્યા અને એમ જાણવાથી તેઓ એકદમ શોકસાગરમાં ડૂબી ગયા. અંતઃપુર પણ નરાધિપને દીક્ષાભિમુખ જોવાથી રોવા લાગ્યું. મોહાસકત આત્માઓ આવા પ્રસંગે અવશ્ય મૂંઝાય જ છે. આવા પ્રસંગે નહિ મૂંઝાનારા આત્માઓ વિરલ હોય છે. મૂંઝાવા છતાં પણ ધર્મી કુટુંબોની દશા કોઇ જુદી જ હોય છે. એ વસ્તુ આપણને આ પ્રસંગમાં આગળ વધવાથી આપોઆપ જણાશે; હાલ તો આપણે એટલું જ જાણ્યું કે મહારાજાએ દીક્ષા લેવાની ભાવના પોતાના પરિવારને જણાવી અને એથી પરિવાર ઉદ્વિગ્ન બન્યો.

[ ૪૭ ]

### સુપુત્ર ભરતની સુંદર વિચારણા :

આપણે જોઇ ગયા કે સંવેગસાગરમાં ઝીલતા દશરથમહારાજાએ પોતાના પરિવારની સમક્ષ પોતાની દીક્ષાની ભાવના વ્યકત કરી. પોતાના માલિકની ભાવના દીક્ષા લેવાની નિશ્ચિત છે એમ જાણીને દશરથમહારાજાના સુભટો, અમાત્યો અને પુરોહિત આદિ શોકસાગરમાં ડૂબ્યા અને દશરથ મહારાજાનું અંતઃપુર રોવા લાગ્યું.

ખરેખર મોહરાજાનું સામ્રાજ્ય જ કોઇ વિલક્ષણ છે. મોહારાજાની જ રાજધાનીમાં રકત બનેલા આત્માઓ સ્નેહી આદિના વાસ્તવિક હિતને જોવા માટે સદાય અશકત જ હોય છે, કારણ કે એ આત્માઓના સ્નેહ વગેરે પોતાના સ્વાર્થ માટે જ હોય છે; પણ આ દશરથમહારાજાનું કુટુંબ તો પ્રભુશાસનથી સુવાસિત કુટુંબ છે, એટલે એ કુટુંબમાં મોહરાજાના સામ્રાજ્યની અસર વધુ સમય ટકતી જ નથી અને બન્યું પણ તેમજ.

અનેક રોઇ રહ્યાં હતા એમાંથી એકદમ ભરત કે જે દશરથમહારાજાના ત્રીજા પુત્ર છે અને કૈકેયી માતાના એકના એક જ પુત્ર છે તે એકદમ આગળ આવ્યા અને પોતાના પૂજ્ય પિતાને નમસ્કાર કરીને વિનંતિ કરતા કહ્યું કે, 'હે પ્રભો ! હું ભરત તો આપ પૂજયની સાથે સર્વવિરતિને અંગીકાર કરીશ આપ પૂજ્યના વિના હું આ સંસારમાં અવસ્થાન કરીશ નહિ. મારી આ વિનંતિનો આપ પૂજય જો સ્વીકાર નહિ કરો તો હે સ્વામિન્ ! મને અત્યંત દુઃસહ એવા બે કષ્ટો થશે. એમાં એક તો આપ પૂજયનો વિરહ અને બીજું આ સંસારનું તર્પણ કરવું તે.'

ભાગ્યવાનો ! વિચારો કે ભરતની પુત્રતા કેવી સુવિશિષ્ટ છે ? આવા સુપુત્રથી કયા પિતાને સંતોષ ન થાય ? પૂજ્ય પિતાનો વિરહ સાલવા છતાં પોતે, પોતાના પિતાને પોતાની ખાતર સંસારમાં રહેવાનું નહિ કહેતાં પિતાની સાથે સર્વવિરતિનો સ્વીકાર કરવા પોતે જ સજ્જ થવું, એ શું સામાન્ય કોટિની સુપુત્રતા છે ? પિતાનો વિરહ નહિ ખમી શકનાર પુત્ર પિતાની સાથે સંયમ લેવા સજ્જ થઇ પિતાના કલ્યાણકાર્યને સરલ બનાવે એ એક અનુપમ બનાવ છે; પણ પ્રભુધર્મથી વાસિત પુત્રો માટે એમાં કશી જ અનુપમતા નથી. પ્રભુશાસનમાં એવા સંખ્યાબંધ પુત્રો થઇ ગયા છે કે જેમણે પિતાને કલ્યાણની પ્રવૃત્તિમાં પરિપૂર્ણ સહાય કરી છે અને પિતાની સાથે અગર તો પાછળ પોતે પણ કલ્યાણપ્રવૃત્તિની સાધના કરી છે.

આ જ વસ્તુ 'શ્રી પઉમચરિય'ના કર્ત્તા કોઇ જૂદી જ રીતે વર્ણવે છે અને કઇ રીતે વર્ણવે છે એ ખાસ જાણવા જેવું છે. પોતાના પિતા દશરથમહારાજાને તેવા પ્રકારથી વિરકત દશામાં આવી ગયેલા જોઇને તેમના ભરત

એક ક્ષણમાં પ્રતિબુદ્ધ બની જાય છે અને પ્રતિબુદ્ધ અવસ્થામાં આવી ગયેલા ભરત વિચારે છે કે,

''ખરેખર આ જીવલોકમાં સ્નેહનો બંધ દુઃખપૂર્વક છેદી શકાય તેવો છે''નહિતર પ્રવ્રજ્યા લેવાને સજ્જ એવા પિતાશ્રીને પૃથિવીનું શું કરવું છે કે જેથી પિતાશ્રી તેનું પાલન કરવા માટે પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કરે છે ? અર્થાત્ આ રીતે પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કરવાનો પ્રયત્ન પ્રવ્રજ્યા માટે સજ્જ થયેલા પિતાએ કરવો એ કોઇ પણ રીતે યોગ્ય નથી, પણ થાય શું ? કારણ કે સ્નેહનું બંધન ખરે જ દુરૂચ્છેદ છે. વળી પાસે રહેવા છતાં પણ ક્ષણભંગુર એવા આ દેહે કરીને પણ શું છે ? કે જેથી એની ચિંતા કરવી પડે ? શરીરથી અધિક દૂર રહેલા એવા બંધુઓની પણ આ સંસારમાં કેવી અવસ્થા છે ? અર્થાત્ આ એકદમ પાસે રહેલા શરીરની ચિંતા કરવી એ પણ ફોગટ છે, કારણ કે એ ક્ષણભંગુર છે. ક્ષણે ક્ષણે એમાં પરિવર્તન થયા કરે છે અને રક્ષણ કરવા છતાં પણ એ નાશ જ પામવાનું છે; એ જ રીતે શરીર કરતાં આત્માથી અધિક દૂર રહેલા બંધુઓ કે જેઓની અવસ્થા કર્મના પ્રતાપે આ સંસારમાં વિચિત્ર થઇ રહે છે, એટલે તેઓની પણ તુચ્છ સ્વાર્થમય ચિંતા કરવી એ સર્વથા વ્યર્થ છે અને આત્મહિતની દૃષ્ટિએ હાનિકર છે. કારણ કે મોહથી અંધ બનેલો આ જીવ દુઃખરૂપ પાદપોથી અવિરતપણે ભરેલા આ સંસારરૂપ અરણ્યમાં ફરી ફરીને પણ ત્યાંને ત્યાં જ ભ્રમણ કર્યા જ કરે છે.

ભરતની આ વિચારણા ખુબ જ વિચારણીય છે. વિરક્ત આત્મા પણ ત્યાજ્ય વસ્તુઓની વ્યવસ્થાનો વિચાર કરે છે એ પણ મોહનો જ વિલાસ છે. આ વાત ભરતની વિચારણા સ્પષ્ટ કરે છે. મોહ આત્માને કયાં સુધી મૂંઝવે છે ? એ વસ્તુ આ ભરતની વિચારણાથી ખૂબ ખૂબ ખુલ્લી થઇ જાય છે. મોહની સત્તા આત્મા ઉપર અનાદિથી છે એટલે એ સત્તા છેક છેલ્લી ઘડી સુધી આત્માને દબાવ્યા જ કરે છે. એ જ કારણે જ્ઞાનીઓ આત્માને સદાય સાવધ રહેવાનું ફરમાવે છે. 'समयं गोयम ! मा पमायए' હે ગૌતમ ! એક સમય પણ પ્રમાદ ન કર. આ ઉપદેશ પણ એને જ આભારી છે. અસાવધ આત્માને મોહ ફસાવ્યા વિના રહેતો જ નથી, એ જ કારણે ઉત્તર દર્શનો પણ વૈરાગ્યના પરિણામનો અમલ ઝટ કરવાનું કહે છે. વધુમાં ભરતની વિચારણા એ પણ સમજાવે છે કે આ શરીરની રક્ષાના મનોરથો પણ વ્યર્થ છે કારણ કે એ ક્ષણભંગુર છે અને બંધુઓની ચિંતા પણ ફોગટ છે કેમકે તેઓ પણ કર્મવશવર્તિપણાને લીધે આ સંસારમાં વિવિધ પ્રકારની અવસ્થાઓનો અનુભવ કર્યા જ કરે છે તથા મોહથી અંધ બનેલો આત્મા, આ દુઃખરૂપી વૃક્ષોથી વ્યાપ્ત એવા આ ભવરૂપ અરણ્યમાં ને અરણ્યમાં જ આથડયા કરે છે, માટે જ મોહવશ આત્માને અનેક આપત્તિઓથી ભરેલા આ ભવારણ્યમાં ભટકયા સિવાય અન્ય કશું જ કરવાનું નથી હોતું. આ જ હેતુથી ઉપકારીઓ ફરમાવે છે કે કલ્યાણની કામનાવાળા આત્માઓએ મોહને આધીન થઇ શરીર અને સંબંધીઓની મમતામાં ફસી નહિ પડતા આત્મહિતની સાધનામાં જ સજ્જ બનવું જોઇએ અને અનંતજ્ઞાનીઓની આજ્ઞા મુજબ મોક્ષમાર્ગની આરાધનામાં એકાંતે સમર્પિત થઇ જવું જોઇએ.

**મોહમગ્ન કૈકેયીની શોકભરી વિચારણા :**

પ્રવ્રજ્યા માટે ઉત્સુક બનેલા પોતાના પિતાના દર્શનમાત્રથી પ્રતિબુદ્ધ બનીને વિચારમગ્ન બનેલા ભરતને જોઇને સર્વ કળાઓમાં કુશળ કૈકેયીદેવી સમજી ગયા કે ખરે જ ભરત પ્રતિબોધ પામ્યો છે. એ પ્રમાણે સમજવાથી મોહમગ્ન કૈકેયીદેવીના હૃદયમાં એકદમ શોક ઉત્પન્ન થયો. શોકથી ભરાઇ ગયેલા હૃદયે કૈકેયીદેવીએ મોહની પરાધીનતાના કારણે વિચાર્યું કે,

**''न य मे पई न पुत्तो, दोण्णि वि दिक्खाहिलासिणो जाया । चिन्तेमि तं उवायं, जेण सुयं वो नियत्तेमि ॥१॥**

*''મારે તો પતિ પણ નહિ રહેવાના અને પુત્ર પણ નહિ રહેવાનો, કારણ કે પતિ અને પુત્ર બન્નેય દીક્ષાના અભિલાષી થયેલા છે; એ કારણે હું તે ઉપાયને ચિંતવુ કે જે ઉપાયદ્વારા પુત્રને હું દીક્ષાના વિચારથી પાછો ફેરવું.''*

## [ ૪૮ ]

**મોહભરી મૂંઝવણ :**

આપણે જોઇ ગયા કે સત્યભૂતિ નામના ચાર ચાર જ્ઞાનના ધારક સૂરિવર પાસેથી પોતાના પૂર્વભવોને સાંભળી પ્રથમથી જ વૈરાગ્યવાસિત બનેલા દશરથમહારાજા એકદમ સંવેગના સાગરમાં ઝીલવા લાગ્યા. સંવેગસાગરમાં ઝીલતા અને શીઘ્રતાથી પ્રવ્રજ્યાના અર્થી બનેલા દશરથમહારાજા, રામચંદ્રજીને રાજ્યગાદી ઉપર અભિષેક કરવા ઘેર આવ્યાં; અર્થાત્ પોતાના પ્રથમ પુત્ર રામચંદ્રજીને રાજ્ય આપી દીક્ષા લેવાની ભાવનાવાળા દશરથમહારાજા પોતાના મહેલે પધાર્યા. મહેલમાં આવીને મહારાજાએ રાણીઓ, પુત્રો અને મંત્રીઓને બોલાવીને, પોતાની ઇચ્છા વ્યકત કરીને, ઔચિત્ય મુજબ પૂછવાને જે યોગ્ય હતું તે પૂછયું. મહારાજાના દીક્ષાના નિશ્ચયને જાણવાથી અન્ય લોકો મૂંઝાયા ત્યારે ભરતે વિનયપૂર્વક નમસ્કાર કરીને કહ્યું કે, ''હે પિતાજી ! જો આપ દીક્ષા લેવાના હો તો હું આપની સાથે જ દીક્ષા અંગીકાર કરીશ. આપના વિના હું રહી શકું તેમ નથી. મારી આ વિનંતીનો આપ અસ્વીકાર કરશો તો મને બે દુઃખ થશે. એક આપના વિરહનું દુઃખ અને બીજું દુઃખ આ સંસારના તાપમાં તપવું તે; એ કારણે હું તો આપની સાથે જ દીક્ષા લેવાનો !'' આ વખતે કૈકેયી પણ ત્યાં જ હતાં. ભરતના આવા વચન સાંભળી કૈકેયી માતાને થયું કે, 'મારે તો પતિ તથા પુત્ર બેય જશે.'

**કૈકેયીની યાચના અને સ્વીકાર :**

એ પ્રમાણેનો વિચાર આવવાથી, મોહમગ્ન બની ગયેલ કૈકેયીદેવીએ પોતાના પતિદેવ દશરથમહારાજા પ્રત્યે વિનયપૂર્વક પોતાના વરદાનને યાદ કરાવીને તેની માંગણી કરતાં કહ્યું કે -

**''स्वामिन् स्मरसि योऽदत्त-स्त्वया मह्यं स्वयं वरः । स्वयंवरोत्सवे तत्र, तेन सारथ्यकर्मणा ॥१॥**
**तं प्रयच्छाधुना मह्यं, नाथ ! सत्यप्रतिश्रव ! । प्रस्तरोत्कीर्णरेखेव, प्रतिज्ञा हि महात्मनाम् ॥२॥**

*હે સ્વામિન્ ! આપને સ્મરણ છે કે 'તે મારા સ્વયંવરના ઉત્સવ પ્રસંગે ઉપસ્થિત થયેલા યુદ્ધમાં મેં કરેલા તે સારથિપણાના કર્મથી તુષ્ટમાન થયેલા આપે પોતે જ મને એક વરદાન સમર્પણ કર્યું હતું અને તે વખતે વરદાનને મેં મારા થકું આપની પાસે રાખી મૂકયું છે ?' હે સત્ય પ્રતિજ્ઞાને ધરનારા નાથ ! તે મારૂં વરદાન હાલમાં આપ મને આપો. મહાન્ આત્માઓની પ્રતિજ્ઞા પાષાણમાં કોતરેલી રેખા જેવી હોય છે.*

કૈકેયીદેવીએ પોતાના વરદાનની માગણી બરાબર યોગ્ય અવસરે જ કરી અને સૂચવ્યું કે મહાપુરૂષોની પ્રતિજ્ઞા 'અબી બોલ્યા ને અબી ફોક' જેવી નથી હોતી. પણ પત્થર ઉપર કોતરેલી રેખા જેવી એટલે કદી જ ન ફરે એવી હોય છે.' જેમ કૈકેયીદેવીએ ખરે અવસરે વરદાનની માગણી કરી, તેમ મહારાજાએ પણ પોતે આપેલા વરદાનને કબૂલ કરવા પૂર્વક કૈકેયીદેવીની માગણીનો સ્વીકાર પણ ખૂબ વિચારપૂર્વક કર્યો. આ રીતે કૈકેયીદેવીએ જાણવા માગેલી યાદ અને કરેલી માગણીનો સ્વીકાર કરતા દશરથમહારાજા બોલ્યા કે ''જે મેં વચન આપ્યું છે તે બરાબર મારી સ્મૃતિમાં છે. હું તેને સહજ પણ ભૂલ્યો નથી અને તે હું આપવાને પણ તૈયાર છું માટે એક વ્રત લેવાનો નિષેધ કરવા સિવાય બીજું જે કાંઇ મારે આધીન હોય તેને તું માગ.''

પોતાના પતિદેવના મુખથી નીકળેલો અનુકૂળ ઉત્તર સાંભળીને કૈકેયીદેવીએ પણ યાચના કરતા કહ્યું કે

**''त्वं चेत्प्रव्रजसि स्वयम् । स्वामिन् ! विश्वंभरामेतां, भरताय प्रयच्छ तत् ॥१॥**

*''હે સ્વામિન્ આપ પોતે જો પ્રવ્રજ્યા અંગીકાર કરતા હો તો આ પૃથ્વી ભરતને આપો.''*

આ આખાએ પ્રસંગને પઉમચરિયંના કર્ત્તા ઘણા જ સ્પષ્ટ શબ્દોમાં વર્ણવે છે. કૈકેયીદેવીએ જ્યારે એમ જાણ્યું કે મારે તો પતિ અને પુત્ર બન્નેય જવા બેઠા, ત્યારે તેણે ભરતને રોકવા માટેનો ઉપાય ચિંતવીને વિનયપૂર્વક દશરથમહારાજા પ્રત્યે કહ્યું કે-

"तं मे वरं पयच्छसु, जो भणिओ सुहडसामखं"

*"હે નાથ ! મારા તે વરદાનને આપો, કે જે વરદાન આપે મને સુભટોની સમક્ષ આપવાને ફરમાવ્યું છે."*

આ માગણીનો ઉત્તર આપતા પુરૂષોમાં વૃષભ સમા દશરથમહારાજાએ તરત જ સ્પષ્ટ શબ્દોમાં ફરમાવ્યું કે 'હે પ્રિયે ! દીક્ષાને મૂકીને તું જે કહે તે સર્વ હે સુંદરી ! આજે હું તને સંપાદન કરી આપીશ.' પોતાના પતિદેવના આ નિશ્ચયાત્મક ઉત્તરને સાંભળીને કૈકેયીદેવીનું હૃદય ખળભળી ઉઠે છે. પતિના સંયમનો નિશ્ચય દૃઢ જાણી રોઇ જાય છે અને રોતે રોતે તેણે પોતાના પતિદેવને કહ્યું કે -

"હે નાથ ! આપના સ્નેહના મજબુત બંધનને વૈરાગ્ય રૂપ ખડ્ગે છેદી નાખ્યું પણ હે નાથ ! સર્વ શ્રી જિનેશ્વરદેવોએ આ દીક્ષાને દુઃખે કરીને ધરી શકાય એવા ચારિત્રવાળી ઉપદેશી છે, એમાં એક લેશ પણ શંકા નથી; માટે જ હું આપને પ્રશ્ન કરૂં છું કે આજે કેમ જ આપને સંયમ અંગીકાર કરવાની બુદ્ધિ એકદમ ઉત્પન્ન થઇ છે ? વળી હે સ્વામિન્! આપનો આ દેહ નિરંતર સુરપતિ સરખા ભોગો દ્વારા લાલનપાલન કરાયેલો છે, એ કારણે આપ તીક્ષ્ણ, કઠોર અને કર્કશતર પરિષહોને જીતવા માટે કઇ રીતે યોગ્ય થઇ શકશો ? અર્થાત્ આવા સુકોમળ દેહદ્વારા આપ અતિશય કઠોર અને કઠોરતર એવા પરિષહોને કોઇપણ રીતે સહી શકશો નહિ."

**મોહના કારણે કૈકેયીએ માંગણી કરી :**

આટલું આટલું કહેવા છતાં પણ જ્યારે દશરથમહારાજાને પોતાના નિશ્ચયમાં મક્કમ જ જોયા ત્યારે કૈકેયીદેવીને લાગ્યું કે હવે મારે મારા સ્વાર્થની માગણી કર્યા વિના છુટકો જ નથી. આ પ્રમાણે લાગવા છતાં પણ એવી માગણી કરવી એ કૈકેયીદેવીને ઘણું જ દુઃખકર અને શરમભર્યું લાગતું હતું : પણ મોહ દુઃખ અને શરમને ધકેલીને એ માગણી કરવાની ફરજ પાડતો હતો, એ જ કારણે કૈકેયીદેવીએ ચરણની અંગુલી દ્વારા ભૂમિને ખણતાં ખણતાં પોતાના પતિદેવને કહ્યું કે

"पुत्तस्स मज्झ सामिय ! देहि समत्थं इमं रज्जं"

*હે સ્વામિન્ ! આપ જ્યારે આપના નિશ્ચયમાં મક્કમ જ છો તો આપ મારા પુત્ર ભરતને આ સમસ્ત રાજ્યનું સમર્પણ કરો.*

કૈકેયીદેવીની માગણીનો સ્વીકાર કરતાં દશરથમહારાજાએ પ્રસન્ન હૃદયે ફરમાવ્યું કે, "હે સુંદરી ! હું તારા પુત્રને સમગ્ર રાજ્ય સમર્પણ કરૂં છું, માટે તું તે રાજ્યને ગ્રહણ કર અને તે કરવામાં ક્ષણનો પણ વિલંબ ન કર !"

**આ પ્રસંગની અનુપમતા વિચારવા યોગ્ય છે :**

ભાગ્યવાનો ! આ આખોએ પ્રસંગ અનુપમ હોઇ ખૂબ ખૂબ વિચારવા યોગ્ય છે. મોહવશ બનેલ કૈકેયીદેવી પણ પોતાની વસ્તુની માગણી કરતાં કેટલાં કચવાય છે ? એ માગણીનો સ્વીકાર કરવામાં પણ દશરથમહારાજા કેટલો અને કેવો વિવેક જાળવે છે ? અને આવી કારમી માગણીનો એકદમ સ્વીકાર કરવામાં દશરથમહારાજા કેટલા નિર્ભય છે ? આ બધી જ બાબતો આપણને અનેક શંકાઓના સમાધાનો આપે છે.

૧. કૈકેયીદેવી મોહને આધીન થાય છે એ વાત સાચી. પણ એમાંય પોતાની કુલીનતાનું દર્શન અવશ્ય કરાવે છે. એ દર્શાવવા સાથે કૈકેયીદેવીની માગણી એ પણ સમજાવે છે કે મોહ એ ઘણો જ ભયંકર છે અને તેની ભયંકરતા ભલભલાને મૂંઝવવાને સમર્થ છે તથા એની ભયંકરતાથી કોઇ વીરલ આત્માઓ જ બચી શકે છે.

૨. બીજી વાત એ છે કે મોહવિકલ બનેલી કૈકેયીની સામે પોતાના વૈરાગ્યને દશરથમહારાજા અખંડિતપણે જાળવી રાખે છે. કૈકેયીની માગણીના સ્વીકારમાં પોતાની વસ્તુ દશરથમહારાજા નથી વિસરતા. દશરથમહારાજાની આ સાવધાની વિરક્ત આત્માઓને સમજાવે છે કે વિરક્ત આત્માઓએ સ્નેહીઓની

માગણી સ્વીકારતા પોતાની કલ્યાણકર વસ્તુનું નિકંદન ન નીકળી જાય એની ખાસ કાળજી રાખવી જોઈએ; સ્નેહીઓની ઇચ્છાઓ પૂર્ણ કરવામાં પોતાની સંસારસાગર તરવાની ઇચ્છા ન દબાઇ જાય એ વસ્તુ વિરકત આત્માઓએ ખાસ લક્ષ્યમાં રાખલી જોઈએ અને વિરક્ત આત્માઓએ એવા ઉદાર ન જ બનવું જોઇએ કે જેથી એ ઉદારતા પોતાના હિતકર માર્ગનો જ ઘાત કરનારી નીવડે. કારણ કે એવી ઉદારતા ધર્માત્માઓ માટે જ્ઞાનીપુરૂષોએ વિહિત નથી કરી.

૩. ત્રીજી વાત એ છે કે બે બે મોટા અને સમર્થ પુત્રો વિદ્યમાન છતાં ત્રીજા પુત્રને આખાએ રાજ્યનું સમર્પણ કરવામાં દશરથમહારાજા નિર્ભય છે, એનું કારણ ખાસ સમજવા જેવું છે. પોતાનો પરિવાર કેવો છે ? એની દશરથમહારાજાને પૂરેપૂરી પ્રતીતિ છે. એ પ્રતીતિ વિના એકદમ આવી માગણીનો સ્વીકાર થાય પણ કેમ ? મહારાજાએ એવી માગણીનો પણ એકદમ નિર્ભયપણે કરેલો સ્વીકાર આપણને સમજાવે છે કે મહારાજાએ પોતાના કુળને કેળવવામાં કશી જ કમીના રાખી નથી અથવા તો એ કુળના સંસ્કાર જ એવા અપૂર્વ છે કે દીકરાઓ તુચ્છ વસ્તુ માટે વિગ્રહ કરે જ નહિ.

**સભામાંથી** - સાહેબ ! વડિલોપાર્જિત મિલ્કત આવી રીતે કેમ આપી દેવાય ? એવો પ્રશ્ન રામચંદ્રજી ન ઉઠાવે ?

એવા એવા પ્રશ્નો જ્યાં સંસારરસિકતાનું સામ્રાજ્ય હોય ત્યાં જ ઉઠે છે. ગૃહવાસમાં રહેવું એ જ જ્યાં પાપ મનાતું હોય ત્યાં એવા એવા પ્રશ્ન ઉઠતા જ નથી; એ જ કારણે હું કહું છું કે કાં તો સંસાર તજવો જોઇએ અને કદાચ પ્રયત્ન કરવા છતાં પણ અશુભ કર્મના કઠીન ઉદયથી સંસાર ન જ તજાય, તો સંસારમાં પણ એવા બનો અને સાથીઓને પણ એવા બનાવો કે જેથી કદી જ પૌદ્ગલિક બાબતોના વિગ્રહ થાય નહિ અને જ્યારે ઇચ્છા થાય ત્યારે તેને સર્વથા તજીને આત્મશ્રેય માટે ચાલી નીકળાય. એમ કરવું એમાં જ શ્રી જૈનશાસન પામ્યાની સાર્થકતા છે.

ભાગ્યવાનો ! દશરથમહારાજાના કુટુંબની ધર્મપ્રીતિ આદિનો પરિચય તો હજુ હવે થવાનો છે. કૈકેયીદેવીની માગણીનો સ્વીકાર કર્યા પછી મહારાજા, રામચંદ્રજી અને લક્ષ્મણજીને બોલાવીને આ વિષયમાં સલાહ પૂછે છે; ત્યારે રામચંદ્રજી શું કહે છે તે અને પછી ભરત શું કહે છે, એ વગેરે તો હજુ હવે જોવાનું છે. પુણ્યશાળીઓને કુટુંબ પણ કેવું મળે છે. એ આગળ ચાલતા ઘણી જ સારી રીતે સમજાશે. એ ઉપરથી સમજી શકાશે કે ધર્મી કુટુંબો કેવા હોવા જોઇએ. ''ધર્મી કહેવરાવવું સહેલું છે, પણ ધર્મી બનવું ઘણું જ મુશ્કેલ છે.' એ પણ આ દશરથમહારાજાના કુટુંબની રીતિનીતિ સાંભળતા તમને સમજાશે. કુટુંબની પ્રવૃત્તિથી માગણી કરનાર કૈકેયીદેવીને પોતાને પણ પોતાની ભુલ સમજાશે. કૈકેયીદેવી પણ કોઇ સામાન્ય આત્મા નથી, પણ ચરમશરીરી આત્મા છે. મોહના ઉદયે એકદમ ભૂલે છે, પણ પાછો એ આત્મા એકદમ પશ્ચાત્તાપપૂર્ણ હૃદયે પોતાની ભુલ સ્વીકારે છે, પણ એ બધું હવે પછી.

[ ૪૯ ]

### કૈકેયીદેવીની મૂંઝવણનું પરિણામ :

આપણે એ જોઇ ગયા કે પતિની સાથે પોતાનો પુત્ર પણ સંયમ લેવાને સજ્જ થયો એમ લાગવાથી કૈકેયી માતાનું હૃદય ઘણું જ મૂંઝાયું અને એ મૂંઝવણના પરિણામે કૈકેયીદેવીએ, દશરથમહારાજા પાસે પડેલા પોતાના વરદાનના બદલામાં પોતાના પુત્રને રાજ્ય આપવાની માંગણી કરી. એ માગણીના યોગે દશરથમહારાજાના કુટુંબમાં રહેલી સુસંસ્કારિતા અને દર્શનીય ઉદારતાનું દર્શન કરવાનો સારામાં સારો પ્રસંગ ઉભો થયો.

કૈકેયીએ કરેલી માગણીના જવાબમાં દશરથમહારાજા એકદમ કૈકેયીદેવીને ઉદ્દેશીને બોલ્યા કે

"अद्यैव गृह्यतामेषा मद्भूः ।" *"આજે જ આ મારી પૃથિવીને ગ્રહણ કર !"*

આ પ્રમાણે તે કૈકેયીદેવીને કહીને તરત જ દશરથમહારાજાએ રામચંદ્રજીને અને લક્ષ્મણજીને સાથે બોલાવ્યા. બન્નેને બોલાવીને દશરથમહારાજાએ રામચંદ્રજી પ્રત્યે કહ્યું કે આ તારી માતા કૈકેયીના સારથિપણાથી તુષ્ટમાન થયેલા મેં પ્રથમ આ કૈકેયીને એક વર આપેલો હતો. એ વર આજે કૈકેયીએ ભરતના રાજ્યે કરીને માંગ્યો છે, અર્થાત્ એ વરની માંગણીમાં આજે કૈકેયી કહે છે કે આ આપનું રાજ્ય મારા પુત્ર ભરતને આપો.

**સુસંસ્કારી રામચંદ્રજીનો ઉદાર પ્રત્યુત્તર :**

પોતાના પિતાએ કહેલી તે વાત સાંભળીને રામચંદ્રજી પ્રસન્ન થયાં. આવી વાતથી હર્ષ કેવા પુત્રને થાય ? એ ખુબ વિચારવા જેવું છે. સુસંસ્કારિતા વિના અને હૃદયની અનુપમ ઉદારતા વિના આવી વાતના શ્રવણથી હર્ષ થવો એ અતિશય અસંભવિત છે. પોતાની જ માલિકીનું રાજ્ય એક અપરમાતા આવી રીતે પિતા પાસે માંગી લે અને પિતા આપવાને તૈયાર થઇ જાય; એ સુસંસ્કારી અને પરમ ઉદાર પુત્ર સિવાય અન્ય કોણ સહી શકે ? પણ અહીં તો સહેવાની વાત જ નથી; કારણ કે અહીં ઉલ્ટી રામચંદ્રજીને એ ચિંતા થાય છે કે આવી વાતમાં પિતાજીએ મને પૂછવાનું હોય જ નહિ ! માલિક પિતાજી કે હું ? પિતાજી મને આ પ્રમાણે પૂછે એમાં જ મારી અવિનયશીલતાનું દર્શન થઇ જાય છે, આવી આવી અનેક ભાવનાઓ રામચંદ્રજીના હૃદયમાં ઉત્પન્ન થાય છે. એ જ હેતુથી પિતાજી દ્વારા, પોતાની અપરમાતાએ વરદાનના બદલામાં કરેલી માગણીને જાણીને રામચંદ્રજી એકદમ હર્ષ પામ્યા અને હર્ષમાં આવી ગયેલા રામચંદ્રજી પણ એકદમ બોલ્યા કે-

**"मात्रेदं साधु याचितं । यन्मद्भ्रात्रे भरताय, राज्यदानं महौजसे"** ॥१॥

**आपप्रच्छे प्रसादान्मा-मिदं तातस्तथाप्यदः । दुनोति मामविनय - सूचनाकारणं जने** ॥२॥

**अप्येकबंदिने राज्यं, तुष्टस्तातो ददात्वदः । निषेधेऽनुमतौ वा मे, न स्वाम्यं पत्तिमानिनः** ॥३॥

**भरतोऽप्यहमेवास्मि, निर्विशेषावुभौ तव । अतोऽभिषिच्यतां राज्ये, भरतः परया मुदा** ॥४॥

*"હે પિતાજી ! મારી માતાએ મહાપરાક્રમી એવા મારા ભાઇ ભરતને રાજ્ય આપવાની જે માગણી કરી તે ઘણી જ સારી માગણી કરી છે વળી પિતાજી ! આપ તો મને આ વાતમાં મારી ઉપર રહેલા આપના પ્રસાદથી પૂછો, છો પણ આ પ્રમાણે આપનું મને પૂછવું એ લોકમાં મારા અવિનયને સૂચવવાનું કારણ થાય છે અને એ મને ખૂબ દુઃખ કરે છે : તુષ્ટમાન થયેલા પિતાજી આ રાજ્ય એક બંદીને પણ આપી શકે છે. એમાં નિષેધ કરવાનો કે અનુમતિ આપવાનો પોતાને આપના એક પ્યાદા તરીકે માનતા મને અધિકાર નથી. ભરત પણ હું જ છું અને આપને મન હું અને ભરત બેય સરખા છીએ એ કારણથી આપ અતિહર્ષપૂર્વક ભરતનો રાજ્ય ઉપર અભિષેક કરો."*

ભાગ્યવાનો ! વિચારો રામચંદ્રજીનો ઉત્તર ! આ ઉત્તરમાં કેટલા કેટલા અને કયા કયા ગુણો આવિર્ભાવ પામી રહ્યા છે ? એ પણ વિચારો અને એ પણ વિચારો કે આવા ઉમદા ગુણોથી ભરેલ પુત્ર કેવા કુળમાં હોઇ શકે ? પોતાની અપર માતા પ્રત્યે પણ પોતાના અંતરમાં છે કોઇ જાતનો દુર્ભાવ ? રાજ્યની લાલસાને પણ હૃદયમાં સ્થાન છે ? બંધુપ્રેમ અને પિતૃભક્તિ પણ હૃદયમાં કેવા ઉછાળા મારી રહી છે ? ઉદારતા, બંધુપ્રેમ, પિતૃભક્તિ અને નિઃસ્વાર્થવૃત્તિની વાતો કરનારાઓએ આવા મહાપુરૂષના જીવનનો ખાસ અભ્યાસ કરવો જોઇએ.

એક ધર્મી કુટુમ્બનું સંસ્કારી જીવન શું શું કામ કરે છે અને જીવનને કેવું નિઃસ્વાર્થી, ઉદાર અને વંદ્ય બનાવે છે ? એ આ ઉત્તર ઉપરથી કળી શકાય છે. જે દિવસે પોતે રાજ્ય પર આરૂઢ થવાના હોય તે જ દિવસે અપરમાતા આવા પ્રકારની માગણી કરે, એ અવસરે જો હૃદય ક્ષુદ્ર હોય તો શું થાય ? પણ ઉદારતા અને નિઃસ્વાર્થવૃત્તિથી

છલકાતા હૃદયના ધણી રામચંદ્રજીએ જ્યારે જાણ્યું કે મારી અપર - માતા લઘુબંધુ ભરત માટે રાજ્યની માગણી કરે છે, ત્યારે તેમના હૃદયમા હર્ષ ઉભરાય છે. એ હર્ષના યોગે તેઓ પોતાની અપર માતાની માગણીની પ્રશંસા કરે છે. આવી કારમી માગણી કરનાર અપરમાતા તરફ સદ્‌ભાવ રહેવો એ શું નાનીસૂની વાત છે ?

**સભામાંથી૦** રે સાહેબ ! આવી માગણીનું પરિણામ તો ઘણું ભયંકર આવે !

તમે કહો છો એવું ભયંકર પરિણામ તે જ કુળોમાં આવે કે જે કુળોમાં જેવો જોઇએ તેવો પ્રભુશાસનનો વાસ ન હોય. પ્રભુશાસનથી સુવાસિત કુળોમાં પૌદ્‌ગલિક સ્વાર્થના વિગ્રહોને સ્થાન પ્રાયઃ હોતું જ નથી. પૌદ્‌ગલિક વસ્તુઓને પર માનનાર આત્માઓ તીવ્ર કર્મના ઉદયથી પૌદ્‌ગલિક વસ્તુઓનો પરિત્યાગ ન કરી શકે એ બને, પણ એની ખાતર મનુષ્યપણાને ન છાજે એવા વિગ્રહો એવાઓ કરે જ નહિ. પ્રભુશાસનથી પરિણીત થયેલા આત્માઓનું હૃદય એટલું અને એવું ઉદાર હોય છે કે એના યોગે તેઓને આવી માગણીઓ સતાવતી નથી પણ સંતોષે છે.

જે રામચંદ્રજીને અપરમાતાની માગણીથી સંતોષ થયો, તે રામચંદ્રજીને પિતાએ આ વાતમાં પોતાને પૂછયું એથી ઘણું દુઃખ થયું, કારણ કે એથી રામચંદ્રજીને એમ લાગ્યું કે આથી જનતાને એમ માનવાનું કારણ મળશે કે 'રામ અવિનીત હશે ?' આવા કાર્યમાં પણ પિતા પુત્રને પૂછે એમાં પુત્રની અવિનયશીલતા જાહેર થઇ જાય એમ ઉત્તમ પુત્રો માનતા. પિતાએ પુત્રને પુછવાનું હોય જ શાનું ? પુત્ર તો પિતાને આધીન જ હોય, એટલે આવી બાબતોમાં પિતાએ પુત્રને પુછવાનું હોય જ નહિ. રાજ્ય જેવું રાજ્ય આપી દેવું અને એ બાબતમાં પિતાજી પોતાને પૂછે, એમાં પણ જે રામચંદ્રજીને દુઃખ થાય એ કઇ જાતની વિનયશીલતા એ વિચારો ! જે રાજ્ય ઉપર રાજ્યનીતિને અનુસરીને પોતાની માલિકી છે તે છતાં પણ આ દશા, એ શું ઓછી પિતૃભક્તિ છે ? આવી પિતૃભક્તિ તેઓ જ કરી શકે કે જેઓ ત્યાગમય સંસ્કારમાં ઉછરવાથી અનુપમ ઉદારતાના ઉપાસક બનેલા હોય.

પુત્ર એ તો પિતાનો એક અદનો સેવક છે. એ સેવકપણાના યોગે પિતાની કોઇ પણ આજ્ઞા-માત્ર તે ધર્મનો ઘાત કરનારી ન હોવી જોઇએ-તે માનવાને બંધાયેલો છે. એથી જ રામચંદ્રજીએ કહ્યું કે ''પિતાજી ! આ રાજ્ય પ્રોતાની સત્તાથી એક બંદીને આપી દે તો પણ મારા જેવા એક અદના સેવકને એમાં નિષેધ કરવાનો કે અનુમતિ આપવાનો અધિકાર નથી.''

### આ આજ્ઞાધીનતા કોણ દર્શાવી શકે ?

આ જાતની આજ્ઞાધીનતા સુસંસ્કારી અને ઉદાર દીકરાઓ જ દર્શાવી શકે છે. સંસ્કારહીન અને ક્ષુદ્ર દીકરાઓ આવી આજ્ઞાધીનતા કોઈ પણ કાળે દર્શાવી શક્તા નથી. આવી આજ્ઞાધીનતા કેળવ્યા વિના પિતૃભક્ત હોવાનો દાવો કરવો, એ પિતૃભક્તપણાનું અપમાન છે. ધર્મઘાતક આજ્ઞાની સામે થવાનો પુત્રને જેમ અધિકાર છે, તેમ ધર્મનો ઘાત નહિ કરનારી જે આજ્ઞાઓ-તે આજ્ઞાઓને આધીન થવાની પણ ફરજ છે. એ ફરજનું પાલન નહિ કરનારા પુત્રો પિતાના વૈરીની ગરજ સારે છે. એવા વૈરી પુત્રોના પિતા બનવા કરતાં પિતાપણાની કિંમત સમજનારા પિતાઓ વાંઝીયા રહેવાનુ પસંદ કરે છે. આ વાતને તેઓ જ સમજી શકે છે કે જેઓ પિતાપણાની અને પુત્રપણાની કિંમતને સમજતા હોય. જે કુળોમાં પિતા પિતાપણાની ફરજને નથી સમજતા અને પુત્રો પુત્રપણાની ફરજને નથી સમજતા તે કુળોની કેવી દુર્દશા હોય છે એ આજે અપ્રત્યક્ષ-અજાણ્યું નથી.

એ જ રીતે ભ્રાતૃભાવ માટે સમજવાનું છે. એક ભાઇ બીજા ભાઇનો ઉત્કર્ષ ન સહી શકે એ ભ્રાતૃભાવનું ખૂન નહિ તો બીજું શું ? સંસારમાં પણ સુખી રહેવા ઇચ્છતા આત્માઓએ નિઃસ્વાર્થવૃતિ કેળવ્યા વિના છૂટકો જ

નથી. જીવનમાં જરૂરી ઉદારતાથી પણ પરવારી બેઠેલાઓ કદી પણ સુખી થઇ શકતા નથી. જીવનમાં જોઇતી ઉદારતાને ધરનારા આત્માઓ અવસરે ફરજનું પાલન સુંદરમાં સુંદર રીતે કરી શકે છે.

ફરજનું સારામાં સારી રીતનું પાલન કરાવનારી સુસંસ્કારિતા, નિઃસ્વાર્થવૃત્તિ અને અવશ્ય જોઇતી ઉદારતાનો એ પ્રતાપ છે કે અપરમાતાની આવી કારમી માગણી જાણવા છતાં પણ નારાજ થવાને બદલે પ્રફુલ્લિત થઇને પ્રસન્ન વદને 'આપને પૂછવાની જરૂર પણ ન હતી કારણ કે આપ માલિક છો અને હું આપનો એક અદનામાં અદનો સેવક છું; તથા એ જ કારણે આપની ઇચ્છામાં નિષેધ કરવાનો કે અનુમતિ આપવાનો મને અધિકાર નથી. આપે તો મને મારા ઉપરની કૃપાથી પૂછ્યું, પ્રણ આથી જનતામાં હું અવિનિત ઠરીશ એથી મને દુઃખ થાય છે.' આ પ્રમાણે પોતાના પિતા સમક્ષ કહીને રામચંદ્રજીએ વિનવ્યું કે, ''હે પિતાજી ! ભરત પણ હું જ છું અને હું અને ભરત બન્નેય આપને મન એકસરખા જ છીએ, માટે આપ ઘણા જ આનંદપૂર્વક ભરતને રાજ્ય ઉપર અભિષિક્ત કરો.''

આ પ્રમાણેના રામચંદ્રજીના વચનને સાંભળીને દશરથમહારાજા પરમ પ્રીતિને પણ પામ્યા અને વિસ્મય પણાને પણ પામ્યા. એક રાજગાદીનો હક્કદાર, સર્વ રીતે યોગ્ય અને સર્વમાન્ય એવો પુત્ર કે જે સંસારનો વિરાગી નથી તે છતાં પણ રાજગાદી સમર્પિ દેવાને આનંદપૂર્વક સજ્જ થાય એ કાંઇ સામાન્ય પ્રીતિ કે સામાન્ય વિસ્મયનું કારણ નથી જ.

## [ ૫૦ ]

**ભરતની વ્રતના સ્વીકારની યાચના :**

આપણે એ જોઇ ગયા કે દશરથમહારાજાએ ભરતમાતા કૈકેયીદેવીની માગણીનો સ્વીકાર કરતાંની સાથે જ લક્ષ્મણજીની સાથે રામચંદ્રજીને બોલાવ્યા અને એ વરદાન અને તેની યાચનાની વાત જણાવી. એ વાત જાણતાંની સાથે જ હર્ષ પામેલા રામચંદ્રજીએ વિનય, નમ્રતા અને ઉદારતા ભરેલી વાણીમાં કહ્યું કે, 'પિતાજી ! આપ તો આ વાત મને મારા ઉપરની આપની કૃપાના યોગે પૂછો છો, પણ મને આ વાત ઘણું જ દુઃખ કરે છે; કારણકે જનતામાં આથી મારા અવિનયનું સૂચન થાય છે. તુષ્ટમાન થયેલા આપ આ રાજ્ય એક બંદીમાત્રને આપી શકો છો; કારણ કે મારી જાતને આપના એક અદનમાં અદના સેવક તરીકે માનતા મને આવી બાબતનો નિષેધ કરવાનો કે અનુમતિ આપવાનો કશો જ અધિકાર નથી. વળી ભરત એ તો હું જ છું, કારણ કે હું અને ભરત ઉભય આપને મન સરખા છીએ; માટે અતિશય આનંદની સાથે આપ ભરતને રાજ્ય ઉપર અભિષિક્ત કરવાની કૃપા કરો.''

આ પ્રમાણેના રામચંદ્રજીના વચનને સાંભળીને પ્રીતિ તથા વિસ્મયને પામેલા દશરથમહારાજાએ જેટલામાં પોતાના મંત્રિવરોને, ભરતને અભિષેક કરવાનો આદેશ કર્યો તેટલામાં જ ભરત બોલ્યા કે,

**''स्वामिन् ! सह व्रतादान-मादावभ्यर्थितं मया । तात ! तन्नान्यथा कर्तुं, कस्यापि वचसार्हसि'' ॥१॥**

*''હે સ્વામિન્ ! મેં તો શરૂઆતથી જ આપની સાથે વ્રતના સ્વીકારની યાચના કરેલી છે. તે યાચનાને હે તાત ! આપે કોઇના પણ વચનથી અન્યથા કરવી એ યોગ્ય નથી.''*

**દશરથમહારાજાની આજ્ઞા :**

ભરતની આ યાચનાનો અસ્વીકાર કરતાં દશરથમહારાજાએ સ્પષ્ટ શબ્દોમાં ભરત પ્રત્યે આજ્ઞાના રૂપમાં ફરમાવ્યું કે -

''હે વત્સ ! તું મારી પ્રતિજ્ઞાને ફોગટ ન કર. મેં તારી માતાને એક 'વર' (વરદાન) આપેલો છે અને તે ચિરકાળ સુધી મારી પાસે થાપણ તરીકે રાખેલો છે, તે આજે તારી માતા કૈકેયીએ તને રાજ્ય આપવા રૂપે માગેલ છે, તે કારણથી હે વત્સ ! મારી અને તારી માતાની આજ્ઞાને અન્યથા કરવાને તું યોગ્ય નથી અર્થાત્ તેમ કરવું એ તારા માટે યોગ્ય નથી; એ કારણે તું તારી અનિચ્છા છતાં પણ મારી અને તારી માતાની આજ્ઞાથી આ રાજ્યને ગ્રહણ કર.

**દશરથમહારાજાને ભરતની વિવેકભરી સલાહ :**

'પઉમચરિયમ્' ના કર્ત્તાએ આ વસ્તુને ઘણા જ વિસ્તારથી સંવાદ રૂપે આલેખી છે. 'પઉમચરિયમ્'ના કર્ત્તા એ સંવાદનું આલેખન કરતાં ફરમાવે છે કે -

કૈકેયીની માગણીનો સ્વીકાર કર્યા પછી દશરથમહારાજાએ લક્ષ્મણજીની સાથે રામચંદ્રજીને બોલાવ્યા. વૃષભ જેવી ગતિવાળા રામચંદ્રજી પણ આવ્યા અને પ્રણામ કરીને ઉભા રહ્યા; પ્રણામ કરીને ઉભા રહેલા રામચંદ્રજીને ઉદ્દેશીને દશરથમહારાજાએ ફરમાવ્યું કે, ''હે વત્સ ! મહાસંગ્રામમાં કૈકેયીએ, મારૂં સારથિપણું કરેલું અને એથી તુષ્ટમાન્ થયેલા મેં તેને એક વર (વરદાન) સર્વ નરેંદ્રો સમક્ષ આપેલ. એ વરદાનના યોગે તેણે આજે આ સઘળુંએ રાજ્ય પોતાના પુત્ર માટે માગ્યું છે. હે વત્સ ! આથી હવે શું કરૂં ? કારણ કે હું તો આથી ચિંતારૂપ સમુદ્રમાં પડેલો છું. ભરત દીક્ષા ગ્રહણ કરે છે, કૈકેયી તેના વિયોગથી મરે છે અને હું પણ નિશ્ચયપૂર્વક જગતમાં અલીકવાદી બનું છું''

પિતાજીની આ ચિંતાને ટાળવા માટે રામચંદ્રજી કહે છે કે ''હે પિતાજી ! આપ આપના વચનની રક્ષા કરો. લોકમાં આપની અકીર્તિ થાય એવા ભોગના કારણરૂપ રાજ્યનું મારે પ્રયોજન નથી. જાતવાન પુત્રે નિરંતર પિતાના હિતની જ ચિંતા કર્યા કરવી જોઇએ કે જેથી પિતા એક મુહૂર્ત વાર પણ શોકને ભજનારા ન બને.'' જ્યાં આવા પ્રકારની પરિષદને રંજન કરનારી કથા ચાલી રહી છે, એટલામાં જ જેનું મન સંવેગરંગથી રંગાઇ ગયું છે એવો ભરતકુમાર પિતાની પાસે આવ્યો. ભરતકુમારને પોતાની પાસે આવેલ જોઇને દશરથમહારાજાએ ભરતકુમારને ઉદ્દેશીને કહ્યું કે ''હે વત્સ ! તું રાજ્યનો આધાર બન એટલે નિઃસંગ બનેલો હું શ્રી જિનેશ્વરદેવોએ ઉપદેશેલી દીક્ષાને અંગીકાર કરૂં.''

પિતાજીના આ કથનના ઉત્તરમાં વૈરાગ્યરંગથી અતિશય રંગાઈ ગયેલા ભરતજી, પોતાના પિતાજી પ્રત્યે પ્રેમભરેલા શબ્દોમાં કહે છે કે ''હે તાત ! મારે રાજ્યનું કામ નથી. હું તો પ્રવજ્યા અંગીકાર કરૂં છું જેથી તીવ્ર દુઃખોથી ભરેલા સંસારમાં હું ભમીશ નહિ''

પુત્રના આવા સ્પષ્ટ ઉત્તરથી પણ રાજ્યની વ્યવસ્થાના વિચારને વિવશ બનેલા દશરથમહારાજા ઉપર કશી જ અસર ન થઇ. ખરેખર મોહની પરાધીનતા અજબ છે. મોહને વશ બનેલ આત્મા આત્મભાન ભૂલી જાય છે. સંયમ લેવાને સજ્જ બનેલા મહારાજા પણ મોહના પ્રતાપે પુત્રને ઉલટી સલાહ દેવાનું સાહસ કરતાં અચકાયા નહિ અને સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે કે ''હે પુત્ર ! મનુષ્યજન્મના સારભૂત વિષયસુખનો તું પ્રથમ અનુભવ કર અને તે પછીના કાળમાં તું શ્રી જિનેશ્વરદેવે પ્રરૂપેલી દીક્ષાને ગ્રહણ કરજે !''

પિતાની આવી કારમી સલાહથી ભરત ઘણા જ તાજુબ થઇ ગયા અને એ તાજુબીના યોગે તેમણે પોતાના પિતાને પણ સુંદર ચેતવણી આપતા ફરીથી પણ એ પ્રમાણે કહેવા માંડયું કે, ''હે પિતાજી ! આપ શા માટે આવા અકાર્યમાં મોહ પામો છો ? કારણ કે બાલ, વૃદ્ધ કે તરૂણ કોઇના પણ મરણને કોઇ (કોઇ પણ કાળે અને કોઇ પણ પ્રકારે) રોકી શકાતું નથી.''

અર્થાત્ હે પિતાજી ! મરણને પરાધીન આત્માઓને સંસારમાં રહેવાની સલાહ આપવી એ આપ જેવાને કોઇપણ રીતે યોગ્ય નથી. આપ જેવા પણ આવા કાર્યમાં મૂંઝાશો તો અન્યનું શું થશે ? આપે કોઇપણ રીતે આવા કાર્યમાં મૂંઝાવું જોઇએ નહિ, કારણ કે આ સંસારમાં મરણ કોઇને પણ તે ચાહે તો બાલ હોય, ચાહે તો વૃદ્ધ હોય કે ચાહે તો તરૂણ હોય. છોડતું નથી, એ વાત સર્વ પ્રકારે સુનિશ્ચિત છે; માટે આવા કારમા સંસારમાં રહેવાની અને વિષયસુખમાં ફસાઇ સર્વસ્વ હારી જવાની સલાહ આપવા જેવી મોહાધીનતા આપે સ્વીકારવી એ કોઇ પણ પ્રકારે વ્યાજબી નથી.

ભરતના મુખેથી આવી વાત સાંભળવા છતાં પણ વ્યવસ્થા આદિના મોહમાં મૂંઝાયેલા દશરથમહારાજાએ રાજ્ય લેવાની સલાહ આપતા ભરતને કહ્યું કે, ''હે પુત્ર ! ઘરરૂપ આશ્રમમાં પણ મહાગુણને કરનારો ધર્મ શ્રી જિનેશ્વરદેવોએ કહેલો છે. તે કારણથી ગૃહસ્થધર્મમાં રકત બનીને તું કોઇ પણ જાતના સંકોચ વિના સકલ રાજ્યનો અધિપતિ થા.''

દશરથમહારાજાના આ કથનની સામે પણ ભરતે સ્પષ્ટ શબ્દોમાં વિનયપૂર્વક કહી દીધું કે, ''હે પિતાજી ! જો પુરૂષ ગૃહસ્થધર્મમાં રહ્યા છતાં મુકિતના સુખને પામે છે, તો પછી આપ શા માટે એકદમ સંસારથી ભયભીત થઇ ઘરને છોડી દો છો ? બાકી તો હે પિતાજી ! સુખ અને દુઃખને એકાકીપણે ભોગવતો જીવ સ્વજનવર્ગને, ધનને અને ધાન્યને તથા માતાને અને પિતાને મૂકીને એકલો જ આ સંસારમાં ભ્રમણ કરે છે.''

ભરતના આવા પ્રકારના કથનથી દશરથમહારાજા ઘણો જ સંતોષ પામ્યા અને એ સંતોષના યોગે ભરતની પ્રશંસા પણ કરી; પરંતુ વ્યવસ્થાના મોહમાં પડેલા તેમણે પુનઃ પણ એ જ ફરમાવ્યું કે ''હે પુત્ર ! તું પ્રતિબોધ પામ્યો છે એ વાત સાચી, તો પણ તારૂં મન ન હોય તો પણ હે પુત્ર ! તારે મારા વચન મુજબ કરવું એ જ યોગ્ય છે. કારણ કે સંગ્રામમાં તારી માતાના સારથિપણાથી તુષ્ટમાન થયેલા મેં તારી માતાને એક વરદાન આપેલ અને એ વરદાન આજે તારી માતાએ મારી પાસે માગતાં તને રાજ્ય ઉપર સ્થાપન કરવાનું માગેલ છે એ કારણે હું તને કહું છું કે તું રાજ્યગાદી ઉપર બેસીને આ પૃથ્વીનું પાલન કર.''

**સંવાદ ઉપરથી સમજવા યોગ્ય વાતો :**

આ આખોએ પિતા-પુત્રનો સંવાદ ઘણી ઘણી વાતો સમજાવે છે જેવી કે -

૧. પ્રથમ તે સંવાદ વડીલો પોતાના વડીલપણાને કઇ રીતે સાચવે છે ? એ સમજાવે છે. વડીલોએ વડીલપણાના મદને આધીન થઇ જઇને આશ્રિતો ઉપર કારમા હુકમો ફરમાવવા એ પોતાના વડીલપણાનો નાશ પોતાના જ હાથે કરવાની કારવાઇ છે. એવી કારવાઇ ખાસ કારણ વિના કોઇ પણ વિવેકી વડીલ કરે જ નહિ. દશરથમહારાજા રામચંદ્રજીને ફરમાવી શકતા હતા કે આ રાજ્ય તને આપવાનું નથી પણ ભરતને આપવાનું છે. પણ આ પ્રમાણે નહિ કહેતા શું કરવું એ કહેવાની ફરજ રામચંદ્રજી ઉપર જ નાખી. આવી સ્થિતિમાં ઔચિત્યવેદી, આશ્રિત, વડીલની ઇચ્છાથી વિપરીત તો બોલી શકતો જ નથી અને બન્યું પણ તેમ જ. વડીલ જો વિવેકી અને વિચક્ષણ બને તો આશ્રિતોને મોટે ભાગે નમ્ર તથા આજ્ઞાપાલક બન્યે જ છૂટકો છે. આજ્ઞા કરનારે આજ્ઞા પાળવા ઇચ્છનારને આજ્ઞાપાલનની સામગ્રી પૂરી પાડવી જ જોઇએ. પ્રભુનું શાસન જો બરાબર સમજવામાં આવે તો સમજી શકાય તેમ છે કે પ્રભુનું શાસન એટલે કલ્યાણના અર્થી આત્માઓને આજ્ઞાપાલનની અનુપમ સામગ્રી. પ્રભુએ સૌ સૌની ભૂમિકાને ઉચિત જ આજ્ઞા ફરમાવી છે. કોઇપણ આત્મા અશકિતના યોગે આજ્ઞાનો વિરાધક બને એવી એક પણ આજ્ઞા પ્રભુએ ફરમાવી નથી. પ્રભુના શાસનની આરાધના કરવા ઇચ્છનારે આજ્ઞા કરવાના મનોરથોનો પરિત્યાગ કરી આજ્ઞાના પાલનમાં જ અર્પાઇ જવું

જોઇએ. એ આજ્ઞાપાલનના પ્રતાપે કદાચ આજ્ઞા કરવા જેવી દશાએ આત્મા પહોંચી જશે તો પણ હરકત નહિ આવે, કારણ કે એ આજ્ઞાનું પાલન જ આત્માને સમજાવશે કે કઇ આજ્ઞા કેવી રીતે કરી શકાય ? આજ્ઞાપાલનમાં જ ધર્મ માનનાર સાચો પૂજક પણ બની શકે છે અને સાચો પૂજ્ય પણ બની શકે છે. જે આત્માઓ આજ્ઞાપાલનમાં ધર્મ નહિ માનતાં પોતાની મતિકલ્પનામાં ધર્મ માને છે તે આત્માઓ તો સાચા પૂજક પણ નથી બની શકતા એટલે પૂજ્ય બનવા માટે તો તેઓ સર્વ પ્રકારે અયોગ્ય જ છે.

૨. બીજી વાત એ સમજાવે છે કે પુત્ર જો પોતે સંસારનો પરિત્યાગ કરવા જેવી દશા ન પામ્યો હોય તો તેણે એવા સંસારરસિક ન જ બનવું જોઇએ કે જે રસિકતાના યોગે માતાપિતાને અનેક પ્રકારની આફતો કચવાતે મને પણ ભોગવવી જ પડે. પુદ્‌ગલરસિકતાના યોગે માતાપિતાને દુ:ખી કરવા એ સુપુત્ર માટે કોઇપણ રીતે યોગ્ય નથી. સુપુત્રની ફરજ છે કે વિષયાદિ ઉપર નિયમન મૂકનારી માતાપિતાની એકેએક આજ્ઞાનો પૂરેપૂરો અમલ કરવો. વ્યવહારને ઉચિત અને ધર્મને બાધ નહિ પહોંચાડનારી એવી પણ માતાપિતાની આજ્ઞાનો અમલ નહિ કરનારો પુત્ર સુપુત્ર નથી ગણાતો તથા એ કારણે તે પ્રભુશાસનની આરાધના માટે પણ અયોગ્ય છે; આથી પ્રભુધર્મની આરાધના કરવા ઇચ્છનાર પુત્રની ફરજ છે કે તેણે પોતાની પૌદ્‌ગલિક અનુકૂળતાઓના કારણે માતાપિતાને એક સહજ પણ આર્ત્તધ્યાન આદિ અશુભ કારવાઇનું નિમિત્ત ન જ આપવું જોઇએ. આ વસ્તુ સર્વ કોઇ સંસારમાં રહેનાર આશ્રિત આત્માને લાગુ પડે છે અર્થાત્ કોઇએ પણ પૌદ્‌ગલિક કારણે વડીલોના હૃદયને નહિ દુભાવવાની સંપૂર્ણ કાળજી રાખવી જોઇએ. એ કાળજી સર્વ પ્રકારે આત્માને ઉન્નતગામી બનાવનારી છે.

૩. ત્રીજી વાત એ સમજાવે છે કે જેમ સંસારને નહિ તજી શકનાર પુત્રે, પૌદ્‌ગલિક અનુકૂળતા ખાતર માતાપિતાના અંતરને આઘાત નહિ પહોંચાડવો જોઇએ. તેમ સંસારથી વિરક્ત બનેલા આત્માએ પણ મોહવશ બની માતાપિતાની મોહક આજ્ઞાને આધિન બનીને પ્રભુધર્મને અગર તો પ્રભુધર્મની આરાધનાને બાધ પહોંચે એવી કારવાઇ કોઇપણ પ્રકારે ન કરવી જોઇએ. પ્રભુશાસનને પામેલા આત્માએ, મોહવશપણાના પ્રતાપે માતાપિતાની મોહજન્ય આજ્ઞાને આધિન બનીને પ્રભુધર્મને અગર તો પ્રભુધર્મની આરાધનાને બાધ પહોંચે એવી કારવાઇ કોઇ પણ પ્રકારે ન કરવી જોઇએ. પ્રભુશાસનને પામેલા આત્માઓએ પોતાના વડીલો પણ ધર્મ પામે અથવા તો ધર્મની સામે ન થાય એ માટે કરવા જોઇતા સઘળા જ ઉચિત પ્રયત્નો નિર્ભીકપણે કરવા જોઇએ. ખોટી ભીતિ, ખોટી મર્યાદા કે ખોટી નમ્રતા અગર અયોગ્ય વિનયને આધિન થઇ જઇને વડીલોની ધર્મ અને નીતિથી વિપરીત કારવાઇઓને અનુકૂળતા કરી આપવી એ વિવેકી આત્મા માટે કોઇપણ પ્રકારે ઉચિત નથી. વિવેકી આત્માએ વડીલોનું પણ હિત જ કરવાનું છે, એ કારણે મોહવશ વડીલોની અહિતકર આજ્ઞાઓને મોહના કારણે આધીન થઇ જવું એ પણ વડીલોનું અહિત કરવા બરાબર છે, માટે એમ ન બની જાય એની કલ્યાણકાંક્ષી આત્માએ પૂરેપૂરી સાવચેતી રાખવી જોઇએ.

૪. ચોથી વાત એ સમજાવે છે કે મોહવશ બનેલો આત્મા વિવેકી હોવા છતાં પણ જો સાવધ ન રહે તો તે અવિવેકી આત્મા કરતાં પણ સ્વપરનું કઇગણું અહિત કરી નાખે છે; એ કારણે વિવેકી આત્માએ મોહવશ ન બની જવાય એ માટે પૂરતા સાવધ રહેવું જોઇએ. અસાવધ આત્મા પામેલા ગુણોને પણ કારમી રીતે હારી જાય છે, એ જ કારણે જ્ઞાનીપુરૂષોએ પાંચે પ્રકારના પ્રમાદોને આત્માના પરમરિપુ તરીકે ઓળખાવ્યા છે. જે આત્મા પાંચે પ્રકારના પ્રમાદો પૈકીના કોઇ એક પણ પ્રમાદને આધીન થઇ જાય છે તે આત્મા સ્વપરનું સાધવા યોગ્ય હિત નથી સાધી શકતો. આત્માથી પર એવી જે કોઇ પણ વસ્તુ તેને આધીન થવું, તેની વ્યવસ્થા આદિના વિચારો કરવા, એ વગેરે સઘળું જ પ્રમાદમાં આવી જાય છે. આત્માથી પર વસ્તુને આધીન બનનારો આત્મા પોતાના મન, વચન કે કાયા ઉપર કાબુ રાખી શકતો જ નથી. માટે કલ્યાણકાંક્ષી આત્માએ આત્મસ્વરૂપ

ખીલવવાનું ધ્યાન રાખી આત્મસ્વરૂપને ખીલવવામાં સાક્ષાતપણે સાધનરૂપ થનારી વસ્તુઓ સિવાયની વસ્તુને આધીન ન થઇ જવાય એવી જ દશામાં રહેવું જોઇએ. એ જ દશાનું નામ અંતરાત્મદશા કહેવાય છે. એ દશા આત્માને પરમાત્મા બનાવનારી દશા છે અને એથી ઉલ્ટી દશા એ આત્માને અધમ બનાવનારી દશા છે. અંતરાત્મદશાથી ઉલ્ટી દશા પોતાના આત્માની ન થઇ જાય એ વાતનો મુમુક્ષુ આત્માએ હરહમેશ ખ્યાલ રાખવો જોઇએ.

[ ૫૧ ]

**રામચંદ્રજીનો ભરતને આગ્રહ : રામચંદ્રજીની સલાહ :**

આપણે એ જોઇ ગયા કે દશરથમહારાજાનો ઘણો ઘણો આગ્રહ છતાં પણ ભરત રાજ્ય લેવાને સંમત ન થયા તે ન જ થયા. દશરથમહારાજાએ ભરતને રાજ્ય લેવાની બાબતમાં જેટલી જેટલી દલીલો કરી તે સઘળી જ દલીલોમાં ભરત સંમત ન થયા એટલું જ નહિ પણ એ સઘળી જ દલીલોનો તેમણે સામનો કર્યો. ભરતને રાજ્યગાદી ઉપર આરૂઢ કરવા માટે અંતે દશરથમહારાજાને એક આજ્ઞાનો જ અમલ કરવો પડયો અને એથી એ સંબંધમાં આજ્ઞા કરતાં દશરથમહારાજાએ સ્પષ્ટ શબ્દોમાં એમ જ ફરમાવ્યું કે,

''હે પુત્ર ! તું મારી પ્રતિજ્ઞાને નિષ્ફળ ન કર. કારણ કે મેં તારી માતાને એક વરદાન આપેલ અને તે તેના કહેવાથી મેં મારી પાસે રાખી મૂકેલ, તે આજે તારી માતાએ તને રાજ્ય આપવા રૂપે માગેલ છે અને મેં તે આપેલ છે. મારી અને તારી માતાની આજ્ઞાને અન્યથા કરવા માટે તું યોગ્ય નથી, એ કારણે તારી ઇચ્છા વિના પણ તું રાજ્યને ગ્રહણ કર. રાજ્ય લેવાની તારી ઇચ્છા નથી એ હું સારી રીતે જાણું છું અને એથી ખુશ થાઉં છું, છતાં પણ હું તને કહું છું કે મારી પ્રતિજ્ઞાને નિષ્ફળ ન થવા દેવા માટે અને તારી માતાને સુખી કરવા ખાતર તું તારી ઇચ્છા ન હોય તે છતાં પણ આ રાજ્યનો સ્વીકાર કર.''

આવા પ્રકારની સ્પષ્ટ આજ્ઞા કરવા છતાં પણ વૈરાગ્યરસમાં ઝીલતા ભરત સ્તબ્ધપણે જ ઉભા રહ્યા છે. સ્તબ્ધપણે ઉભા રહેલા ભરતને હૃદયપૂર્વકની સલાહ આપતાં રામચંદ્રજીએ કહ્યું કે, ''હે બન્ધુ ! જો કે તને ગર્વ નથી અર્થાત્ રાજ્યનો અધિપતિ બનવાને તું આતુર નથી એ વાત તદ્દન જ સત્ય છે, તો પણ પિતાને સત્યવાદી બનાવવા માટે તું રાજ્યને અંગીકાર કર''

**હક્ક અને લાલસાના પ્રતાપે :**

ભાગ્યવાનો ! આ પ્રસંગ અવશ્ય વિચારણીય છે. વડીલ ભાઇ પિતાના વચન ખાતર પોતાના હક્કને જતો કરે છે, અને લઘુભાઇ વિના હક્કે મળતા રાજ્યને લેવાનો સર્વથા ઇન્કાર કરે છે. આવી જાતના પ્રસંગ સંસારમાં ઘણા જ વિરલ બને છે. પ્રભુશાસનની પ્રાપ્તિ, પૌદ્ગલિક પદાર્થોના સંબંધમાં આત્માને નિરર્થક હક્કના હડકવાથી બચાવે છે અને સદાય ખોટી પૌદ્ગલિક લાલસાથી અલિપ્ત રાખે છે. આજનો આખોય વિશ્વવિગ્રહ પ્રભુશાસનની પ્રાપ્તિના અભાવને આભારી છે. હક્કના નામે અને લાલસાના પ્રતાપે આજે વિશ્વમાં વિચિત્ર પ્રકારના વિગ્રહ ચાલી રહ્યા છે. વિશ્વમાં આજે હક્કના નામે રાજ્ય લેવાના પ્રયત્ન ચાલી રહ્યાં છે. અને તેમાં ધર્મ મનાવવાની ધૃષ્ટતા ચાલી રહી છે ત્યારે રામચંદ્રજી કે જેઓ પાટવી હોઇને રાજ્યના ખરા હક્કદાર હોવા છતાં પણ પોતાના પિતાના વચનની ખાતર, પિતાના કહેવા છતાં પણ વિના શ્રમે મળી જતા રાજ્યનો અસ્વીકાર કરતા પોતાના બંધુને રાજ્ય લેવાની સલાહ આપે છે. સાચો વિવેક પ્રગટયા વિના આ ઉભય

બનાવમાં રહેલું અંતર સમજવું કઠીન છે. પ્રભુશાસનની પ્રાપ્તિ માટે પૌદ્દ્ગલિક પદાર્થો પ્રત્યેના હકકથી પર રહેવાની અને પૌદ્દ્ગલિક પદાર્થો ઉપરની લાલસાને કાપવાની જ પ્રવૃત્તિ નિરંતર કરવી જોઇએ. એ વિના પરમ વીતરાગ પરમાત્માની ઉપાસના થવી અને એ પરમતારકની આજ્ઞા પ્રત્યે આંતરિક સદ્દ્ભાવ થવો એ અશક્ય છે. પૌદ્દ્ગલિક પ્રવૃત્તિઓમાં જ શ્રેય માનવું અને 'પરમાત્માએ મને એમ કરવાની પ્રેરણા કરી' એમ કહેવું એ તો પરમાત્માને નામે પોતાની અહંતાને પોષવાનો જ કુટ વ્યાપાર છે. અજ્ઞાનીઓ એ કુટ વ્યાપારમાં ફસે અને પાગલ બની પ્રપંચીની પણ જય બોલાવે એ તદ્દન સહ જ છે; પણ એ રીતે પરમ વીતરાગ પરમાત્માની આશાતના કરવી એનું પરિણામ ઘણું જ વિકટ છે, એ વાત કદી જ ન ભુલાવી જોઇએ. આ લોકની લાલસાથી પરલોકના ખ્યાલને વિસારી બેઠેલા નાસ્તિકોને ભલે આ વાત ઉપહસનીય લાગે પણ આ એક ઉઘાડું સત્ય છે. આવું બુદ્ધિમાં પણ બેસે તેવા સત્યનો ખોટા ઘમંડથી સ્વીકાર નહિ કરનારા આત્માઓનું ભવિષ્ય ઘણું જ ભયંકર છે, એ વાતમાં વિચક્ષણ આત્માઓના બે મત નથી જ. જે આત્મા એક પરમાત્માની આજ્ઞા ઉપર જ નિર્ભર છે તે તો પોતાને પણ પૌદ્દ્ગલિક પ્રવૃત્તિઓથી પર રાખે છે અને જનતાને પણ પૌદ્દ્ગલિક પ્રવૃત્તિઓથી પર રહેવાનો જ ઉપદેશ આપે છે એવા આત્માઓ અનેક પ્રકારની આપત્તિઓને આનંદ અને ઉલ્લાસપૂર્વક સહે છે અને અન્યને એ રીતે સહવાનું શીખવે છે, પણ તે દુન્યવી હિત માટે નહિ પણ કેવળ આત્મિક હિત માટે જ. પણ જે બિચારાઓ ગાઢ અજ્ઞાનતાના યોગે દુન્યવી હિત અને આત્મિક હિતનો વિવેક જ ન કરી શકતા હોય તેઓને આ ઉઘાડું સત્ય પણ કેમ જ સમજાય ? આજે દુન્યવી હિત માટે જેટલું સહન થાય છે તેટલું જ જો સ્વપરના આત્મિક હિત માટે સહન થાય તો ધાર્યું કાર્ય સિદ્ધ થાય અને દુનિયા અનેક ખોટી આફતમાંથી બચે તથા તેનું ભવિષ્ય રૂડું બને પણ શુભોદય અને તથાવિધ ભવ્યતાનો પરિપાક થયા વિના એ બને જ શાનું ?

**ભરતની એકાંતે અનુકરણીય અનુપમ દશા :**

જેનો શુભોદય હોય છે અને જેની તથાવિધ ભવ્યતાનો પરિપાક થયો હોય છે તે આત્માની દશા જ કોઇ અનુપમ હોય છે. આ વાત સમજવા માટે ભરતનું ઉદાહરણ અનુપમ છે. ખરેખર ભરતજીની દશા એકાંતે અનુકરણીય છે. જે ભરતજીને રાજ્ય અપાવવા માટે તેની માતા પોતાના વરદાનનો વ્યય કરે છે; તેના પિતા આજ્ઞા કરે છે અને રાજ્યના હક્કદાર મોટાભાઇ પણ આનંદ અને ઉલ્લાસથી સદ્દ્ભાવપૂર્વક રાજ્ય લેવાની સલાહ આપે છે; આટલું આટલું છતાં પણ તેનું હૃદય રાજ્ય લેવા તરફ ઢળતું નથી. એટલું જ નહિ પણ જ્યારે તેણે પોતાના વડીલબંધુની પણ રાજ્ય લેવાની જ સલાહ સાંભળી ત્યારે તેનું હૃદય ભરાઇ આવે છે અને હૃદય ભરાઇ આવવાથી તેની આંખો પણ અશ્રુથી ઉભરાઇ જાય છે. એ અવસ્થામાં એ પોતાના વડીલબંધુના ચરણમાં ઢળી પડે છે અને તેની વાણી પણ ગદ્દ્ગદ્દ્ શબ્દોવાળી બની જાય છે.

ત્યાર બાદ અશ્રુથી ભરેલી દષ્ટિવાળા ભરતે પગમાં પડી અંજલી જોડી ગદ્દ્ગદ્દ્ અક્ષરે રામચંદ્રજીને કહ્યું કે, ''મોટી ઇચ્છાને મહાન આશયને ધરનારા અને એ જ કારણે અનુપમ ઉદારતાને ધરનારા તથા રાજ્યનું દાન કરતા એવા પૂજ્ય પિતાજીને અને ઉદારચરિત એવા આપ પૂજ્યને માટે આ કહેવું અને દેવું એ બધું જ ખરેખર ઉચિત છે પણ રાજ્યનો સ્વીકાર કરતા મારા માટે આ કોઇપણ રીતે ઉચિત નથી. તેમજ હે પૂજ્ય ! શું હું પિતાનો પુત્ર નથી અને ઉદારચરિત સર્વશ્રેષ્ઠ એવા આપ પૂજ્યનો લઘુબંધુ નથી, કે જેથી આવા પ્રકારે થતી રાજ્યની પ્રાપ્તિનો ગર્વ કરૂં ? ખરેખર જો આવી રીતે પ્રાપ્ત થતા રાજ્યનો હું આ પ્રમાણે ગર્વ કરૂં તો સત્ય છે કે આ હું ભરત પિતાનો પુત્ર નથી અને પૂજ્ય એવા આપનો બંધુ પણ નથી, કિંતુ કેવળ માતૃમુખ એટલે માવડીમુખ મૂર્ખ-બેવકુફ છું. એટલે હજુ સુધી મારામાં એવી બેવકુફી આવી નથી કે જેથી હું માતૃમુખ બનીને આ રાજ્યનો સ્વીકાર કરીને હું રાજા છું એવી જાતના અહંકારથી અક્કડ બનું.''

**પૌદ્ગલિક લાલસાના પાપે :**

ભરતની આ દશા શું કલ્યાણના કામીઓ માટે ઓછી અનુકરણીય છે ? આવી દશા જે આત્મામાં આવે એ આત્માને પૌદ્ગલિક સામગ્રી કઇ રીતે મૂંઝવે ? આવા પુત્રની પ્રાપ્તિ કોઇ ભાગ્યશાળી પિતાને જ થઇ શકે છે રાજ્યની જ લાલસામાં સબડી રહેલા આજના જમાનામાં આવી વાત પણ રૂચિકર થાય તેમ નથી તો અનુકરણની તો વાત જ શી ? ખરેખર આ જમાનામાં જન્મેલાઓનું એ કમનસીબ જ છે કે જેઓના કાને કેવળ રાગની વાત જ સાંભળવાને મળે છે. એવાઓના પ્રતાપે સાચા ત્યાગનો વિરોધ એ જ આ જમાનાનું એક ભૂષણ થઇ પડયું હોય એમ લાગે છે. નહિ તો દુન્યવી પદાર્થોની પ્રાપ્તિ ખાતર કહેવાતા ત્યાગ માટે જે જમાનો ઘસે છે તે જમાનો, આત્મિક લક્ષ્મીની પ્રાપ્તિ માટે ઉપદેશાતા ત્યાગની પરાઙ્‌મુખ બની તેની ઘોર ખોદવા માટે કેમ જ કમ્મર કસે ? 'જમાનો' એટલે કાળ એમ કહેવાનો અહીં આશય નથી પણ 'જમાના' શબ્દથી અહીં જમાનાના પૂજારી બનેલા માનવીઓ લેવાના છે કારણ કે આ જમાનો કંઇ સાચા ત્યાગથી પ્રતિકૂળ નથી. આ જમાનો પણ શ્રી વીતરાગપરમાત્માએ અખંડિત રીતે સેવીને યથાશકય રીતે ઉપદેશેલા ત્યાગમાર્ગના ઉપાસક પુણ્યશાળી આત્માઓ માટે અનુકૂળ જ છે. એ જ કારણે જેઓને એ ત્યાગ નથી રૂચતો તેઓ જ ખરા કમનસીબ છે. આજની દુનિયાને તેના નાયકોએ કેવળ આ લોકની જ ઉપાસક બનાવી છે અને સમજાવ્યું છે કે 'સુખ સત્તામાં' છે. એવા કારમા નેતાઓની ઉપાસનામાં પડેલાઓ નાસ્તિક બનીને ત્યાગના વિરોધને જ પોતાનું ભૂષણ બનાવી લે એમાં આશ્ચર્ય પણ શું છે ?

હૃદયના નાસ્તિક હોવા છતાં પણ પૌદ્ગલિક લાલસાના યોગે અહિંસા આદિ સિદ્ધાંતોનો ઇચ્છા મુજબ ઉપયોગ કરવામાં કુશળ બનેલાઓ બહારથી પરમ આસ્તિક અને પરમાત્માના ઉપાસક હોવાનો આડંબર કરી સારીએ દુનિયાને ઉન્માર્ગરૂપ ગર્તમાં ગબડાવી મૂકે છે. એવાઓના પ્રતાપે અજ્ઞાન જનતા ઉન્માર્ગે ચઢી જાય એમાં કશું જ આશ્ચર્ય નથી. અહિંસા આદિ મોક્ષસાધક સિદ્ધાંતોનો સંસારની સાધનામાં જ ઉપયોગ કરવાની વૃત્તિ એ વિલક્ષણ જાતની નાસ્તિકતા છે અને તે એક રીતે આત્મા આદિને નહિ માનવાની નાસ્તિકતા કરતાં ભૂંડી છે. એ ભૂંડી નાસ્તિકતાના પાશથી બચવા માટે આવાં કથાનકો અંતરપટમાં કોતરી રાખવાં જોઇએ. વીતરાગ-પરમાત્માના શાસનથી સુવાસિત થયેલ રામચંદ્રજી અને ભરતજી આદિ જેવાનાં દૃષ્ટાંતો ઘણા જ વિરલ હોય છે અને એવાં વિરલ દૃષ્ટાંતો પણ પ્રાયઃ પ્રભુશાસનમાં જ મળી શકે તેમ છે.

**રામચંદ્રજીનો અપૂર્વ ત્યાગ :**

ભરતના શબ્દોને સાંભળીને રામચંદ્રજીને ખાત્રી થઇ ગઇ કે ભરત મારી હાજરીમાં રાજ્યગાદીનો સ્વીકાર કદી કરે જ નહિ. ભરત રાજ્યગાદીનો સ્વીકાર ન કરે એ અત્યારે પિતા માટે બે પ્રકારની આફત રૂપ છે. એક તો વચનબદ્ધ પિતા ભરત સિવાય અન્યને રાજ્યગાદી આપી શકે તેમ નથી. અને બીજી આફત એ છે કે આ રાજ્યગાદી ભરત ન સ્વીકારે ત્યાં સુધી પિતાજીને સંયમના માર્ગની સાધનામાં અંતરાય થાય છે. આ બન્ને પ્રકારની આફતોમાંથી પિતાજીને મારે કોઇ પણ પ્રકારે બચાવી જ લેવા જોઇએ. બેય પ્રકારની આફતોમાંથી પિતાજીને બચાવી લેવા માટે રામચંદ્રજી માટે એકજ ઉપાય હતો અને તે એ જ કે પોતાને વનવાસનો સ્વીકાર કરવો. આવો ઉપાય પણ આચરવા આ પિતૃભક્ત પુત્ર સજ્જ હતાં. આસકિત આદિના યોગે સંસારમાં રહેવા છતાં પણ પ્રભુશાસનને પામેલા પુત્રો, તુચ્છ સ્વાર્થના પૂજારી કે પૌદ્ગલિક પદાર્થો ખાતર અનીતિના માર્ગે પ્રાયઃ જતા જ નથી અને માતાપિતા આદિની શાંતિ વગેરે ખાતર પોતાના પૌદ્ગલિક સ્વાર્થોનો પરિત્યાગ કરવામાં તેઓ સહ જ પણ પાછા નથી પડતા.

આ વાતનું જીવતું અને જાગતું ઉદાહરણ રજુ કરવા માટે જ જાણે ન હોય તેમ રામચંદ્રજીએ, 'મારી હાજરીમાં ભરત રાજ્યગાદીનો સ્વીકાર ન જ કરે અને એથી પિતાજી ઉભયલોકને હાનિ પહોંચવા રૂપ ઉભય આફતમાંથી ઉગરી શકે તેમ નથી.' આ વાતની પોતાને ખાત્રી થઇ કે તરત જ પોતાના હૃદયમાં વનવાસ સ્વીકારવાનો સુદૃઢ નિશ્ચય કરી લીધો અને એ નિશ્ચયને જાહેર કરતાં તે દશરથમહારાજાને ઉદ્દેશીને એ પ્રમાણે બોલ્યા કે ''હે પિતાજી ! એ વાત સુનિશ્ચિત છે કે આ ભરત મારી હાજરીમાં રાજ્યનો સ્વીકાર નહિ કરે, તે કારણથી હું રાજધાની આદિનો પરિત્યાગ કરી વનવાસ માટે જાઉં છું'' આ પ્રમાણે જણાવવા માત્રથી જ પિતાની અનુજ્ઞા લઇને અને ભક્તિપૂર્વક રાજાને નમસ્કાર કરીને ધનુષ્ય અને બાણોને રાખવાનું ભાથું ધરનારા રામચંદ્રજી, ઉચ્ચ સ્વરે ભરત રોતો હતો તેની પણ પરવા કર્યા વિના એકદમ ચાલી નીકળ્યાં.

## [ ૫૨ ]

### સ્નેહાધીનતાનું કારમું પરિણામ :

આપણે જોઇ આવ્યા કે મારી હાજરીમાં ભરત કોઇપણ રીતે રાજ્યનો સ્વીકાર નહિ જ કરે એમ લાગતાં રામચંદ્રજીએ વનવાસ સ્વીકારવાનો પણ નિશ્ચય કર્યો. એ નિશ્ચયના પરિણામે તેઓ માત્ર ધનુષ્ય અને બાણોને રાખવાનાં ભાથાં લઇને ભરતને રોતા મૂકીને પણ વનવાસ માટે ચાલી નીકળ્યાં.

આવું અતર્કિત પરિણામ આવેલું જોઇને દશરથમહારાજા સ્નેહની આધીનતાના પ્રતાપે આકુળ વ્યાકુળ બની ગયા. રામચંદ્રજીને વનવાસ માટે જતા જોઇને દશરથમહારાજાની કેવી દશા થઇ એનું વર્ણન કરતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે,

'રામચંદ્રજી જેવા પુત્રને વનવાસ માટે જતો જોઇને સ્નેહથી અધૈર્યવાન બની ગયેલા દશરથમહારાજા વારંવાર ભારે મૂર્ચ્છાને પામવા લાગ્યા' સ્નેહરાગ વિરક્ત આત્માને પણ કેવો સતાવે છે એ જોવા અને સમજવા માટે આ પ્રસંગ અનુપમ છે. સ્નેહરાગને આધીન બનેલા આત્માઓ અવસરે ધીરતાને નથી જ ધરી શકતા. સ્નેહરાગની વિવશતા આત્માને વિહ્વળ બનાવ્યા વિના રહેતી જ નથી. સ્નેહરાગ આત્માને સંસારમાં ઝકડી રાખનાર છે. એ સ્નેહરાગને તજ્યા વિના સંયમની આરાધના થવી એ ઘણું જ કઠણ કામ છે. સ્નેહરાગ આત્માને એવી રીતે સતાવ્યા કરે છે કે જેના પરિણામે આત્મા મૂંઝવણમાં મૂકાયા વિના રહેતો જ નથી. દશરથમહારાજા સંવેગના ઉપાસક બનેલા હોવા છતાં પણ સ્નેહરાગની આધીનતાના પરિણામે વારંવાર ભયંકર મૂર્ચ્છિત થવા જેવી દશાને પણ પામ્યા. સ્નેહરાગની આવા પ્રકારની વિષમતા કયા વિવેકીને ન સાલે ? સ્નેહરાગની વિષમતા હરકોઇ વિવેકીને સાલે તેવી જ છે.

### ભક્તિ અને વિનયથી ભરેલી વિનંતી :

પિતા પાસેથી નીકળેલા રામચંદ્રજી પોતાની માતા પાસે જાય છે. માતા પાસે જઇને રામચંદ્રજી માતાને નમસ્કાર કરે છે. અપરાજિતા દેવી કે જે પોતાની માતા થાય છે તેને નમસ્કાર કરીને રામચંદ્રજી વિનયભરેલી ભક્તિથી પોતાની માતા પ્રત્યે આ પ્રમાણે કહેવા લાગ્યા કે -

''હે માતાજી ! જેવી રીતે હું આપનો પુત્ર છું તે જ રીતે ભરત પણ આપનો પુત્ર છે. પિતાજીએ પોતાની પ્રતિજ્ઞાને સત્ય કરવા માટે રાજ્ય ભરતને અર્પણ કર્યું છે. મારી હયાતિમાં આ ભરત રાજ્યને ગ્રહણ નથી કરતો તે કારણથી મારે વનમાં જવું એ યોગ્ય છે. વળી તે જ કારણથી મારી ગેરહાજરીમાં આપ ભરતને મારા કરતાં

વનમાં જાય એથી તારા જેવી માતાને દુઃખ કેમ જ થાય ? હે માતા ! મારા વનમાં જવાથી તને દુઃખ ન જ થવું જોઇએ, તો પછી આ બધી વિહ્‌વળતાનું પ્રયોજન શું ? બીજું હે માતા ! જો હું આ સમયે વનવાસનો સ્વીકાર ન કરૂં તો પિતાનું ઋણ પતે શી રીતે ? શું પિતાનું આ ઋણ નાનુસૂનું છે ? નહિ જ, કારણ કે પિતાએ આ વરદાન અંગીકાર કરેલું છે એટલે પિતાજીએ આ વરદાનને આપવું જ જોઇએ. મારી હાજરીમાં પિતાજી આ વરદાન કોઇપણ રીતે આપી શકે તેમ નથી, કારણ કે મારી હાજરીમાં પિતાજી આપવા ધારે તો પણ ભરતને રાજ્ય આપી શકે તેમ નથી. જ્યાં સુધી ભરત રાજ્યનો સ્વીકાર ન કરે ત્યાં સુધી પિતાજી આ મોટા ઋણથી છૂટી શકે તેમ નથી અને મારી હાજરીમાં ભરત રાજ્યનો સ્વીકાર કરે તેમ નથી. એ કારણે મારે વનમાં જવું જ જોઇએ અને મારા જેવા પુત્રના વનમાં જવાથી તારા જેવી માતાએ દુઃખ કરવું એ યોગ્ય નથી. મારી માતા એ કોની પત્ની ? પિતા દશરથમહારાજાની પત્ની આવી વિકલતા કરે જ કેમ ? ન જ કરે હે માતા ! શાંત થાઓ.

**રામચંદ્રજીની અજબ પિતૃભક્તિ :**

આ વગેરે અનેક પ્રકારનાં યુક્તિપૂર્વકના વચનો દ્વારા માતા અપરાજિતા દેવીને રામચંદ્રજીએ અનેક રીતે સમજાવી. એક પુત્ર હાથે કરીને આપત્તિ વ્હોરી લે એમ કરતાં અટકાવનારી માતાને આવી રીતે સમજાવવાનો પ્રયત્ન કરે એ પુત્રમાં કેવા પ્રકારની સુપુત્રતા ? ખરેખર રામચંદ્રજીની પિતૃભક્તિ અને માતૃભક્તિ અજબ છે. પિતાનું ઋણ ફેડવા રાજ્યનો હક્ક જતો કરે અને તેમ કરવા છતાં પણ ઋણ ન ફેડાય તો વનવાસ સ્વીકારે એ પિતૃભક્તિ સામાન્ય કોટિની ન જ હોઇ શકે. પોતાની ઉપરના પ્રેમથી વિહ્‌વળ બનતી માતાને આવી જાતનું સાંત્વન આપવાનું સામર્થ્ય પણ માતૃભક્ત પુત્રમાં જ હોઇ શકે છે. સુપુત્રના પ્રેરણાભર્યા સાંત્વનથી માતા શાન્ત બની ગઇ. શાંત કરવાની પોતાની ફરજ બજાવીને તરત જ કોઇની પણ રાહ જોયા વિના વનવાસમાં જવાની પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવા ખાતર અપરાજિતા નામની માતાને અને અન્ય માતાઓને નમસ્કાર કરીને લક્ષ્મણજીના મોટાભાઇ રામચંદ્રજી ચાલી નીકળ્યા.

રામચંદ્રજીનું આ રીતે નીકળવું એ કાંઇ સામાન્ય બનાવ નથી. પિતાના વચન ખાતર રાજ્યનો હક્ક જતો કરી માતા આદિનો મોહ તજી એકાકીપણે વનમાં ભટકવા ચાલી નીકળવું એ સહજ કાર્ય નથી. એવું દુષ્કર કાર્ય પણ રામચંદ્રજીએ પ્રસન્ન હૃદયે કરી બતાવ્યું. આવા આત્માઓને કુળમાં તૈયાર કરવા માટે કુળના વૃદ્ધોએ શું શું કરવું જોઇએ ? એ વાતને ખૂબ વિચારો. જૈન કુળમાં આવા આત્માઓ તૈયાર કરવા એ અશક્ય વસ્તુ નથી. જૈનકુળ ધારે તો પોતાના આશ્રયમાં ઉત્પન્ન થયેલા આત્માઓને દુનિયાના સાચા આદર્શો બનાવી શકે, પણ શરત એટલી કે એ કુળો શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાથી ઓતપ્રોત હોવા જોઇએ. શ્રી જિનેશ્વરદેવની આજ્ઞામાં જ આત્મસર્વસ્વ માનનારા કુળો માટે કાલાનુસારી ઉત્તમ આત્માઓ બનાવવા એ કશું જ મુશ્કેલ નથી; પણ જૈનકુળના નાયક બનેલા વૃદ્ધો જૈનકુળની ઉત્તમતાના હેતુઓ ન સમજે, ન વિચારે અને ન પ્રચારે ત્યાં એવી ઉત્તમ આશા રાખવી એ વ્યર્થ છે.

**મહાસતીઓની ઉત્તમતા :**

રામચંદ્રજી પિતાજીની માત્ર કહેવારૂપ આજ્ઞા લઇને અને પોતાની માતાને સમજાવીને તથા સઘળીય માતાઓને નમસ્કાર કરીને પિતાજીની પ્રતિજ્ઞાના પાલન માટે વનવાસ કરવા ચાલી નીકળ્યા ત્યારે દુરથી દશરથરાજાને નમસ્કાર કરીને અને અપરાજિતા દેવીની પાસે આવીને તથા નમીને સીતાદેવીએ રામચંદ્રજીની પાછળ જવા માટેના આદેશને યાચ્યો-માંગ્યો.

આર્ય લલનાની મનોવૃત્તિ કેવી હોવી જોઇએ ? એ સમજવા માટે આવી દેવીઓના જીવન અને એ જીવનોમાં આવતા આવા આવા પ્રસંગોનો અવશ્ય અભ્યાસ કરવો જોઇએ. સ્ત્રીસમાજમાં જો આવી મહાસતીઓના જીવનનો પ્રચાર કરવામાં આવે તો પરિણામ ઘણું જ સુંદર આવે. રામચંદ્રજી પોતાના પિતાશ્રીની પ્રતિજ્ઞાના

પણ વિશેષ પ્રસન્નતાભરી દૃષ્ટિથી જોજો અને કોઈપણ સમયે મારા વિયોગથી અધીર ન બનશો.'' આવા પ્રકારની ભક્તિ અને વિનયથી ભરપૂર વાણી પુત્ર પાસેથી સાંભળવાને કઇ માતા આજે ભાગ્યશાળી છે ?

**સભામાંથી** - સાહેબ ! આજે તો અસંભવિત છે.

**પ્રભુ શાસનની ત્યાગપ્રધાનતા :**

આ અસંભવિત ગણાતી વસ્તુને પણ પ્રભુનું શાસન સંભવિત બનાવી શકે છે. આ પ્રતાપ પ્રભુશાસનના સુસંસ્કારોનો છે. પ્રભુશાસનની પ્રાપ્તિ વિના આવી જાતના ઉદ્‌ગારો નીકળવા એ અશક્યપ્રાયઃ છે. પ્રભુશાસનની ત્યાગપ્રધાનતા જીવન ઉપર આવા પ્રકારની સુંદર અસર નીપજાવે છે. પ્રભુશાસનની ત્યાગપ્રધાનતાને ગોપવનારાઓ અર્થી આત્માઓને પણ પ્રભુમાર્ગથી વંચિત રાખે છે અને અન્ય આત્માઓને પ્રભુશાસન તરફ જે જાતનો સદ્‌ભાવ પેદા કરવો જોઇએ તે નથી કરી શકતા, એટલું જ નહિ પણ ઇતર શાસનોના જેવું જ આ પણ એક શાસન છે એવી છાપ એવા આત્માઓના અંતરપટ ઉપર પાડે છે. આ બેય વસ્તુ ભયંકર પાપરૂપ છે. આવું પાપ પ્રભુશાસનના સાચા પૂજારીઓ કદી જ ન આચરે પણ પ્રભુશાસનના નામે આજીવિકા ચલાવવા અથવા તો નર્યું માન સન્માન અને અનેક પ્રકારની અનુકૂળતાઓને જ મેળવવા ઇચ્છતા વેષધારીઓએ આ પાપોને સારી રીતે આચર્યાં છે. એના જ પરિણામે આજે તેવા પ્રકારના માતાપિતા અને તેવા પ્રકારના સુપુત્રો તૈયાર થતા અટકી ગયા છે. આ નુકશાન જૈન સંઘને માટે નાનુસૂનું નથી. પ્રભુશાસનની ત્યાગપ્રધાનતા સૌને સૌ સૌની ફરજ સારામાં સારી રીતે સમજાવે છે. રામચંદ્રજી રાજ્યગાદીનો હક્ક છોડી ભરતને પોતાના જેવો જ માનવાનો માતાને આગ્રહ કરે છે અને પોતે વનવાસ સ્વીકારવાની મરજી સદ્‌ભાવપૂર્વક દર્શાવે છે એ પ્રતાપ પ્રભુશાસનની ત્યાગપ્રધાનતાનો જ છે.

**માતા અપરાજિતાની મોહવિકલતા :**

ખરેખર આ સંસારમાં મોહનું સામ્રાજ્ય પણ સામાન્ય પ્રકારનું નથી. મોહનું સામ્રાજ્ય સમ્યગ્‌દૃષ્ટિ આત્માઓને પણ અવસરે અવસરે અવશ્ય સતાવે છે દૃઢ સમ્યગ્‌દૃષ્ટિ આત્માઓ જ એના સામ્રાજ્યમાં સ્વસ્થપણે રહી શકે છે. મોહના એ કારમા સામ્રાજ્યના પ્રતાપે પુત્રની તે વાણીને સાંભળી અપરાજિતાદેવી મોહવિકલ બનીને ભૂમિ ઉપર પટકાઇ પડયાં. મૂર્ચ્છિત થયેલ તે દેવીને દાસીઓએ ચંદનના પાણીથી સિંચ્યાં અને એના પરિણામે સ્વસ્થ બનીને તે ઉઠયા અને આ પ્રમાણે બોલવા લાગ્યાં કે, ''ખેદની વાત છે કે આ મને કોણે જીવાડી ? ખરેખર મૂર્ચ્છા સુખમૃત્યુ માટે હતી. હવે જીવતી હું રામના વિરહ દુઃખને કેવી રીતે સહન કરીશ ? હે કૌશલ્યે ! ખરે જ તું વજ્રમયી છો, કારણ કે 'પુત્ર વન પ્રત્યે જશે અને પતિ પ્રવ્રજ્યા અંગીકાર કરશે' આ સાંભળીને પણ તું ભેદાઇ ન ગઇ.''

**પુત્રનું માતાને પ્રેરણાભર્યું સાન્ત્વન :**

માતાની આવી દશા જોઇને પ્રેરણાભર્યું સાન્ત્વન આપતાં રામચંદ્રજીએ ફરીથી પણ પોતાની માતાની પ્રત્યે કહ્યું કે ''હે માતાજી ! આપ મારા પિતાના પત્ની છો તો પછી અધીર સ્ત્રીજનને ઉચિત એવું આ આપે શું આરંભ્યું છે ? સિંહણનો પુત્ર વનો પ્રત્યે અટન કરવા માટે એકલો જાય છે અને સિંહણ તો સ્વસ્થ રહે છે પણ જરાય દુઃખ નથી પામતી : પિતાજીનું ઋણ મોટું છે કારણ કે પિતાજીએ આ વર અંગીકાર કરેલો છે : હે માતા ! મારા અહીં રહેવાથી પિતાનું ઋણરહિતપણું શી રીતે થાય ?''

અર્થાત્ હે માતાજી ! મારા પિતાની પત્ની થઇને આપે પામર સ્ત્રીઓની માફક આ પ્રમાણે મોહવિકલ બનવું એ કોઇપણ રીતે યોગ્ય નથી; સિંહણના દીકરા તો એકલા જ અટવીમાં ભટકે તે છતાં પણ સિંહણ પોતાના પુત્રના પરાક્રમથી પરિચિત હોવાના કારણે સહજ પણ દુઃખી નહિ થતાં સ્વસ્થ જ રહે તો પછી મારા જેવો પુત્ર

પાલન માટે વનવાસ સ્વીકારે છે તે સમયે 'પોતાને પૂછતા સરખા પણ નથી.' એવો વિચાર સરખો પણ સીતાદેવીના અંતઃકરણમાં નથી આવતો એટલું જ નહિ પણ ઉલ્ટાં તે પોતાની ફરજ બજાવવાને સજ્જ થાય છે. 'પતિ વનવાસ સ્વીકારે તો મારે પણ એ સ્વીકારવો જ જોઇએ.'આવી ફરજ સમજનાર સ્ત્રીઓ જે કુળમાં હોય તે કુળમાં નાશકારક કલેશને સ્થાન જ કયાં મળે તેમ છે ? પણ જ્યાં સ્ત્રિયારાજ્યનું સામ્રાજય વર્તતું હોય ત્યાં થાય શું ? મહાસતીઓ આજની સ્વાર્થાધતા અને સ્વચ્છંદતાથી સર્વથા અલિપ્ત જ હતી. એના પરિણામે તેઓને સ્વપરની ફરજનું પૂરેપૂરૂં જ્ઞાન હતું. એ જ્ઞાનના યોગે તે મહાસતીઓ દ્વારા અછાજતું કશું બનતું જ ન હતું. પોતાની ફરજના ખ્યાલનો જ એ પ્રતાપ હતો કે સીતાદેવી કોઇપણ જાતનો બીજો વિચાર કર્યા વિના સીધા જ પોતાના શ્વસુરને નમીને સાસુની પાસે ગયાં. સાસુ પાસે જઇને તે પોતાની સાસુના ચરણોમાં ઢળી પડયાં અને પોતાના પતિની પાછળ જવાના આદેશની યાચના કરી.

[ ૫૩ ]

**વાત્સલ્યભરી માતાસમાન સાસુની વાણી :**

આપણે એ જોઇ આવ્યા કે પિતાના વચનનું પાલન કરવા ખાતર રામચંદ્રજી વનવાસ માટે ચાલી નીકળ્યાં. આ વાત જાણીને સીંતાદેવી પણ અન્ય કોઇ જાતનો વિકલ્પ કર્યા વિના દૂરથી પોતાના શ્વસુરને નમીને પોતાની સાસુ અપરાજિતાદેવી પાસે ગયાં. પોતાની સાસુ પાસે જઇને સીતાદેવી પૂજ્ય સાસુના ચરણમાં નમી પડયાં અને પોતાના પતિ રામચંદ્રજીની પાછળ જવા માટેના આદેશની યાચના કરી.

પોતાની દીકરી ઉપર જેટલું હેત હોય તેટલું જ પોતાની પુત્રવધૂ સીતાદેવી ઉપર અપરાજિતાદેવીને હેત હતું.પુત્રવધૂ ઉપર આ જાતનું હેત એ સુયોગ્ય સંસારમાં અસંભવિત નથી. કેવળ સ્નેહરાગ અને કામરાગથી જ ઉભરાતા સંસારમાં એવું હેત જોવામાં ન આવે એ સહજ છે. એવા સુંદર વાત્સલ્યભાવથી ભરેલા હૃદયવાળા અપરાજિતાદેવીએ જ્યારે સીતાદેવીને પોતાના પતિની પાછળ વનમાં જવાનો આદેશ માગતી જોઇ કે તરત જ તેમનું હૃદય ભરાઇ ગયું અને આંખોમાંથી ઉષ્ણ અશ્રુની ધારા વરસવા લાગી. કંઇક ઉષ્ણ એવા આંસૂથી સીતાદેવીને સ્નાન કરાવતાં અપરાજિતાદેવી, જેમ પોતાની દીકરીને ખોળામાં બેસાડે તેમ સીતાદેવીને પોતાના ખોળામાં બેસાડીને કહેવા લાગ્યાં કે, ''હે વત્સે ! મારો વિનયી પુત્ર રામભદ્ર પિતાની અનુજ્ઞાથી વન પ્રત્યે જાય છે એ તે નૃસિંહ માટે દુષ્કર નથીજ પણ હે વત્સે ! તું તો પટ્ટરાણીની માફક જન્મથી આરંભીને આજ સુધી ઉત્તમ પ્રકારનાં વાહનોથી લાલનપાલન કરાયેલી છો, એટલે પગે ચાલવાની વ્યથાને કેમ કરીને સહી શકશે ? વળી હે વત્સે ! તારૂં અંગ સુકુમારપણાએ કરીને કમળના ઉદર જેવું છે. તે જ્યારે તાપાદિકથી કલેશને પામશે ત્યારે તે રામભદ્રને પણ કલેશ કરનારૂં નીવડશે. બીજું એક બાજુ તારી માગણી પતિની પાછળ જવાની છે તે કારણે અને બીજી એમ કરવાથી તારી ઉપર અનિષ્ટકારી કષ્ટનું આગમન થવાનું છે તે કારણે રામભદ્રની પાછળ જતી તને નિષેધ કરવાને કે અનુજ્ઞા કરવાને હું ઉત્સાહવતી નથી બનતી.''

**પ્રભુશાસનની સુવાસનો પ્રતાપ ઉત્તમ આત્માઓના અનુકરણીય પ્રસંગો :**

'સાસુ ! અને આવું વાત્સલ્યભર્યું હૃદય' કેવી ભાવના હોય ત્યારે હોઇ શકે એ ખૂબ જ વિચારણીય છે. આવા સુંદર પ્રસંગે એટલે કે પુત્રને જે પ્રસંગે રાજ્યારૂઢ થવાનું હોય તે જ પ્રસંગે વનમાં જવાનો પ્રસંગ ઉભો થાય એવે પ્રસંગે પુત્રવધૂને જોઇને સાસુને શું થાય અને એના મુખમાંથી કેવી કેવી સરસ્વતીઓનું પ્રકાશન થાય ? એ તો કહો !

**સભામાંથી** ○ સાહેબ ! પૂછો જ મા.

તો વિચારો કે પ્રભુશાસનની સુવાસ પણ સંસારને કેવો સુંદર અને અનુકરણીય બનાવે છે ? સંસારનો સર્વ રીતે ત્યાગ થાય એ તો ઇષ્ટ જ છે, અને એવી દશા આવી જાય તો તો આ સંસારમાં એક ક્ષણ પણ રહેવું એ યોગ્ય

નથી; કારણ કે સંસારની કોઈપણ કરણી આત્મા માટે હિતાવહ તો નથી જ પણ કંઈક ને કંઈક હાનિ કરનારી તો અવશ્ય છે જ : એ જ કારણે વિવેકી આત્મા માટે સંસાર સર્વ પ્રકારે હેય જ છે અને એક પણ પ્રકારે ઉપાદેય નથી; પણ જો એ દશા ન જ હોય તો આવા ઉત્તમ આત્માઓના ઉત્તમ પ્રસંગો અવશ્ય અનુકરણીય જ છે; કે જેથી અન્ય આત્માઓને પ્રભુધર્મ પ્રત્યે બહુમાન જન્મે. પ્રભુશાસનની સુવાસના પ્રતાપે હૃદય સુંદર ન બન્યું હોય તો આવે અવસરે પોતાની પુત્રવધૂને ખોળામાં બેસાડવાની અને આ રીતનું આશ્વાસન આપવાની ઉદારતા અને સહૃદયતાની આશા સાસુ પાસેથી કેમ જ રાખી શકાય ? આવા દુઃખદ પ્રસંગમાં પણ પુત્રવધૂને નિતરતી આંખે આશ્વાસન આપતાં અપરાજિતાદેવીએ અનેક વસ્તુઓનું સુંદરમાં સુંદર ઉદ્‌બોધન કર્યું છે.

**સાસુ અપરાજિતાદેવીના વાત્સલ્યની અવધિ :**

આપણે જોયું કે સીતાદેવીએ વનમાં જવાની આજ્ઞા માગી એ વાત અપરાજિતાદેવીથી સહન ન થઈ શકી અને એથી જ એ દેવીનાં નેત્રોમાંથી કંઈક ઉષ્ણ આંસુઓ ધારારૂપે વરસ્યાં. એ આંસુઓથી અપરાજિતાદેવીએ પોતાની પુત્રવધૂને ખોળામાં બેસારીને નવરાવી દીધી અને રોતાં રોતાં પુત્રી તરીકે સંબોધીને કહ્યું કે મારો દીકરો રામભદ્ર, પોતાના પિતાની આજ્ઞાથી વનમાં જાય છે. એ એને માટે દુષ્કર નથી પણ સહજ છે, પણ તારા માટે એ કોઈપણ રીતે શકય નથી : વનમાં જવું તારા માટે યોગ્ય નથી. એનું કારણ એ પણ છે કે તું જન્મથી આરંભીને આજ દિન સુધી ઉત્તમ વાહનો દ્વારા લાલનપાલન કરાયેલી છો એથી તારા જેવી માટે પગે ચાલવાનું કામ ઘણું જ કષ્ટકારી છે. વધુમાં તારૂં અંગ પણ કમળના ઉદર જેવું સુકુમાર છે અને અવશ્ય તે તાપાદિકથી કલેશ પામવાનું જ અને એના યોગે રામભદ્રને પણ કલેશ થવાનો. ખરેખર આ પ્રમાણે કહીને તો અપરાજિતાદેવીએ વાત્સલ્યની અવધિ બતાવી દીધી છે, કારણ કે સાસુ અને પુત્રવધૂની સુખી દશાનો, કષ્ટમય દશાનો અને સુકુમારતાનો વિચાર વિશ્વમાં પ્રાયઃ અસંભવિત મનાયેલી વસ્તુ છે.

**સભામાંથી** - સાહેબ ! ખરેખર એમ જ છે ! ! !

એ અસંભવિત મનાયેલી વસ્તુને અપરાજિતાદેવીએ સંભવિત જ નહિ પણ સુસંભવિત બનાવી દીધી એ આપણે જોયું. પ્રભુશાસનમાં આવી સાસુઓના દૃષ્ટાંતો એક નહી પણ અનેક છે જેના હૃદયમાં પ્રભુશાસન વસે તેના હૃદયમાં ઉચિત અને આવશ્યક સદ્‌ભાવના આવતા વાર લાગતી જ નથી. વાત એટલી જ કે પ્રભુશાસન હૃદયમાં વસવું જોઈએ.

પ્રભુશાસન જેઓના હૃદયમાં વસેલું હોય છે તેઓના હૃદયમાં આવશ્કયક વાત્સલ્ય જેમ સદાસ્થાયી રહે છે તેમ વિવેક પણ તેની સાથે જ રહે છે. એવા પુણ્યાત્માઓ વાત્સલ્યના મોહમાં વિવેકને કદી વિસરતા જ નથી. એ જ હેતુથી પુત્ર અને પુત્રવધૂ પ્રત્યે અસાધરણ વાત્સલ્ય હોવા છતાં પણ પિતાની આજ્ઞા પાળવા માટે વનવાસ સીધાવતા પુત્રને અને પતિની પાછળ જવા સજ્જ થયેલ પુત્રવધૂને અટકાવી જ રાખવાના અવિવેકને આધીન અપરાજિતાદેવી ન જ થયા. જેમ પુત્રને મૂંગી અનુમુતિ આપી તેમ પુત્રવધૂને પણ એ જ કહ્યું કે તારી માંગણીના ઉત્તરમાં હું ના પણ નથી પાડી શકતી અને હા પણ નથી પાડી શકતી; કારણ કે ના પાડવામાં હું તારી ફરજનો ભંગ કરાવવાના પાપની ભાગીદાર થાઉં છું અને હા કહેવામાં અનિષ્ટ એવા તારા કષ્ટમાં અનુમોદન આપનારી થાઉં છું. તારી આ માંગણી એવી છે કે જે મને 'ના' અગર 'હા' બેમાંથી એક પણ કહેવા માટે ઉત્સાહ નથી થવા દેતી.

**મહાસતી સીતાજીની વિનયશીલતા :**

એ પ્રમાણે કહીને પોતાના સાસુ જ્યાં મૌન થયાં કે તરત જ અસ્થિમજ્જા બની ગયેલ પતિભક્તિ અને વિનયશીલતાના યોગે શોકરહિત અવસ્થાને ભોગવતા સીતાદેવી એકદમ ફરીને પણ પોતાની સાસુને નમી

પડયા. પોતાની સાસુનાં વાત્સલ્યથી ભરેલાં અને ફરજનું સુંદર રીતે ભાન કરાવનારા વચનો સાંભળીને સીતાદેવીનું મુખ પ્રાતઃ કાળમાં કમળ જેવું ઉત્ફુલ બને તેમ ઉત્ફુલ બની ગયું. પ્રાતઃકાળના વિકસીત કમળની જેમ વિકસીત મુખવાળા બનેલ અને એ જ કારણે પ્રસન્નતા ભરેલી અવસ્થાને ભોગવતા સીતાદેવીએ પણ નમસ્કાર કરીને પોતાના સાસુ અપરાજિતાદેવીની પ્રત્યે કહ્યું કે, ''હે પૂજ્ય ! આપના ઉપરની મારી ભકિત સદાય મારા માર્ગમાં કલ્યાણ કરનારી થશે. એ જ કારણે વીજળી જેમ મેઘની પાછળ જાય છે તેમ હું રામચંદ્રજીની પાછળ જઇશ''.

આ કથનથી એ પણ સમજાશે કે કુલવધૂઓની વૃત્તિ પોતાના પતિની માતા માટે કેવા પ્રકારની હોવી જોઇએ ? પતિભકતા સ્ત્રીઓ પતિના વડીલો પ્રત્યે સમાનબુદ્ધિ ન ધરી શકે એ વસ્તુ શકય જ નથી. પતિના દુઃખે દુઃખી અને સુખે સુખી મહાસતીઓ પતિના પૂજ્યો પ્રતિ પૂજ્ય દૃષ્ટિ, મિત્રો પ્રત્યે મિત્રતા ભરી, દુન્મનો પ્રત્યે દુશ્મનતા ભરેલી દૃષ્ટિને જ ધરનારી હોય છે. એવી દૃષ્ટિ આવ્યા વિના સાચું સતીપણું આવે એ વસ્તુ સંભવિત જ નથી. મન, વચન અને કાયા આ ત્રણે યોગોનું સમર્પણ એવી દશા વિના થઇ શકતું જ નથી. એ ઉત્તમ દશાના યોગે જ સીતાદેવીના હૃદયમાં સાસુનું કથન અંકાઇ ગયું અને એથી પ્રસન્નતા ખૂબ જ વધી. એ જાતની પ્રસન્નતાના પ્રતાપે જ આપના ઉપરની મારી ભકિત એ હંમેશાં મારા માર્ગમાં મારૂં કલ્યાણ કરનારી થશે. આવા ઉદ્‌ગારો સીતાદેવીના મુખમાંથી નીકળી પડે છે.

**સીતાદેવીના વનવાસગમન વખતે લોકોની વાણી :**

એવા ઉમદા ઉદ્‌ગારો કાઢવા પૂર્વક પતિની પાછળ જવાનું કહીને સીતાદેવી કે જે જનકરાજાની પુત્રી થાય છે તે ફરીથી તે અપરાજિતા નામના પોતાનાં સાસુને નમસ્કાર કરીને આત્મારામી આત્મા જેમ આત્માના ધ્યાનમાં જ રહે તેમ હૃદયમાં રામચંદ્રજીનું જ ધ્યાન કરતાં કરતાં ચાલી નીકળ્યાં.

આ રીતે પતિની પાછળ વનવાસ સ્વીકારતાં સીતાદેવીને જોઈ અયોધ્યામાં રહેનારી સ્ત્રીઓને શું થયું ? અને તેઓ શું શું તથા કેવી રીતે બોલી ? એ વિગેરે વાતોનું વર્ણન કરતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા વર્ણવે છે કે, ''અહો ! આવા પ્રકારની અત્યંત ભકિતના યોગે જનકરાજાની પુત્રી સીતાદેવી પતિને દેવ તરીકે માનનારી સ્ત્રીઓમાં આજે પ્રથમ દૃષ્ટાંતરૂપ થયાં. અહો ! સતી સ્ત્રીઓમાં ઉત્કૃષ્ટ અને કષ્ટથી નહિ ભય પામતા આ સીતાદેવી મોટા શીલથી પોતાના પતિ સંબંધી અને શ્વસુર સંબંધી બન્ને કુળને પવિત્ર કરે છે'' આ પ્રમાણે શોકથી ગદ્‌ગદ્ બનેલી વાણી દ્વારા વર્ણન કરતી નગરની સ્ત્રીઓ દ્વારા વન તરફ જતાં સીતાદેવી ઘણી જ મુસીબતથી જોવાયાં.

અર્થાત્ એ રીતે કોઇ પણ જાતના કષ્ટની પરવા કર્યા વિના પતિની પાછળ વનવાસ માટે ચાલી નીકળેલાં સીતાદેવીને જોતાં નગરની સ્ત્રીઓ સમસમી ગઇ. નગરની સ્ત્રીઓનું હૃદય એવી દશામાં સીતાદેવીને જોઇ શોકમય બની ગયું. એ શોકના યોગે નગરની સ્ત્રીઓ એ રીતે વનમાં જતાં સીતાદેવીને ઘણી જ મુસીબતે જોવા લાગી, કારણ કે એમનામાં સીતાદેવીને એવી અવસ્થામાં જોવાની તાકાત જ ન હતી; છતાં તેઓથી જોયા વિના રહેવાતું પણ નહોતું એટલે તેઓ જોતી જોતી શોકથી ગદ્‌ગદ્ બની ગએલી વાણી દ્વારા બોલતી હતી કે -

'ખરેખર આ સીતાદેવી પોતાની આવા પ્રકારની અત્યંત ભકિત દ્વારા આજે પતિને દેવ તરીકે માનનારી સ્ત્રીઓમાં આદ્ય ઉદાહરણ રૂપ બન્યાં છે : ખરેખર સતીપણાનું પાલન કરતાં આવી પડતા કોઇ પણ કષ્ટથી નહિ ડરતાં અને સતી સ્ત્રીઓમાં ઉત્કૃષ્ટ પદે બીરાજતાં એવા સીતાદેવી, આવા ઉત્તમ પ્રકારના શીલ દ્વારા પોતાનાં બન્ને કુળોને એટલે પિતાના અને શ્વસુરના એમ ઉભયના કુળને પવિત્ર કરે છે : અર્થાત્ ખરેખર ધન્ય છે આવી મહાસતીને !'

[ ૫૪ ]

**ફરજનો ખ્યાલ હોય ત્યાં હક્કની વાત ન જ હોય :**

ભરત ગાદી લે, પિતાનું ઋણ ટળે અને પિતાજી નિર્વિઘ્ને સંયમ લે, એટલા માટે રામચંદ્રજી રાજપાટનો ત્યાગ કરી તથા દેશનો પણ ત્યાગ કરી વનમાં જવાને ચાલી નીકળે એ નાનીસૂની વાત નથી. પિતાની અનુજ્ઞા લઇ અને માતાને નમી રામચંદ્રજીને જતા જોયા કે સીતાદેવી પણ સસરાજી દશરથને નમી સાસુ અપરાજિતા પાસે પોતાના પતિદેવ રામચંદ્રજીની પાછળ જવાની રજા લેવા આવ્યાં પણ 'મને પૂછે કેમ નહિ ?' એ વિચાર સરખો પણ સીતાદેવીને ન આવ્યો.

આ પ્રસંગે વર્તમાનમાં ચાલી રહેલા સ્ત્રીના હક્કની કારમી ચર્ચાને પણ જરા ચર્ચીએ. 'મને પૂછયા વગર ગયા ? જાઉં છુ એમ પણ કેમ ન કહ્યું ? હું હિસાબમાં જ નહિ ?' આ બધા વિચાર સીતાદેવીને ન થયા. સીતાદેવીની વય નાની હતી. પરણીને આવ્યા બાદ થોડા જ સમયમાં આ ઉત્પાત થયો છે એટલે એમને લાગી આવવાનો સંભવ ખરો, પણ એમને એવું કંઇ પણ થતું જ નથી સીતાદેવીને તો એમ કહેવાનો હક્ક પણ હતો કે મને પૂછતા કેમ નથી ? કેમકે એમની પતિપ્રત્યેની ભક્તિ અનુપમ હતી, આજ્ઞાપાલન અદ્વિતીય હતું, પણ એમને પોતાની ફરજનો ખ્યાલ હતો જેથી એવા હક્કે એમને ઉન્માર્ગે ન જ દોર્યા. જ્યારે આજની ભક્તિ અને આજ્ઞાપાલનથી પણ પરવારી બેઠેલી સ્ત્રીઓને એવું કશું જ કહેવાનો અધિકાર નથી. કારણ કે જેમ અણીના સમયે હાજર ને હાજર ઉભા રહેનાર નોકરને પોતાનો અણીનો સમય સાચવવાનું શેઠને કહેવાનો અધિકાર છે; પણ શેઠના અણીના સમયે ભાગી જનાર નોકરને એ અધિકાર નથી અને એ છતાં પણ જો નોકર અધિકાર મેળવ્યા વિના કહે તો શેઠ પણ કહી દે કે 'હું તને ઓળખુ છું.' તેમ આજની સ્ત્રીને પતિ પણ કહી શકે છે કે 'હું તને ઓળખુ છું'.તારી ભક્તિ, આજ્ઞાપરાયણતા તથા એકનિષ્ઠાને હું જાણું છું.' આ છતાં પણ અધિકાર બહારનું કહેવાનો હક્ક આજની સ્ત્રીઓ માંગે છે, જ્યારે સીતાદેવીને આજની સ્ત્રીઓની માફક એવો કશો વિચાર જ ન આવ્યો. એ તો ઉલ્ટા આનંદ પામે છે કે 'મારા પતિ વીરપુરૂષ છે અને પિતાના વચનપાલન ખાતર જે રાજપાટ તથા દેશનો ત્યાગ કરે એવા પતિને મેળવનાર હું કેટલી ભાગ્યશાળી !' આ રીતનો સીતાદેવીને તો ઉલ્ટો આનંદ થયો, ત્યારે આજની સ્ત્રીઓ તો કહે છે કે 'અમને પૂછે કેમ નહિ ? જોઇએ કે હવે શું થાય છે ? હું બતાવી દઉં ત્યારે જ ખરી !'

**જૈનશાસનની કેવી સુંદર મર્યાદા :**

વિચારો કે પિતાની આજ્ઞા પાળવામાં પત્નીને પૂછાય ખરૂં કે ? પિતા પહેલા કે પત્ની ? પિતા પત્નીને લાવ્યા કે પત્ની પિતાને લાવી ? ખરેખર વિચાર અને વિવેકહીન જમાનામાં આજે તો પત્ની ખાતર પિતાને પણ ભૂલી જવાય છે. ખરે જ એ લક્ષણ નરાધમોનું છે. શ્રી કલ્પસૂત્રમાં આવે છે કે તિર્યંચોને માબાપનો ખપ, ગરજ હોય ત્યાં સુધી અને મનુષ્યોમાં પણ એવા અધમ હોય છે કે પત્ની મળે કે માબાપને ભૂલી જાય. અન્યથા પિતાની આજ્ઞાને પાળવામાં પત્નીની આજ્ઞા લેવાની ન જ હોય. પહેલી વાત તો એજ છે કે પત્નીની આજ્ઞા જ ન હોય એટલું જ નહી પણ પિતાની આજ્ઞાના પાલનમાં તો પત્નીની અનુમતિ પણ લેવાની ન હોય, તેમજ ગુરૂની આજ્ઞાપાલનમાં અવરોધ કરતી માતાપિતાની આજ્ઞાનું પાલન પણ જરૂરી નથી. કારણ કે એકાંત કલ્યાણકારી ગુરૂની આજ્ઞાનું પાલન કરવામાં માતાપિતાની એવી આજ્ઞા માનવાને આત્મા બંધાયેલો નથી. એ જ રીતે શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાથી વિરૂધ્ધ જતી ગુરૂની આજ્ઞા માનવાને પણ કોઇ બંધાએલા નથી. કેવી સુંદર મર્યાદા !

આથી સમજો કે માતાપિતાની આજ્ઞા પાળવા ખાતર પત્નીની અનુમતિની જરૂર નથી. અનુમતિ મળે તો સારી વાત કે જેથી વિઘ્ન ન આવે અને કામ સારૂં થાય. એ જ રીતે ગુરૂની આજ્ઞાના પાલનમાં માતાપિતાની આજ્ઞાની આવશ્યકતા નહિ. મળે તો સુંદર. સોનું ને સુગંધ બેય મળ્યાં. શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાથી જો

ગુરૂની આજ્ઞા આઘી જાય તો એ ગુરૂ પણ આઘા. ખરેખર આ શ્રી જૈનશાસન છે. જે જૈન જિનની આજ્ઞાથી આઘે જતા ગુરૂને પણ ન માને અને ગુરૂની આજ્ઞાના પાલનમાં વાંધો આવતો હોય તો માબાપની આજ્ઞાની પણ દરકાર ન કરે, એ વળી માબાપની આજ્ઞાના પાલન ખાતર પત્નીને પૂછે ? વળી પત્નીધર્મને સમજનારી પત્ની, પતિ સંયમ લેવા જાય ત્યાં વચ્ચે આવે ? શાસ્ત્ર કહે છે કે પતિ ઉન્માર્ગે જતો હોય તો પત્ની બધું કરે અને જો પતિ સન્માર્ગે જતો હોય તો જો તાકાત હોય તો પૂંઠે જાય, નહિ તો તિલક કરી ઘેર આવે. આ બધી જૈનકુળની મર્યાદા છે. મર્યાદા માનનાર માટે આ બધી વાત છે. માર્યાદાહીન માટે તો કાયદો જ હોતો નથી. આવા પ્રકારની માર્યાદાને સમજનાર સીતાદેવી આવા પતિથી આનંદ પામ્યાં અને એથી જ દશરથમહારાજાને નમીને કૌશલ્યાદેવી પાસે આવ્યાં અને પોતાના પતિદેવ રામચંદ્રજીની પાછળ જવાની રજા માગી.

સીતાદેવીએ રજા માગી એટલે કૌશલ્યાને શું થાય ? એમને તો ઘા પર ઘા છે, પણ રામ કહી ગયા છે કે, 'દશરથમહારાજાની પત્નીથી કાયરની સ્ત્રી જેવી આચરણા ન કરાય.' એટલે કૌશલ્યાદેવીએ સીતાદેવીને ના તો ન કહી પણ પોતાના ખોળામાં બેસાડી આંસુથી નિતરતી આંખે કહ્યું કે, 'હે વત્સ ! રામચંદ્ર તો વિનીત પુત્ર છે એટલે પિતાના વચનનું પાલન કરવા ખાતર અને પિતાનું ઋણ ફેડવા ખાતર એ વનવાસ જાય છે પણ એ તો પુરૂષસિંહ છે. એને માટે કશું જ દુષ્કર નથી. એને તો અટવી તથા નગર બેય સમાન છે. એની સામે કોઇ ઉંચી આંખ કરી શકે તેમ નથી. પણ તું જન્મથી માંડીને ઉત્તમ રીતે લાલનપાલન થયેલી છો. વાહન વિના તું એક કદમ પણ ચાલી નથી, એવી તું રામચંદ્રની સાથે અટવીના પ્રયાણની વ્યથા કઈ રીતે સહીશ ? તારા યોગે ઉલ્ટી રામચંદ્રને પણ તકલીફ થશે, પણ તું પતિની પાછળ જાય છે માટે હું નિષેધ કરી શકતી નથી અને અનિષ્ટ કષ્ટની ક્રિયા તરફ જોતા હું હા પણ પાડી શકતી નથી.'

વિચારો આ મર્યાદા ! જો ના કહે તો પતિ પાછળ પત્ની જાય એ ફરજનો નિષેધ કરવાનું કલંક લાગે અને હા કહે તો સાસુ તરીકે ખોટું થાય છે કે આવી નાની વહુને અટવીમાં કાઢી, એટલે ના તથા હા ન કહેતાં કૌશલ્યાદેવી મૌન રહ્યાં. આવું કરતાં તો શીખો. પ્રભુના માર્ગે જતાને ના ન કહેવાય માટે ના ન કહો, અને મોહવશાત્ હા ન કહી શકો તો મૌન રહો. સીતાદેવી સમજી ગયાં કે સાસુજી હા ન કહે એ વ્યાજબી છે અને ના ન કહે એ પણ વ્યાજબી છે, એટલે તરત જ પોતાની સાસુના ચરણમાં માથું નમાવીને અને આપના ઉપરની મારી ભક્તિ, માર્ગમાં પણ મારૂં કલ્યાણકારી નીવડશે- આ પ્રમાણે કહીને હૃદયમાં રામચંદ્રજીનું જ ધ્યાન કરતાં પોતાના પતિદેવની પાછળ જવા માટે ચાલી નીકળ્યા.

**ધર્મી આત્માની અનુપમ દશા :**

જો એ વખતે આજની સ્ત્રી જેવી સ્ત્રી હોત તો અયોધ્યાના બજારમાં ભવાઇ થાત, પણ પુણ્યાનુબંધી પુણ્યવાળા આત્માને એવી સ્ત્રી મળે જ નહિ. શાલીભદ્રજીને બત્રીસ સ્ત્રીઓ હતી પણ માતાએ દીક્ષાની રજા આપ્યા પછી એક પણ વચ્ચે ન આવી. કારણ કે સન્માર્ગે જતા પતિની વચ્ચે આવવાનો પત્નીને અધિકાર જ નથી, તેમ જ ઉન્માર્ગે જતા પતિ માટે બધું કરવાની છુટ છે એમ જૈનશાસન કહે છે. આ છતાં પણ આજે કઇ દશા છે ? એ વિચારો. પતિ ઘરમાં અનંતકાય વગેરે લાવે તો પત્ની કંઈ કહે છે ? નહિ જ, પણ ઉલટું પકાવી આપે છે કારણ કે પોતે પણ ખાતી હોય ને ! કદાચ ખાતી ન હોય તો પણ 'આ જોઇએ ને તે જોઇએ' એ કહેવામાંથી પરવરે ત્યારે ઉંચી આવે ને ? સ્ત્રી જો ખાતી વખતે કહે કે 'આ અનંતકાય ન ખવાય' તો શું અસર ન થાય ? પહેલે દિવસે નહિ તો બીજે, ત્રીજે કે ચોથે દિવસે પણ અસર જરૂર થવાની જ. ધર્મપ્રેમી પત્ની પીરસનારી હોય એનો પતિ અભક્ષ્ય ખાય ? પણ આજની દશા કેવી છે ? પુરૂષોને બજારમાં વેપારી કરડી ખાય અને ઘેર આવે ત્યાં સ્ત્રી 'આ જોઇએ, તે જોઇએ' એમ માંગણી કરી કરીને કરડી ખાય. આ સંયોગોમાં શાંતિ કયાં છે, તમને શાંતિ કયાં લાગે છે તે સમજાતું નથી. સ્મશાનમાં રહેનારને ભડકા જોવાની ટેવ પડી જાય છે. એવા માણસો ભડકાથી બીએ નહિ તેમ તમે પણ એવાં છમકલાંથી ટેવાયેલા છો એટલે તમને કંઇ લાગતું નથી. એવી જ રીતે જો તમે

આત્મકલ્યાણની સાધનાની સામે થતા મોહાંધોના ઉત્પાતોથી ટેવાઇ જાઓ તો આજે કહેવાતા દીક્ષાના ઉધમાતોની તમારા હૃદય ઉપર કશી જ અસર નહિ થાય.

આ તો ટેવની સરખામણી કરૂં છું પણ એ બેયનાં પરિણામ જૂદાં છે. એક ટેવ તારનારી છે અને એક ટેવ મારનારી છે, કારણ કે ટેવટેવમાં ફેર છે. એક ટેવ મોહને પોષનારી છે ત્યારે બીજી ટેવ મોહને મારનારી છે. ધર્મને સમજનાર પતિએ તો પત્નીને એમ કહેવું જોઇએ કે 'અમે તો બહાર ફરનારા માટે વાસનાઓથી ભરેલા હોઇએ માટે અમને સુધારવાનું કામ તમારૂં છે' પત્ની એવી જોઇએ કે અનીતિ કરીને ઘેર જતાં પતિ પણ ડરે. એને ઘરમાં પગ મૂક્તાં પણ ભારે પડે. ક્ષત્રિયાણી તેજ કહેવાતી કે જે યુદ્ધમાંથી ભાગીને પાછા આવતા પતિને જાણે તો દ્વાર પણ ન ખોલે. યુદ્ધમાંથી પાછો આવનાર ક્ષત્રિય ઘેર આવતાં ડરે. 'એવા પતિ કરતાં વિધવા રહેવું સારૂં' એવી ક્ષત્રિયાણીઓની માન્યતા હતી. એ જ રીતે પતિ જો અનીતિ કરે તો એને ઘેર જતાં વિચાર થાય એવી પત્ની જોઇએ. જૈન ક્ષત્રિયાણીના પણ આ આચાર. પતિ જો અનીતિથી હીરાનો હાર લાવે તો પણ પત્ની તેને ફેંકી દે, કારણ કે એવા હારને તે સાપનો ભારો જ સમજે. ઘરમાં આવી એક બે દેવી છે? સંસારમાં પણ ધર્મ સાચવીને સુખી થવું હોય તો આવી દેવીઓ જ પેદા કરો. એ જો રાક્ષસીઓ બને તો બેયને દુ:ખ એક બને ભૂત અને બીજું બને રાક્ષસ તો મહાજુલમ.

દેવીરૂપ બનેલી પત્નીઓ તો પતિને કહી દે કે 'શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાને પાળનાર અગર માનનાર પતિને અમે પૂજીએ પણ શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા ઉપર પગ મૂકનાર પાપી પતિની સેવા તો અમે શ્રી જિનેશ્વરદેવને માનનારી શ્રાવિકાઓ ન જ કરીએ.' આમ કહેવામાં મર્યાદા ભંગ નથી પણ સંયમ લેવા જતા પતિને પત્ની રોકે એ મર્યાદાભંગ છે અને પત્ની જાય તો પતિને પણ રોકવાનો હક્ક નથી. ધર્મરક્ષક શ્રાવકો ધર્મને માટે બધું ગુમ થાય તો પણ માને કે, 'ભલુ થયું ભાંગી જંજાળ.' એ માને કે, 'છોડવું હતું અને છુટયું' ખરેખર ધર્મી આત્માઓની દશા જ અનુપમ હોય છે. પોતાનો ધર્મ સમજનાર સીતાદેવી રામચંદ્રજીની પાછળ ચાલી નીકળ્યાં. ચઢતી યુવાનીએ કોઇ દિવસ બહાર પગ નથી મુકયો અને જનક મહારાજા જેમના પિતા છે એવાં સીતાદેવી રામચંદ્રજીની પાછળ ચાલી નીકળ્યાં. એ જોઇને નગરની સ્ત્રીઓને કંઇ કંઇ થઇ ગયું, પણ તે સઘળી જ સ્ત્રીઓએ સીતાદેવીની એકી અવાજે પ્રશંસા કરી છે.

[ ૫૫ ]

**હક્કની કારમી મારામારી :**

રાજ્યના હક્કદાર રામચંદ્રજી પોતાનો હક્ક જતો કરે છે અને જેને રાજ્ય આપવામાં આવે છે તે ભરત રાજ્ય લેતા નથી એ આપણે જોઇ આવ્યા. બધાની જ આવી ઉત્તમ ભાવના હોય ત્યાં મેળવવાનો કજીઓ જ કેમ હોય? પણ આજે તો માલિક કહે છે કે મૂકું નહિ અને લૂંટારો કહે છે કે હું છોડું નહી. જ્યારે અહીં તો હક્કદાર હક્ક છોડી દે છે અને જેને અપાય તે લેતા નથી આવો સમય હોય ત્યારે રસ્તામાં પડેલા હીરાને પણ કોઇ હાથ ન લગાડે. આજે ભાઇ - ભાઇ, બાપ - દીકરો અને પતિ - પત્નિ લડે છે, કેમ કે ધર્મ ગયો અને હક્કનું ખોટું ભૂત વળગ્યું છે. હક્કની ખોટી મારામારી આજે કારમી રીતે વધી ગઇ છે. ખરેખર દુર્ભાગ્યનો ઉદય આવે ત્યારે એક તસુ જમીન માટે પણ કજીયો કરવાનું મન થાય, જ્યારે પુણ્યવાન ચાર હાથ જમીન જાય તો પણ પરવા ન કરે. સંસારનું સ્વરૂપ સમજનારને આખી ઇમારત તૂટે કે જાત પર ભયંકર આપત્તિ આવે તો પણ ન લાગે અને ન સમજનારને ત્રણ પૈસાનું હાલ્લું ફુટેતો પણ ઘણું લાગે અને રૂએ. લાખ્ખો જાય તો પણ ધર્મીની પ્રસન્નતા કાયમ રહે. જ્યારે ધર્મહીન આત્મા એક નહી જેવી વસ્તુના નાશથી પણ દુ:ખદ દશા અનુભવે.

આપત્તિ સમયે પોતાના દોષો ભૂલી પારકા ઉપર જ આરોપ ઓઢાડવાની અજ્ઞાનીઓની એ કારમી ટેવ છે. એ ટેવને લઇને સાચા- ખોટાનો વિવેક કરવાની તાકાત પણ નથી રહેતી. એ તાકાતના અભાવે આજે આ દેશમાં -

રાજકારણમાં સ્વરાજ્ય આદિના નામે શું શું થઇ રહ્યું છે ? એ તો સૌ જાણો જ છો. કેટલાક કહે છે કે ઉદય નિકટ છે પણ અમને ઉદય આઘો લાગે છે. કારણ કે પાપ, પ્રપંચ, અનીતિ અને અન્યાય ઘટે નહિ પણ વધે ત્યાં સુધી પ્રાયઃ ઉદય થાય જ નહિ. 'બળીયાના બે ભાગ' જેવી ખોટી માન્યતામાં જ માનતા હો તો યે ઉદય તમારા ભાગ્યમાં દેખાતો નથી, માટે આવી જાતનો ઉધમાત કરવો એ હક્ક અને ઉદયનાં કેવળ ફાંફા મારવા બરાબર છે.

ખોટી રીતના હક્ક અને નામના ઉદયની માયામાં નહી ફસાયેલા રામચંદ્રજી આપણે જોઇ ગયા તે રીતે ચાલી નીકળ્યા અને એમથી પાછળ સીતાદેવી પણ ચાલી નીકળ્યાં. આ ઉપરથી સમજો કે પિતાની યોગ્ય આજ્ઞાનું પાલન ન કરે તે સાચો પુત્ર નથી અને પિતાની સાચી, સારી અને કલ્યાણકર આજ્ઞાના પાલનમાં જે પત્ની સહાય ન કરે, પણ ઉલ્ટી આડખીલી કરે તે પત્ની પત્નીપદને લાયક નથી. પતિની પાછળ જવા માટેની આજ્ઞા માગતાં સીતાદેવીને આફત આદિ જણાવી પણ સાસુ કૌશલ્યાદેવીએ હા કે ના ન કહી ત્યારે સીતાદેવીએ જણાવ્યું કે આપના પ્રત્યેની મારી ભક્તિ મને માર્ગમાં કલ્યાણકારી નીવડશે. અર્થાત્ આપ મારી કોઇપણ જાતની ચિંતા ન કરો. આપની કૃપાથી અટવીની વ્યથા મને કંઇ જ નુકશાન નહિ કરી શકે. યાદ રાખજો કે આ પ્રમાણે બોલનાર સીતાદેવીની વય ચઢતી છે, જેને તમે ભોગવય માનો છો તે વય છે. મનુષ્યે ભોગવયમાં ભોગ ભોગવવા જ જોઇએ એમ શ્રી વીતરાગ પરમાત્માનું શાસન નથી કહેતું પણ તમે માની લીધેલું છે. સીતાદેવી રામચંદ્રજીના પત્ની છે અને જનકમહારાજા જેવાની પુત્રી છે. કદી એક પગ પણ જમીન ઉપર મૂક્યો નથી છતાં પતિની પાછળ અટવીમાં જીવન ગુજારવા ચાલી નીકળે છે. એ ઓછું સત્ત્વશાળીપણું નથી; કહેવું જ પડશે કે મહાસત્ત્વશાળીપણું છે. પોતાની ફરજનું જેને સાચું ભાન થઇ જાય છે તેને આવું સત્ત્વ સહેલાઇથી પ્રાપ્ત થાય છે. ફરજના ભાનનો પ્રતાપ એવો છે કે એના યોગે નિર્બળ આત્મા પણ સબળ બની જાય છે. એ ફરજના ભાનને લઇને જ અન્ય કોઇ પણ જાતના અણછાજતા વિકલ્પોને કર્યા વિના મેઘની પાછળ જેમ વિજળી નીકળે તેમ પતિરૂપી મેઘની પાછળ વિજળીની જેમ સીતાદેવી અટવીમાં જવા માટે ચાલી નીકળ્યાં.

**ઉત્તમ આચારની અસર ઉત્તમ હોય છે :**

ખરેખર ફરજનું ભાન આત્માને ઉન્માર્ગે નહિ જવા દેતાં ઘસડીને સન્માર્ગે લઇ જાય છે. ફરજના ભાનને લઇને સીતાદેવીએ સંસારદૃષ્ટિએ પતિભક્તિનું ઉત્તમ દૃષ્ટાંત પુરૂં પાડયું. પતિની પાછળ વિષયઘેલી બનીને ફરનારી તો ઘણીએ સ્ત્રીઓ હોય છે, પણ ધર્મની રક્ષા અને ધર્મના પાલન માટે પતિની પાછળ જનારી તો કોઇક જ. સીતાદેવી તેમાંનું એક દૃષ્ટાંત છે. સતીપણાના આદર્શને નહિ જાણતી સ્ત્રીઓમાં - 'મને પૂછયા વિના કેમ ગયા? ઘેર ગયા એવા પતિ, મરશે! મારે શું?' આવા પ્રકારની ભાવના હોય છે, પણ મહાસતીઓમાં એવી ભાવના નથી જ હોતી, એ જ કારણે તેઓ પોતાની ફરજનું ભાન કદી જ નથી ગુમાવતી અને એથી જ મહાસતીઓ હેરત પમાડે તેવી રીતે પોતાની ફરજનું પાલન કરી બતાવે છે. ફરજના ભાનના પ્રતાપે જ કષ્ટથી ભય નહિ પામેલી અને એ જ કારણે સતીજનમાં મુકુટ સમાન સીતાદેવી પોતાના ઉત્તમ શીલથી પિતા તથા શ્વસુર એ બેયના કુટુંબને પવિત્ર કરનારી બની શકી. આ બનાવથી આખી નગરીની સ્ત્રીઓ ચકિત થઇ ગઇ અને ગદ્‌ગદ્ કંઠે તેઓથી બોલાઇ ગયું કે 'અહો! આ અત્યંત ભક્તિના પ્રતાપે આ સીતાદેવી આજે પતિને દેવ તરીકે માનનારી સ્ત્રીઓમાં આદ્ય ઉદાહરણરૂપ બન્યાં. કષ્ટથી નહિ ડરનારાં અને સતીજનોમાં શિરોમણિ એવાં આ સીતાદેવી પોતાના સુંદરતર શીલથી પોતાના પિતાના કુળને અને શ્વસુરના કુળને પવિત્ર કરે છે.' આ રીતે ઉત્તમ આચાર દ્વારા ઉત્તમ છાપને પાડતાં પિતૃભક્ત રામચંદ્રજી અને પતિભક્તા સીતાદેવી એ બન્નેય જણ વનવાસ માટે ચાલી નીકળ્યા.

**કોપાયમાન લક્ષ્મણજીની આવેશમય વિચારણા :**

લક્ષ્મણજીએ પણ તે જ ક્ષણે સાંભળ્યું કે 'મારા વડીલ બંધુ રામચંદ્રજી વનવાસ માટે ચાલી નીકળ્યા.' આ સમાચારને સાંભળીને લક્ષ્મણજી એકદમ કોપાયમાન થઇ ગયા. એ કારમા સમાચારના અચાનક શ્રવણથી

લક્ષ્મણજીના હૃદયમાં ક્રોધરૂપ અગ્નિ એકદમ સળગી ઉઠયો. 'વડીલ બંધુ વનવાસ માટે ચાલી નીકળ્યા.' આવા પ્રકારના દુઃખદાયક સમાચાર સાંભળીને જેમને અંતરમાં એકદમ ક્રોધરૂપ અગ્નિ સળગી ઉઠયો છે.

એવા લક્ષ્મણજી હૃદયમાં એ વિચારવા લાગ્યા કે- ''પિતાજી પ્રકૃતિથી સરળ છે અને સ્ત્રીઓ સ્વભાવથી જ વક્ર હોય છે; અન્યથા તે ભરત માતા કૈકેયી આટલા લાંબા સમય સુધી વરદાનને ધરી રાખીને બરાબર આ જ સમયે કેમ માગે? આટલા માત્રથી મહારાજાએ ભરતને રાજ્ય આપ્યું એટલે પિતાજીએ પોતાનું ઋણ દૂર કરી નાંખેલું છે અને અમારી પણ પિતાના ઋણની ભીતિ નષ્ટ થઇ ગઇ છે. આથી હાલમાં નિર્ભય બનેલો હું મારા પોતાના ક્રોધના વિરામ માટે શું કુલાધમ ભરત પાસેથી રાજ્યને હરી લઇને રામચંદ્રજી ઉપર સ્થાપન કરૂં ? અથવા મહાસત્ત્વશાળી રામચંદ્રજી તૃણની માફક તજી દીધેલા રાજ્યને ગ્રહણ નહી કરે અને પિતાજીને તો અવશ્ય દુઃખ થશે જ. માટે પિતાજીને દુઃખ ન થાઓ અને ભરત પણ રાજા હો તથા હું તો એક પદાતિની માફક પૂજય એવા રામચંદ્રજીની પાછળ જઇશ.''

એકદમ ક્રોધાયમાન થઇ ગયેલ લક્ષ્મણજી ક્રોધના આવેશમાં કૈકેયી ઉપર તો કોપાયમાન થઇ ગયા પણ ભરત ઉપર પણ કોપાયમાન થઇ ગયા. એ ખરે જ આવેશની અનિષ્ટતા જ સૂચવે છે. મોહવશ બનેલી કૈકેયી તુચ્છ સ્વાર્થના પ્રતાપે લક્ષ્મણજી જેવા માટે અવશ્ય કોપનું પાત્ર હતી પણ ભરત તો કોઇ પણ રીતે કોપનું પાત્ર હતા જ નહી; પણ આવેશના અનિષ્ટને તાબે થયેલા લક્ષ્મણજી એ વાતનો વિચાર ન કરી શકયા. એ જ કારણે લક્ષ્મણજીને 'કુલમાં અધમ એવા ભરત પાસેથી રાજ્યને પડાવી લઉં અને રામચંદ્રજીને તે રાજ્ય સોંપી દઉં.' આવા પ્રકારનો વિચાર આવ્યો. અન્યથા કદી ન જ આવત. કારણ કે ભરતે તો હજુ રાજ્યનો સ્વીકાર જ કર્યો નથી એટલું જ નહિ પણ સ્વીકારવાની ઇચ્છા સરખી પણ પુણ્યશાળી ભરતના અંતઃકરણમાં ઉત્પન્ન નથી થઇ. પણ આ બધી વિચારણાને અવકાશ આવેશવશ બનેલા લક્ષ્મણજીના અંતઃકરણમાં ન જ મળ્યો. તેઓ તો કૈકેયી સાથે ભરત ઉપર પણ ગુસ્સે જ થઇ ગયા અને એ ગુસ્સાના નિવારણને માટે તેઓના હૃદયમાં એ જ ભાવના ઉત્પન્ન થઇ કે રાજ્યને લઇ બેઠેલા એ જ કારણે કુલાધમ એવા ભરત પાસેથી રાજ્યને ઝુંટવી લઉં! અને વડીલ બંધુ રામચંદ્રજીની સેવામાં એ રાજ્ય સમર્પી દઉં.

આ ભાવના એ ક્રોધના આવેશનું જ પરિણામ હતું. એમાં કોઇથી જ ના કહી શકાય તેમ નથી. આવા મોટા અને વિવેકી માણસ પણ જ્યારે ક્રોધના આવેશમાં આવી અનિષ્ટ ભાવનાના ઉપાસક બની જાય તો પછી સામાન્ય કોટિના આત્માઓ માટે તો પૂછવું જ શું ? માટે ગમે તેવા પ્રસંગે પણ કલ્યાણની કામનાવાળાએ કોઇ પણ જાતના આવેશના અનિષ્ટથી અવશ્ય બચવું જ જોઇએ.

**આવેશમાં પણ વિચારશીલતા :**

વધુમાં એ વાત પણ નિશ્ચિત છે કે કોઇક સમયે મહાપુરૂષો પણ સામાન્ય માણસની માફક આવેશની અનિષ્ટતાને આધીન બની જાય છે; પણ મહાપુરૂષોની વિચારશીલતા તેમને કદી જ અનિષ્ટ પરિણામ આવે એટલી હદ સુધી નથી જ પહોંચવા દેતી, એના જ પ્રતાપે એવો અનિષ્ટ વિચાર આવતાની સાથે જ બીજો આવશ્યક વિચાર પણ લક્ષ્મણજીના હૃદયમાં ઉદ્ભવ્યો અને તે એ કે, 'મહાસત્ત્વશાળીતાના પ્રતાપે રાજ્યને તરણાની માફક તજીને ચાલી નીકળેલા રામચંદ્રજી, રાજ્યનો સ્વીકાર કોઇ પણ રીતે નહિ કરે અને મારી આ પ્રવૃત્તિથી પિતાજીને અવશ્ય દુઃખ થશે.' આવા પ્રકારની વિચારશીલતાના પરિણામે લક્ષ્મણજીનો ક્રોધાવેશ પોતાની અનિષ્ટતાનું પ્રદર્શન કરે તે પહેલાં જ શમી ગયો અને એ આવેશના પ્રતાપે આવનારૂં અનિષ્ટ પરિણામ વગર પ્રયાસે અટકી ગયું. ખરે જ મહાપુરૂષોની વિચારશીલતા જ એવી સુંદર હોય છે કે સદાય તેમને પ્રાયઃ અનિષ્ટ પરિણામના ઉત્પાદક નથી બનવા દેતી. વિચારશીલતા એ એવી વસ્તુ છે કે કલ્યાણના કામીએ એને એક ક્ષણ પણ દૂર ન રાખવી જોઇએ. જેઓ વિચારશીલતાને દૂર રાખે છે તેઓ કલ્યાણથી સદાય દુર જ રહે છે.

પણ મહાપુરૂષોની વિચારશીલતા મહાપુરૂષોથી કદી દૂર રહેતી જ નથી. એ વિચારશીલતાના પ્રતાપે જ લક્ષ્મણજી એકદમ શાંત થઇ ગયા અને જે નિશ્ચય કરવો તેઓ માટે આવશ્યક હતો તે તેઓએ કરી લીધો અને તે નિશ્ચય એ જ કે, 'હું ધારૂં છું તે કદી જ બની શકવાનું નથી. માટે પિતાજીને દુઃખ ન થાઓ અને ભરત રાજા પણ ભલે થાઓ. આ સમયે મારી ફરજ એ છે કે વડીલ બંધુની સેવા માટે મારે તેમની સાથે વનવાસ જ ભોગવવો. એ ફરજને અદા કરવા માટે હું તો હવે બીજી કોઇ પણ પ્રવૃત્તિ કર્યા વિના એકદમ પદાતિની માફક પૂજ્ય રામચંદ્રજીની પાછળ જઇશ.'

[ ૫૬ ]

**કુળને ત્યાગ ધર્મથી સુવાસિત બનાવો :**

આપણે જોઇ ગયા કે પિતાના વચન ખાતર રામચંદ્રજી રાજ્યપાટ તજી વનવાસ જવા નીકળ્યા. એ પાટવી કુંવર હતા બળવાન હતા. ગાદીના હક્કદાર હતા. જગતમાં પ્રસિદ્ધિને પામેલા હતા અને પ્રજાથી એકે અવાજે માન પામેલા હતા, તે છતાં એવા પાટવીને પણ પૂછયા વગર પોતાની મરજી મુજબ સ્ત્રીના વચનને ખાતર બીજાને રાજ્ય દેવું એ સહેલું કામ નથી. એ તો રામચંદ્રજી હતા તે માને પણ બીજો કોઇ આજની હક્કની પદ્ધતિનો પૂજારી હોય તો ? પણ હોય જ શાનો ? કારણ કે પુણ્યવાનને સંયોગ જ સારા મળે. રામચંદ્રજીએ તો કહ્યું કે, 'મહાપરાક્રમી એવા મારા ભાઇ માટે રાજ્યનું દાન મારી માતાએ માગ્યું એ ઘણું સારૂં માગ્યું. આપ તો મને મહેરબાનીથી પૂછો છો તે છતાં પણ મને દુઃખ થાય છે, કારણ કે આથી લોકોમાં આ વાત મારા અવિનયનું કારણ ગણાશે. તુષ્ટમાન થયેલા આપ એક બંદીને પણ રાજ્ય આપી શકો છો. આપના પાયદળ તરીકે માનતા મને નિષેધ કરવાની કે અનુમતિ આપવાની સત્તા નથી. ભરત એ હું જ છું અને અમે બેય આપને મન સરખા છીએ. માટે આપ ઘણા જ આનંદથી ભરતને રાજ્ય ઉપર અભિષિક્ત કરો'. 'રામચંદ્રજીએ આ પ્રમાણે કહ્યું તે પણ આપણે જોયું અને ભરત ગાદી લેતા નથી એ પણ જોયું.

માતાએ ગાદી માટે વરદાનની માગણી કરી. પિતાએ રાજ્ય આપ્યું. મોટાભાઇ આગ્રહપૂર્વક સહાનુભૂતિ આપે છે, તે છતાં પણ ભરતજી રાજ્ય લેતા નથી પણ સામેથી એમ કહે છે કે પિતા સાથે દીક્ષા જ લઉં પણ રાજ્ય તો ન જ લઉં.

આ કેવું કુળ ? તમારાં કુળો આવાં થાય તો ? મારા આ પ્રશ્નથી ગભરાશો નહી કે બધા સાધુ થાય તો શું થાય ? કારણ કે બધા સાધુ થાય એ બને જ નહિ. આજે ઘણા અજ્ઞાનીઓને એ ગભરામણ થાય છે કે 'બધા સાધુ થાય તો શું થાય ?' પણ આ ગભરામણ ખોટી છે, છતાંય ચોમાસાની વનરાજી જોઇ જવાસો સુકાય, કારણ કે એ એનો સ્વભાવ છે. એ જ રીતે બનાવટી ઉપકારના નામે ગામની ચિંતા રાખનારા ઘણા છે. એમને એ ગભરામણ થઇ છે કે આવો ત્યાગનો ઉપદેશ બધા દે અને બધા સાધુ થાય તો સંસારનું શું થાય ? પણ એ દયાળુઓને હું કહું છું કે, 'ગભરાઓ મા! નાહક બળી મરવાનું કામ નથી. ક્રોડો ત્યાગના ઉપદેશકો થાય તો પણ એ બનવાનું નથી એની ખાત્રી આપું છું. શ્રી તીર્થંકરદેવ જેવાના ઉપદેશ છતાંએ નથી બન્યું. અમે તો એ તારકની રજ પણ નહિ. એ તારકની આજ્ઞા પળાય તોયે અમારા માટે ઘણું, નહિ તો અમે પણ કયાંએ આથડી મરવાના શ્રી તીર્થંકરદેવ, દરરોજ બબ્બે પ્રહર દેશના દેતા હતા અને શ્રી ગણધરદેવની સાથે ગણીએ તો દરરોજ ત્રણ ત્રણ પ્રહર ત્યાગની ધોધમાર દેશના ચાલતી હતી; તોયે બધાયે ન નીકળ્યા માટે ગભરાવાની જરૂર નથી. આથી ગભરાયા વિના કુળોને સુંદર રીતે પ્રભુએ પ્રરૂપેલા ત્યાગધર્મથી સુવાસિત બનાવો. એના જ પ્રતાપે તમે સાચી શાંતિ પામી શકશો.

દશરથમહારાજા કોઇ પણ જાતના સંકોચ વિના કૈકેયીની માગણી મુજબ ભરતને રાજ્ય આપી શકયાઃ ભરત ગાદી લઇ શકે અને પિતાજીનું ઋણ ટળે એ માટે પિતા અને માતાની આજ્ઞા મેળવી રામચંદ્રજી વનવાસ માટે

ચાલી નીકળ્યા સીતાજી પણ કોઇ જાતનો અયોગ્ય વિચાર કર્યા વિના પતિ પાછળ વનવાસ માટે ચાલી નીકળ્યાં અને લક્ષ્મણજીને આવેલો ક્રોધ એકદમ શમી ગયો તથા એ વડીલ બંધુની પાછળ વનવાસમાં જવાનો નિશ્ચય કરી શકયા.

આ દરેકે દરેક બનાવમાં છૂપો છૂપો પણ ત્યાગધર્મનો પ્રભાવ છે જ. જો એની સહજ પણ છાયા ન હોત તો આવું પરિણામ આવવું એ શકય નહોતું. સંસારના પિપાસુઓ આવું પરિણામ કદી જ ન લાવી શકે. આથી સમજો કે ત્યાગધર્મના પ્રતાપે જેમ મુક્તિ સહજ છે તેમ સંસારમાં પણ તેના પ્રતાપે શાંતિ સહજ છે. જે આત્માઓ એ ધર્મથી પરાઙ્‌મુખ છે તેઓ કદી જ શાંતિનો અનુભવ કરી શકવાના નથી અને જેઓને એ પરમધર્મ સામે વૈરભાવ જાગ્યો છે તેઓ તો ખોટી ગભરામણમાં પડી નિષ્કારણ અશાંતિના દાવાનળમાં સળગ્યા જ કરવાના છે : માટે આ પરમપવિત્ર અને એકાંતે સ્વ-પરનું કલ્યાણ કરનારા ત્યાગધર્મના પ્રભાવને સમજો અને શક્તિ મુજબ તેની ઉપાસનામાં રક્ત બનો, કે જેથી જીવનમાં સાચી શાંતિનો અનુભવ થાય તથા પરિણામે શાશ્વતી શાંતિ પણ પ્રાપ્ત થાય. ધ્યાન રાખજો કે એ ધર્મના સ્વીકાર સિવાય કોઇ શાંતિ પામ્યુંય નથી, પામતુંય નથી અને પામશે પણ નહી. 'શાંતિ માટે તો એ જ એક શરણરૂપ છે.' એનો ઇનકાર કોઇ પણ સમજુથી થઇ શકે તેમ નથી.

**લક્ષ્મણજીની માતાજીની પ્રત્યે પ્રાર્થના :**

રામચંદ્રજી વનવાસ જવા માટે ચાલી નીકળ્યા એ સમાચારથી લક્ષ્મણજીને શું થયું અને તેમને કેવા કેવા વિચારો આવ્યા તથા એ વિચારોને અંતે તેઓએ શું નિર્ણય કર્યો ? આ બધુંય આપણે જોઇ ગયા છીએ. એ ઉપરથી આપણે જાણીએ છીએ કે પ્રથમ તો એમને ભયંકરમાં ભયંકર ગુસ્સો આવ્યો અને એ ગુસ્સો કૈકેયીમાતા ઉપર પણ ઉતર્યો અને ભરત ઉપર પણ ઉતર્યો; કારણ કે ક્રોધાવેશ એ વસ્તુ એવી છે. પણ રામચંદ્રજીની પ્રકૃતિ અને પિતાજીની દશા, એ બેનો વિચાર કરતાં તેઓનો ગુસ્સો શમી ગયો. એ ગુસ્સો શમી જવાથી તેઓ એ જ નિર્ણય ઉપર આવ્યા કે, 'ભરત ભલે રાજા થાઓ. હું તો પદાતિની માફક પૂજ્ય રામચંદ્રજીની પાછળ જઇશ.'

એ પ્રમાણે વિચારીને લક્ષ્મણજી દશરથમહારાજાને નમીને અને તેમને પૂછીને પોતાની માતા સુમિત્રાદેવીને પૂછવા માટે ગયા. માતા પાસે જઇને તે નમી પડયા. માતાને નમસ્કાર કરીને તેમણે એ પ્રમાણે કહ્યું કે,

**''गमिष्यति वनं रामोऽनुगमिष्यामि तं त्वहम् । मर्यादाब्धिं विना ह्यार्य, न स्थातुं लक्ष्मणः क्षमः ॥१॥''**

*''હે માતાજી! આપ જાણો છો કે પિતાજીના વચનનું પાલન કરવા ખાતર રામચંદ્રજી વનમાં જશે. એ વનમાં જશે એટલે હું પણ એમની પાછળ વનમાં જઇશ. કારણ કે સાગર વિના જેમ મર્યાદા રહેવાને સમર્થ નથી તેમ પૂજ્ય એવા રામચંદ્રજી વિના રહેવાને હું પણ શક્તિમાન નથી.''*

જેમ સાગર વિના મર્યાદા નથી રહી શકતી તેમ રામચંદ્રજી વિના લક્ષ્મણ ન રહી શકે એવા છે. જેવો સંબંધ મર્યાદાને સાગર સાથે છે. તેવો સંબંધ લક્ષ્મણજીને રામચંદ્રજી સાથે છે. એ ઉભયનો પ્રેમ અજબ કોટિનો છે. વાસુદેવ અને બળદેવનો પ્રેમ એવો જ હોય છે. એ પ્રેમને અંગે લક્ષ્મણજીએ માતા પ્રત્યે એ વાત સ્પષ્ટ શબ્દોમાં કહી દીધી કે, 'હે માતાજી! પિતાના વચન ખાતર મારા વડીલ બંધુ વનમાં જશે જ અને એ જશે એટલે હું પણ તે પૂજયની પાછળ વનમાં જઇશ જ કારણ કે મર્યાદા જેમ સાગર વિના રહી શકવાને સમર્થ નથી હોતી તેમ હું પણ રામચંદ્રજી વિના રહી શકવાને સમર્થ નથી.'

જેમ રામચંદ્રજીની પ્રાર્થના નિશ્ચયરૂપની હતી તેમ લક્ષ્મણજીની પ્રાર્થના પણ નિશ્ચયરૂપની જ હતી. આવા નિશ્ચયને પ્રાર્થના એટલા માટે જ કહેવાય છે કે એ માતાની આગળ જાહેર કરવામાં આવે છે. એ સિવાય બીજું કશું જ કારણ નથી. આ પ્રાર્થના આગળ માતાએ હા જ કહેવાની હોય અગર તો મૂંગી પણ અનુમતિ જ

આપવાની હોય. આવી પ્રાર્થના સામે વાસ્તવિક રીતે મનાઇ કરવાની માતાને સત્તા જ નથી હોતી. સુજ્ઞ માતા આવા સમયે ધીરતા ધરીને સ્પષ્ટ શબ્દોમાં અનુમતિ આપી પોતાના પુત્રને તેની ફરજમાં ઉત્સાહિત બનાવે છે. જ્યારે સમજુ પણ કાયર માતા મૂંગી થઇ પુત્રની ફરજના પાલનમાં સહમત નથી થતી પણ આડે તો નથી જ આવતી. ત્યારે કાયર અને અજ્ઞાન માતા ફરજના પાલનની આડે આવવાને પણ ઉધમાત અવશ્ય કરે છે, પણ એથી સુપુત્ર કદી જ પોતાની ફરજ બજાવવામાં પાછો પડતો નથી. કાયર અને અજ્ઞાન માતાના ઉધમાતથી ફરજ બજાવવામાં પાછું હઠવું એ પુત્રની સુપુત્રતા નથી પણ કાયરતા છે. આ ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે ઉમ્મર લાયક થયા પછી હિતની પ્રવૃત્તિ માટે માતાપિતા સમક્ષ આવા પ્રકારની જ પ્રાર્થના કરવાની છે અને સમજે તો સમજાવીને કાર્ય કરવાનું છે; પણ ન જ સમજે તો પોતાની પવિત્ર ફરજથી ચૂકવાનું નથી. આજ હેતુથી લક્ષ્મણજી પોતાની માતા સમક્ષ માત્ર પોતાની સ્થિતિનું જ સ્પષ્ટીકરણ કરે છે.

**ઉત્તમ માતાનું પુત્રને પ્રોત્સાહન :**

પોતાના પુત્રની સ્થિતિ અને ફરજને સમજનારી માતા સુમિત્રા પણ આવા દુ:ખદ પ્રસંગે ધીરતાનું જ અવલંબન કરે છે. રામચંદ્રજીના ગયા પછી લક્ષ્મણજીને પણ જવા તૈયાર થયેલ જોઇને સુમિત્રામાતાને આઘાત તો ઘણો જ થાય છે, પણ એ આઘાતને સમાવીને અને ધીરતાને અવલંબીને સુમિત્રામાતાએ પણ લક્ષ્મણજી પ્રત્યે એમ જ કહ્યું કે -

**''साधु वत्साऽसि मे वत्सो, ज्येष्ठं यदनुगच्छसि ॥१॥**
**मां नमस्कृत्य वत्सोऽद्य, रामभद्रश्चरं गतः । अतिदूरे भवति ते, मा विलंबस्व वत्स ! तत् ॥२॥**

*'હે વત્સ ! સાચે જ તું મારો સુપુત્ર છે કારણ કે તું જયેષ્ઠની પાછળ જાય છે. હે વત્સ લક્ષ્મણ ! પુત્ર રામભદ્ર આજે મને નમસ્કાર કરીને ગયો અને તેને ગયાને ઘણીવાર થઇ માટે તે તારાથી અતિ દૂર થઇ જશે તે કારણથી તું હવે વિલંબ ન કર પણ ઝટ જા.''*

વિચારો ! આ સુમાતાની ધીરતા અને વિવેકભરી વાણી તથા પ્રેરણાભરી આજ્ઞા. આવી માતા ઉત્તમ પુણ્ય વિના નથી મળતી. આવે સમયે સપત્નીના પુત્રની પાછળ જવા માટે આ પ્રમાણે બોલનારી માતા લાવવી કયાંથી ? પ્રભુમાર્ગે જતા આત્માના જીવનને પણ બરબાદ કરવા સજ્જ થયેલા આ જમાનામાં આવા પ્રકારની માતાઓ પ્રાય: ન મલી શકે એમાં કશી જ શંકા નથી. જે સમયમાં ધર્મગુરૂઓ પણ પોતાની ફરજને માન આદિના કારણે ભૂલે તે સમયમાં સૌ કોઇ પોતાની ફરજ ભૂલે એમાં આશ્ચર્ય શું છે ? ખરેખર મોહનું સામ્રાજ્ય જ કોઇ અજબ છે. ધર્મગુરૂઓ પણ ત્યાગજીવનથી વિરૂદ્ધ બોલે અને આચરે એ પણ મોહનો જ ચાળો છે. એવાઓને પણ એવો મોહનો ચાળો કરવાનું મન થાય તો પછી માતાપિતા આદિને થાય એમાં નવાઇ પણ શી છે ? ખરેખર જેઓ પ્રભુશાસનથી પરવારી બેસે છે તેઓ સઘળી જ સુંદર વસ્તુઓથી પરવારી બેસે છે. માતા સુમિત્રા પ્રભુશાસનથી સુવાસિત હતાં એટલે કોઇ પણ ઉચિત આચારને કેમ જ લંઘે ? વડીલ બંધુ વનવાસ સ્વીકારે એ વખતે લઘુ બંધુએ પણ તેની સેવા માટે વનવાસ સ્વીકારવો જોઇએ. આવી વ્યાવહારિક ફરજને પણ સુમિત્રામાતા ન સમજે એ બને જ કેમ ?

સભામાંથી : ન જ બને.

આ ઉત્તર બરાબર હૃદયમાં કોતરી રાખજો. જે વિવેકયુકત વ્યાવહારિક ફરજને પણ ન ભૂલે તે ધાર્મિક ફરજ તો ભૂલે જ કેમ ? પોતાના કર્ત્તવ્યને સમજતાં સુમિત્રામાતાએ પોતાના પુત્રને તેની ફરજના પાલન માટે પૂરતું પ્રોત્સાહન સમર્પ્યું.

માતા તરફથી મળેલ પ્રોત્સાહનના પ્રતાપે લક્ષ્મણજીના અંતરમાં પરિપૂર્ણ તોષ થયો. એ તોષને લઇને લક્ષ્મણજીના મુખમાંથી 'હે માતા ! આ આપ સારૂં બોલ્યાં. હે માતા ! આપ આ સારૂં બોલ્યા. ખરેખર આપ મારા માતાજી છો !' આ પ્રમાણેના ઉદ્દગારો નીકળી પડયા. આવા પ્રકારના ઉદ્દગારો પોતાની માતાને સંભળાવીને અને નમસ્કાર કરીને ભાઇને મળવાની ઉતાવળથી લક્ષ્મણજી અપરાજિતા માતાને નમસ્કાર કરવા માટે ગયા.

## [ ૫૭ ]

આપણે જોઈ આવ્યા કે પિતાના વચનનું પાલન કરવા ખાતર રામચંદ્રજી અને પતિની ભક્તિ માટે સીતાદેવી વનમાં જવાને ચાલી નીકળ્યાં. લક્ષ્મણજી પણ વડીલ બંધુની સેવા માટે વનવાસમાં જવાનો નિશ્ચય કરી પોતાની માતાજીની અનુમતિ મેળવવા ગયા. પુત્રના વનવાસની વાતથી આઘાત પામવા છતાં પણ કર્ત્તવ્યને સમજતાં માતા સુમિત્રાદેવીએ પોતાના તરફથી પુત્રને પ્રોત્સાહન આપ્યું. માતાજી તરફથી પ્રોત્સાહન પામેલા લક્ષ્મણજી, પોતાની માતાને અભિનંદીને અને નમીને અપરાજિતા કૌશલ્યા દેવીને નમસ્કાર કરવા માટે ગયા.

અપરાજિતા દેવી પાસે પહોંચી ગયેલા લક્ષ્મણજીએ તે અપરાજિતા દેવીને નમીને કહ્યું કે, 'પૂજય રામચંદ્રજી એકલા લાંબા સમયથી ગયા અને પૂજયની પાછળ જવાને ઉત્સુક એવો હું આપને પૂછવાને આવ્યો છું.'

**સપત્નીના પુત્ર પ્રત્યે પણ કેવી અનુપમ સમદૃષ્ટિ :**

ધ્યાનમાં રાખજો કે આ પૂછવા આવનાર લક્ષ્મણજી અપરાજિતા દેવીના પુત્ર નથી પણ તેમની સપત્નીના પુત્ર છે અને તે પોતાના પુત્રની સેવામાં જવા માટે પૂછવા આવેલ છે. આથી તો અપરાજિતાદેવીને હર્ષ જ થવો જોઈએ, પણ એ ત્યારે જ બને કે જ્યારે અપરાજિતા દેવીની દૃષ્ટિમાં પોતાના પુત્ર પ્રત્યેની અને સપત્નીના પુત્ર પ્રત્યેની દૃષ્ટિ દૃષ્ટિમાં ફેર હોય. ઉત્તમ આત્માઓ એવી વિષમ દૃષ્ટિના ઉપાસક હોતા જ નથી. જેમ રામચંદ્રજી વનમાં જવા માટે પૂછવા આવ્યા હતા અને અપરાજિતા દેવીને આઘાત થયો હતો તેમ લક્ષ્મણજીને પણ એ માટે આવેલા જોવાથી આઘાત થયો. ફરક એટલો જ કે આ વાત નવી ન હતી. નવી વાતના શ્રવણથી આઘાત થાય એ કારમો થાય અને એની એ વાત બીજીવાર-ત્રીજીવાર સાંભળવામાં આવે ત્યારે એ આઘાતની માત્રા અવશ્ય ઘટે જ. એટલો ફેરફાર અપરાજિતાદેવીના આઘાતમાં હતો એમ આપણને દેખાઈ આવે છે. લક્ષ્મણજી પણ વનમાં જવાને તૈયાર થાય છે એ જાણીને અપરાજિતા દેવીના નેત્રોમાંથી અશ્રુની ધારા વરસી. અશ્રુવાળા બનેલા કૌશલ્યાદેવીએ લક્ષ્મણજી પ્રત્યે કહ્યું કે ''હા ! હે વત્સ ! મંદભાગ્ય એવી હું હણાઈ ગયેલી છું કારણ કે તું પણ મને મૂકીને વનમાં જવાને પ્રયાણ કરી રહ્યો છે. હે લક્ષ્મણ ! એક તું અહીં રહે. રામના વિરહથી પીડિત ચિત્તવાળી બનેલી મારા શાંત્વન માટે તું ન જા.''

**લક્ષ્મણજીનું કૌશલ્યાદેવીને આશ્વાસન :**

અપરાજિતા દેવી એટલે પોતાના પૂજય રામચંદ્રજીની માતા, તેમની આ દશાથી લક્ષ્મણજીને ઘણું જ લાગી આવ્યું અને તેથી જ તે પોતાના પૂજયની માતા એ પોતાની માતા જ છે, એવા જ હૃદયથી આશ્વાસન આપતા વિનયપૂર્વક બોલ્યા કે 'હે માતાજી ! આપ રામચંદ્રજીના માતા છો એ કારણથી સામાન્ય સ્ત્રીઓ માટે યોગ્ય એવા અધૈર્યે કરીને આપને સર્યું. મારા બંધુ રામચંદ્રજી દૂર જાય છે. હું જલ્દી તે પૂજયની પાછળ જઈશ, કારણ કે હું સદાને માટે રામચંદ્રજીને આધીન છું તે કારણથી હે દેવી ! આપ મને આ કાર્યમાં વિઘ્ન ન કરો.'

આ પ્રમાણે અપરાજિતાદેવીને કહીને અને નમીને ધનુષ્ય અને બાણના ભાથાને ધારણ કરનારા બની લક્ષ્મણજી એકદમ પાછળ દોડીને રામચંદ્રજી અને સીતાજીની પાસે પહોંચી ગયા.

કૈકેયીની માગણી પછીના સઘળા જ બનાવોમાં દશરથ મહારાજાના આખાએ કુટુંબની સુસંસ્કારિતા અને અનુપમ ઉદારતાનું જ દર્શન થાય છે એમ હરકોઈ વિચારકને લાગ્યા વિના રહે તેમ નથી. સુસંસ્કારિતા અને અનુપમ ઉદારતા સિવાય આ બધા બનાવો આવી રીતે બનવા એ જ અસંભવિત છે. 'ભરત રાજ્ય લેવાનો ઈનકાર જ કરે, રામચંદ્રજી એ ખાતર વનવાસ સ્વીકારે, રામચંદ્રજીની માતા એ આફતને મૂંગે મોઢે સ્વીકારી લે, સીતાદેવી પણ પતિની પાછળ કોઈ પણ જાતના વિકલ્પ વિના વનમાં જવાને તૈયાર થાય, એ આફતને પણ ઘોળી પીને અપરાજિતાદેવી ઉચિત ફરજનું સીતાદેવીને ભાન કરાવે, લક્ષ્મણજી પણ વડીલ બંધુ પાછળ

એકદમ જવા તૈયાર થાય, લક્ષ્મણજીની માતા એમાં પ્રોત્સાહન આપે અને અપરાજિતાદેવીની પ્રેમ અને વાત્સલ્યભરી ના છતાં લક્ષ્મણજી એકદમ પ્રયાણ કરે.' આ બધા બનાવો અનુપમ શાંતિથી અને કારમા ઘોંઘાટ સિવાય બનવા એ સુસંસ્કારિતા અને અનુપમ ઉદારતા સિવાય કેમ જ બની શકે ?

રામચંદ્રજી, સીતાજી અને લક્ષ્મણજી એ ત્રણેય ભેગાં થઇ ગયા. ભેગા થઈને ત્રણેય જણ વનમાં જવા માટે કેવી રીતે નીકળ્યા એનું વર્ણન કરતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે 'વિકસ્વર છે મુખરૂપ કમળ જેમનાં એવા અને વિલાસના ઉપવનમાં જવા માટે જેમ ઉદ્યમવાળા બને તેમ વનવાસ જવા માટે ઉદ્યમવાળા બનેલા એવા તે -રામચંદ્રજી, સીતાજી અને લક્ષ્મણજી ત્રણે અયોધ્યા નગરીથી નીકળ્યા.

**ઉત્તમ પ્રકારની સુસંસ્કારિતા :**

વિચારો કે આવી દશા એ ઉત્તમ પ્રકારની સુસંસ્કારિતા અને અનુપમ ઉદારતા સિવાય શકય છે ? કહેવું જ પડશે કે કોઈપણ રીતે નહિ. ભોગાવલી કર્મના ઉદયથી સંયમી બનવા માટે અશકત એવા આત્માઓની દશા સંસારમાં પણ ઘણી બાબતમાં અનુકરણીય હોય છે. સંસારરસિક આત્માઓની આંખે આવી અનુકરણીય દશા પણ ન ચઢે એ સહજ છે. કલ્પાતીત પુરૂષો સિવાયના દરેક ઉત્તમ પુરૂષોનું જીવન પ્રાયઃ અનુકરણીય હોય છે.

કલ્પાતીત પુરૂષોની ધર્મપ્રવૃત્તિ અનંતજ્ઞાનીઓની આજ્ઞામાં જ આવી જાય છે અને એમાં જે જે વિશિષ્ટતાઓ હોય છે તેનું અનુકરણ અન્ય માટે અશકય જ હોય છે. કલ્પાતીતોમાં સર્વશ્રેષ્ઠ એવા શ્રી તીર્થંકરમહારાજાનું જીવન એ એવું જીવન હોય છે કે એ તારકના જીવનની દાનાદિ ધર્મક્રિયાઓ એવી છે કે જે તારકોએ આજ્ઞાથી વિહિત કરી છે અને એમાં જે જે વિશિષ્ટતાઓ છે તે તે, તે તારકના જેવા જ આત્માઓ સિવાય અન્ય માટે શકય નથી. તે તારકોના ગૃહવાસી જીવનમાં સંસારની અંદર બીજી પણ થતી જે ઉચિત કરણીઓ છે તે ઉચિત કરણીઓમાં પણ એ જ સ્થિતિ છે કે સામાન્ય પ્રકારે તે સઘળી ઉચિત કરણીઓ તે તે અવસ્થામાં ઉચિત તરીકે વિહિત હોય છે અને એમાં પણ જે વિશિષ્ટતા હોય છે તે અન્ય માટે લાવવી અશકય હોય છે. અનુકરણીયતાના વિષયમાં આટલો વિવેક અતિશય આવશ્યક છે. ઉપકારીઓએ એ વિવેક કરી શકાય એવી સઘળી જ સામગ્રી આપણને સમર્પી છે.

શ્રી શીલાંકસૂરિજી મહારાજાએ નવમા અધ્યયનનો અર્થાધિકાર દર્શાવતા સાફ શબ્દોમાં ફરમાવ્યું છે કે 'આઠ અધ્યયનોમાં પ્રતિપાદિત કરેલો અર્થ સારી રીતે આ પ્રમાણે શ્રી વર્દ્ધમાનસ્વામીએ કરેલો છે અને તેનું પ્રદર્શન શેષ સાધુઓના ઉત્સાહ માટે છે. આજ કારણે સર્વત્ર શ્રી તીર્થંકરદેવોની આજ્ઞાનું જ પ્રાધાન્ય વર્ણવ્યું છે પણ કૃત્યનું નહિ.' અને એ જ કારણે તિથિની ચર્ચા કરતાં શ્રી તત્ત્વતરંગિણી ગ્રંથમાં તેના રચયિતા મહોપાધ્યાય શ્રીમદ્ ધર્મસાગરજી ગણિવરે પણ અન્ય મહાપુરૂષોની સાક્ષી સાથે આજ્ઞાનું પ્રાધાન્ય જ માનવા ફરમાવ્યું છે. એ મહર્ષિ શબ્દોમાં ફરમાવે છે કે,

**'' न च तीर्थकृदिभूरेवं न कृतम् इति अस्माभिरप्येवं न क्रियते इति वाच्यम्, तेषां आज्ञाया प्रमाणत्वात्, न तु तत्कृत्यस्य अन्यथा रजोहरणमुखविस्त्रकाप्रतिलेखनादिक्रियाणां विलोपापत्तेः ग्रन्थादौ अपि आज्ञाया एव प्राधान्यं उक्तं न तु (तत्) कृत्यस्य ॥''**

*અર્થાત્ ''શ્રી તીર્થંકર મહારાજાઓએ એ પ્રમાણે નથી કરેલું એ કારણથી અમે પણ એ પ્રમાણે નથી કરતા'' એ પ્રમાણે તમારે કહેવું એ યોગ્ય નથી. કારણ કે શ્રી તીર્થંકર મહારાજાઓની આજ્ઞાનું જ પ્રમાણપણું છે પણ કૃત્યનું પ્રમાણપણું નથી; અન્યથા એટલે જો આજ્ઞાનું પ્રમાણપણું માનવાને બદલે જો કૃત્યનું જ પ્રમાણપણું માનીએ તો રજોહરણ અને મુખવસ્ત્રિકા તથા પ્રતિલેખના આદિ ક્રિયાઓના વિલોપની આપત્તિઓ આવશે. કારણકે શ્રી તીર્થંકરમહારાજાઓ રજોહરણ અને મુખવસ્ત્રિકા રાખતા નથી અને પડિલેહણા આદિ ક્રિયાઓ કરતા નથી. એ કારણે કૃત્યને પ્રમાણરૂપ માનનારાઓએ રજોહરણ અને મુહપત્તિને તજી દેવી પડશે અને પ્રતિલેખના આદિ ક્રિયાઓને કરવાનું માંડી વાળવું પડશે. શાસ્ત્રોમાં પણ આજ્ઞાનું જ પ્રાધાન્ય ફરમાવ્યું છે, પણ (તેમનાં) કૃત્યનું પ્રાધાન્ય ફરમાવ્યું નથી.*

આ ઉપરથી સ્પષ્ટ છે કે શ્રી તીર્થંકરમહારાજાઓની આજ્ઞા એ જ પ્રધાન છે અને પ્રમાણરૂપ છે, પણ કૃત્ય નહિ. કૃત્ય અયોગ્ય છે માટે પ્રધાન અને પ્રમાણરૂપ નથી એમ નથી, પણ અન્ય આત્માઓ માટે એ અશકય અને હિતકર ન નીવડે એમ હોવાથી પ્રધાન અને પ્રમાણરૂપ નથી. આ જ હેતુથી ઉત્તમ પુરૂષોના જીવનની કરણીયતામાં કલ્પાતીત અને કલ્પયુકતને લગતો વિવેક અવશ્ય કરણીય છે.

ઉત્તમ સુસંસ્કારિતા અને અનુપમ ઉદારતાના યોગે વનમાં પ્રયાણ કરવા છતાં પણ રામચંદ્રજી આદિ ત્રણે સહજ પણ ગ્લાનિને પામ્યા વિના વિકસિત વદને જેમ વિલાસના ઉપવનમાં જવાને નીકળે તેમ વનમાં જવા માટે અયોધ્યામાંથી નીકળ્યાં.

## [ ૫૮ ]

**અયોધ્યા નગરીના લોકોની મનોદશા :**

આપણે જોઇ ગયા કે પ્રથમ રામચંદ્રજી, તેમની પાછળ સીતાજી અને એ ઉભયની પાછળ લક્ષ્મણજી એમ ત્રણેય એકત્રિત થઇને જેમ વિલાસના ઉપવનમાં જવા માટે આનંદભર હૃદયથી અને પ્રફુલ્લિત વદને નીકળે તેમ વનમાં જવા માટે નગરીની બહાર નીકળ્યાં. આ રીતે સર્વસ્વનો પરિત્યાગ કરી પિતૃભકિત, પતિભકિત અને વડીલની સેવા માટે નીકળવું એ સહજ નથી. સુસંસ્કારિત અવસ્થામાં જ આ વસ્તુ સંભવી શકે છે. આવા પુણ્યાત્માઓનું અનુકરણ કરવું એ આવા પુરૂષોના જીવનશ્રવણનું ફળ છે. આવા અનુકરણીય જીવનને ધરનારા આત્માઓ જે નગરીમાંથી નીકળે તે નગરીના લોકોને કેટલું દુઃખ થાય એ કલ્પનામાં ન આવી શકે એમ નથી. એ છતાં પણ એ ત્રણેના નીકળવાથી નગરીના લોકોને શું થયું એનું વર્ણન કરતા કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે, ''પ્રાણના જેવા નીકળતા સીતાજી, રામચંદ્રજી અને લક્ષ્મણજીથી નગરીમાં નરો અને નારીઓ કષ્ટકારી દશાને પામી. અર્થાત્ જેમ પ્રાણો નીકળતા હોય તે વખતે પ્રાણીઓ જેવી કષ્ટકારી દશાને પામે છે, તેવી દશાને અયોધ્યાનગરીના પુરૂષો અને સ્ત્રીઓ સીતાજી, રામચંદ્રજી અને લક્ષ્મણજીના નીકળવાથી પામ્યા.''

ખરેખર આવા પુણ્યાત્માઓના આવી રીતના પ્રયાણથી નગરીના લોકો આવી દશા પામે એ કાંઇ આશ્ચર્યરૂપ નથી. સજ્જન આત્માઓનો વિરહ સૌ કોઇને સાલે એ સ્વાભાવિક છે. આવા આત્માઓનું આવી રીતનુ પ્રયાણ કોઇને પણ સાલ્યા વિના રહે જ નહિ. જે ત્રિપુટીને સૌ કોઇ માને તે ત્રિપુટી આ રીતે ચાલી નીકળે એ સૌથી કેમ જ ખમાય ? સીતાદેવી જેવી મહાસતી અને રામચંદ્રજી અને લક્ષ્મણજી જેવું અજોડ બંધવયુગલ એકાકીપણે સર્વસ્વ તજીને વનવાસ માટે નીકળે એ જોઇને પાષાણ હૃદય પણ પીગળ્યા વિના કેમ જ રહે ? નગરીના પ્રત્યેક નરનું અને પ્રત્યેક નારીનું હૃદય આ ત્રણેય પુણ્યાત્માઓના આ જાતના પ્રયાણથી કારમી રીતે ઘવાયું અને એથી નગરના નરો અને નારીઓ કષ્ટમય દશાનો અનુભવ કરવા લાગ્યા. અને આ રીતે અયોધ્યા નગરીના લોકો એ ત્રણ રામચંદ્રજી, લક્ષ્મણજી તથા સીતાદેવીના પ્રયાણથી કષ્ટમય દશાને પામીને બેસી જ રહ્યા એમ ન બન્યું પણ ક્રુર કૈકેયી અને વિધિ ઉપર આક્રોશ કરતા થકા તે લોકો ભારે રાગથી તે ત્રણેની પૂંઠે વેગપૂર્વક દોડવા લાગ્યાં.

લોકોનો સ્વભાવ છે કે દુઃખી પ્રસંગે વસ્તુસ્થિતિનો વિચાર નહિ કરતા દુઃખમાં નિમિત્તરૂપ થયેલી વસ્તુ અને વિધિ પ્રત્યે ગુસ્સે થવું. એ સ્વભાવને અનુસરીને અયોધ્યા નગરીના લોકો પણ આ બનાવમાં તો તે આત્માઓના પૂર્વ પ્રમાદ આદિ તરફ લક્ષ્ય નહિ દેતા સીધા જ નિમિત્તરૂપ બનેલી કૈકેયી ઉપર પણ આક્રોશ કરવા લાગ્યા. આક્રોશ કરવા છતાં પણ એ ત્રણે પુણ્યાત્માઓ ઉપરના ભારે અનુરાગે તેઓને બેસવા ન દીધા પણ વેગપૂર્વક તે ત્રણેની પૂંઠે દોડતા બનાવ્યા. આથી નગરીના લોકો ક્રૂર કૈકેયી અને વિધિ ઉપર આક્રોશ કરતા કરતા વેગપૂર્વક એ ત્રણેની પાછળ દોડયાં.

**પરિવાર સાથે મહારાજા પણ રામચંદ્રજીની પાછળ :**

આ બનાવ બનવાથી અશ્રુ ઝરતા દશરથમહારાજા પણ પોતાના અંતઃપુર ને પરિવારની સાથે સ્નેહરૂપ રજ્જુથી ખેંચાયા અને એકદમ રામચંદ્રજી પાછળ ચાલ્યા. ખરેખર મોહનું સામ્રાજ્ય ભયંકર છે. સંયમને સાધવા માટે સંવેગરસમાં ઝીલતા બનેલા દશરથમહારાજા પણ વ્યવસ્થા કરવાની કારવાઇમાં આ દશાને પામ્યા. પોતાના વચનપાલન ખાતર બન્ને પુત્રોને અને પુત્રવધૂને વનમાં જવું પડે છે, એ બનાવને સ્નેહવશ નહિ જોઇ શકવાથી એમના નેત્રોમાંથી પણ નીરધારા વહી રહી છે. સ્નેહરજ્જુના કારમા આકર્ષણથી એ પણ નીતરતી આંખે રામચંદ્રજીની પાછળ નીકળ્યાં. ખુદ દશરથમહારાજાને પણ રામચંદ્રજીની પાછળ ચાલતા જોઇને તે મહારાજાનું અંતઃપુર અને પરિવાર પણ તેમની સાથે રામચંદ્રજીની પાછળ જવા નીકળ્યો.

આ રીતે સૌ કોઇ રામચંદ્રજીની પાછળ ચાલી નીકળવાથી અયોધ્યા નગરીનો દેખાવ કેવો થઇ ગયો એનું વર્ણન કરતાં પણ ચરિત્રકાર પરમર્ષિ ફરમાવે છે કે -

''એકદમ રાજા પણ અને લોક પણ રામભદ્ર એટલે રામચંદ્રજીની પાછળ ચાલી નીકળવાથી ચારે બાજુથી અયોધ્યા નગરી જનરહિત ઉજ્જડ જેવી બની ગઇ.''

વિચારો કે આ સમયે એ આખીયે મનોહર નગરી કેવી અને કેટલી ભયાનક ભાસતી હશે ? બિચારી કૈકેયીને તો ખબર પણ નહિ હોય કે મારી એક માગણીથી આવું ભયંકર પરિણામ આવશે ? આખી નગરીની હાલત ખાવા ધાય એવી બની ગઇ છે. આખી અયોધ્યા નગરીમાં કોઇ પણ આદમી દૃષ્ટિગોચર ન થાય એટલે એ સુંદર નગરી પણ ખાવા ન ધાય તો કરે પણ શું ? બીજું સારીએ નગરી અને પિતામાતા સુદ્ધાંય પુત્રની પાછળ જાય છે એમાં ત્યાગના પ્રભાવ સિવાય છે પણ શું ? આ જ રામચંદ્રજી કોઇ પોતાના જ સ્વાર્થની સિદ્ધિ માટે આ રીતે વનમાં જવા નીકળ્યા હોત તો આ રીતે આખીએ નગરી એમની પૂંઠે કદી પણ ન દોડત. રામચંદ્રજી વનમાં જાય છે તો કોઇ પોતાના તુચ્છ કારણે નહિ પણ પિતાજીના વચનનું પાલન કરવા ખાતર અને એ જ કારણે આખીએ નગરીના લોકોએ તેમની પૂંઠે દોડીને નગરીને ઉજ્જડ જેવી બનાવી દીધી.

**સુંદર અને સુદૃઢ હૃદયનું ઉત્તમ કાર્ય :**

આ રીતે સૌ કોઇને પોતાની પાછળ આવતું જોઇને રામચંદ્રજી એકદમ ઉભા રહી ગયા. ઉભા રહીને એ અપૂર્વ દૃઢતાના ધણીએ શું કર્યું ? એનું વર્ણન કરતાં પણ ચરિત્રકાર મહર્ષિ ફરમાવે છે કે ''પિતા, માતાઓ અને સઘળાય નગરજનને પોતાની પાછળ પાછળ આવતા જોઇને રામચંદ્રજીએ ઉભા રહીને વિનયથી સારવાળી બનેલી વાણી દ્વારા પોતાના પિતાને અને માતાઓને ઘણી જ મુસીબતે પાછા વાળી તથા નગરના લોકોને પણ યથોચિત આલાપો દ્વારા વિસર્જન કરીને પોતે સીતાજી અને લક્ષ્મણજીની સાથે જલ્દી જલ્દી ચાલી નીકળ્યા. ''

આવા પ્રકારના પ્રેમને અને સ્નેહને છોડી ચાલી નીકળવું એ અપૂર્વ જાતની દૃઢતા સિવાય શકય જ નથી. મહાપુરૂષોનું હૃદય જ કોઇ જૂદી જાતનું હોય છે. સુંદરની સાથે સુદૃઢ હૃદય સિવાય આવા મહાભારત કાર્યોની સિદ્ધિ કદી પણ કરી શકાતી નથી. વાત વાતમાં ઢળી પડતા અને રડી ઉઠતા હૃદયવાળા આત્માઓથી મહત્ત્વનાં કાર્યો કદી જ સાધી શકાતાં નથી. આવે સમયે જો અપૂર્વ દૃઢતા ન હોય તો કદી જ આ બધાયના સ્નેહને તજી શકાય નહિ અને આગળ ચાલી શકાય નહિ પણ અપૂર્વ દૃઢતાના સ્વામી એવા રામચંદ્રજીએ પિતા અને માતાઓને વિનયભરેલી વાણીથી સમજાવીને પાછા વાળી અને નગરના લોકોને ઔચિત્યભરી વાણીથી વિસર્જિત કર્યાં. એ રીતે સૌને પાછા વાળીને પોતે સીતાદેવીને અને લક્ષ્મણજીને સાથે લઇને ઘણી જ ત્વરાથી ચાલી નીકળ્યાં.

આ રીતે એકદમ ત્વરાપૂર્વક ચાલ્યા જતા રામચંદ્રજીને દરેકે દરેક ગામના વૃદ્ધોએ અને નગર નગરના મહાશ્રેષ્ઠીઓએ રહેવાની પ્રાર્થના કરી. એવું એક પણ ગામ ન હતું અને એવું એક પણ નગર ન હતું કે જે ગામમાં અને જે નગરમાં તે તે ગામના વૃદ્ધો દ્વારા અને તે તે નગરના મોટા શેઠીઆઓ દ્વારા પોતાના ગામમાં અને પોતાના નગરમાં રામચંદ્રજીને રહેવાની પ્રાર્થના ન થઇ હોય; તે છતાં પણ કોઇનીય પ્રાર્થનાનો સ્વીકાર નહિ કરતાં રામચંદ્રજીએ પોતાનું પ્રયાણ ચાલુ જ રાખ્યું અને તેઓએ કોઇ પણ સ્થાને પોતાની સ્થિરતા કરી નહિ.

**ભરતજીનો માતા કૈકેયી ઉપર આક્રોશ :**

આ પ્રમાણે રામચંદ્રજીના ચાલ્યા જવા પછી દશરથમહારાજાએ ભરતને રાજ્ય દેવા માંડયું પણ ભરતે રાજ્યને ગ્રહણ ન કર્યું; કિંતુ પોતાના બંધુના વિરહને નહિ સહી શકતા તે ઉલટા પોતાની માતા કૈકેયી ઉપર અને પોતાની જાત ઉપર આક્રોશ કરવા લાગ્યા.

ભરતજીની આ દશા ઉપર ખૂબ જ વિચાર કરવાની આવશ્યકતા છે. આ રીતે પોતાના પૂજ્ય પિતાશ્રીની આજ્ઞાથી રાજ્યનો સ્વીકાર નહિ કરતા અને પોતાની માતા ઉપર આક્રોશ કરતા ભરતજી ઉપર આજ્ઞાભંજકપણાનો કે અવિનીતપણાનો આરોપ કોઇ મૂકી શકે તેમ છે ? અજ્ઞાન આત્માઓ ભલે જ એવો આરોપ મૂકવાની ઉતાવળ કરે. પણ વસ્તુમાત્રનો વિવેકબુદ્ધિથી વિચાર કરનારા વિચક્ષણ આત્માઓએ ભરતજી ઉપર એવી જાતનો આરોપ મૂકયો પણ નથી, મૂકતા પણ નથી અને મૂકશે પણ નહિ. અકર્ત્તવ્ય કરવામાં તત્પર થયેલી માતા ઉપર સુપુત્રને આક્રોશ કરવાનું મન થાય એ સહજ છે. સુપુત્ર જેમ માતાની યોગ્ય આજ્ઞાના પાલન માટે મરી ફીટવાને તૈયાર હોય તેમ અયોગ્ય આજ્ઞાનું પાલન તાકાત હોય તો પ્રાણાંતે પણ ન કરે. સાચી સુપુત્રતા જ એ છે કે માતાપિતાની હિતકર આજ્ઞાનું પાલન કરવું અને અહિતકર આજ્ઞાથી બચતા રહેવું. પુત્રોએ સુપુત્ર બનવા માટે ભરતજીનું દૃષ્ટાંત પણ હૃદયપટ ઉપર કોતરી રાખવા જેવું છે. ભરતજી સુપુત્ર હતા. એ જ કારણે માતા અને પિતા ઉભયની આજ્ઞા છતાં રાજ્યનો સ્વીકાર નથી કરતા અને વડીલ બંધુનો વિરહ નહિ સહી શકવાથી તે પોતાની જાત ઉપર અને પોતાની માતા ઉપર ઉલ્ટા આક્રોશ કરે છે.

ભરતજીની આવી દશા જોવાથી દીક્ષાગ્રહણ માટે ઉત્સુક બનેલા દશરથમહારાજાએ રાજ્ય ખાતર રામચંદ્રજીને લક્ષ્મણજીની સાથે પાછા આવવાને માટે સામંતોને અને સચિવોને પણ મોકલ્યા.

મહારાજાની આજ્ઞાથી રામચંદ્રજીને પાછા લાવવા માટે નીકળેલા તે સામંતો અને સચિવો પશ્ચિમ દિશામાં ગમન કરી રહેલા રામચંદ્રજી પાસે જલ્દીથી જ પહોંચી ગયા અને તેમની પાસે પહોંચી જઇને ભકિતથી રાજાની આજ્ઞાનું કથન કરવાપૂર્વક પાછા ફરવાને કહ્યું. તેઓએ પોતાના તરફથી પણ સઘળી હકીકત જણાવીને દીનતાપૂર્વક ઘણી ઘણી પ્રાર્થના કરી. એ રીતે દીન એવા તે સામંતો અને સચિવો દ્વારા પ્રાર્થના કરાવા છતાં પણ રામચંદ્રજી પાછા ન ફર્યા; કારણ કે મહાપુરૂષોની પ્રતિજ્ઞા પર્વતના પ્રત્યંતની માફક ચલાયમાન થતી નથી.

**પ્રતિજ્ઞાની અચળતાથી સચિવો તથા સામંતોની નિષ્ફળતા :**

પોતાની પ્રતિજ્ઞા અચળ હોવાના કારણે પાછા ફરવાની ના પાડી જેથી રામચંદ્રજીએ પાછા જવા માટે વારંવાર ના કહેવા છતાં પણ તેમને પાછા ફેરવવાની આશા કરી રહેલા તે સામંતો અને સચિવો રામચંદ્રજીની સાથે જ ચાલવા લાગ્યા. આગળ ચાલતા સીતાદેવી, રામચંદ્રજી અને લક્ષ્મણજી ઉગ્ર શ્વાપદોની નિવાસભૂમિ; મનુષ્યો વિનાની, મોટા વૃક્ષોથી ભરેલી એવી પરિયાત્ર નામના કુલાચલની અટવીમાં પહોંચ્યા. તે પછી માર્ગમાં તેઓએ ગંભીર આવર્તોએ કરીને ભયંકર અને મોટા પ્રવાહવાળી ગંભીરા નામની નદીને જોઇ. એ નદીની પાસે ઉભા રહીને રામચંદ્રજીએ સાથે સાથે ચાલતા સામંતો આદિને આ પ્રમાણે કહ્યું કે, '' હવે આ સ્થાનથી તમે પાછા ફરો; કારણ કે અહીંથી આગળનો માર્ગ કષ્ટકારી છે; ને અહીંથી પાછા જઇને અમારા કુશળ સમાચાર પિતાજીને કહો અને આજથી માંડીને ભરતની મારી માફક અથવા તો પિતાજીની માફક સેવા કરજો.''

રામચંદ્રજીની આવા પ્રકારની આજ્ઞાના શ્રવણથી સામંતાદિની આંખો આંસુથી ઉભરાઇ ગઇ. એ આંસુના પાણીથી સામંતો આદિના વસ્ત્રો ભીંજાઇ ગયા. તેઓ પોતાની જાતને 'પૂજ્ય રામચંદ્રજી માટે અયોગ્ય એવા અમને ધિક્કાર હો.' આવા પ્રકારના શબ્દોથી ધિક્કારવા લાગ્યા અને ખૂબ ખૂબ રોવા લાગ્યા પણ થાય શું ? સ્વામીની આગળ ઉપાય શું ? આજ્ઞા આગળ ચાલે પણ શું ? સખ્ત આજ્ઞાથી જવું પડતું હોવાના કારણે પોતાને ધિક્કારતા, ખૂબ રોતા અને આંસુના પાણીથી ભીંજાઇ ગયેલા વસ્ત્રોવાળા તેઓ પાછા ફર્યા. એ પછી આંસુથી સહિત અને તટ ઉપર ઉભા રહેલા તે સામંતો અને સચિવો દ્વારા જોવાતા એવા રામચંદ્રજી, સીતાદેવી અને લક્ષ્મણજીની સાથે તે દુસ્તર એવી નદીને ઉતરી ગયા. એ પછી રામચંદ્રજી દૃષ્ટિથી આગળ ગયા બાદ સામંતો, સચિવો આદિ ઘણી જ મુશીબતથી અયોધ્યાનગરીમાં ગયા અને મહારાજા દશરથની આગળ સઘળી હકીકત કહેવા પૂર્વક રામચંદ્રજીના કુશળ સમાચાર કહ્યા.

## [ ૫૯ ]

### આજની દુનિયાને બોધપ્રદ પ્રસંગ :

આપણે એ જોઇ ગયા કે અયોધ્યાનગરીમાં મોટો ઉપદ્રવ મચ્યો. પિતાનું વચન પાળવા ખાતર રામચંદ્રજી રાજ્યનો તથા દેશનો ત્યાગ કરી વનવાસ ચાલી નીકળ્યા. પિતાના વચન પાલન ખાતર વનવાસ જતા વીર પતિ મળવાથી પોતાને પુણ્યવાન માનતાં મહાસતી સીતાદેવી પણ એમની પછવાડે ચાલી નીકળ્યાં. લક્ષ્મણજી પણ ચાલી નીકળ્યાં. નગરના લોકો પણ પૂંઠે ગયા. મહારાજા દશરથ પણ આભા બન્યા અને પૂંઠે ગયા. રામચંદ્રજીએ બધાને એટલે માતાપિતાને વિનયપૂર્વક અને લોકોને ઔચિત્યપૂર્વક સમજાવીને પાછા વાળ્યા અને પોતે આગળ ચાલ્યા ગયા. આટલું છતાં પણ જે ભરતને માટે કૈકેયીએ વરદાન માગ્યું હતું તે ભરત રાજ્યગાદી લેવાનો ઇન્કાર કરે છે. આ ઉપરથી આપણે જાણ્યું કે રામચંદ્રજી આદિને વનવાસ સ્વીકારવો પડયો અને એથી દશરથમહારાજા આદિ આખીએ નગરીના લોકો ઉદ્વિગ્ન થયા તથા નગરીમાં હાહાકાર મચી ગયો. આ બધા જ ઉપદ્રવના નિમિત્ત કારણ તરીકે કૈકેયી પણ ગવાય છે. આ ઉપદ્રવમાં ઘણું તત્ત્વ છે. ઉપદ્રવ થયો છે એ વાત ખરી પણ એમાં તો અનેક આત્માને અનેક જાતની પ્રેરણા મળે છે. રાજ્યનો માલિક રાજ્ય મળે છે છતાં ઇનકાર કરે છે. જેને દેવામાં આવે તે ન લે, પિતાનું વચન પાળવા રાજ્યનો હક્કદાર રાજ્ય તજે, દેશ તજે અને વનવાસ જાય તથા પતિની પાછળ પત્ની પણ જાય અને ભાઇની પાછળ ભાઇ જાય. આ બધાયે પ્રસંગો આજની દુનિયાને પણ બોધપ્રદ તથા આદર્શરૂપ છે.

રામચંદ્રજી, સીતા અને લક્ષ્મણજી વનમાં જાય અને અયોધ્યાને ન ખટકે એ કેમ જ બને ? રામચંદ્રજી જો કે કોઇને ઘેર કાંઇ આપવા નહોતા ગયા અને સીતાજીએ તથા લક્ષ્મણજીએ કોઇના ઉપર ઉપકારો પણ નહોતા કર્યા, તે છતાં પણ એમનો વર્તાવ અને એમના જીવન જ એવા હતાં કે એ જાય એ બધાને ખટકે જ. ઉત્તમ આત્માઓનું જીવન જ એવું હોય છે. જગત એમના દુઃખે દુઃખી અને સુખે સુખી બને છે. પોતાની ફરજને યથાસ્થિતપણે બજાવનારા આત્માઓ અવશ્ય વિશ્વના યોગ્ય આત્માઓ ઉપર પોતાના જીવનની અસર પાડયા વિના રહેતા જ નથી. રામચંદ્રજી આદિ વનવાસ ગયા એથી આખી નગરી દુઃખી થઇ ગઇ. એ અસર એમના ઉત્તમ જીવનની જ હતી એમ કહેવામાં કશી જ અતિશયોક્તિ નથી.

### રામચંદ્રજીની અપૂર્વ પ્રતિજ્ઞા પાલકતા :

આ ત્રણ તો ગયા, હવે ભરત ગાદી લે એમાં વાંધો શો હતો ? કંઇ જ નહિ; પણ ભરત જેવા પોતાની ફરજથી કેમ જ ડગે ? ભરતજી હૃદયથી નિર્મમ હતા. તેઓની ભાવના તો પિતાજી સાથે સંયમધર થવાની હતી, પણ માતાએ આખીએ બાજી બગાડી વડીલ બંધુને વનવાસી બનાવ્યા. આ કારણે ભરત તો ભાઇના વિરહથી બળી

રહ્યો છે અને એથી પોતાની જાત ઉપર અને પોતાની માતા ઉપર આક્રોશ કરી રહ્યો છે. જે માતાએ પુત્રને રાજ્ય અપાવવા પ્રયત્ન કર્યો તે માતા ઉપર પુત્ર આક્રોશ કરી રહ્યો છે.

ભરતની એવા પ્રકારની દશા જોવાથી દશરથમહારાજાએ રામચંદ્રજીને પાછા બોલાવવા માટે પોતાના સામંતોને અને મંત્રીઓને પણ મોકલ્યા. મહારાજાની આજ્ઞા પામીને નીકળેલા સામંતો અને મંત્રીઓ પશ્ચિમ દિશા તરફ પ્રયાણ કરી રહેલા રામચંદ્રજી પાસે જલ્દી પહોંચી ગયા. પહોંચી જઇને પાછા વળવાની મહારાજાની આજ્ઞા રામચંદ્રજીને સંભળાવી. મહારાજાની આજ્ઞા સંભળાવવા સાથે તેઓએ પોતાના તરફથી પણ દીનતાભરી પ્રાર્થના કરી. એ છતાં પણ રામચંદ્રજી પાછા ન ફર્યા. કહો કે આ રીતે પિતાની આજ્ઞા છતાં પણ પાછા નહિ ફરનાર રામચંદ્રજીને પિતાની આજ્ઞાના ભંજક કહી શકાશે ? કહેવું જ પડશે કે નહિ. કારણ કે આજ્ઞા કરતાં પણ પ્રતિજ્ઞા બળવાન છે. બળવાન પ્રતિબંધક ન હોય ત્યાં સુધી જ રામચંદ્રજીને પિતાની આજ્ઞા માન્ય હતી, પણ હવે તો પ્રતિજ્ઞાપાલન એ જ રામચંદ્રજીનું ધ્યેય થયું છે; એ જ કારણે સામંતો અને મંત્રીઓએ આવીને નમસ્કાર કરીને રાજાની આજ્ઞા સંભળાવી અને પોતાના તરફથી પણ દીનતાભરી પ્રાર્થના કરી તે છતાં પણ રામચંદ્રજી પાછા ન વળ્યાં. આ વર્તાવની પ્રશંસા કરતાં ચરિત્રકાર, કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ ફરમાવ્યું કે, 'જેમ પહાડના મૂળીયા ન ચસે તેમ મોટા પુરૂષની પ્રતિજ્ઞા પણ ચલાયમાન થતી નથી.' રામચંદ્રજીની પાછા વળવાની વાત તો દૂર રહી પણ એ દિશા તરફ પણ તે જોતા નથી.

**અજ્ઞાનીઓના ઘોંઘાટની દરકાર ન હોય :**

શું રામચંદ્રજી પિતૃભકત નહોતા ? આ પ્રશ્નના ઉત્તરમાં કોઈથી જ ના કહી શકાય તેમ નથી, કારણ કે પિતૃભકિત માટે તો તેમણે રાજ્ય છોડયું છે અને વનવાસ સ્વીકાર્યો છે. જે પિતા માટે આ બધુ કર્યું તે જ પિતા માટે રામચંદ્રજી પોતાની પ્રતિજ્ઞા તોડવાને તૈયાર નથી થતા, એનું કારણ જ એ છે કે, મહાપુરૂષો પોતે સ્વીકારેલી પ્રતિજ્ઞાને પોતાનું સર્વસ્વ સમજે છે. જેઓમાં કારમી અજ્ઞાનતા જીવતી ને જાગતી બેઠી હોય તેઓ જ પ્રતિજ્ઞા તોડે. શ્રી જૈનશાસનમાં માતાપિતાની સંતાંન પ્રત્યેની અને સંતાનની માતાપિતા પ્રત્યેની, પતિની પત્ની પ્રત્યેની અને પત્નીની પતિ પ્રત્યેની એમ સૌ કોઇને સૌ કોઇ પ્રત્યેની ફરજ ખુલ્લી કહેલી છે. આ ફરજને સમજનારા પુણ્યશાળીઓ આજ્ઞાના નામે ખોટી ધાંધલ નથી મચાવતા અને પ્રભુધર્મની આરાધના માટે પ્રયત્નશીલ થયેલા આત્માઓને ખોટી રીતે ઉતારી પાડવાનો ધંધો પણ નથી આદરતા; વળી જેઓ એ ફરજને સમજે છે તેઓને અજ્ઞાનીઓના ઘોંઘાટની પણ દરકાર નથી હોતી.

એ જ કારણે લેશ પણ ગભરાયા વિના રામચંદ્રજી પોતે આગળ ચાલ્યા કરે છે અને આજ્ઞા લઇને આવેલાઓને પાછા વળવાનું જણાવ્યા કરે છે; પણ રાજાનો હુકમ લઇને આવેલાઓ એમ પાછા શાના વળે ? તેઓ પણ રામચંદ્રજીની પાછળ પાછળ ચાલ્યા. ચાલતા ચાલતા માર્ગમાં ગંભીર આવર્તવાળી ગંભીરા નામની એક ભીષણ નદી આવી. નદી પાસે ઉભા રહીને રામચંદ્રજીએ સામંતો, નગરજનો આદિને કહ્યું કે 'હવે અટવીનો માર્ગ વિકટ આવે છે માટે તમે બધા અહીંથી પાછા ફરો. પિતાજીને અમારા કુશળ સમાચાર કહેજો અને પિતાજીની માફક અથવા તો મારી માફક ભરતની સેવા કરજો.' પ્રતિજ્ઞાના પાલનમાં દૃઢ એવા રામચંદ્રજીના મુખેથી એવી આજ્ઞા સાંભળીને સામંતો વગેરે પોતાની જાતને નિંદવા લાગ્યા અને રોતા રોતા પાછા ફર્યા.

સામંતો આદિ આ રીતે રૂએ છે તે છતાં પણ પ્રતિજ્ઞા પાલનમાં રકત એવા રામચંદ્રજીને દયા નથી આવતી. એ સઘળાને રોતાં મૂકીને રામચંદ્રજી, સીતા અને લક્ષ્મણની સાથે તે દુસ્તર નદીને ઉતરી ગયા. તટ ઉપર ઉભેલા અને અશ્રુ ઝરતા સામંતો તથા મંત્રીઓએ પણ તેમને જોયાં. જ્યાં સુધી રામચંદ્રજી દેખાયા ત્યાં સુધી સામંતાદિએ જોયા અને છેવટે પાછા ફર્યાં, પણ પ્રતિજ્ઞાના પાલન માટે જ સજ્જ થયેલા રામચંદ્રજીએ તો પાછું સરખું પણ ન જ જોયું. દેખાય ત્યાં સુધી જોઇને પાછા ફરેલા સામંતો અને મંત્રીઓ પણ જેમ ગયા હતા તેમજ અયોધ્યામાં પાછા આવ્યા. પાછા આવીને તેઓએ સઘળા જ સમાચાર દશરથમહારાજાને જણાવ્યા.

**ભરતજીની અપૂર્વ નિર્મમતા :**

જ્યારે બોલાવવા છતાં પણ રામચંદ્રજી પાછા ન જ આવ્યા ત્યારે દશરથમહારાજાએ પણ ભરતને કહ્યું કે, 'વત્સ ભરત ! રામ અને લક્ષ્મણ આવ્યા નહી તે કારણથી હવે તું રાજયને ગ્રહણ કર અને મારી દીક્ષામાં વિઘ્ન થાય તેવું તું ન કર'. પિતાજી મહારાજા દશરથના આ કથનના ઉત્તરમાં પણ ભરતે મક્કમતાથી કહ્યું કે, 'હે પિતાજી ! હું તો કોઇ પણ રીતે રાજ્યને ગ્રહણ કરીશ નહિ, પરંતુ સ્વયં જઇને મારા પોતાના વડીલ બંધુ રામચંદ્રજીને પ્રસન્ન કરી અહીં પાછો આણીશ.'

આ પ્રકારની પોતાના પુત્રની આ અનુપમ નિર્મમદશા અને કુટુંબની દુ:ખદ અવસ્થા આદિ જોઇને કૈકેયી પણ કંપી ઉઠયા.

**રાજ્ય ન લેવાની અહીં હરિફાઇ છે :**

દશરથમહારાજાના સંયમ પ્રસંગે પિતાના વચન ખાતર રામચંદ્રજીએ રાજ્ય, દેશ નગરી અને કુટુંબ-પરિવાર વગેરે સઘળું જ છોડયું ! આનું નામ પિતૃભક્તિ છે ! પતિ વગર પૂછયે ગયા તો પણ મહાસતી સીતાદેવીએ આ વીસમી સદીમાં ચાલતા હક્કનો સવાલ ન કર્યો. નાનો ભાઈ લક્ષ્મણ કે જેને રામચંદ્રજી ઉપર પૂરેપૂરો પ્રેમ છે તેને પણ હૃદયમાં એમ નથી આવતું કે મને કેમ સહે નહિ ! આ બધું જાણ્યા પછી વિચારો કે આજે ભાઇ ભાઇના અને પિતા પુત્ર આદિના સંબંધ કેવા વિલક્ષણ છે ? સાધુપણું નહિ પણ સાચા પિતા આદિ તો બનવું છે ને ? આજે તમે ઘરબારી છતાં તમે છતી સામગ્રીએ પણ જેવા સુખી દેખાવા જોઇએ તેવા દેખાતા નથી, કારણ કે ઘરના પાંચ માણસોમાં પણ પરસ્પર વિશ્વાસ અને પરસ્પરના કલ્યાણની ભાવના નથી, એટલું જ નહિ પણ સૌ સૌના સ્વાર્થમાં ચકોર બનીને બેઠા છે; જયારે અહીં એ ખૂબી છે કે રાજ્ય કોઇ લેતું નથી એટલે કે રાજ્ય ન લેવાની મારામારી છે અને એની હરિફાઇ છે. બોલાવવા છતાં પણ રામ ન આવવાથી દશરથમહારાજા ભરતને કહે છે કે, 'રામ લક્ષ્મણ ન આવ્યા તે કારણથી તું રાજ્ય લે અને દીક્ષાના વિઘ્ન માટે ન થા.' આના ઉત્તરમાં ભરત કહે છે કે, 'કોઇ પણ ભોગે આ રાજય હું નહિ લઉં પણ જાતે જઇને અને મારા મોટા ભાઇને પ્રસન્ન કરીને અહીં લાવીશ.' આ રીતે ભરત માતાની ઇચ્છાથી વિરૂદ્ધ થાય છે અને પિતાશ્રી કહે છેતો પણ રાજ્ય લેવાનો ઇન્કાર કરે છે.

ભરતની આ પ્રવૃત્તિને શાસ્ત્રવિરૂદ્ધ કહી શકાય તેમ નથી; કારણ કે જિનેશ્વરદેવના શાસનમાં ગમે તેની અને ગમે તેવી આજ્ઞા માનવી એવો આગ્રહ છે જ નહિ. માતાપિતાની ભક્તિનું વિધાન કરનાર જૈન શાસ્ત્રોમાં માતાપિતાની પાપાજ્ઞા માનવાનો નિષેધ છે. માતાપિતાનું બહુમાન - સન્માન, સેવા-ભક્તિ કરવાની આજ્ઞા છે પણ તે આત્મહિતની વચમાં ન આવે ત્યાં સુધી. આ જ કારણે આવી અનિષ્ટ પરિસ્થિતિ ઉભી કરનાર માતા કૈકેયી પ્રત્યે ભરતને આક્રોશ આવે છે અને એમના મનમાં એમ થાય છે કે, આવી માતા કયાંથી મળી ?'

**ભૂલનો ખ્યાલ અને પશ્ચાત્તાપ :**

પોતાના પુત્રની આ દશા જોવાથી કૈકેયીદેવીને પણ પોતાની ભૂલનો સંપૂર્ણ ખ્યાલ આવ્યો અને તેનું હૃદય પશ્ચાત્તાપથી પૂર્ણ બની ગયું. એટલે એ કૈકેયીદેવી તે જ વખતે ત્યાં આવ્યા અને મહારાજા દશરથને આ પ્રમાણે કહે છે કે 'પોતાની પ્રતિજ્ઞાને સત્ય કરનારા હે નાથ! આપે તો ભરતને રાજ્ય આપ્યું; પરંતુ આ આપનો વિનયી પુત્ર ભરત રાજ્યને ગ્રહણ કરતો નથી. આ ભરતની અન્ય માતાઓને અને મને પણ ઘણું દુ:ખ થઇ રહ્યું છે. વગર વિચાર્યું કરનારી અને પાપિણી એવી મેં એવું કર્યું કે જેથી આપ અનેક પુત્રોવાળા હોવા છતાં પણ આજે આપનું રાજ્ય રાજા વિનાનું થઇ રહ્યું છે. ખરેખર હે નાથ! કૌશલ્યા, સુમિત્રા અને સુપ્રભાના દુ:ખે કરીને સાંભળી ન શકાય એવા રૂદનને સાંભળતાં મારી એવી દશા થઇ રહી છે કે જેથી મારા હૃદયના બે ટુકડા

થઇ જાય છે. માટે હે નાથ! આપ મને આજ્ઞા આપો કે જેથી હું ભરતની સાથે જઇને મારા તે રામ અને લક્ષ્મણ નામના પુત્રોને સમજાવીને પાછા લાવીશ.'

**ઉત્તમ આત્માની આ કેવી ઉત્તમતા :**

આ ઉપરથી તમે સમજી શકશો કે ઉત્તમ આત્માઓથી પણ કદાચ સંયોગવશાત્ ભૂલ થઇ જાય છે, પણ જો ચેતવનાર સંયોગો મળે તો તેની ઉત્તમતા ઝળકયા વિના રહેતી જ નથી. સ્ત્રીસ્વભાવથી અને પુત્રપ્રત્યેની મમતાથી કૈકેયીએ વિલક્ષણ માગણી કરી તો દીધી પણ તેનું પરિણામ તેમનાથી ન સહાયું. છેક છેવટ સુધી પોતાના પુત્ર ભરતનું એક સરખું જ વલણ જોવાથી તેનું હૃદય પણ હાથમાં ન જ રહ્યું અને પોતાની ભૂલ સુધારવાની તૈયારી પોતે જ બતાવી. ઉત્તમ આત્માઓની ઉત્તમતા ખરેખર હેરત પમાડનારી હોય છે. પોતાની ભૂલનું પરિણામ આવું જ આવશે એમ જો કૈકેયી જાણત તો તે આવું આચરત જ નહિ, પણ નહિ જાણવાથી અચરાઇ ગયું અને પરિણામ જોવાથી ભૂલ સમજાઇ. સમજાવાની સાથે જ પશ્ચાત્તાપ થયો અને એના પરિણામે તેણે 'હું વગર વિચાર્યું કરનારી અને પાપિણી છું' એવો એકરાર પણ કર્યો. એ એકરાર બનાવટી નહોતો પણ સાચો હતો કારણ કે તે પોતે ભરતની સાથે જઇ રામ-લક્ષ્મણને પાછા લાવવાની આજ્ઞા માંગે છે. આવી ઉત્તમતા પણ જો માનવીમાં આવી જાય તો યે ઘણો લાભ થાય, પણ આવીએ ઉત્તમતા આવવી એ સહજ નથી. પરના દુઃખે સુખી થવાની ઇચ્છા એ કારમી અધમતા છે. અને એ અધમતા કૈકેયીદેવીમાં ન જ હતી. પોતાની માગણી અનેકને દુઃખરૂપ થઇ એ જોઇને એ કૈકેયીદેવીનું હૃદય પીડાવા લાગ્યું અને એ પીડાથી તે પોતાની ભૂલને જાતે જ સુધારવા તૈયાર થયાં. આ ઉત્તમતા પણ કાંઇ સામાન્ય કોટિની નથી. આવી ઉત્તમતા પણ જગતના માનવીઓમાં આવી જાય તો અનાયાસે અનેક ઉપાધિઓ ટળી જાય.

**પરસ્પરનું વાત્સલ્ય અને અપૂર્વ સદ્ભાવ :**

પોતાની ધર્મપત્ની કૈકેયીને આ પ્રકારની માગણી કરતી જોઇને દશરથમહારાજા ઘણા જ ખુશ થયા. ખુશ થયેલા મહારાજાએ કૈકેયીદેવીને માગણી મુજબ કરવાની આજ્ઞા આપી. આજ્ઞા પામીને અતિશય ઉતાવળ કરીને કૈકેયીદેવી પોતાના પુત્ર ભરત અને અન્ય મંત્રીઓની સાથે રામચંદ્રજી પાસે જવાને માટે ચાલી નીકળ્યાં. વેગબંધ પ્રયાણ કરતાં કૈકેયીદેવી અને ભરત બન્નેય, છ દિવસની અંદર જે વનમાં રામચંદ્રજી છે તે વનમાં પહોંચી ગયાં અને એક વૃક્ષના મૂળમાં બેઠેલ સીતાદેવીને, રામચંદ્રજી અને લક્ષ્મણજીને એમ ત્રણેયને જોયાં.

કૈકેયીમાતાને રામચંદ્રજી પ્રત્યે કેટલું વાત્સલ્ય છે ? અને રામચંદ્રજીને કૈકેયીમાતા પ્રત્યે કેટલો સદ્ભાવ છે ? એ બેય વસ્તુ આ પ્રસંગે ખાસ જોવા જેવી છે. કૈકેયીદેવીએ વૃક્ષ નીચે બેઠેલા રામચંદ્રજીને જોયા કે તરત જ તે 'હે વત્સ! હે વત્સ!' આ પ્રમાણે બોલતાં એકદમ રથમાંથી ઉતરીને રામચંદ્રજી તરફ ધસ્યાં અને કૈકેયીમાતાને જોઇને રામચંદ્રજી પણ ઉઠીને દોડયા અને માતાના ચરણમાં ઢળી પડયા. આ જ વાતનું નિરૂપણ કરતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય મહારાજા શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે, ''રથથી ઉતરીને 'હે વત્સ! હે વત્સ!' આ પ્રમાણે બોલતાં કૈકેયીદેવી પ્રણામ કરતા રામચંદ્રજીને મસ્તક ઉપર ચુંબન કરવા લાગ્યા. અને રામચંદ્રજીને મસ્તક ઉપર ચુંબન કરતાં તે કૈકેયીદેવી પાદકમલમાં પ્રણામ કરતાં સીતાદેવી અને લક્ષ્મણજીને પણ પોતાની ભુજાથી આક્રમણ કરીને એટલે વળગી પડીને અતિ ઉચ્ચ સ્વરે રોવા લાગ્યા.''

વિચારો કે આ જાતનું વાત્સલ્ય અને આ જાતનો સદ્ભાવ એ દરેકના હૃદયની કેવી અને કેટલી ઉત્તમતા વ્યક્ત કરે છે. ઓરમાન પુત્રો અને પુત્રવધૂ પ્રત્યે ઓરમાન માતાનું આવું વાત્સલ્ય તથા ઓરમાન અને વળી પાછાં વનવાસમાં જવાનું નિમિત્ત ઉભું કરનારાં માતા પ્રત્યે પુત્રોનો અને પુત્રવધૂનો આવો સદ્ભાવ એ હૃદયની ઉચ્ચ કક્ષામાં આવી શકે એવી ઉત્તમતા વિના કેમ જ સંભવે ? જેઓ હૃદયની આવી દશા કેળવે તેઓ દુઃખના પ્રસંગોને પણ સુખમય બનાવી શકે છે.

[ ૬૧ ]

**માતા અને પુત્ર બન્નેયની ઉત્તમતા :**

'પોતાના પુત્રને માટે રાજ્ય માગવામાં ભૂલ થઇ છે અને એ ભૂલ જ આ બધાય ઉલ્કાપાતનું મૂળ છે.' એમ કૈકેયીદેવીને જે સમજાયું તે શાથી સમજાયું? એ વિચારો. જો એ વસ્તુ ન સમજાઇ હોય તો આ પ્રસંગ આપણને જાણવા ન મળત માટે ભૂલ સમજાવનાર કોણ ? એ ખાસ વિચારો. વિચારને અંતે કહેવું જ પડશે કે એ ભૂલ સમજાવનાર અન્ય કોઇ જ ન હતું પણ એ માતાનો ભરત નામનો નિર્મમ અને વિનીત પુત્ર હતો. જો એ પુત્ર વિનીત, નિર્લોભી અને નિર્મમ ન હોય તો માતા આ વસ્તુ ન સમજી શકત. આ વસ્તુ સાથે માતાની ઉત્તમતા અવશ્ય વિચારણીય છે. જો આ માતાના સ્થાને કો'ક બીજી માતા હોત તો પોતાના ઉપર આક્રોશ કરનાર પુત્રને એમ કહી દેત કે, 'મેં તો તારા માટે ગાદી માંગી હતી છતાં મારા ઉપર દોષારોપણ કરે છે, તો જા મારે તારા જેવા દીકરા ન જોઇએ' પણ એમ બને જ કેમ ? કારણ કે આ માતા અને દીકરા જૂદા જ હતા.

આ સ્થળે એ સમજી લેવું જોઇએ કે જે પુત્ર માતાની હિતશિક્ષા ન માને તે કપુત અને પુત્રની સારી ક્રિયા જોઇને જે માતા આનંદ ન પામે તથા આવા ઉત્તમ પુત્રની ઉત્તમતા જાણીને સંતોષ અને આનંદ પામવાને બદલે સંતાપ પામે તથા સારી ક્રિયામાં વિઘ્ન કરે તે માતા પણ કુમાતા. જે માતાપિતા પોતાના સંતાન પ્રત્યેની ફરજ ચૂકે તે પોતાનું માતાપિતાપણું ગુમાવે છે અને જે સંતાનો શિરસાવંદ્ય કરવા જેવી માતાપિતાની આજ્ઞા ન માને તે પોતાનું પુત્રપણું ગુમાવે છે. કપુત અને કુમાતા તથા કુપિતાનો યોગ જેમ ખરાબ ફળને પેદા કરે છે તેમ ઉત્તમ પુત્ર અને ઉત્તમ માતાપિતાનો યોગ ઉત્તમ ફળને પેદા કરે છે. આ ઉત્તમ યોગનો જ પ્રતાપ છે કે આવી સ્થિતિમાં ભેગા થયેલ માતા આદિ આ રીતે પરસ્પર ભેટી શકે છે. દરેકના અંતરમાંથી સૌજન્યનો પ્રવાહ રેલાય છે. આ ઉત્તમ ફળ ઉત્તમ યોગનું જ છે. એમાં કોઇથી ઇનકાર થઇ શકે તેમ નથી.

ત્યાર બાદ જેની આંખોમાં અશ્રુઓ ઉભરાઇ રહ્યા છે. એવા ભરત પણ તે સમયે રામચંદ્રજીના ચરણોને નમસ્કાર કરે છે, અને જેનામાં ખેદરૂપી મહાવિષ વ્યાપ્ત થઇ રહ્યું છે એવા તે મૂર્ચ્છાને પામ્યા. વિચારો! આ અવસ્થા અને આ અવસ્થાનું કારણ. વિના પ્રયાસે વડીલબંધુ ચાલ્યા જાય છે અને વગર માગ્યે રાજ્ય મળી જાય છે એ છતાં પણ ભરતની આ દશા થાય છે, એ કેવી ઉત્તમ દશાનું સૂચન કરે છે એ અવશ્ય વિચારણીય છે. પારકા રાજ્યને પડાવી લેવા મથનારાઓએ આ પ્રસંગ અવશ્ય વિચારવા યોગ્ય છે. આ મૂર્ચ્છાનું હાર્દ તો આપણને ત્યારે જ સમજાશે કે જ્યારે શુદ્ધિમાં આવ્યા બાદ ભરત પોતાનું હૃદય પોતાના વડીલબંધુ સમક્ષ ખુલ્લું કરશે.

**ભક્તિભર્યા ઉપાલંભ પૂર્વક યાચના :**

પોતાના લઘુ બંધુ ભરતને મૂર્છિત થયેલ જોઇને રામચંદ્રજી તેમને સાવધ કરે છે. રામચંદ્રજી મૂર્છારહિત બનેલા અને વિનયી એવા ભરતે વડીલ પ્રત્યે દઇ શકાય એવા ભક્તિભર્યા ઉપાલમ્ભપૂર્વક પોતાની માગણીઓ રજુ કરતાં કહેવા માંડયું કે -

''હે પૂજ્ય ! અભક્તની માફક મને ત્યજી દઇ આપ અહીં કેમ પધાર્યા ? મારી માતાના દોષથી મારા 'ઉપર ભરત રાજ્યનો અર્થી છે' આ પ્રમાણેનો જે અપવાદ આવ્યો છે તેને આપ પોતાની સાથે લઇ જઇને હરો અથવા તો અહીંથી પાછા ફરીને અયોધ્યામાં જઇને રાજ્યલક્ષ્મીનો આશ્રય કરો. હે બંધો ! એ પ્રમાણે કરવાથી પણ મારી ઉપર આવેલું કુળનાશકપણાનું કલંક ચાલ્યું જશે. હે બંધો ! આપ રાજ્યના સ્વામી બનો એટલે નિશ્ચિત છે કે જગતના મિત્ર એવા લક્ષ્મણજી આપના અમાત્ય થશે. આ જન એટલે ભરત આપનો પ્રતીહાર થશે અને શત્રુઘ્ન આપનો છત્રધર બનશે.''

ભાગ્યવાનો ! વિચારો ભાગ્યશાળી ભરતનાં હૃદયની સુવિશુદ્ધ દશાને ! પોતાની માતાએ પોતાના માટે રાજ્યની માગણી કરી એથી પોતે માને છે કે 'મારી ઉપર ભરત રાજ્યનો અર્થી છે' આવી જાતનું કલંક આવ્યું. એક રાજપૂત્ર રાજ્ય ઇચ્છે એમાં કલંક શાનું ? એવો વિચાર ભરતને નથી આવતો, પણ ઉલ્ટું ભરત રાજ્યનો અર્થી છે એવું લોકો માને એ પોતાના ઉપરનું કલંક છે એમ પોતે માને છે ! ખરેખર આ વિચારણા વિવેકીને જ શકય છે પણ પૌદ્‌ગલિક લાલસામાં ફસેલા માટે શકય નથી. વડીલ બંધુ પ્રત્યે તે મહાનુભાવના હૃદયમાં કેટલી ભક્તિ ભરી હશે કે જેથી તે ઉપાલમ્ભપૂર્વક પોતાની માગણીઓ વડીલ બંધુના ચરણે ધરી શકે છે. જીંદગી સુધી સ્વાર્થમાં રક્ત રહેનારા વડીલને આવી જાતનો ઉપાલમ્ભ પણ નથી આપી શકતા અને આવી માગણીઓ પણ નથી કરી શકતાં. નિઃસ્વાર્થી અને સાચા ભક્ત હોવાના કારણે ઉપાલમ્ભ આપતાં કાકલુદી ભરેલા શબ્દોથી ભરતજી પોતાના વડીલબંધુ રામચંદ્રજી પ્રત્યે કહે છે કે ''હે પૂજ્ય ! એક અભક્તને ત્યજીને ચાલ્યા જાઓ, તેમ મારા જેવા ભક્તને ત્યજીને આપ અહીં સુધી પધાર્યા જ કેમ ?''

આ પ્રશ્નનો રામચંદ્રજી ઉત્તર આપે તે પહેલા ભરતજી પોતાના તે પૂજ્ય પ્રત્યે પોતાની માગણીઓ સ્પષ્ટ શબ્દોમાં રજુ કરતાં કહે છે કે ''હે ભાઇ ! આ આપના પરમભક્ત એવા લઘુબંધુ ઉપર તેની માતાના દોષથી રાજ્યના અર્થીપણાનો કારમો અપવાદ આવ્યો છે અને એ કારમા અપવાદને હરવો એ આપની ફરજ છે. એ હરવા માટે આપ મારી બે માગણીઓ પૈકીની એક માગણી સ્વીકારો.''

બે માગણીઓ પૈકીની પ્રથમ માગણી એ છે કે :-(૧)''આ સેવકને આપ આપની સાથે વનમાં લઇ જાઓ.''

આ માગણીનો જો સ્વીકાર ન કરી શકો તો બીજી માગણી એ છે કે - (૨) ''કૃપા કરીને આપ પાછા ફરી અયોધ્યામાં પધારીને રાજ્યલક્ષ્મીનો આશ્રય કરો.''

આ બેય માગણીઓ રજુ કર્યા બાદ પોતાની માંગણીઓનો પોતાના પૂજ્ય ઇનકાર ન કરે એથી ભરતજી પોતાના બંધુ પ્રત્યે કહે છે કે ''હે પૂજ્ય ! આ બેમાંથી એક પણ માંગણીના સ્વીકારથી આ સેવક ઉપરનો અપવાદ સહેલાઇથી ટળી જશે અને પરમકૃપાળુ આપ જો રાજ્યનો સ્વીકાર કરશો તો તો આ જગતના મિત્ર લક્ષ્મણજી આપના અમાત્ય બનશે, આ સેવક આપનો પ્રતીહાર બનશે અને શત્રુઘ્ન આપનો છત્રધર બનશે.''

આ રીતની ઉપાલમ્ભપૂર્વકની યાચનાઓના-માંગણીઓના ઉત્તરમાં રામચંદ્રજી કંઇ પણ બોલે એ પહેલાં તો કૈકેયીદેવી રામચંદ્રજી આગળ સહજ પણ અચકાયા વિના પોતાના કારમા દોષોના એકરાર સાથે પોતાના પુત્રના વચનને માનવાની માગણી દીનતાભર્યા શબ્દોથી ક્ષમાયાચનાપૂર્વક કરે છે.

[ ૬૨ ]

**ઉભયપક્ષની અનુપમ ઉત્તમતાનું સુંદર પરિણામ :**

આવા પ્રકારની ઉપાલમ્ભ પૂર્વકની માગણીઓના ઉત્તરમાં રામચંદ્રજી કંઇ પણ બોલે એ પહેલાં તો કૈકેયીમાતા જ રામચંદ્રજીને આ પ્રમાણે કહે છે કે, 'હે વત્સ રામ ! તું ભાઇના વચનનો સ્વીકાર કર. હે વત્સ ! તું સદાને માતૃવત્સલ છો; હે વત્સ ! આ બનાવમાં તારા પિતાનો દોષ નથી અને ભરતનો પણ દોષ નથી, પણ સ્ત્રીસ્વભાવથી સુલભ એવો આ દોષ કૈકેયીનો જ છે. હે વત્સ ! એક કુલટાપણાના દોષને ત્યજીને બાકીના સ્ત્રીઓના પૃથક્ પૃથક્ જે કોઇ પણ દોષો છે તે સઘળાય દોષો દોષની ખાણ જેવી મારામાં કાયમી સ્થાન કરીને રહેલા છે; હે વત્સ ! પતિને, પુત્રોને અને પુત્રોના માતાપરિવારને દુઃખોની ખાણ સમું મેં આ જે દુષ્કર્મ કર્યું છે તેને તું સહન કર : કારણ કે તું પુત્ર છો.'

ભાગ્યવાનો ! વિચારો કૈકેયીમાતાની આ દશા ! એકવાર મોહાધીનતાના પ્રતાપે નહિ કરવા યોગ્ય માંગણી કરી તો દીધી, પણ એનુ પરિણામ વિપરીત આવતું જોયું કે તરત જ હૃદય પલટાયું.ઉત્તમ આત્માઓમાં આવી જ ઉત્તમતા વસે છે કે જે ઉત્તમતા આવતા વિપરિત પરિણામોને એકદમ અટકાવી શકે છે અને અતિશય સુંદર પરિણામને આણી શકે છે. અનુપમ ઉત્તમતા વિના આ જાતનું કથન પોતાના પુત્રો અને પુત્રવધૂ સમક્ષ કરવું એ શું શકય છે ? પણ ઉત્તમતા એ વસ્તુ જ એવી છે કે સત્ય એકરાર કરવા આત્માને પ્રેરે છે. એ ઉત્તમતાની પ્રેરણાથી કૈકેયીમાતાએ સાફ સાફ શબ્દોમાં એ કહ્યું કે,

૧. હે વત્સ ! તું આ તારા ભાઈના વચનને માન !

૨. હે વત્સ ! તું સદાય માતા પ્રત્યે સ્નેહાળ છો.

૩. આ જે કારમો બનાવ બની ગયો તેમાં તારા પિતાનો કે ભરતનો દોષ નથી, પણ સ્ત્રીસ્વભાવથી સુલ્લભ એવો આ દોષ આ તારી માતા કૈકેયીનો જ છે.

૪. ખરેખર હું દોષની ખાણ જ છું. એજ કારણે એક કુલટાપણાના દોષને છોડીને જેટલા દોષો ભિન્ન ભિન્નપણે સ્ત્રીઓમાં રહેલા છે તે સઘળા દોષો મારા પોતામાં પણ વાસ કરીને રહેલા છે.

૫. પતિને, પુત્રોને અને માતાઓને આ અતિશય દુઃખ ને કરનારૂં જે કાર્ય છે, તે હે વત્સ ! તું સહન કર, કારણ કે તું સમજુ ને ઉદાર છે.

**શાન્ત અને સદ્ભાવભર્યો રામચંદ્રજીનો જવાબ :**

નીતરતી આંખે એવું એવું બોલતાં કૈકેયીમાતા પ્રત્યે એક સુપુત્રને છાજતો શાન્ત અને સદ્ભાવભર્યો જવાબ આપતાં રામચંદ્રજીએ કહ્યું કે, 'હે માતાજી ! હું દશરથમહારાજા જેવા પિતાનો પુત્ર થઈને મેં સ્વીકારેલી પ્રતિજ્ઞાને કેમ ત્યજું ? પિતાજીએ આ ભરતને રાજ્ય આપ્યું છે અને મેં માગેલ છે. તો એ વાણી અમારા બેના જીવતાં છતાં અન્યથા કઇ રીતે થાય ?'

રામચંદ્રજીએ આવા પ્રકારનો જવાબ દઈને પોતાને લેવા માટે આવેલા માતા અને ભાઈને એકદમ મૂઢ જ બનાવી દીધા. આ જવાબમાં રામચંદ્રજીએ સાફ સાફ સૂચવી દીધું કે, દશરથ રાજાનો દિકરો પોતાની પ્રતિજ્ઞાને તજે એ કલંક છે અને દશરથરાજાની અને પુણ્યપિતાના પુત્ર રામની વાણી એ ઉભયના જીવતાં તો અન્યથા ન જ થાય.

પોતાની પ્રતિજ્ઞા અને પોતાની વાણીનો જેને ખ્યાલ હોય એવા આત્માઓ પ્રાણન્તે પણ પોતે જે સ્વીકારેલું હોય તેને અન્યથા અનુચિત નથી કરી શકતાં. પિતાનું વચન સફળ કરવા માટે વનવાસ સ્વીકારવાનું બોલીને ચાલી નીકળેલા રામચંદ્રજી અયોધ્યામાં પાછા ફરીને રાજ્યંનો આશ્રય કેમ જ કરે ? પિતાનું અને પોતાનું એમ ઉભયનું વચન ફોગટ જાય એવું વર્તન રામચંદ્રજી જેવાથી કેમ જ થઇ શકે ? અને રામચંદ્રજીના આ જવાબની સામે કુળધર્મને સમજનાર કૈકેયીદેવી અને ભરત બોલે પણ શું ? વ્યવહારમાં પણ આવું શુદ્ધ જીવન ગુજારનાર આત્માઓ અવસર આવ્યે અને ઉલ્લાસજાગ્યે પ્રભુધર્મની આરાધનામાં કમીના પણ શું રાખે ? વ્યવહારની ઉચિત આચરણાઓ પણ આત્માને ધર્મની આરાધનામાં સહાયક છે. આવા બનાવોનું દર્શન ઉત્તમ આત્માઓના જીવનમાં જ શકય છે. રામચંદ્રજીના શાન્ત અને સદ્ભાવભર્યા જવાબથી વાતાવરણમાં મૌન છવાઇ ગયું અને સૌ સ્તબ્ધ બની ગયા.

[ ૬૩ ]

**રામચંદ્રજીનાં શુભહસ્તે રાજ્યાભિષેક :**

આવા પ્રકારના પ્રશ્નાત્મક જવાબના પ્રત્યુત્તરમાં કૈકેયીમાતા પાસે બોલવાનું કંઇ જ નહિ હોવાથી તે સ્તબ્ધપણે જ ઉભાં જ રહ્યાં. પોતાના જવાબનું ધારેલું પરિણામ આવેલું જોઇને રામચંદ્રજીએ વધુમાં કહ્યું કે, 'હે માતાજી ! હું મારી પ્રતિજ્ઞાને ત્યજી શકું તેમ નથી. પિતાજીનાં જીવતાં અને મારા જીવતાં અમારા ઉભયની વાણી અન્યથા થઇ શકે તેમ નથી. તે કારણે અમારા બેયની આજ્ઞાથી પણ ભરત રાજા હો. વળી હે માતાજી ! આ ભરતને માટે મારા પિતાજીની માફક હું અનુલ્લંઘ્ય છું; એટલે કે જેમ મારા પિતાની આજ્ઞા ભરત માટે ન ઉલ્લંઘી શકાય તેવી છે, તેમ મારી આજ્ઞા પણ ભરત માટે ન ઉલ્લંઘી શકાય તેવી છે.'

રામચંદ્રજીના આ જવાબનો ઉત્તર આપવાની તાકાત નહોતી માતા કૈકેયીમાં કે નહોતી બંધુ ભરતમાં. એટલે એ બંને તો સ્તબ્ધ થઇને મૌનપણે સ્થિત હતાં અને રામચંદ્રજી પણ કરવા યોગ્ય કાર્ય એકદમ આટોપવા માગતા હતા. એટલે ત્યારબાદ રામચંદ્રજીએ પોતે સીતાએ લાવેલા જળથી સર્વ સામંતોની સાક્ષીમાં ભરતને રાજ્ય ઉપર અભિષેક કર્યો.

વિચારો કે ઉત્તમ આત્માઓનાં અંતરમાં કેવા પ્રકારની ઉદારતા હોય છે. અનુપમ કોટિની ઉદારતા વિના આ કાર્ય કોઇ પણ રીતે શકય નથી. પતિ વન વેઠે અને દેવર રાજા બને એ કઇ સ્ત્રી સહન કરે ? રામચંદ્રજી સમજાવવાના કાર્યમાં સફળ થયાં તો સીતાદેવીએ અભિષેક જરૂરી પાણી લાવીને રજુ કર્યું. સમજાવવા માટે જરૂરી કથન પૂર્ણ કરીને તરત જ રામચંદ્રજી ઉઠયા અને એકદમ સીતાદેવીએ લાવેલા પાણીથી સઘળાય સામંતોની હાજરીમાં પોતાના લઘુબંધુ ભરતને રાજ્ય ઉપર અભિષિક્ત કરી દીધાં. જોત જોતામાં બની ગયેલો આ બનાવ કોને આશ્ચર્ય ઉત્પન્ન ન કરે ? રામચંદ્રજીને પાછા લાવવા માટે ઉત્સાહભેર આવેલ કૈકેયી માતા, ભરત અને અમાત્યો આદિ તો એકદમ વાત વાતમાં જ બની ગયેલા આ બનાવથી ચકિત જ થઇ ગયાં.

પિતાજીના વચનપાલન ખાતર રાજ્યથી પણ નિઃસ્પૃહ બનેલા રામચંદ્રજીએ અભિષેક કર્યા બાદ પ્રેમપૂર્વક કૈકેયીમાતાને પ્રણામ કરીને અને ભરત ને સંભાષણ કરીને વિસર્જન કર્યા અને પાતે દક્ષિણ દિશા તરફ પ્રયાણ કર્યું.

**રામચંદ્રજીની આજ્ઞાથી ભરતે સ્વીકારેલું રાજ્ય :**

પ્રતિજ્ઞાનું પાલન કરવાની દ્રઢતા આત્માને ગમે તેવા પ્રસંગમાં પણ ચલિત થવા દેતી નથી એનું આ પ્રસંગ સુંદરમાં સુંદર પ્રતિપાદન કરે છે. પિતાની આજ્ઞાથી વનમાં જવાનો પ્રસંગ ઉભો કરનાર માતા પોતે જ બોલાવવા આવે; પિતાએ જેને રાજ્ય આપ્યું હતું તેજ ભાઇ પાછા અયોધ્યા પધારવાની ન ઠેલી શકાય એવી આજીજીભરી અભ્યર્થના કરે; પિતાજી પણ પોતાનું પાછા ફરવું હૃદયથી ઇષ્ટ ગણે અને સારીએ પ્રજા પોતાને ઝંખે એવી દશામાં પણ આ રીતે નાના ભાઇને રાજ્ય આપીને ચાલ્યા જવું એ નાનીસૂની વાત નથી જ.

ભલે એ વાત નાનીસૂની ન હોય પણ રામચંદ્રજીએ તો વાતને તદ્દન નાનીસૂની બનાવી દીધી અને એથી નિરૂપાય બનેલા ભરતજી પણ એ વાતનો ઇનકાર ન કરી શકયા. પોતાના વડીલ બંધુએ ત્યાં જ કરેલા રાજ્યાભિષેકથી જેનું શાસન અખંડ છે એવા ભરતજી અયોધ્યા નગરીમાં પાછા ગયા અને તેમણે પિતા દશરથમહારાજાની તથા વડીલ ભાઇ રામચંદ્રજીની આજ્ઞાથી રાજ્યભારનો સ્વીકાર કર્યો.

આ ઉપરથી સ્પષ્ટ છે કે ભરતજીએ પોતે સ્વીકાર નથી કર્યો પણ નિરૂપાયે પિતા તથા વડીલબંધુના હુકમથી તેમને રાજ્યનો સ્વીકાર કરવો પડયો છે. આવા પુત્ર અને આવા બંધુ વિશ્વમાં વિરલ જ હોય છે. આવા વિરલ

આત્માઓનું જીવન ખૂબ ખૂબ વિચારણીય હોય છે. આવી સ્થિતિમાં પણ હૃદયને નિર્લેપ રાખવું એ સહજ નથી. ઉત્તમ આત્માઓ જ આવી સ્થિતિમાં નિર્લેપ રહી શકે છે.

**દશરથ મહારાજાએ દીક્ષા ગ્રહણ કરી :**

આ રીતે પોતાના વચનનું પાલન પૂર્ણ થવાથી દશરથમહારાજાએ શું કર્યું એનું વર્ણન કરતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે ''પોતાના વચનનું પાલન થયા પછી દશરથ રાજાએ પણ ઘણા પરિવારની સાથે શ્રી સત્યભૂતિ નામના મહામુનિની પાસે દીક્ષા અંગીકાર કરી.''

પુણ્યપુરૂષો છતી સામગ્રીએ આત્મ કલ્યાણની સાધનાને કદી ચૂકતાજ નથી. જીવનસાધનાના ઉપાયને અવસરે આરાધી લેવો એ તો કલ્યાણના કામીની અનિવાર્ય ફરજ છે. એવી ફરજને સામગ્રીના સદ્ભાવમાં પણ તેઓ જ અદા ન કરે કે જેઓ મનુષ્યભવની મહત્તાને ન સમજ્યા હોય. મનુષ્યભવની મહત્તાને સમજનાર દશરથ મહારાજા જીવનને સફળ બનાવનારી દીક્ષાને છતી સામગ્રીએ અવસરે પણ આરાધ્યા વિના કેમજ રહે ?

**રામચંદ્રજી આદિ અવંતિ દેશના પ્રદેશમાં :**

પિતાજીના દીક્ષીત થયા બાદ પોતાના ભાઈના વનવાસથી હૃદયમાં દુઃખી અને, શ્રી અરિહંત પરમાત્માની પૂજામાં ઉદ્યત અને સુંદર બુદ્ધિને ધરનારા ભરતજી યામિકની - દ્વારપાળની માફક રાજ્યનું રક્ષણ કરવા લાગ્યા.

આવી દશામાં રહેતો આત્મા સંસારનાં કારમા બંધનોથી પર રહે એમાં આશ્ચર્ય શું છે ? લઘુવયમાં રાજ્યનું સ્વામિત્વ મળવા છતાં મદાન્વિત ન બનવું અને ઉદાસીનભાવે રાજ્યનું રક્ષણ કરવામાં દત્તચિત્ત રહેવું એ સંસાર પ્રત્યેની ઉદાસીનતા વિના શકય જ નથી. જ્યારે આ બાજુ ભરતમહારાજા રાજ્યશાસન કરી રહેલા છે ત્યારે આ બાજુ રામચંદ્રજી, લક્ષ્મણજી તથા મહાસતી સીતાજીની સાથે વનવાસના પ્રયાણમાં આગળ વધતાં વધતાં ક્રમે કરીને માર્ગમાં ચિત્રકૂટ પર્વતને લંઘીને કેટલાક દિવસો બાદ અવંતિદેશના એક પ્રદેશમાં પહોંચ્યા.

આ પ્રમાણે કલિકાલસર્વજ્ઞ આ. ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ રચેલા 'શ્રી ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ત' નામના મહા કથાગ્રંથના સાતમા પર્વનો આ ચોથો સર્ગ સમાપ્ત થયો.

પૂજ્યપાદ વ્યાખ્યાન વાચસ્પતિ, પરમ પ્રવચન પ્રભાવક,
અવિચ્છિન્ન તપાગચ્છ સત્યાદિ સંરક્ષક, આચાર્ય
ભગવંત શ્રીમદ્ વિજયરામચંદ્રસૂરીશ્વરજી
મહારાજશ્રીના મનનીય પ્રેરણાદાયી
વિવેચનથી સુવિશિષ્ટ
**શ્રી "જૈન રામાયણ" નો**
**બીજો ભાગ સમાપ્ત થયો.**

# પાંચમો સર્ગ

[૧]

### સિંહાવલોકન : મનુષ્યલોકમાં જ સ્વર્ગ અને મોક્ષ :

પણે આ **"શ્રી ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્ર"** નામના મહાકાવ્યના સાતમા પર્વમાં રામ-લક્ષ્મણની ઉત્પત્તિ, પરિણયન અને વનવાસગમન નામના ચોથા સર્ગમાં છેલ્લે છેલ્લે એ જોઇ ગયા કે, ભરતે ભાઇની તથા પિતાની આજ્ઞાથી રાજ્ય લીધું; દશરથ મહારાજાએ પણ મોટા પરિવારની સાથે સત્યભૂતિ નામના મહામુનિની પાસે સંયમ લીધું અને રામચંદ્રજી, સીતાજી તથા લક્ષ્મણજી સાથે આગળ પ્રયાણ કરી અવંતિદેશના એક પ્રદેશ પ્રત્યે પહોંચ્યા.

આ રીતે ચોથા સર્ગમાં આપણે અનેક વસ્તુઓ જાણી. એક ઉત્તમ કુલની મહત્તા જોઇ. દશરથ મહારાજાને વૈરાગ્ય થવાનું નિમિત્ત પણ જોયું. માતા, પિતા, પુત્ર, પતિ, પત્ની, ભાઇ અને સાસુ-વહુ વગેરે કેવાં હોય તે પણ જોયું. શ્રી જિનેશ્વરદેવના શાસનના સંસ્કાર હોય તો મનુષ્યલોકમાં જ સ્વર્ગ છે. સ્વર્ગ તો મળે ત્યારે; પણ અહીં જ સાચા સ્વર્ગનો અનુભવ થાય છે. શરત એટલી જ કે, શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા હૈયામાં બરાબર જચવી જોઇએ. શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાના પ્રતાપે મનુષ્યલોકમાં સ્વર્ગ જ છે, એટલું જ નહિ પણ જો આત્મા એ આજ્ઞાનું પાલન કરતાં કરતાં આત્મસ્વરૂપમાં રમતો થઇ જાય, તો મોક્ષનો સાક્ષાત્કાર પણ અહીં જ થાય તેમ છે; પણ એ દશા આવવી જોઇએ.

**સીતાજીની શ્રમિત દશા અને વિશ્રાંતિ :**

સીતાજી અવંતિ દેશના એક દેશ સુધી આવતાં માર્ગમાં શ્રમિત થઇ ગયાં. રામચંદ્રજી અને લક્ષ્મણજીની વાત જૂદી છે અને સીતાજીની વાત જૂદી છે. આવી દશામાં પણ સીતાદેવીનાં હૃદયમાં કે મુખ ઉપર અપ્રસન્નતા નથી આવતી. પતિની ભક્તિ માટે જ સુખ-સંપત્તિને ત્યજીને વનમાં આવેલ સીતાજી અપ્રસન્ન થાય પણ કેમ ? ભલે સીતાજી પોતે અપ્રસન્ન ન થાય, પણ રામચંદ્રજી સાથેનાની શાન્તિનો વિચાર કર્યા વિના રહે જ કેમ ? સીતાજીને શ્રમિત થયેલ જોઇને રામચંદ્રજી માર્ગમાં થાકી ગયેલ સીતાજીને વિશ્રામ કરાવવા માટે ગુહ્યકોના ઇશ્વરની માફક એક વટવૃક્ષના મૂળમાં બેઠા.

રામચંદ્રજીએ, એ દેશમાં આવીને વડની નીચે બેઠા, તે દેશને ચારે બાજુ દૃષ્ટિપાત કરીને જોયો. તે દેશને ચારે બાજુએ જોઇને રામચંદ્રજીએ લક્ષ્મણજીને કહ્યું કે, ''આ દેશ કોઇની પણ ભીતિથી હમણાંજ નિર્જન થયો હોય એમ લાગે છે. કારણ કે નથી સુકાણી પાણીની નહેરો જેમાં એવાં ઉદ્યાનો, શેલડીથી સહિત ઇક્ષુવાટો અને અન્નથી ભરેલાં ખલો જણાવે છે કે, આ પ્રદેશમાં થયેલી નિર્જનતા જૂની નથી પણ નવી છે. જો આ પ્રદેશમાં થયેલી નિર્જનતા જૂની હોય તો અહીંનાં ઉદ્યાનો આવાં લીલાં ન હોઇ શકે, ઇક્ષુવાટો શેલડીથી ખીચોખીચ ન

હોઇ શકે અને ખેતરમાં રહેલાં ધાન્ય ભરવાનાં ખળો ધાન્યથી ભરેલાં ન હોઇ શકે. આવી સુંદર દશા હોવા છતાં આ પ્રદેશ એકદમ નિર્જન બની ગયો છે એનું કારણ અચાનક આવી પડેલી કોઇની ભીતિ હોવી જોઇએ.''

આ રીતે રામચંદ્રજી લક્ષ્મણજીને કહી રહ્યા છે તે જ સમયે કોઇ એક માણસ ત્યાં થઇને જઇ રહ્યો છે. ત્યાં થઇને જતા એક માણસને તે વખતે રામચંદ્રજીએ પ્રશ્ન કર્યો કે,

'હે ભદ્ર ! આ દેશ કેમ ઉજ્જડ થઇ ગયો છે ? અને તું ક્યાં ચાલી રહ્યો છે?'

**પ્રદેશની નિર્જનતાનો હેતુ અને વજ્રકર્ણ રાજાને મુનિનું પુણ્યદર્શન :**

રામચંદ્રજીએ પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપતાં તે જઇ રહેલા મનુષ્યે કહેવા માંડ્યું કે,

આ અવંતિ નામના દેશની અવંતિ નામની નગરીમાં સિંહોદર નામનો રાજા છે અને આ દેશમાં તે રાજાને આધીન એવા વજ્રકર્ણ નામનો એક સામંત છે. એ સામંત મહાબુદ્ધિશાળી છે અને આ દશાંગપુરનો નાયક છે. એ વજ્રકર્ણ નામનો સામંત રાજા કોઇ એક દિવસે શિકાર કરવા માટે વનમાં ગયો. જે વનમાં એ સામંત રાજા શિકાર કરવા ગયો તે વનમાં તે રાજાએ કાયોત્સર્ગમાં રહેલા પ્રીતિવર્ધન નામના મહામુનિને જોયા.

આવા પ્રસંગે મહામુનિનું દર્શન એ મહા ભાગ્યોદય સૂચવે છે. સુંદર ભાગ્યોદય વિના આવા પ્રસંગમાં મુનિનું દર્શન અશક્ય છે. જો કે ભાગ્યહીન રાજાઓને આવા સમયે થયેલું મુનિનું દર્શન લાભપ્રદ થવાને બદલે હાનિ કરનારૂં થાય છે; કારણ કે ભાગ્યહીન રાજાઓ આવા પ્રસંગોમાં થયેલા મુનિદર્શનને અપશુકન માનીને, ભારેમાં ભારે આશાતના કરી ઘોર પાપબંધને કરનારા થાય છે; પણ આ રાજા તેવો ન હતો; એ જ કારણે આ રાજાએ સરળ ભાવે મહામુનિને પ્રશ્ન કર્યો કે,

'હે મુનિ ! આપ આ અરણ્યમાં વૃક્ષની માફક કેમ ઉભા છો ?'

આ પ્રમાણેનો પ્રશ્ન કરી મુનિને બોલાવવા માટે તે રાજાએ પ્રયત્ન કર્યો, એટલે તે મુનિએ પણ એનો ઉત્તર આપતાં ઘણા જ અલ્પ શબ્દોમાં ફરમાવ્યું કે,

**''आत्माहितार्थम्''** ''આત્માના હિતને માટે.''

આ પ્રમાણેનો ઉત્તર સાંભળીને આશ્ચર્યચકિત બનેલા વજ્રકર્ણ રાજાએ ફરીથી પણ પ્રશ્ન કર્યો કે, 'ખાવા લાયક અને પીવા લાયક વસ્તુઓ આદિથી રહિત એવા આ અરણ્યમાં આપનું શું આત્મહિત થાય છે ?'

**મુનિનો સુંદર ઉપદેશ અને તેનું પરિણામ :**

આવા પ્રકારના પ્રશ્નથી તે મુનિએ તે રાજાને ધર્મને માટે યોગ્ય તરીકે જાણ્યો; કારણ કે આત્મહિત માટે રાજાના હૃદયમાં વિરોધ નથી. જો રાજાના હૃદયમાં આત્મહિતનો વિરોધ હોત તો રાજા આત્મહિત શબ્દનો જ ઉપહાસ કરત, પણ તેમ ન હતું. આત્મસ્વરૂપથી અજ્ઞાન દુનિયા ખાવા-પીવામાં અને મોઝમઝામાં જ સર્વસ્વ માની લે છે; એ જ કારણે ખાનપાનાદિની સામગ્રીથી રહિત એવા આ અરણ્યમાં આત્મહિત શું સાધી શકાય અને શી રીતે સાધી શકાય ? એ જાણવા માટે જ રાજાએ એવા પ્રકારનો પ્રશ્ન કર્યો; રાજાના એવા પ્રકારના પ્રશ્નથી પણ મુનિવરે તે રાજાને યોગ્ય જાણ્યો; યોગ્ય જાણીને મુનિવરે તે રાજાને આત્માનું હિત કરનારો ધર્મ કહ્યો; એ ધર્મના શ્રવણથી સુંદર બુદ્ધિને ધરનારા તે રાજાએ પણ તે મુનિવરની પાસે તે જ ક્ષણે શ્રાવકપણાનો

સ્વીકાર કર્યો, એટલું જ નહિ પણ સાથે સાથે 'શ્રી અરિહંત ભગવાન સિવાયના જે કોઇ દેવ કહેવાતા હોય, તે દેવને અને સાધુઓ વિના અન્ય ગુરૂને હું નમસ્કાર કરીશ નહિ.' આ પ્રમાણેનો મજબૂત અભિગ્રહ પણ તે રાજાએ તે મુનિવર પાસે ગ્રહણ કર્યો.

વિચારો કે એક યોગ્ય આત્માને દેવાયેલો ઉપદેશ કેટલો સુંદર રીતે પરિણામ પામે છે ? જે રાજા આત્મા શું કે આત્માનું હિત શું ? એ જાણતો ન હતો, તે રાજા એક જ વખતના ઉપદેશથી ઉત્તમ શ્રાવકપણાનો સ્વીકાર કરવા સાથે કઠીનમાં કઠીન અભિગ્રહ અંગીકાર કરે; એ કાંઇ જેવી તેવી વાત નથી. ઉત્તમ આત્માઓને માત્ર પ્રેરકની જ આવશ્યકતા હોય છે. પ્રેરક મળતાની સાથે જ તે આત્માઓ એકદમ ઉદ્યત બની જાય છે. ઉત્તમ આત્માને દીધેલો ઉપદેશ એકદમ ઉત્તમ પ્રકારના પરિણામને અવશ્ય પામી જાય છે. ઉપદેશને યોગ્ય આત્મા ઓછા પ્રયત્ને, અરે વિના પ્રયત્ને પણ ઘણું પામી જાય છે. અન્યથા આવા આત્માઓ એકદમ આવો ધર્મ પામી જાય અને આવી જાતનો અભિગ્રહ સ્વીકારી લે એ શક્ય નથી.

**આફતની ચિંતા અને તેનો ઉપાય :**

આ રીતે વજ્રકર્ણ રાજા ઉત્તમ શ્રાવકપણાને પામીને દૃઢ અભિગ્રહનો સ્વીકાર કર્યા પછી મુનિને વંદન કરીને દશાંગપુર નામના નગરમાં આવી ગયા બાદ પોતાના શ્રાવકપણાને પાળતા તે રાજા એ પ્રમાણે વિચારવા લાગ્યા કે, 'શ્રી અરિહંતદેવ અને નિર્ગ્રંથ ગુરૂ, એ સિવાય અન્ય કોઇને પણ મારે નમસ્કાર કરવા નહિ. આવા પ્રકારનો મારે અભિગ્રહ છે, એ વાત નિશ્ચિત છે, અને મારાથી નહિ નમસ્કાર કરાયેલ સિંહોદર રાજા મારો વૈરી થશે એ પણ નિશ્ચિત છે.'

આ પ્રમાણે વિચારીને વજ્રકર્ણ રાજા ચિંતાગ્રસ્ત બન્યો. આ વસ્તુ એક પરાધીન રાજાને કનડનારી નિવડે એમાં સહજ પણ શંકા નથી; પણ એ વસ્તુનો વિચાર કરતાં કરતાં વજ્રકર્ણ રાજાને એકદમ સુંદર બુદ્ધિ ઉત્પન્ન થઇ અને એ બુદ્ધિના યોગે એ આફતને ટાળવાનો ઉપાય પણ તેના હાથમાં આવ્યો. આવતી આફતને ટાળવા માટે રજાએ ભ. શ્રી મુનિસુવ્રતસ્વામીની મણિમય પ્રતિમાને પોતાની મુદ્રિકામાં સ્થાપન કરી અને પોતાની મુદ્રિકામાં રહેલા શ્રી મુનિસુવ્રતસ્વામિના બિંબને નમસ્કાર કરતો તે રાજા સિંહોદર નામના નરપતિને ઠગવા લાગ્યો : કારણ કે બળવાનથી બચવા માટે માયા એ જ એક ઉપાય હોય છે.

આ ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે માયા એ પાપ છે, છતાં પણ એ જ માયા જો પાપથી બચવા અને ધર્મની આરાધના માટે જ સેવાય, તો એ પાપ નથી પણ ધર્મરૂપ છે. ક્રોધ આદિ ચારે કષાય પાપ રૂપ હોય અકરણીય હોવા છતાં પણ સ્વ-પરના શ્રેય માટે અથવા તો પાપથી બચવા અને અનંતજ્ઞાનીઓની આજ્ઞાના પાલન માટે કરવામાં આવે તો એ અધર્મ નથી પણ ધર્મ છે. આ જ હેતુથી અપ્રશસ્ત કષાય આદિના સેવનની મના છે, ત્યારે અમુક અવસ્થા સુધી પ્રશસ્ત કષાય આદિના સેવનની વિધિ છે. કલ્યાણના અર્થિઓએ એ વિધિના પાલન માટે અવશ્ય ઉદ્યુક્ત રહેવું જોઇએ.

**સિંહોદર રાજાનો કોપ :**

અનંતજ્ઞાનીઓની આજ્ઞા મુજબ વજ્રકર્ણ રાજા પ્રશસ્ત માયાનો આશ્રય લઇને પોતાના અભિગ્રહનું પાલન આ રીતે કરે છે. એ રીતે પોતાના અભિગ્રહનું પાલન કરતાં તેનો કેટલોક સમય વીત્યો. વજ્રકર્ણ રાજાનું એ કાર્ય કોઇ એક ખલ માણસે જાણ્યું.ખલનો સ્વભાવ જ એવો હોય છે કે ગમે તે રીતે પણ ઉપદ્રવ મચાવવો. પોતાના એ જાતિસ્વભાવના અમલ માટે તે ખલપુરૂષે વજ્રકર્ણ રાજાનો તે વૃત્તાંત સિંહોદર નામના મહીપતિને જણાવ્યો. કારણ કે, ''**खलाः सर्वंकषाः खलु**'' ''ખરેખર ખલ પુરૂષો સઘળી જ વસ્તુનો નાશ કરનારા હોઇ છુરિકા જેવા હોય છે.''

ખલ પુરૂષોનો આ સ્વભાવ વિશ્વમાં ભારે ઉપદ્રવ મચાવનારો હોય છે. કોઇ પણ સારા કામનો નાશ કરવો, એ ખલ પુરૂષોની જન્મસિદ્ધ પ્રકૃતિ હોય છે. કોઇ પણ સારૂં કામ ન સહી શકાય એવી જ પ્રકૃતિ એ પામરોની હોય છે. કોઇ પણ કલ્યાણકારી કાર્યમાં વિઘ્ન ઉભું કર્યા વિના એ બિચારાઓને ચેન જ નથી પડતું. સારા કાર્યને ખરાબ રૂપે ચીતરી અજ્ઞાન લોકોને ઉશ્કેરવામાં એ કુતૂહલીઓને ખૂબ જ આનંદ આવે છે. કોઇ પણ ધર્મના કાર્યમાં અટકાયત ઉભી થાય, ત્યારે એ ઉન્મત્તોને અત્યંત આનંદ આવે છે. એ લોકો પોતાની ધારણાઓને સફળ બનાવવા માટે રાજા અને પ્રજા વચ્ચે પણ વિલક્ષણ અને વિચિત્ર પદ્ધતિથી કારમું વૈમનસ્ય પેદા કરી ઉભયને અથડાવી મારતાં પણ આંચકો ખાતા નથી.

આવા જ સ્વભાવને ધરનારા કોઇ એક ખલથી વજ્રકર્ણ રાજાનું ધર્મપાલન સહી શકાયું નહિ અને એથી જ તેણે ભયંકર ઉપદ્રવ મચાવવાના હેતુથી એ વાત સિંહોદર રાજાને જણાવી. એ વાતને જાણતાંની સાથે જ મહા સર્પની માફક નિઃશ્વાસ નાખતો સિંહોદર રાજા એકદમ કોપાયમાન થયો.

ધર્મ ધર્મિની રક્ષા સદાય કરે છે. સાચા ધર્મિએ સદાય નિશ્ચિંત જ રહેવું જોઇએ. ધર્મિનું બુરૂં કરવાને કોઇ જ શક્તિમાન નથી. ધર્મિનું બુરૂં કરવા ઇચ્છનારનું જ બુરૂં થાય છે. ધર્મના પ્રભાવે ધર્મિની રક્ષા કરનાર કોઇને કોઇ મળી જ જાય છે. એ જ ન્યાયે સિંહોદર રાજાને વજ્રકર્ણ રાજા ઉપર કોપ થયો છે, એમ જાણનાર કોઇ મળી ગયો અને એ જાણનાર કોઇ પણ માણસે સિંહોદર રાજાના કોપને વજ્રકર્ણ રાજા પાસે આવીને જણાવ્યો.

## [ ૨ ]

**વજ્રકર્ણનો પ્રશ્ન અને તેનો ઉત્તર :**

સિંહોદર રાજાના કોપની વાત વજ્રકર્ણની પાસે જઇને કોઇ અજાણ્યા માણસે જણાવી એટલે આ પ્રકારની કોઇથી પણ ન જાણી શકાય એવી વાતને કોઇ એક અજાણ્યા માણસે આવીને પોતાને જણાવી એથી શંકિત થયેલા વજ્રકર્ણ રાજાએ તે વાત જણાવનાર માણસને સ્પષ્ટપણે પ્રશ્ન કર્યો કે,

**''मयि तस्य कोपो त्वया कथं ज्ञातः ?''**

*''મારા ઉપર તે રાજાનો કોપ તેં કેવી રીતે જાણ્યો ?''*

આ પ્રમાણે સ્પષ્ટ શબ્દોમાં પૂછાયેલા તે માણસે વજ્રકર્ણ રાજાને થયેલી જિજ્ઞાસાની તૃપ્તિ કરવાના હેતુથી સ્પષ્ટપણે આ પ્રમાણે કહ્યું કે,

''કુંદપુર નામના નગરમાં સમુદ્રસંગમ નામનો શ્રાવક વણિક છે. તે શ્રાવકને યમુના નામની ધર્મપત્ની છે. તેઓનો હું વિદ્યુદંગ નામનો પુત્ર છું. ક્રમે કરીને યૌવનને પામેલો હું કરીઆણાં લઇને, ખરીદી અને વેચાણ કરવા ઉજ્જયિની નામની નગરીમાં ગયો. મેં ત્યાં હરિણીનાં નેત્રો જેવાં નેત્રોને ધરનારી કામલતા નામની વેશ્યાને જોઇ : અને તેને જોતાંની સાથે જ હું કામબાણોનું સ્થાન થયો, અર્થાત્ એ કામલતા નામની વેશ્યાનાં દર્શનની સાથે જ હું કામાતુર બન્યો. તેની સાથે હું એક રાત્રિ વસું, આ પ્રમાણેની ઇચ્છાથી મેં તેની સાથે સમાગમ કર્યો : પણ તેની સાથે માત્ર એક જ દિવસનો સમાગમ કરવાં ઇચ્છતો હું, પાશથી જેમ હરણીઓ મજબૂત બંધાઇ જાય તેમ તેના રાગથી મજબૂત બંધાઇ ગયો. મારા પિતાજીએ જીંદગીભર કષ્ટ વેઠીને જે ઘણું

ધન ઉપાર્જન કરેલું હતું, તે ધન મેં તે વેશ્યાના વશે કરીને છ મહિનામાં ઉડાવી દીધું. કોઇ એક દિવસે તે વેશ્યાએ મને કહ્યું કે, 'સિંહોદર રાજાની શ્રીધરા નામની પટ્ટરાણીનાં જે બે કુંડલો છે, તેવાં બે કુંડલો તું મને આપ.' આ કથનને સાંભળીને મેં વિચાર કર્યો કે, ''મારી પાસે કંઇ દ્રવ્ય નથી, માટે હું તે પટ્ટરાણીનાં કુંડલો જ હરી લાવું.'' આ પ્રમાણેના વિચારથી સાહસિક બનેલો હું ખાત્ર દ્વારા રાજાના મહેલમાં ગયો. રાજાના મહેલમાં પેઠેલા મેં સિંહોદર રાજાને 'હે નાથ ! ઉદ્વિગ્ન આદમીની માફક આપ હાલમાં નિદ્રાને કેમ પામતાં નથી ?' આ પ્રમાણે પૂછતી શ્રીધરા પટ્ટરાણીને સાંભળી.

પોતાની પટ્ટરાણીએ પૂછેલા એ પ્રશ્નનો ઉત્તર આપતાં સિંહોદર રાજાએ કહ્યું કે, 'હે દેવી ! મને પ્રણામ કરવાથી વિમુખ થઇ ગયેલો વજ્રકર્ણ જ્યાં સુધી મરાય નહિ, ત્યાં સુધી મને નિદ્રા ક્યાંથી ? અર્થાત્ મને નમસ્કાર નહિ કરતા વજ્રકર્ણને જ્યાં સુધી હું મારીશ નહિ, ત્યાં સુધી મને નિદ્રા આવશે નહિ; હે પ્રિયા ! હું પ્રાતઃકાલમાં મિત્રો, પુત્રો અને બાંધવો સાથે એ વજ્રકર્ણને મારીશ; ત્યાં સુધી નિદ્રારહિત એવા પણ મારી આ રાત્રિ જાઓ, એટલે કે મારી આ રાત્રિ તો નિદ્રારહિત જશે.'

સિંહોદર રાજાના તે કથનને સાંભળીને અને તે વાત આપને કહેવાને માટે તજી દીધી છે કુંડલોની ચોરી જેણે, તેવો હું સાધર્મિકવાત્સલ્યથી જલ્દી અહીં આપની પાસે આવ્યો.

**વજ્રકર્ણનો ધર્મપ્રેમભર્યો મક્કમ જવાબ :**

વિચારો ! વેશ્યાગામી બનેલો, ચોરી કરવા ગયેલો, ચોરી પણ રાજાને ત્યાં, અવંતિના માલિકને ત્યાં અને તે પણ અવંતિના માલિકની પટ્ટરાણીના કાનમાંથી કુંડળ લાવવાનાં, અને આ બધું એક વેશ્યાના રાગની ખાતર. આવો આત્મા પણ સાધર્મિની આપત્તિ જાણી સાધર્મિને બચાવવા દોડી જાય છે. ધર્મપ્રેમ આત્માને અવસરે પોતાની ફરજનું ભાન અવશ્ય કરાવે છે. ગમે તેવો તો પણ શ્રી જિનેશ્વરદેવનો સેવક, ગાંડો-ઘેલો પણ સેવક શ્રી જિનેશ્વરદેવનો હોય, તે સાવધ થયા વિના કેમ જ રહે ? શ્રી જિનેશ્વરદેવના માર્ગને પામેલાની દશા તો અપૂર્વ જ હોય. સાવધ થયેલો તે પાપથી પાછો હઠીને ફરજ અદા કરવા માટે દોડી જાય એ કંઇ નવું નથી. મોહના કારમા ઘેનને એકદમ દૂર કરી સાધર્મી ઉપરના વાત્સલ્યથી તે એકદમ વજ્રકર્ણ પાસે દોડી આવ્યો અને અવંતિપતિના કોપને જણાવ્યો.

આવા પ્રકારના સાધર્મિક પ્રત્યે સદ્ભાગ કોને ન જન્મે ? ધર્મિ માત્રને જન્મે, પરંતુ આ સમાચાર એવા મળ્યા હતા કે, જેથી વજ્રકર્ણ રાજાને તેનું વિભવાનુરૂપ સ્વાગત કરવાનો સમય જ ન હતો. ભારે આપત્તિના સમાચાર સાંભળ્યા પછી હૃદય આફતથી બચવાના ઉપાય જ પ્રથમ આદરે છે. હૃદયના એ સ્વભાવ પ્રમાણે જ વજ્રકર્ણ રાજાએ પોતાના સાધર્મી દ્વારા સિંહોદર રાજાના કોપને અને વિચારને સાંભળીને એકદમ પોતાની નગરીને તૃણ અને કણથી અધિક કરી દીધી, અર્થાત્ પોતાની નગરીમાં મનુષ્યો માટે અનાજ અને પશુઓ માટે ઘાસ ખૂબ ભરી દીધું કે, જેથી આફતના દિવસો પસાર કરવામાં હરકત આવે નહિ.

પણ જેટલામાં વજ્રકર્ણ રાજાએ જોઇએ એ તૈયારી કરી, તેટલામાં તો તેણે આકાશમાં દુશ્મનની સેનાથી ઉડતી રજ જોઇ. સર્પો જેમ ચારે બાજુથી ચંદનવૃક્ષને એક ક્ષણવારમાં ઘેરી લે તેમ સિંહોદર રાજાએ એક ક્ષણવારમાં વજ્રકર્ણ રાજાના તે દશાંગપુર નગરને પ્રબલ સેનાથી ઘેરી લીધું. આખા નગરની ફરતો જબ્બર ઘેરો ઘાલ્યા પછી તે સિંહોદર રાજાએ દૂત દ્વારા વજ્રકર્ણને એમ કહેવડાવ્યું કે, ''હે માયાથી ભરેલા ઠગ ! તેં પ્રણામની માયાથી મને ઘણા કાળ સુધી ઠગ્યો છે. આ કારણથી તું તે મુદ્રિકા વિના આવીને મને નમસ્કાર કર,નહિ તો તું

આજે તારા કુટુંબની સાથે યમના ઘેર પહોંચી જશે. અર્થાત્ સાચા નમસ્કાર સિવાય આજે તારે જીવવા માટે અન્ય કોઇ ઉપાય જ નથી. માટે અન્ય કોઇ પણ જાતનો વિચાર કર્યા વિના જો તારી જીવવાની ઇચ્છા હોય તો તરત જ આવીને તારી તે મુદ્રિકા વિના મને નમસ્કાર કર.''

સિંહોદર રાજાની આ માગણી વજ્રકર્ણ રાજાથી સ્વીકારી શકાય તેવી ન હતી એ તો સ્પષ્ટ જ છે. એટલે એ દૂત દ્વારા વજ્રકર્ણ રાજાએ કહ્યું કે, 'શ્રી અરિહંતદેવ અને સાધુ વિના અપરને હું નહિ નમું. આ મારો નિશ્ચયપૂર્વકનો અભિગ્રહ છે; એ કારણથી આપને નમસ્કાર કરવામાં મને પુરૂષપણાનું અભિમાન નથી, કિંતુ એ મારી ધર્માભિમાનતા છે; આપ નમસ્કાર વિના મારૂં સર્વ કંઇ આપની રૂચિ મુજબ ગ્રહણ કરો : મને એક ધર્મનું દ્વાર આપો કે જેથી હું ધર્મને માટે કોઇ અન્ય સ્થળે ચાલ્યો જાઉં : મારે ધર્મ એ જ ધન હો.''

વિચારો કે એક વખતનો શિકારી અને ધર્મને સહજ પણ નહિ સમજતો રાજા, એક ધર્મની ખાતર શું કહી રહેલ છે ? 'રાજ્યાદિ સર્વસ્વ જાઓ પણ એક ધર્મ જ રહો.' એ જ એક જેની ભાવના હોય તે શું ન સાધી શકે ? ધર્મને જ ધન માનવાની બુદ્ધિ, નામના ધર્મીમાં નથી આવી શકતી. અર્થની પોષણા ખાતર ધર્મને ઉડાવી દેવાની વાતો કરનારા શ્રદ્ધા અને સદ્ભાવથી આવા પુણ્યાત્માઓનાં જીવનોને જો વાંચે અને વિચારે તો જરૂર અર્થની અસારતા અને એક ધર્મની જ ઉપાદેયતા સમજે : પણ એ બનેજ કેમ ? સંસારની આસક્તિ અને ઉન્માર્ગે દોરનારી સ્વતંત્રતા પ્રત્યેની પ્રીતિ એ વસ્તુ બનવા જ ન દે. વજ્રકર્ણ રાજાની આ દશાનો પ્રત્યેક ધર્મના અર્થીએ અભ્યાસ કરવો જોઇએ. ધર્મ ખાતર સર્વસ્વ તજવાની તૈયારી વિના અવસરે ધર્મની આરાધના થવી દુઃશક્ય છે. ધર્મિની કસોટી અવસરે જ થાય છે અને ધર્મનું પરિણમન એવા જ આધારે પામી શકાય છે. વાત વાતમાં જાતને જ સાચવનારાઓએ પણ આ પ્રસંગ વિચારવા જેવો છે.

**વજ્રકર્ણના સરલ જવાબનો પણ અસ્વીકાર :**

પુણ્યાત્મા વજ્રકર્ણ રાજાનો ધર્મપ્રેમ અને સરળતાથી ભરેલો જવાબ પણ સિંહોદર રાજાએ સ્વીકાર્યો નહિ. આવા સુંદર જવાબને પણ ન સ્વીકાર્યો કારણ, ''**जातु धर्मपधर्मं वा, गणयंति न मानिनः** ।'' 'માની આત્માનો કદી ધર્મને અથવા અધર્મને ગણતા નથી.'

ખરેખર માની આત્માઓની દશા ઘણી જ વિચિત્ર હોય છે. માની આત્માઓને પોતાના માનની આગળ ધર્મ પણ કિંમત વિનાનો લાગે છે. માની આત્માઓ કોઇની સાચી પ્રશંસાને પણ સહી શકતા નથી. એવા આત્માઓને મન પોતાનું માન એ જ સર્વસ્વ હોય છે.

માનને જ સર્વસ્વ માનનારા સિંહોદર રાજાએ વજ્રકર્ણ રાજાના સરલતા અને ધર્મપ્રેમથી ભરેલા સુંદર જવાબનો પણ સ્વીકાર ન કર્યો. ગમે તે પ્રકારે પણ વજ્રકર્ણ રાજાને નમાવવો અગર તો નામશેષ કરવો, આ ઇરાદાના પ્રતાપે તે રાજા વજ્રકર્ણ રાજા સહિત તે નગરને રૂંધીને બહાર રહેલો છે. ચોરાઇ જતો આ દેશ તે રાજાના ભયથી ઉજ્જડ બની ગયો છે. આ રાજવિગ્રહમાં કુટુંબ સહિત હું પણ નાઠો. આજે અહીં મહેલો બળી ગયા અને તે મારી ઝૂંપડી બાળી. મારી ક્રૂર સ્ત્રીએ મને શૂન્ય બની ગયેલાં શેઠીયાઓનાં ઘરોમાંથી ઘરનાં ઉપકરણોને લઇ આવવા મોકલેલો છે. તેના કહ્યા મુજબ કરનારો હું તેમ કરવા માટે જઉં છું. તેના દુર્વચનનું પણ આ શુભ ફળ મને થયું કે, જેથી દૈવવશાત્ દેવ જેવા આપને મેં દેખ્યા.' આ પ્રમાણે આ પ્રદેશ ઉજ્જડ થયાની હકીકત કહીને તે માણસ અટક્યો.

## [ ૩ ]

**રામચંદ્રજી સાધર્મિકની આપત્તિ ટાળે છે :**

આપણે આ 'શ્રી ત્રિષષ્ઠિશલાકા પુરૂષચરિત્ર' નામના મહા કાવ્યના સાતમા પર્વની અંદર 'સીતાહરણ' નામના પાંચમા સર્ગમાં જોઇ ગયા કે,

આપણે એ જોયું કે અટવીમાં રાજ્ય ઉપર ભરતને અભિષિક્ત કરીને ચાલી નીકળેલા રામચંદ્રજી અવંતિ દેશના એક પ્રદેશમાં આવી પહોંચ્યા અને માર્ગમાં શ્રમિત થઇ ગયેલ સીતાજીને વિશ્રામ આપવા માટે એક વડવૃક્ષની નીચે બેઠા. તે પ્રદેશ ઉજ્જડ દેખાવાથી રામચંદ્રજી - આ પ્રદેશ કોઈની ભીતિથી હમણાં જ ઉજ્જડ થઇ ગયો લાગે છે - આ પ્રમાણેની વાત લક્ષ્મણજીની સાથે કરતા હતા, એટલામાં કોઇ એક માણસ એ માર્ગેથી જતો એમના જોવામાં આવ્યો. રામચંદ્રજીએ જોવામાં આવેલા માણસને 'આ પ્રદેશ શા કારણથી ઉજ્જડ થયો છે અને તું ક્યાં જાય છે ?' આવા પ્રકારનો પ્રશ્ન કર્યો. એ પ્રશ્નનો ઉત્તર આપતાં તે માણસે એ પ્રદેશની ઉજ્જડતાનું કારણ વિસ્તારથી કહેવા સાથે પોતે ક્યાં જાય છે એ પણ જણાવ્યું.

એ ઉપરથી રામચંદ્રજી સમજી ગયા કે આ એક સાધર્મિક ઉપરની આફત છે અને આ બિચારો કોઈ દરિદ્રી છે. આ કારણથી કરૂણાના સાગર એવા રામચંદ્રજીએ એ પ્રમાણે કહી રહેલા તે દરિદ્રીને રત્ન અને સુવર્ણમય સૂત્ર આપ્યું.

વિચારો કે એક ઉત્તમ આત્માની ઉદારતા કેવી અને કેટલી અનુપમ હોય છે ? ઉદાર આત્મા માટે કોઇ પણ સંયોગ એની ઉદારતાની આડે નથી આવી શકતો એ નિશ્ચિત છે. ઉદાર આત્માઓ અવસરે સર્વસ્વનું દાન કરી શકે છે.

પરમ ઉદાર અને કરૂણના નિધિ એવા રામચંદ્રજીએ તે દરિદ્રીને રત્ન અને સુવર્ણમય સૂત્રનું દાન કરીને વિસર્જન કર્યો. એની દરિદ્રતાને ટાળવાનું કાર્ય કર્યા પછી સાધર્મિક ઉપરની આપત્તિને ટાળવાનું તો રામચંદ્રજીના માથે ઉભું જ હતું. દરિદ્રની દરિદ્રતા ટાળ્યા વિના નહિ રહી શકનારા રામચંદ્રજી સાધર્મિકની આફત ટાળ્યા વિના કેમ જ રહી શકે ? પોતાના ધર્મને બજાવ્યા વિના નહિ રહી શકનારા હોવાથી જ તેને વિસર્જન કરીને રામચંદ્રજી દશાંગપુર ગયા અને નગરની બહારના ભાગમાં આવેલા ચૈત્યમાં શ્રી ચંદ્રપ્રભ નામના આઠમા તીર્થપતિને નમસ્કાર કરીને ત્યાં જ રહ્યા.

જે કાર્ય માટે રામચંદ્રજી દશાંગપુરની બહાર આવી ને રહ્યા છે, તે કાર્ય પ્રત્યે તે ઉદાસીન નથી. એ જ કારણે દશાંગપુરની બહાર આવતાંની સાથે જ રામચંદ્રજીએ લક્ષ્મણજીને વજ્રકર્ણની પાસે જવાની આજ્ઞા કરી. લક્ષ્મણજી રામચંદ્રજીની આજ્ઞાથી એક ક્ષણવારમાં તે દશાંગપુરનગરમાં પ્રવેશ કરીને વજ્રકર્ણ રાજાની પાસે ગયા; કારણ કે અલક્ષ્ય પુરૂષોની આ સ્થિતિ છે. ઉત્તમ પુરૂષો ન જાણી શકાય એવી જ રીતે આવીને ઉપસ્થિત થાય છે. અને ધાર્યું કાર્ય કરી જાય છે. ઉત્તમ પુરૂષો પોતાની જાહેરાતના પ્રયત્નો પોતે નથી કરતા. ઉત્તમ પુરૂષોની જાહેરાત કરનારી અનેક વસ્તુઓ હોય છે. એટલે તેઓ ધારે તો પણ જાહેર થાય છે. અને ન ધારે તો પણ જાહેર થાય છે. આથી તેઓ પોતાની જાહેરાત કરવા માટે આતુર હોતા જ નથી. જે વસ્તુ સ્વયં બનવાની હોય તેની આતુરતા એ દોષ છે ; અને એવો દોષ ઉત્તમ આત્માઓમાં હોતો નથી. એ દોષના અભાવે જ લક્ષ્મણજી રામચંદ્રજીની આજ્ઞાથી એકદમ નગરમાં પ્રવેશ કરીને વજ્રકર્ણ પાસે ગયા.

**ઔચિત્યવેદી આત્માઓનો સુંદર આચાર :**

ઉત્તમ પુરૂષો અલક્ષ્ય રીતે આવે, પણ તેઓની આકૃતિ તેઓને છૂપા નથી રહેવા દેતી. ઉત્તમ પુરૂષોની આકૃતિ જ એવી હોય છે કે જેથી તેઓ ન ઓળખાવા માગે તોયે ઓળખાઇ જાય. એ જ કારણે અલક્ષ્ય રીતે પહોંચી ગયેલા એવા પણ સુંદર આકારવાળા તે લક્ષ્મણજીને ઉત્તમ પુરૂષ તરીકે જાણીને વજ્રકર્ણ રાજાએ કહ્યું કે, 'હે મહાભાગ ! આપ મારા ભોજનના આતિથ્યને ભજનારા થાવ.'

આ રીતનું આતિથ્ય કરવું એ ગૃહસ્થો માટે ઉત્તમમાં ઉત્તમ ભૂષણરૂપ છે.ધર્મના મર્મને સમજનાર વજ્રકર્ણ રાજા પોતાના ઔચિત્યને કેમ જ ચૂકે ? ઔચિત્યની આચરણાએ પણ એક ધર્મ છે. ઔચિત્ય એ ધર્મને દીપાવનાર છે. એ ઔચિત્યને સમજનાર વજ્રકર્ણ રાજાએ તો ભોજન માટે વિનંતિ કરી પણ લક્ષ્મણજી પણ પોતાનું ઔચિત્ય કેમ ચૂકે ? લક્ષ્મણજીએ પણ પોતાના ઔચિત્ય ધર્મનું પાલન કરવા માટે વિનંતી કરતા વજ્રકર્ણ રાજાએ કહયું કે ' મારા સ્વામી પોતાની સ્ત્રીની સાથે બહાર ઉદ્યાનમાં રહેલા છે, તેમને હું પ્રથમ ભોજન કરાવું છું.'

ઔચિત્યવેદી આત્માઓ કેવા હોય છે ? એ આ ઉપરથી સમજી શકાય તેમ છે. વજ્રકર્ણ રાજાએ ઔચિત્યના પાલન માટે આકૃતિ માત્રથી ઉત્તમ પુરૂષ જાણી ભોજન માટે પ્રાર્થના કરી, ત્યારે લક્ષ્મણજીએ પોતાનું 'મારા સ્વામીને તેમની પત્ની સાથે ભોજન કરાવ્યા વિના હું જમતો નથી.' આ ઔચિત્ય જણાવ્યું. લક્ષ્મણજી દ્વારા એ વાત જાણીને ઔચિત્યવેદી વજ્રકર્ણ રાજાએ લક્ષ્મણજીની સાથે ઘણાં શાકોવાળું ભોજન રામચંદ્રજીની પાસે પહોંચાડયું. આ ઉપરથી સમજાશે કે વજ્રકર્ણ રાજાનું આતિથ્ય મુખનું જ ન હતું પણ હૃદયનું હતું. હૃદયના આતિથ્ય વિના આ રીતભાત સંભવતી નથી. વજ્રકર્ણ રાજા પાસેથી સઘળી ભોજનસામગ્રી લઇને આવ્યા બાદ સૌએ એટલે ત્રણેય જણે ભોજન કર્યુ.

**લક્ષ્મણજીની સ્પષ્ટ અને સાચી સલાહ :**

રામચંદ્રજીએ ભોજન કર્યા બાદ શિખામણ આપીને મોકલેલા લક્ષ્મણજી, અવંતિના રાજા સિંહોદર તેની પાસે ગયા. સિંહોદર રાજા પાસે જઇ પહોંચેલા અને સૌષ્ઠવપણાને ધરતા લક્ષ્મણજીએ અવંતિના રાજાને કહ્યું કે, 'દાસરૂપ કરી નાખ્યા છે સઘળા રાજાઓને જેણે એવા અને દશરથના પુત્ર એવા ભરત રાજા તમને વજ્રકર્ણની સાથે વિરોધ કરવાનો નિષેધ કરે છે.'

લક્ષ્મણજીના મુખથી ભરત રાજાના નિષેધને સાંભળીને પોતાનો બચાવ કરતાં સિંહોદર રાજાએ પણ કહ્યું કે,

'ભરત પણ ભકત સેવકો ઉપર જ પ્રસાદને કરે છે, પણ અન્ય ઉપર નથી કરતા એ સુનિશ્ચિત છે. જેથી મારો આ દુષ્ટ આશયવાળો વજ્રકર્ણ સામંત તો મને નમસ્કાર કરતો નથી, તો તુ કહે કે હું એની ઉપર કઇ રીતે પ્રસાદને કરૂં ? '

સિંહોદર રાજાનો આ બચાવ ઘણો જ પોલો છે. માનમાં ચઢેલાઓ પોતાના પોલા બચાવને પણ મજબૂત તરીકે માને છે. જો એમ ન હોત તો સિંહોદર રાજા એવો બચાવ લક્ષ્મણજી આગળ રજૂ ન કરત. વસ્તુ સ્થિતિથી જ્ઞાત બનેલા લક્ષ્મણજીએ સિંહોદર રાજાના લુલા બચાવનો પ્રતિકાર કરતાં સાફ શબ્દોમાં સંભળાવી દીધું કે,

'આ વજ્રકર્ણ રાજા તમારા પ્રત્યે અવિનયવાળા નથી. તમારો અવિનય કરવાની તેમની ઇચ્છા નથી : એમણે ધર્મના અનુરોધથી શ્રી અરિહંતદેવ અને નિર્ગ્રંથ ગુરૂ સિવાય અન્યને નમસ્કાર નહિ કરવાની પ્રતિજ્ઞા સ્વીકારી છેઃ એ જ કારણે એ તમને નમસ્કાર નથી કરતાં, એ સિવાય તમને નમસ્કાર નહિ કરવામાં અન્ય કોઇ કારણ નથી.'

આ રીતે સ્પષ્ટ શબ્દોમાં સિંહોદર રાજાના બચાવનો પ્રતિકાર કર્યા બાદ, સુંદર સલાહ આપતાં પણ લક્ષ્મણજીએ સિંહોદર રાજાને કહ્યું કે, 'અવિનય આદિથી નહિ પણ કેવળ ધાર્મિક પ્રતિજ્ઞાના જ કારણથી નમસ્કાર નહિ કરતા એવા વજ્રકર્ણ રાજા ઉપર કોપ કરવો એ યોગ્ય નથી, અને ભરત રાજાનું શાસન તમારે માનવું એ યોગ્ય છે; કારણ કે ભરત રાજા સમુદ્ર સુધીની પૃથિવી ઉપર શાસન કરનાર છે.'

આ સલાહ ઘણી જ સુંદર છે, કારણકે ધર્મનું પાલન કરતા આત્મા ઉપર કોપ કરવો એ ભયંકર પાપ છે, અને એ પાપથી બચાવનારી આ સલાહ છે. પાપ કરવા તૈયાર થયેલા આત્માને પાપ કરતા અટકાવવાની સલાહ આપવી એ ઉત્તમ આત્માઓનો ધર્મ છે . ધર્મની પ્રતિજ્ઞાને તોડાવવા તૈયાર થવું એ પાપ નાનુંસૂનું નથી. એ જ કારણે લક્ષ્મણજીએ સ્પષ્ટ શબ્દોમાં સિંહોદર રાજાને કહ્યું કે, 'એવા એક ધર્મનિષ્ઠ રાજાના ધર્મમય કાર્યને નિમિત્ત બનાવીને તમારે તે રાજા ઉપર કોપ કરવો એ યોગ્ય નથી.' એક તો આ વાત છે અને બીજી વાત એ છે કે ' વજ્રકર્ણ રાજાં સાથે વિરોધ નહિ કરવાનું ભરતરાજાનું શાસન છે. અને એ શાસન તમારે માનવું એ જ યોગ્ય છે, કારણ કે એ રાજાનું શાસન સમુદ્ર પર્યંત પૃથિવી સુધી પ્રસરેલું છેઃ એટલે એ રાજાના શાસનનું ઉલ્લંઘન કોઈથી પણ થઈ શકે તેમ નથી.' આ પ્રમાણેની બેય વાતો જણાવીને વજ્રકર્ણ ઉપર કોપ કરવામાં બન્નેય લોકમાં તમને નુકશાન છે. એમ લક્ષ્મણજીએ જણાવ્યું. આ લોકમાં નુકશાન ભરતરાજા તરફથી અને પરલોકમાં નુકશાન એક ધર્માત્માના ધર્મકાર્યમાં વિઘ્ન કરવા રૂપ પાપથી છે. ઉભય લોકની આપત્તિથી બચાવનારી આ સલાહ છે. એ જ કારણે આ સલાહ સુંદર છે.

**શાંતિને બદલે કોપ :**

આ પ્રમાણેની લક્ષ્મણજીની સલાહ ઉભય લોકનું હિત કરનારી હોવા છતાં પણ સિંહોદર રાજાને રૂચિકર ન થઈ. એવી સુંદર સલાહથી શાંતિ થવી જોઈતી હતી, પણ શાન્તિ ન થતાં ઉલ્ટો સિંહોદર રાજાને કોપ થયો. શાન્તિદાયક સલાહથી શાન્તિ થવાને બદલે સિંહોદર રાજા ક્રુદ્ધ થયો. ક્રોધના આવેશથી આકુલ - વ્યાકુલ બની ગએલ સિંહોદર રાજા આવેશમાં આવીને બોલ્યા કે, ' ભરત રાજા કોણ છે કે જે વજ્રકર્ણનો પક્ષપાતી બન્યો થકો વાતુલ થઈને મને આ પ્રમાણે કહે છે ?'

સુંદર સલાહથી શાંત થવાને બદલે કોપાયમાન થઈને, યદ્વા તદ્વા બોલતા સિંહોદર રાજાને જોઈને, લક્ષ્મણજીની આંખો એકદમ લાલ થઈ ગઈ અને હોઠ ફફડવા લાગ્યા. કોપથી લાલ નેત્રોવાળા બનેલ અને સ્ફૂરી રહેલ છે હોઠ રૂપ દલ જેમનાં એવા લક્ષ્મણજી તે વખતે વજ્રકર્ણને કહે છે કે, 'રે ! તું ભરતને નથી જાણતો : નથી જાણતો તો લે આ હું તને એકદમ ભરતની ઓળખાણ કરાવું : ઉઠ, ઉભો થા અને યુદ્ધને માટે સર્વ રીતે સંવર્મિત એટલે બખ્તર પહેરીને સજ્જ થા : મારી ભુજા રૂપી અશનિથી તાડિત થયેલો આ તું ગોધાની માફક જીવી શકીશ નહિં.'

ગમે તેવો સામાન્ય રાજા પણ કોઈ એક આદમી તરફથી થતા આવા કારમા પરાભવને ન સહન કરી શકે, તો પછી આખા અવંતિદેશનો એક રાજવી આવા પરાભવને કેમ જ સહન કરી શકે ? આથી લક્ષ્મણજીનો પરાભવ નહિ સહન થઈ શકવાથી સિંહોદર રાજા એકદમ હલ્લો કરવાને ઉદ્યત થઈ ગયા.

એટલે કે લક્ષ્મણજીના એ કથનને સાંભળતાંની સાથે જ બાળક, જેમ ભસ્મથી ઢંકાએલા અગ્નિને સ્પર્શ કરવાને ઉદ્યત થાય તેમ સિંહોદર રાજા સૈન્યની સાથે લક્ષ્મણજીને હણવાને માટે તૈયાર થયા.

કોઈ પણ જાતનો વિચાર કર્યા વિના સિંહોદર રાજાને હલ્લો કરતો જોઈને લક્ષ્મણજીએ સિંહોદરના હલા સામે ભારે હલ્લો કર્યો. એટલે લક્ષ્મણજીએ કમલના નાલની માફક હાથીને બાંધવાના સ્થાને એટલે ખીલાને ઉખેડીને

ઉંચો કર્યો છે દંડ જેણે એવા યમરાજાની માફક બનીને દુશ્મનોને મારવા માંડયા, અર્થાત્ અન્ય હથિયાર નહિ હોવાથી લક્ષ્મણજીએ પોતાની ભુજાથી જેમ કમલના નાલને ઉખેડી નાંખે, તેમ હાથીને બાંધવાનો ખીલો ઉખેડી નાખ્યો, એ ખીલો હાથમાં લઇને ઉભેલા લક્ષ્મણજી દંડ ઉંચો કરીને ઉભેલ યમરાજા જેવા લાગવા લાગ્યા. યમ જેવા દેખાતા લક્ષ્મણજી, એ ખીલા દ્વારા દુશ્મનોને તાડના કરવા લાગ્યા.

એ રીતે દુશ્મનો ઉપર કારમો હલ્લો કરી રહેલા મહા પરાક્રમી લક્ષ્મણજીએ, કુદી હાથી ઉપર રહેલા સિંહોદર રાજાને તેના જ વસ્ત્રથી પશુની માફક કંઠમાંથી બાંધ્યો અને દશાંગપુરમાં વસતા લોકો આશ્ચર્યપૂર્વક જુએ એ રીતે ગાયની માફક ખીંચીને લક્ષ્મણજી સિંહોદર રાજાને રામચંદ્રજી પાસે લઇ ગયા.

## [ ૪ ]

**આ પ્રસંગનો ઉત્તમ બોધપાઠ :**

આવેશમાં આવેલા અને કષાયમાં ભાન ભૂલેલા આત્માઓ હિતાહિતનો વિચાર કરી શકતા જ નથી. અન્યથા આ માણસ એકલો છે, છતાં આટલું હિંમતથી બોલે છે અને ઉપરથી ચેતવે છે, માટે સામાન્ય ન જ હોવો જોઇએ. આ પ્રમાણે વિચારવાની સિંહોદરને તક હતી, પણ ક્રોધી બનેલા તેણે એ તકનો લાભ ન જ લીધો. એટલું જ નહિ પણ ભરતનું અપમાન કર્યુ. એ અપમાનની સામે લક્ષ્મણજીએ ચેતવણી આપી એ ચેતવણી પણ સિંહોદરનો કોપ વધ્યો. એથી સિંહોદર પોતે અને તેના આદેશથી તેની આખીએ સેના લક્ષ્મણજીને મારવાને ઉઠી. લક્ષ્મણજીએ પણ હાથીનો આલાનસ્તંભ ઉખેડીને હાથમાં લીધો અને એના દ્વારા તે દુશ્મનોને તાડન કરવા લાગ્યા. તાડન કરતા તેમણે કુદીને હાથી ઉપર રહેલા સિંહોદરને તેના જ વસ્ત્રથી કંઠમાં બાંધ્યો અને દશાંગપુરની પ્રજાના તથા બધી સેનાના જોતાં, જેમ ગાયને ઢસડે તેમ ઢસડી રામચંદ્રજી પાસે લઇ ગયા. આથી સમજાશે કે સિંહોદર રાજાએ માની મનુષ્ય વાર્યો ન માને પણ હાર્યો જ માને - આ લોકોકિતને આબાદ રીતે સફળ કરી.

જેમ આપણે આ પ્રસંગે સિંહોદરના માનની ટીકા કરીએ છીએ, તેમ આપણે આ પ્રસંગે એ પણ યાદ રાખવાનું છે કે લક્ષ્મણજીનું આ ધર્મકાર્ય અનુમોદનીય હોવા છતાં તેમનું બળ પ્રશંસાપાત્ર નથી કારણ કે એ બળનો ઉપયોગ જ એમને અંતે નરકમાં લઇ જનાર છે. શાસ્ત્ર એ સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે રામચંદ્રજીએ બળની પ્રાપ્તિ આરાધનાથી થઇ છે, જ્યારે લક્ષ્મણજીએ બળની પ્રાપ્તિ નિયાણાથી કરી છે. આરાધનાથી મળેલું બળ ફળે છે, જ્યારે નિયાણાથી મેળવેલું બળ પાયમાલ કરે છે. આરાધનાથી બળીયા બનેલા સદ્‌ગતિએ અગર મુકિતએ જાય છે, જ્યારે નિયાણાથી બળીયા બનેલા નરકગતિમાં જાય છે. આ જ કારણે પૌદ્‌ગલિક વસ્તુ માટે ધર્મને વેચવો એ યોગ્ય નથી. ધર્મના ફળ તરીકે દુન્યવી વસ્તુઓ માંગવી એ ધર્મના સ્વરૂપથી અજ્ઞાત આત્માનું કાર્ય છે. દુનિયાની એક પણ સારી વસ્તુ એવી નથી. કે જે ધર્મના પ્રતાપે ન મળે, પણ ધર્મના ફળ તરીકે તે ઇચ્છવી એ યોગ્ય નથી. લક્ષ્મણજીએ મેળવેલું આ બળ ધર્મના ફળ તરીકે માંગીને મેળવેલું છે, માટે કોઇ પણ રીતે પ્રશંસાપાત્ર નથી. માટે જ દરેકે દરેક પ્રસંગે વિચારવા યોગ્ય વસ્તુ વિચારની બહાર રહેવી ન જોઇએ.

લક્ષ્મણજીના અપૂર્વ પરાક્રમથી હેબતાઇ ગએલ સિંહોદર રાજા રામચંદ્રજીને જોવાથી સ્તબ્ધ જ બની ગયા. રામચંદ્રજીને દેખીને અને નમીને સિંહોદર રાજાએ રામચંદ્રજીને પ્રાર્થના કરતા કહ્યું કે '' હે રઘુકુળનું ઉદ્વહન

કરનારા સ્વામિન્ ! આપ અહીં પધાર્યા છો એ વાત મારા જાણવામાં નહોતી. અથવા હે દેવ ! શું આ બધું આપે મારી પરીક્ષાને માટે કર્યું ? જો આપ છળ કરવામાં તત્પર બનો તો અમારે જીવવાએ કરીને પણ સર્યું. હે દેવ ! અજ્ઞાનથી થએલા દોષની આપ ક્ષમા કરો અને જે કરવા યોગ્ય હોય તે ફરમાવો . કારણ કે શિષ્ય ઉપર ગુરૂનો કોપ જેમ માત્ર શિક્ષાને માટે જ હોય છે, તેમ આપ જેવા સ્વામીનો પણ સેવક ઉપરનો કોપ માત્ર શિક્ષાને માટે જ હોય છે.''

આ સિંહોદર રાજાની પ્રાર્થનામાં અનેક ઉત્તમ બોધપાઠ ઉદ્‌બોધનો રહેલાં છે :

૧. પ્રથમ તો એ જ છે કે સામાન્ય કોટિનો સજ્જન, સત્પુરૂષની હાજરીમાં અકાર્ય કરવાને ઉદ્યુકત થાય જ નહિ; અને જો થાય તો તે સજ્જનની કોટિમાં રહી શકતો પણ નથી.

૨. સત્પુરૂષોની પરીક્ષા પાત્રતા મુજબની જ હોવી જોઇએ, પણ અધિક નહિ.

૩ . સત્પુરૂષો પણ છળ કરવામાં તત્પર બને તો સામાન્ય સજ્જનોને જીવવું એ પણ દુષ્કર બને છે.

૪. યોગ્ય આત્માના અજ્ઞાનજન્ય દોષને સહી લેવો અને યોગ્ય કર્તવ્ય સમજાવવું એ સત્પુરૂષોનો ધર્મ છે.

૫. ગુરૂનો શિષ્ય ઉપર અને સ્વામીનો સેવક ઉપર કોપ એ માત્ર હિતશિક્ષા આપવાની વૃતિથી જ હોવો જોઇએ, પણ એ સિવાયની અન્ય કોઇ તુચ્છ વૃત્તિથી ન જ હોવો જોઇએ.

**સ્વપર હિતની સાધના એ સત્પુરૂષોનું સામર્થ્ય :**

સત્પુરૂષની હાજરીમાં પણ અકાર્ય કરવાની પ્રવૃતિ કરવા સજ્જ થવું એ કારમી ધૃષ્ટતા છે. કારમી ધૃષ્ટતા વિના એવી દશા આત્મામાં આવી શકતી જ નથી. દુર્જનતાએ જે આત્મા ઊપર પૂરેપૂરૂં સામ્રાજ્ય મેળવ્યું હોય, તે જ આત્મા એવી કારમી ધૃષ્ટતાનું સેવન કરી શકે. અકાર્ય કરવાની વૃત્તિ એ જ આત્માની ધૃષ્ટતા છે, તો પછી સત્પુરૂષની હાજરીમાં પણ અકાર્ય કરવાની ઉદ્યુકતતાને કારમી ધૃષ્ટતા સિવાય બીજું કહેવાય પણ શું ?

સત્પુરૂષની હાજરીમાં અકાર્ય કરનાર જ્યારે કારમી ધૃષ્ટતાનો ઉપાસક ગણાય, ત્યારે સત્પુરૂષોની પણ જોખમદારી વધી જાય છે. સામાન્ય આત્માઓની પરીક્ષા કરવામાં સત્પુરૂષોએ અવશ્ય મર્યાદાશીલ બનવું જોઇએ. મર્યાદા બહારની પરીક્ષામાં સામાન્ય કોટિના આત્માઓ કદી જ ઉત્તીર્ણ નથી થઇ શકતા. મર્યાદા બહારની પરીક્ષા કરનારા સત્પુરૂષો, યોગ્ય આત્માઓને પણ અયોગ્ય આત્માઓની કક્ષામાં મૂકી દેવાનું પાપ કરી બેસે છે. આ કારમા પાપથી બચવા માટે સત્પુરૂષોએ પરીક્ષાના વિષયમાં ખૂબ જ મર્યાદાશીલ બનવું જોઇએ. યોગ્યતા મુજબની પરીક્ષા આત્માને ઉન્નત બનાવનારી છે, જ્યારે યોગ્યતા બહારની પરીક્ષા આત્માને અવનત બનાવનારી છે. પરીક્ષા આત્માના નાશને માટે નથી કરવાની, પણ આત્માના ઉદયને માટે કરવાની છે. પરીક્ષાનો હેતુ સામા આત્માને પરાસ્ત કરવાનો ન હોવો જોઇએ, પણ ઉત્સાહિત કરવાનો હોવો જોઇએ. પરીક્ષા કોઇ આત્માને પાડવા માટે ન થવી જોઇએ, પણ ચઢાવવા માટે જ થવી જોઇએ. પરીક્ષાના નામે આત્માઓને ચઢતાં અટકાવવાનું કાર્ય કરનારાઓ વૈરીનું કાર્ય કરનારા છે. એવા પરીક્ષકો સત્પુરૂષોની કોટિમાં નથી આવી શકતા, પણ અધમાધમની જ કોટિમાં આવે છે; આથી સ્વ-પરનું શ્રેય સાધવા ઇચ્છતા સત્પુરૂષોએ પરીક્ષાની મર્યાદા સમજી, એ મર્યાદાની માઝા કદી પણ ન મૂકવી જોઇએ, અને તેમ થાય તો જ સત્પુરૂષો સત્પુરૂષ તરીકે જીવી શકે છે .

આ જ હેતુથી ઉપકારીઓ ફરમાવે છે કે, નાશક છલ એ સત્પુરૂષોનો ધર્મ નથી. સત્પુરૂષો પ્રપંચીઓના નાશક પ્રપંચને સમજે જરૂર, પણ એવાઓના નાશક પ્રપંચોને પોતાના જીવનમાં કદી જ આગળ ન કરે. સત્પુરૂષો નાશક પ્રપંચનો જીવનમાં આદર કરનારા બને, તો સામાન્ય કોટિના સજ્જન આત્માઓ માટે જીવવું એ પણ દુષ્કર બની જાય છે. જેઓના આધારે જીવવું તેઓ જ જો નાશક પ્રપંચ કરનારા બને, તો જીવવું દુષ્કર ન બને તો થાય પણ શું ? સત્પુરૂષોની જોખમદારી ઓછી નથી. સત્પુરૂષોનું જીવન એ કપરામાં કપરૂં જીવન છે. સત્પુરૂષાએ પોતાની એક એક પ્રવૃત્તિને સ્વ-પરના હિતની જ સાધક બનાવવી જોઇએ. સત્પુરૂષોની અક્કડતા પણ નમ્રતાના ઘરની જોઇએ, સત્પુરૂષોનો કોપ પણ ક્ષમાના ઘરનો જોઇએ, સત્પુરૂષોની માયા પણ સરલતાના ઘરની જોઇએ અને સત્પુરૂષોનો લોભ પણ સંતોષના ઘરનો જોઇએ. દુર્જન આત્માઓ સ્વ - પરના અહિતની સાધનામાં જે જે ઉપાયો યોજી શકે છે, તે સઘળાય ઉપાયોને સ્વ-પરના હિતની સાધનામાં યોજવાનું સામર્થ્ય સત્પુરૂષોમાં હોવું જોઇએ. એવા સામર્થ્ય વિના સ્વ-પરનું હિત સાધી શકાવું શકય નથી.

**સહનશીલતા સાથે કર્તવ્યપરાયણતા સત્પુરૂષોમાં હોય જ :**

એ જ કારણે ઉપકારીઓ ફરમાવે છે કે સત્પુરૂષોમાં સહનશીલતા સાથે જ કર્તવ્યપરાયણતા હોય છે. સત્પુરૂષોમાં અજ્ઞાનીઓ તરફથી સેવાતા અજ્ઞાનજન્ય દોષોની સહનશીલતા અથાગ હોવી જોઇએ, તેમ કર્તવ્યપરાયણતા પણ અજોડ હોવી જોઇએ. એકલી સહનશીલતા પણ નકામી છે અને એકલી કર્તવ્યપરાયણાતા પણ નકામી છે. સત્પુરૂષોની સહનશીલતા હીમ જેવી હોય છે, જ્યારે કર્તવ્યપરાયણતા અગ્નિની જ્વાળા જેવી હોય છે. એ પુણ્યપુરૂષોની સહનશીલતામાં અજ્ઞાનીઓના દોષો સળગી જાય છે અને કર્તવ્યપરાયણતામાં એદીઓની અકર્મણ્યતા સળગી જાય છે. ખરેખર, એવા સત્પુરૂષો એ આ સંસારમાં રહેલા મુકિતના ફીરસ્તાઓ છે.

આવા સત્પુરૂષો સમક્ષ આપ જો છળ કરો તો અમારે જીવવાએ કરીને પણ સર્યું. આ પ્રમાણે કહેવાનો અધિકાર મેળવવા માટે પણ પ્રથમ એવા મહાપુરૂષોના ચરણે પોતાના સર્વસ્વનું સમર્પણ કરવું પડે છે. સર્વસ્વના સમર્પણ વિના જેઓ અધિકારને બથાવી પડે છે, તેઓ આ લોકમાં ખત્તા ખાય છે. અને પરલોકમાં પાયમાલ થાય છે. અધિકાર વિનાની એક પણ ચેષ્ટા આત્માને હિતકર નથી નિવડતી, તો આવી એક અદ્દભુત વસ્તુ અધિકાર વિના કેમ જ હિતકર નિવડે ? સમર્પણનાં ફાંફા અને અધિકારની વાતો, એ વાયડાની વાતો છે, એવા વાયડા આત્માઓ પોતાના જીવનને અનધિકાર ચેષ્ટાથી અસંતોષરૂપ અગ્નિમાં સળગાવી મૂકે છે.

આથી જે આત્માઓ પોતાના જીવનને અનધિકાર ચેષ્ટાથી અસંતોષરૂપ અગ્નિમાં સળગાવી મૂકવા ન ઈચ્છતા હોય, તે આત્માઓએ સત્પુરૂષોના ચરણે પોતાના સર્વસ્વનું સમર્પણ દંભરહિત કરી દેવું જોઇએ. સર્વસ્વના સમર્પણમાં દંભનો એક અંશ પણ ન હોવો જોઇએ. દંભી આત્માઓનું ચિત્ત, દંભના પ્રતાપે સદા જ અપ્રસન્ન રહે છે; અને તે પોતાના સર્વસ્વનું સમર્પણ સાચી રીતે નહિ કરી શકતો હોવાથી સત્પુરૂષોનો સાચો ઉપાસક નથી બની શકતો. એ જ કારણે શ્રી આનંદઘનજી જેવા કવિ શ્રી ઋષભદેવસ્વામિની સ્તવના કરતા ફરમાવે છે કે,

''ચિત્ત પ્રસન્ને રે પૂજા ફલ કહ્યું રે, પૂજાન અખંડિત એહ;
કપટ રહિત થઇ આતમ અર્પણો રે, આનંદઘન પદ રેહ .''

પ્રભુ જેમ સત્પુરૂષની કોટિમાં છે, તેમ સદ્દગુરૂ પણ સત્પુરૂષની કોટિમાં જ છે. એ ઉભયની સાચી સેવા કરવા ઈચ્છનારા આત્માઓ માટે દંભ રહિત સર્વસ્વના સમર્પણ સિવાય અન્ય કોઇ જ ઉપાય નથી.

પ્રભુએ સ્થાપેલા ધર્મની રક્ષા અને પ્રચારની જોખમદારી સદ્ગુરૂ ઉપર બેઠી છે, કારણ કે એની હયાતિ સુધી જ ધર્મની હયાતિ છે. સદ્ગુરૂ જ ધર્મના રક્ષક છે, એટલે એ આત્માઓને ધર્મની રક્ષા માટે દુનિયાના અજ્ઞાની જીવોને લાગતા કોપનો પણ આશ્રય કરવો જ પડે છે. પણ એ આત્માઓનો એવો દેખાતો કોપ કેવળ હિતશિક્ષા માટે જ હોય છે. સદ્ગુરૂ કિંવા સાચા સ્વામીમાં આવો કોપ ન હોય એમ ન જ બને, પણ એ ઉપકારીઓનો એવો કોપ હિતશિક્ષા માટે જ હોય એ સુનિશ્ચિત છે.

# [ ૫ ]

### સિંહોદર રાજાને રામચંદ્રજીની આજ્ઞા :

આપણે એ જોયું કે રામચંદ્રજીને જોતાંની સાથે જ સિંહોદર રાજા ઢળી પડયો અને પ્રાર્થના કરતાં બોલ્યો કે; 'આપ અહીં પધાર્યા છો એની મને ખબર ન હતી : આપે સીધું જ નહિ ફરમાવતાં આટલું બધું કર્યું, તે મારી પરીક્ષા માટે જ કર્યું હશે : આપ જેવા પણ જો અમારી સામે છલ કરો તો અમારે જીવવાથી સર્યું : માટે એક જ પ્રાર્થના છે કે, અજ્ઞાનથી થએલા મારા દોષની આપ ક્ષમા આપો અને જે કરવા યોગ્ય હોય તે ફરમાવો : કારણ કે ગુરુનો શિષ્ય ઉપર કોપ જેમ માત્ર શિક્ષા માટે જ હોય છે, તેમ સ્વામીનો સેવક ઉપર કોપ પણ માત્ર શિક્ષા માટે જ હોય છે.'

આ પ્રાર્થનાના ઉત્તરમાં પરમગંભીર એવા રામચંદ્રજીએ અન્ય એક પણ અક્ષરનો ઉચ્ચાર કર્યા વિના માત્ર એક જ આજ્ઞા કરી કે, 'વજ્રકર્ણની સાથે સંધિ કર.'

સિંહોદર રાજા જે વસ્તુનો સ્વીકાર કરવાને કોઇપણ રીતે તૈયાર ન હતો, તે વસ્તુનો સ્વીકાર રામચંદ્રજીની આગળ વિના આનાકાનીએ કરે છે : એ વસ્તુનું વર્ણન કરતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે, સિંહોદર રાજાએ પણ ' તે પ્રમાણે હો .' આ પ્રમાણે તે વાણીને અંગીકાર કરી : અર્થાત્ આપની 'આજ્ઞા એ જ પ્રમાણે ' એમ કહીને સિંહોદર રાજાએ વજ્રકર્ણ સાથે સંધિ કરવાનો સ્વીકાર કર્યો .

સમર્થની આજ્ઞાનો સ્વીકાર કર્યા વિના ચાલે જ નહિ, એ વાત આ ઉપરથી સ્પષ્ટ જ છે, અન્યથા વજ્રકર્ણે તો માત્ર એટલી જ પ્રાર્થના કરી હતી કે, 'મને ધર્મદ્વાર આપો કે જેથી હું આ સઘળું જ રાજ્ય વગેરે મૂકીને ચાલ્યો જાઉં અને મારા ધર્મને જાળવી શકું.' આવી પ્રાર્થનાનો પણ અસ્વીકાર કરનાર અને લક્ષ્મણજીએ ભરતજીના નામ વજ્રકર્ણની સાથે વિરોધ નહિં કરવાની આપેલી સલાહનો પણ અનાદર કરનાર, જ્યારે એકદમ સંધિ કરવાની આજ્ઞા સ્વીકારી લે છે, એ પુરૂષસિંહના પુણ્યપૂર્ણ સામર્થ્યનો જ પ્રતાપ ગણાવો જોઇએ. આ વિશ્વમાં બળવાન આગળ નબળાને નમવું જ પડે છે. પરમાત્માની આજ્ઞાને પણ નહિ માનનાર દુનિયાના બળવાનની આજ્ઞાને જરૂર માને છે. ધર્મના બળને નહિં માનવાની નાસ્તિકતાને ધરનાર પણ દુન્યવી બળને ધરનારના બળને સ્વીકારવાની આસ્તિકતા જરૂર ધરાવે છે. એ આસ્તિકતાનો જ પ્રતાપ છે કે સિંહોદર રાજા એકદમ આનાકાની વિના જ રામચંદ્રજીની આજ્ઞાનો સ્વીકાર કરી લે છે.

### વજ્રકર્ણ રાજાની રામચંદ્રજીને પ્રાર્થના :

વજ્રકર્ણ રાજા પણ તે સમયે રામચંદ્રજીની આજ્ઞાથી ત્યાં આવ્યો અને આગળ આવીને વિનયપૂર્વક અંજલિ કરીને કહ્યું કે, 'વૃષભસ્વામિના વંશમાં ઉત્પન્ન થયેલા બળદેવ અને વાસુદેવ રૂપ આપ સ્વામિઓને ભાગ્યોદય

આજે દેખ્યા; અહીં પધાર્યા છતાં ઘણો સમય વીત્યા બાદ મેં આપને ઓળખ્યા; મહાપરાક્રમી એવા આપ બન્નેય સઘળાય ભરતાર્ધના નાથ છો : હું અને અન્ય રાજાઓ આપના જ કિંકરો છીએ; હે નાથ ! આપ આ મારા પ્રભુને છોડી-દ્યો અને એમને શિક્ષા આપો, કે જેથી આજથી આરંભીને આ મારા અન્યને પ્રણામ નહિ કરવાના અભિગ્રહને તેઓ સહન કરે; કારણ કે મેં પ્રીતિવર્ધન નામના મહર્ષિ પાસેથી 'અરિહંતદેવ વિના અને સાધુ વિના અન્ય કોઇને નમસ્કાર કરવો નહિ' - આ પ્રમાણેનો અભિગ્રહ ગ્રહણ કરેલો છે. ''

આ પ્રાર્થના ઉપરથી સમજાશે કે વજ્રકર્ણના ધર્મવાસિત અંતઃકરણમાં પોતાને ભયંકર આપત્તિમાં મૂકનાર પોતાના માલિક પ્રત્યે સહેજ પણ રોષ નથી. આવે અવસરે પણ એમની પોતાના સ્વામી સિંહોદર માટે એ જ એક માંગણી છે કે; આપ માત્ર એટલું જ કરી આપો કે જેથી મારા અભિગ્રહનું સારી રીતે પાલન થાય.' અભિગ્રહના પાલન સિવાય વજ્રકર્ણના હ્રધ્યમાં બીજી કોઇ વાત જ નથી. અપરાધીનું પણ બૂરૂં નહિ ઇચ્છનારા આત્માઓની દશા આવી જ હોય છે. આવી દશા વિના ઉપશમનો આસ્વાદ આવવો અશકય છે. ઉપશમ એ સમ્યક્ત્વનું પ્રધાન લક્ષણ છે. એ લક્ષણથી આત્મામાં રહેલું સમ્યક્ત્વ પ્રકાશિત થાય છે.

**ધર્મ અને ધર્મીને ઓળખતા શિખો :**

રામચંદ્રજી પાસે વજ્રકર્ણે સિંહોદરને છોડવવાની માંગણી કરી, એથી સિંહોદરને શું થયું હશે ? એ વિચારો. આવા ધર્માત્માઓનો સંબંધ આત્માનું શું શું હિત ન કરે ? ધર્મીનો સંસર્ગ આત્માને અનેક દુર્ગુણોથી બચાવે છે અને સદ્ગુણોથી નવાજે છે. ધર્માત્માનો સંસર્ગ આત્માને ધર્મમાં સ્થિર કરનાર છે. શાસ્ત્રકાર પરમર્ષિઓ 'માતાપિતા કરતાં પણ સાધર્મિકનો સંબંધ અધિક છે' એમ ફરમાવે છે, એ ખૂબ વિચારવા જેવું છે. પણ તમને દીકરા વગેરે પર જેટલો પ્રેમ આવે છે તેટલો પ્રેમ સાધર્મિક ઉપર કયાં આવે છે ? દુનિયામાં સ્નેહી માટે લાખો ખર્ચાય છે,પણ સાધર્મિક ધર્મમાં સ્થિર થાય તે માટે કાંઇ પણ કરવા જોગું થાય છે ? કુટુંબીઓ માટે હજારો ખર્ચાય એમાં આશ્ચર્ય નથી, કેમકે, ત્યાં તો ભોગની લાલસા છે. બાળકને ઉછેળો એ સેવા નથી. પણ મોહ છે. ગરીબનાં દુઃખી બાળકને લઇને રમાડો તો કદાચ લાગેય ખરૂં કે દયાના અંકુરા ફુટયા.

જૈનકોમમાં શ્રીમંતો છે, છતાં એક પણ ધર્મસંસ્થા એવી તાજી નથી કે, જે બરાબર ધર્મપ્રચાર કરે. ધર્મસંસ્થાને પૂછે કોણ ? એ તો નધણીયાતું મકાન. ગામમાં મંદિર એક હોય અને ઘર સો હોય, પણ મંદિર પર આપત્તિ આવે તો સૌ એમ કહે કે, હું એકલો શું કરૂં ? ઘેર આપત્તિ આવે તો એ એકલો કરે, કારણ કે, ઘર તો પોતાનું માન્યું છે. એક રક્ષક છતાં ઘર સચવાય અને સો છતાં મંદિર ઘવાય, એ શું ? સુધારકોની દ્રષ્ટિ મંદિરના દ્રવ્ય ઉપર ગઇ, પણ તમારા કોઇના ઘરના દ્રવ્ય પર કેમ ન ગઇ ? જાણે છે કે, માલિક જીવતા છે અને અહીં તો બધા માલિકો ઊંઘતા પડયા છે. જો એમ ન જાણતા હોય તો ભકતોએ રાજીખુશીથી સમર્પેલ દ્રવ્ય સામે લવારો કેમ જ હોય ? ખરેખર, આજે ધર્મસ્થાન એટલે નધણીયાતી વસ્તુ થઇ પડી છે. કહે છે કે, ' મંદિરમાં અમારો પણ હક્ક કરતા આવનારાઓને કહો કે, મંદિર ઉપર હક્ક વાણીયાઓનો નથી, પણ જેઓ મંદિર માટે ભોગ આપનારા છે તેઓનો છે. મંદિરની પૂજા પણ ન કરતા હોય, એવાને તો હક્કની વાત કરવાનો પણ અધિકાર નથી. અસલ તો શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞાને માનનાર અને તેનો શકિત મુજબ અમલ કરનારને જ અધિકાર છે. લિમિટેડ કંપનીના ભાગીયા ઘણા તે માત્ર નફાના જ હોય છે ? નહિ. ખોટમાં જેનો ભાગ એનો જ નફામાં પણ ભાગ હોય છે. ખોટ ભરે તે જ નફો પણ લે. ખોટ ન ભરે એ નફો માગે એ કદી જ ન બને. એ જ રીતે ભકિત નહિ, સેવા નહિ અને ભકિતથી સમર્પિત થએલા પૈસા ઉપર ઈચ્છિત હક્ક, કાયદેસર લડનાર, કાન પકડીને તેવાને અનધિકારી ઠરાવી શકે છે. હક્કના નામે ઉપાશ્રયમાં કુસ્તીના અખાડા ન તો ખેલી શકાય કે ન તો ખેલાવી શકાય. ધર્મ અને ધર્મિને નથી ઓળખી શકયા એનું જ આ પરિણામ છે. ધર્મ અન ધર્મિની ઓળખાણ થાય અને શકિત મુજબ એ ઉભયની સેવા થાય, તો દુઃખ માત્ર દૂર થાય અને સુખ માત્ર આવી મળે. દુઃખના નાશનો અને સુખની પ્રાપ્તિનો એ અનુપમ ઉપાય છે.

વૃક્ષોમાં અનાકુલ થઇને ભંગલીલા કરી; આમ્રવૃક્ષોમાં કરૂણારહિત થઇને અને ચંપકવૃક્ષોમાં નિષ્કંપ થઇને ભંગલીલા કરી : તેમ જ મંદારવૃક્ષોમાં અતિરોષી થઇને અને કદલી વૃક્ષોમાં નિર્દય થઇને ભંગલીલા કરી. આ ઉપરાંત બીજા રમણીય વૃક્ષોમાં પણ હનુમાને તેના ભંગની લીલા કરી એટલે તે બધાયને ભાંગવા માંડયા.

આથી, તે ઉદ્યાનમાં ચાર દ્વારો ઉપરના રાક્ષસ દ્વારપાળો હાથમાં મુદ્દગર લઇને હનુમાનને મારવા માટે દોડી આવ્યા. તીર ઉપર આવેલા પર્વત ઉપર જેમ મોટા સાગરના કલ્લોલો નિષ્ફળ બને તેમ હનુમાન ઉપર દ્વારપાળોએ ફેંકેલા હથીયારો સ્ખલિત થયાં. પછી કોપિત થયેલા હનુમાને તે જ ઉદ્યાનમાં વૃક્ષો વડે તેઓ તરફ તકલીફ વિના પ્રહારો કર્યા. ખરેખર, બળવાનોને સર્વ શસ્ત્રરૂપ છે, પછી પવનની જેમ સ્ખલનાને પામ્યા વિના રામચંદ્રજીના પત્તિ સેવક હનુમાને વૃક્ષોની જેમ તે ઉદ્યાનના રક્ષક ક્ષુદ્ર રાક્ષસોને પણ તત્કાલ મારી નાખ્યા. પોતે એકલા છતાં આમ વર્તે છે, તો વિચારો કે બળ કેટલું હશે ?

આથી કેટલાક રાક્ષસોએ ઉદ્યાનરક્ષકોના ક્ષયના તે સમાચાર રાવણ પાસે જઇને તે સમયે સંભળાવ્યા; એટલે શત્રુનો ઘાત કરનાર અક્ષકુમારને સૈન્યસહિત જઇને હનુમાનનો ઘાત કરવા માટે રાવણે આજ્ઞા કરી. જૂઓ કે હનુમાન એકલા છતાં અક્ષકુમારને સેનાસહિત મોકલવો પડયો. યુદ્ધને માટે આક્ષેપને કરતા અક્ષકુમારને હનુમાને કહ્યું કે, ''ભોજનની પહેલાના ફળની જેમ રણની આદિમાં મને તું પ્રાપ્ત થયો છે. અર્થાત્ યુદ્ધમાં અનેકોના સંહારરૂપ ભોજન મને મળે તે પહેલાં તું ફળરૂપે આવી ગયો છે.''

અક્ષકુમારે કહ્યું કે, 'હે કપિ ! તું વૃથા ગાજે છે' અને એમ કહીને રાવણના પુત્ર અક્ષકુમારે તીક્ષ્ણ બાણોનો જાણે વરસાદ વરસાવ્યો, જે આંખોના પ્રસારને પણ રોધવા લાગ્યો. આથી ઉદ્વેલ સમુદ્ર જેમ પાણીથી દ્વીપને ઢાંકી દે, તેમ હનુમાને પણ બાણોને મૂશળધાર વરસાદની જેમ પ્રકર્ષપૂર્વક વરસાવીને અક્ષકુમારને ઢાંકી દીધો.

આ રીતે લાંબો વખત કૌતુકથી શસ્ત્રાશસ્ત્રી કર્યા બાદ યુદ્ધના પારને પામવાની ઇચ્છાવાળા હનુમાને પશુની જેમ અક્ષકુમારનો વધ કરી નાખ્યો. યાદ રાખજો આ પરાક્રમ પ્રશંસાપાત્ર નથી.

**ઇન્દ્રજિતની સાથે યુદ્ધ અને હનુમાન કૌતુકથી નાગપાશમાં બંધાયા :**

ત્યાર બાદ પોતાના ભાઇનો વધ થવાથી ક્રોધે ભરાએલ ઇન્દ્રજિત ત્વરાથી આવ્યો અને સૌષ્ઠવસહિત કહેવા લાગ્યો કે, 'હે હનુમાન ! તું ઉભો રહે, ઉભો રહે.' આમ તે બન્ને મહાબાહુઓની વચ્ચે કલ્પાંત કાળના જેવું ભયંકર અને વિશ્વને વિક્ષોભ પમાડનારૂં યુદ્ધ ઘણો વખત સુધી થયું. જલધારાની જેમ અન્તર રહિતપણે શસ્ત્રસમૂહને વર્ષાવતા અને વ્યોમમાં રહેલા તે બન્ને તે વખતે પુષ્કરાવર્ત જેવા દેખાવા લાગ્યા. જળજંતુઓથી સમુદ્ર જેમ દુષ્પ્રેક્ષ્ય બની જાય તેમ તે બન્નેનાં પરસ્પર નિરંતરપણે અથડાતાં શસ્ત્રોથી ક્ષણવારમાં આકાશ દુષ્પ્રેક્ષ્ય બની ગયું. દુર્ધર ઇન્દ્રજિતે જેટલાં જેટલાં અસ્ત્રો મૂકયાં, તે તે અસ્ત્રોને તેનાથી અનેકગણાં અસ્ત્રો દ્વારા હનુમાને છેદી નાંખ્યાં.

હનુમાનનાં અસ્ત્રોથી ઇન્દ્રજિતના ઘવાએલા અંગવાળા બધા જ સુભટો નાસી ગયા; અને નાસતા એવા તે સુભટો લોહીની નદીને વહેવડાવતા જંગમ પર્વતો જેવા લાગતા હતા. આ બાજુ ઇન્દ્રજિતે જોયું કે પોતાનાં બધાં આયુધો વિફલ થઇ ગયાં છે અને પોતાનું સૈન્ય પણ નષ્ટ થઇ ગયું છે; એટલે તેણે નાગપાશ નામનું અસ્ત્ર છોડયું. દૃઢ નાગપાશોથી નિર્ભય એવા હનુમાન તે જ વખતે ચંદનવૃક્ષની જેમ પગથી માંડીને મસ્તક સુધી બંધાઇ ગયા.

નાગપાશના તે બંધનને પણ હનુમાને કૌતુક ખાતર જ સહ્યો, નહિતર તેને તોડી છૂટવાને તો તે સમર્થ જ હતા; પણ સમર્થ પુરૂષ કૌતુકથી ક્ષણ માટે પણ દુશ્મનોને જય આપે છે, વળી જીતના મદમાં રાક્ષસો જો આંધળા થાય તો ચમત્કાર બતાવવાનું પણ ફાવે ને ?

હનુમાન એમ બંધાઇ રહ્યા, એથી ઇન્દ્રજિત હર્ષ પામીને જયના સાક્ષી રાક્ષસો વડે પ્રફુલ્લ નેત્રોથી જોવાઇ રહેલા હનુમાનને રાવણની પાસે લઇ ગયો, એટલે રાવણે હનુમાનને કહ્યુ કે - 'હે દુર્મતિ ! તેં આ શું કર્યું ? જન્મથી આરંભીને મારા આશ્રયમાં રહેલા તેં તપસ્વી એવા તે રામલક્ષ્મણનો જે આશ્રય કર્યો, તે ઠીક નથી કર્યું. વનવાસી, ફલાહારી, મેલા અને મલિન વસ્ત્રવાળા ભીલ જેવા તે બન્ને કદાચ તારા ઉપર તુષ્ટ થઇ જશે, તો પણ તને કયી

લક્ષ્મી આપવાના છે ? અને તેમ હોવા છતાં પણ, હે મંદબુદ્ધિ ! તેમના કહેવાથી તું અહીં કેમ આવ્યો, કે જેને લઇને આવવા માત્રથી જ તું પ્રાણસંશયને પ્રાપ્ત થયો છે ! તે ભૂચરો દક્ષ તો ખરા, કે જેથી તેમણે તારી પાસે આ કામ કરાવ્યું. ખરેખર, ધૂર્તો પારકા હાથે જ અંગારાને કઢાવે છે ! રે ! પહેલાં તું મારો સેવકશ્રેષ્ઠ હતો અને આજે તું પારકો દૂત થઇને આવ્યો છે, એટલે તું અવધ્ય છે, શિક્ષા માત્રને માટે આટલી વિડંબના કરાય છે !''

**સ્વામીની અવહેલનાને મૂંગે મોઢે સહનાર નિમકહરામ ગણાય છે :**

હનુમાન અત્યાર સુધી શાંતિથી સાંભળ્યા કરે છે, પણ સાચા સ્વામીનો સમર્થ સેવક મૌન કયાં સુધી રહે ? સાચા સ્વામીનો સર્મથ સેવક આવી જગ્યાએ મૂંગો રહે, તો બહેતર છે કે એવા સેવકથી સ્વામીપણું જ ન હો ! પોતાના મરણની બીકે સ્વામીના ભયંકર અપમાનને જે મૂંગે મોઢે સહી આવે, તેને આવા પ્રસંગમાં દુનિયા નિમકહરામ ગણી કાઢે છે. એ જ રીતે શાસનનો સેવક પણ શાસનહિતના નાશક દવ વખતે પાણી છાંટવામાં શકિત છતાં પાછો ન પડે. ઓલવાઇ ગયા પછી પણ જમીન ઠંડી પડે ત્યાં સુધી પાણી છાંટે.

**હનુમાને રાવણને આપેલો જડબાતોડ જવાબ :**

હનુમાન પણ રાવણને જવાબ આપવા માંડે છે : અને સૌથી પહેલાં જ એમ કહે છે ''હું વળી કયારે તારો સેવક હતો ?'' આમાં ધ્વનિ એય છે કે – હું અને તારો સેવક ? તારા સેવક તરીકે ઓળખાવું એ તો લજ્જાભર્યું છે ! આગળ હુનમાન કહે છે કે ''તું વળી મારો સ્વામી કયારે થયો ? હું સ્વામી, તું સેવક-એવું બોલતાં તને શરમ નથી આવતી ?''

સેવક સ્વામીને સ્વામી કહે એ વ્યાજબી, પણ સ્વામી પોતાને 'સ્વામી સ્વામી' અને સામાને 'સેવક સેવક' કહ્યા કરે એ વ્યાજબી નથી. મોહાન્ધતાનો એ સંપન્નિપાત છે. ઘણા શેઠીઆઓને એવી ટેવ હોય છે કે - વાત વાતમાં પોતાના નોકરને 'તું મારો નોકર, તું મારો નોકર' - એમ તોછડાઇથી કહ્યા કરે, પણ એમ કરવામાં મહત્તા નથી; એથી શેઠની શેઠાઇ દીપતી નથી. શેઠ નોકરને નોકર તરીકે તુંકારીને નહિ બોલાવતાં યોગ્ય રીતે બોલાવે તો નોકરના હૃદયમાં શેઠને માટે ઉલ્ટું વધુ માન ઉપજે. નોકરી કરનારાઓમાં પણ કેટલાક વિચક્ષણ અને પ્રમાણિક નોકરો તો એવા ય હોય છે કે પેઢીનું ગાડું કેમ ચાલે છે એની શેઠને ખબરેય ન પડે અને શેઠને તેની ચિંતા ય ન કરવી પડે.

હનુમાન તો હવે આગળ વધીને કહે છે કે ''એક વાર તારો ખર નામનો સામંત, કે જે પોતાને બહુ બળવાન માનતો હતો, તે યુદ્ધમાં વરૂણના બંધનમાં સપડાયો હતો અને તારી સાથે મૈત્રી હોવાથી મારા પિતા પવનંજયે તેને પહેલાં છોડાવ્યો હતો. વળી વરૂણપુત્રોની સાથેના યુદ્ધમાં, તેં બોલાવવાથી હું પહેલાં તારી સહાયને માટે આવ્યા હતો અને મેં તને સંકટમાંથી બચાવ્યો હતો.'' આ રીતે કહીને હનુમાન પોતે રાવણના સેવક તો નહોતા જ, પરંતુ હતા તો ય તેમના મિત્ર જ હતા એમ સાબીત કરવા સાથે 'તને અને તારા સુભટને બચાવનાર અમે છીએ' - એવા ભાવનું પણ કહી દે છે. અને હનુમાન ત્યારબાદ કહે છે કે, ''હમણાં તો તું પાપમાં તત્પર છે માટે સહાયને યોગ્ય નથી.''

એક દિવસ એજ હનુમાન સહાય કરવા ગયા હતા, અને આજે પાપપરાયણ બનેલા રાવણને હવે સહાય કરવાની પણ એજ હનુમાન ના પાડે છે. તેમજ હનુમાન ફરી એ કહે છે કે, ''હવે તો પરસ્ત્રીનું હરણ કરનારા એવા તારી સાથે સંભાષણ કરવામાંય પાપ છે, એ નિશ્ચિત વાત છે.''

**ઉત્સૂત્ર ભાષકોની સાથે વાત કરવામાં પણ પાપ છે :**

હનુમાનની હિંમત જૂઓ; ત્રણ ખંડના માલિકની સામે જે આવું નિડરપણે બોલે છે. સજ્જન સમાજમાં પરસ્ત્રીની વૃત્તિ એ જેમ મોટું પાપ ગણાય છે, તેમ આ શાસનમાં ઉત્સૂત્રપ્રરૂપણા એ એથીય ભયંકર પાપ ગણાય છે. જેમ પરસ્ત્રીમાં તન્મય બનેલાની સાથે વાત કરવામાં પણ પાપ છે, તેમજ ઉત્સૂત્રભાષીની સાથે તેને

ઉત્તેજન આપનારી વાત કરવામાં ય પાપ છે. હનુમાન હિંમતથી જેમ જાહેર કરે છે; તેમ તમે પણ ઉત્સૂત્રભાષી બનેલાને કહી શકો છો કે, 'હવે બસ ! આજ સુધી અમે ચરણે ઝૂકતા હતા, કારણ કે તમે પ્રભુમાર્ગને વફાદાર છો એમ અમે માનતા હતા; પણ હવે અમે સમજ્યા છીએ કે તમે શાસનને બેવફા નિવડયા છો, કારણ કે ઉત્સૂત્રભાષણ કરો છો અને તેના રીતસર રદીયા આપતા નથી, છતાં શાન્તિનો દંભ કરો છો, એટલે તમે શાસનથી આઘા બન્યા તો અમે પણ તમારાથી આઘા જ સારા.'

છેવટે હનુમાન ચેતવણી આપતાં રાવણને કહે છે કે, ''આ તારા આખા ય પરિવારમાં એક પણ માણસને એવો હું નથી જોતો, કે જે હવે એકલા લક્ષ્મણજીથી પણ તારૂં રક્ષણ કરી શકે : પછી તેમના વડિલ બન્ધુ રામચંદ્રજીની વાત તો દૂર રહી.''

હનુમાને તો આ કહ્યું , પણ નશામાં ચઢેલા રાવણ સમજે શાના ? કારણ કે હવે તેમનો વિનાશકાળ નિકટ આવે છે. હનુમાનનું કથન સાંભળી રાવણ ઉલ્ટા વધારે ક્રોધમાં આવ્યા. હનુમાનના સાચા શબ્દો પણ રાવણથી સહાયા નહિ. રાવણે ભૂકુટિ ચઢાવી અને એથી રાવણની આકૃતિ ભયંકર બની. રાવણે દાંતથી હોઠ પણ કરડયા ને એ રીતે ક્રોધથી ધમધમી ઉઠેલા રાવણે હનુમાનને કહ્યું,

''એક તો તું મારા દુશ્મનોને આશ્રયે ગયો છે, અને અશત્રુ એવા મને પણ તેં શત્રુ બનાવ્યો છે, તેથી મારી ખાત્રી થાય છે કે તું મરવાની ઇચ્છાવાળો થયો છે. તને જીવન ઉપર વૈરાગ્ય કેમ આવ્યો છે ? '' વધુમાં રાવણ હનુમાનને કહે છે કે - ''વિશીર્ણ અંગવાળો કોઢીયો પોતે મરવાને ઇચ્છે તો પણ હત્યાના ભયથી કોઇ તેને હણતું નથી, તો એ જ રીતે તને દૂતને કોણ મારે ? અર્થાત્ હું તને હણીશ તો નહિ : તે છતાં પણ એટલી શિક્ષા તો જરૂર કરીશ કે ''હમણાં જ તને ગધેડા ઉપર બેસાડીને, પાંચ શિખાઓવાળો બનાવીને, લંકાની અંદરના પ્રત્યેક માર્ગ ઉપર લોકોના ટોળાની સાથે ફેરવવામાં આવશે.''

**રાવણના મુગટના હનુમાને ચૂરેચૂરા કરી નાખ્યા :**

આ સાંભળીને હનુમાન બાંધ્યા રહે ? રાવણ દ્વારા એ પ્રમાણે કહેવાએલા અને એથી ક્રોધિત થયેલા હનુમાને પાશરૂપ થયેલા નાગોને તોડી નાખ્યા. કમળના નાળથી હાથી કેટલી વાર બંધાએલો રહે ? અત્યાર સુધી તો હનુમાન, કૌતુકથી જ બંધાઇ રહ્યા હતા, પણ નાગપાશના બંધનને તોડયા પછીથી તો હનુમાને વિદ્યુત્દંડની માફક ઉછળીને, પોતાના પાદઘાતથી એટલે લાત મારીને રાવણે મસ્તક ઉપર ધારણ કરેલા મુગટ ના કણશઃ ચૂરેચૂરા કરી નાખ્યા ''આને હણો, આને પકડો'' - એમ રાવણે પોકાર કરવા માંડયો, પણ હનુમાને તો પોતાના પગરૂપ પર્વતો વડે અનાથ એવી તે લંકાપુરીને ભાંગી નાખી.

**હનુમાન પાછા રામચંદ્રજીની પાસે પહોંચ્યા :**

આ પ્રમાણે ક્રીડા કરીને હનુમાન ગરૂડની માફક આકાશ માર્ગે ઉડીને રામચંદ્રજીની પાસે આવ્યા. તેમને નમસ્કાર કરીને સીતાજીએ આપેલો ચૂડામણિ રામચંદ્રજીને આપ્યો. સીતાજીના તે ચૂડામણીને જાણે સાક્ષાત્ સીતાજી આવ્યાં હોય તેમ, રામચંદ્રજીએ સ્પર્શ કર્યો અને હૃદય ઉપર વારંવાર ધારણ કરવા લાગ્યા. પછી રામચંદ્રજી હનુમાનને પોતાના પુત્રની જેમ પ્રસાદથી ભેટયા અને લંકામાં શું શું બન્યું તે વગેરે બધો વૃત્તાન્ત પૂછયો. બીજાઓ પણ હનુમાનની ભુજાના પરાક્રમને સાંભળવાને તત્પર થઇ રહેલા હતા અને હનુમાને પણ રાવણના અપમાન સુધીના સીતાપ્રવૃતિના સમગ્ર વૃત્તાન્તને જે રીતે બન્યો તે કહી બતાવ્યો.

**પૂજ્યપાદ પરમ પ્રવચન પ્રભાવક વ્યાખ્યાન વાચસ્પતિ આચાર્ય ભગવંત**
**શ્રીમદ્ વિજય રામચંદ્રસૂરીશ્વરજી મહારાજાશ્રીના વિવિધ તથા સુવિશિષ્ટ પ્રવચનોયુકત**
**પૂજ્યપાદ કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રીમદ્ હેમચંદ્રસૂરીશ્વરજી મ૦**
**વિરચિત ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત - ૭ મું પર્વ :**
**જૈન રામાયણનો છઠ્ઠો સર્ગ સમાપ્ત થયો.**

# સાતમો સર્ગ

## [ ૧ ]

સાર તરફ પ્રેરે તે વિકથા અને આત્મહિત તરફ પ્રેરે તે ધર્મકથા.

પરમ ઉપકારી, પ્રાતઃસ્મરણીય, કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ રચેલા શ્રી ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ર નામના મહાકાવ્યમાં આ સાતમા પર્વ શ્રી રામાયણમાંથી છ સર્ગ અત્યાર સુધીમાં વંચાઇ ગયા.

પ્રથમ વ્યાખ્યાનમાં જે વસ્તુઓ જણાવાઇ છે, તેની પુષ્ટિ જ બીજા વ્યાખ્યાનમાં થાય છે. બીજું વ્યાખ્યાન એકલી જ કથા માટે નથી, કથા પણ સાર માટે છે. પહેલા વ્યાખ્યાનમાં તાત્ત્વિક વિચારણાઓ થાય, અને એ જ વિષયને બીજા વ્યાખ્યાનમાં પુષ્ટિ મળે. પહેલા આરાધનાના પ્રકારો આદિનું વર્ણન આવે અને પછી આરાધકો આદિનું વર્ણન આવે. આરાધકો આદિના વર્ણનમાંથી, આરાધના લેવી જોઇએ અને વિરાધનાનો ત્યાગ લેવો જોઇએ. આરાધનાથી વિપરીત વસ્તુ ગ્રહણ કરાય તો ધર્મકથાને વિકથારૂપે ગ્રહણ કરી કહેવાય.

સંસાર તરફ પ્રેરે તે વિકથા અને આત્મહિત તરફ પ્રેરે તે ધર્મકથા, એમ કહી શકાય. ધર્મકથા તો સંસારની વાસનાને ઘટાડે અને આત્મહિત સાધવાની ભાવનાને વધારે. આત્મહિતથી જે વિપરીત કથા તે વિકથા.

ધર્મકથાને પોતાને માટે વિકથારૂપ બનાવનારા પણ આજે ઘણા છે. પૌદ્ગલિક પદાર્થોની પ્રાપ્તિમાં, રક્ષામાં, ભોગવટામાં અને નાશમાં ભયંકર આપત્તિ છે : એટલું જ નહિ, પણ તે બધાના પરિણામેય ભયંકર આપત્તિ છે; માટે પૌદ્ગલિક વસ્તુઓને પર માનવી જોઇએ, એની લાલસા તજવી જોઇએ અને આત્માને પરથી સર્વથા મુક્ત કરવાને માટે શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા મુજબ વર્તવાને પ્રયત્નશીલ બનવું જોઇએ. એવું એવું પહેલા વ્યાખ્યાનમાં જણાવાય અને ધર્મકથા એ જ વાતને પુષ્ટ કરે, ધર્મકથાના ધ્યેયને ભૂલાય, ધર્મકથાના આત્માને ન ઓળખાય; તો ધર્મકથા પણ તેવા આત્મા માટે વિકથારૂપ બની જાય.

**પુદ્ગલરસિકતાને વધારવી એ ધર્મકથાને વિકથા બનાવવા જેવું છે :**

સભા ૦ એમ શી રીતે બને ?

આજે ઘણાઓને શ્રી શાલિભદ્રજીની પેટીઓ યાદ છે, પણ શ્રી શાલિભદ્રજીનો ત્યાગ યાદ નથી. શ્રી શ્રીપાલરાજાને ઋદ્ધિ સિદ્ધિ મળી એ જૂએ, પણ શ્રી નવપદની આરાધનાનો વિચાર ન કરે, 'ધર્મની આરાધનાથી ફલાણાને ઋદ્ધિ સિદ્ધિ મળી, ફલાણાની ઇચ્છા પૂર્ણ થઇ, ફલાણાને દેવલોક મળ્યો, માટે હુંય મારી પૌદ્ગલિક લાલસાઓ પૂરી કરવા ધર્મ કરૂં-' એવો વિચાર થાય, એય શું છે ? ધર્મકથાઓને જાણીને કે સાંભળીને પુદ્ગલરસિકતા વધારવી, એ ધર્મકથાને પોતાને માટે વિકથારૂપ બનાવવા જેવું છે. મુક્તિમાર્ગના આરાધકોના ચરિત્રોનું શ્રવણ

કરવું અને તેના પરિણામે મુકિતમાર્ગને સંસાર માર્ગરૂપ બનાવી સંસારની સાધના કરવા તત્પર બનવું, એ ધર્મકથાશ્રવણનો વાસ્તવિક હેતુ જાળવ્યો ગણાય નહિ. ધર્મકથાના શ્રવણથી તો પૌદ્ગલિક ભાવના ઉપર, આત્માની પુદ્ગલરસિકતા ઉપર હથોડાઓ પડવા જોઇએ. 'ધર્મ મુકિત માટે જ કરવો જોઇએ.' એ અને 'મારે મુકિત જોઇએ છે, માટે જ હું વ્યાખ્યાન સાંભળું છું' - એ વસ્તુ જેના હૈયામાં હોય, તે ધર્મકથાને પોતાને માટે ય વિકથારૂપ ન બનાવે. આ વસ્તુનો ખ્યાલ રાખીને, અહીં વંચાતા શ્રી રામાયણમાં આવતા વિવિધ પ્રસંગોના વૃત્તાન્તોનો પણ આરાધનાની જ દૃષ્ટિએ તમારે વિચાર કરવો જોઇએ કે જેથી આ શ્રવણ પણ તમારા આત્માને મુકિતની નિકટ લઇ જનારૂં નિવડે !

**સત્ય પક્ષની સેવામાં પ્રાણનીય પરવા નહિ :**

આપણે જોઇ ગયા કે હનુમાનજી રામચંદ્રજીના દૂત થઇને લંકામાં જઇ આવ્યા. રાવણને કહેવા જોગું કહી આવ્યા અને પોતાને જે કરવા જોગું લાગ્યું તે ય કરી આવ્યા. લંકા આખી રાવણની હતી, એકે એક રાક્ષસ રાવણનો હતો, પોતે ત્યાં એકલા હતા, તે છતાં પણ સત્ય પક્ષનું આલંબન લેનાર હનુમાન રાવણને કહેવા જોગું કહેવામાં જરા પણ ન ડર્યા. 'તારા જેવા પરસ્ત્રીને હરનાર પાપાત્માની સાથે વાત કરવામાં પણ પાપ છે.' આ રીતે ત્રણ ખંડના માલિકને કહેવું, એ નાનીસૂની વાત નથી. આવેશમાં આવીને રાવણના મુગુટનો પણ લાત મારી હનુમાને ભૂકકો કરી નાખ્યો અને પછી પોતાના પાદરૂપ પર્વતો વડે કરીને અનાથ જેવી બનેલી લંકાને ભાંગતાં ભાગતાં તે રામચંદ્રજીની પાસે આવ્યા, એ વગેરે આપણે જોઇ ગયા. જે સ્થિતિમાં હનુમાન લંકામાં ગયા હતા, તે સ્થિતિમાં ત્યાંથી પાછા સલામત જ નીકળી જવાશે અને પકડાઇ જવાશે નહિ જ, એવી તો ખાત્રી રાખી શકાય નહિને ? પણ એવા શૂરવીરો સત્યપક્ષની સેવામાં પ્રાણની પણ પરવા કરનારા નથી હોતા, ધર્મીઓએ પણ ધર્મસેવા માટે એવી જ મનોદશા કેળવી લેવી જોઇએ.

**દ્રવ્યપ્રાણના ભોગેય ભાવપ્રાણની રક્ષા કરવી જોઇએ :**

સાચાના પક્ષમાં રહેનારે અવસરે પ્રાણની પણ પરવા છોડવી ઘટે. જાુઠ્ઠાના પક્ષમાં રહેનારો પ્રાણને ભલે પંપાળે, પણ પ્રાણને પંપાળનારો અવસરે સાચાને સેવી ન શકે. સત્ય મતના ઉપાસકને સત્યના રક્ષણ કરતાં પ્રાણની પરવા વધુ ન હોય. દ્રવ્ય પ્રાણની આ વાત છે હો ! ભાવપ્રાણની વાત નથી, ભાવપ્રાણને તો સાચવવાના જ. ભાવપ્રાણના રક્ષણ માટે દ્રવ્ય પ્રાણની પણ અવસરે પરવા છોડવી જોઇએ એમ કહેવાય છે. જે પ્રાણના નાશથી આત્મહિત થાય તે સાચવવા. જે પ્રાણના નાશથી આત્મહિત થાય તે પ્રાણનાશની કિંમત ન આંકવી. પ્રાણનાશ, ભાવપ્રાણને પુષ્ટ બનાવનાર હોવો જોઇએ. ભાવપ્રાણને હણનારા એવા જીવનના જે લાલચુ બને, તે ધર્મની સેવા અવસરે ન કરી, શકે; અને ભાવપ્રાણને પુષ્ટ બનાવવામાં જ મશગુલ બનેલાઓને, એ માટે કદાચ દ્રવ્ય પ્રાણ જતા પણ કરવા પડે, તો ય એનો અફસોસ એમના અન્તરમાં ન હોય : એટલું જ નહિ પણ ઉલ્ટો એવો એવો અવસર આવતાં એમને તો આનંદ જ થાય.

**મહાસતી સીતાજીને મન શીલ એ જ જીવન :**

રામચંદ્રજી પાટવી હતા, વારસદાર હતા; રાજા થવાને હકકદાર હતા અને એથી સીતાજી પટ્ટરાણી બની શકે તેમ હતું, રાજવૈભવો ભોગવી શકે તેમ હતું; છતાં વનવાસ સેવવાની સ્થિતિ ઉભી થઇ તો ય તેમાં નિમિત્તભૂત થનાર રાણી કૈકેયીને સીતાજીએ દુશ્મન ન માન્યાં. એના એ સીતાજીએ રાવણને દુશ્મન ગણ્યા છે. રાવણ કાંઇ મારતા ન હતા, એટલું જ નહિ પણ પ્રાર્થના કરતા હતા, તે છતાં, પણ સીતાજીએ રાવણને દુશ્મન કેમ ગણ્યા ? ધર્મધન લૂંટે તે જ ખરેખરો અને ભયંકર દુશ્મન છે. રાવણને તથા મન્દોદરીને સીતાજીએ ઓછું કહ્યું છે ? આવું કોણ કહી શકે ? જેને રોમ રોમ શીલ પરિણમ્યું હોય તે. ધર્મના કરતાં જીવનને કિંમતી ન માને તે ! સીતાજી માનતાં હતાં

કે રાવણને કે મન્દોદરીને બહુ ગુસ્સો આવે તો વધુમાં વધુ એટલું કરી શકે તેમ છે કે પેટમાં હથીયાર ખોસીને મારી નાંખે. એ જ ને ? ભલે મારે, પ્રાણની પરવા હતી કયાં ? ત્યાં તેમને મન તો શીલ એ જ જીવન હતું. એ જ રીતે દ્રવ્યપ્રાણ જાય પણ ભાવપ્રાણ રક્ષાવા જોઇએ એવી દૃઢતા કેળવવા મથવું જોઇએ.

**ધર્મવિરૂદ્ધ જતાં સંતાનને માબાપ અને પાપમાર્ગે જતાં માબાપને સંતાન કહી શકે છે :**

આજના કેટલાક ધર્મી તો વાત વાતમાં કરીએ શું ? એમ કહીને ઉભા રહે છે. જાણે બધાયથી દબાયેલા હોય! કૌવત વિનાના હોય. બીજું ન થાય તો ય ધર્મનાશકને એટલું તો કહેવાયને કે, મારી સાથે સંબંધ રાખવો હશે તો તારી ધર્મનાશક પ્રવૃત્તિઓ છોડવી પડશે. એ ન જ છોડવી હોય તો મહેરબાની કરીને મારી સાથે ન બોલીશ.

છોકરા માબાપને કહી શકે છે કે તમે વડિલ ખરા, તમારી ભકિત કરવા અમે બંધાએલા, પણ કૃપા કરી અમને પાપની આજ્ઞા ન કરો ! પાપમય પ્રવૃત્તિમાં ન જોડો. માબાપ પણ છોકરાને કહી શકે છે કે, તમે અમારૂં વાંઝીયામેણું ટાળ્યું એ વાત ખરી, અમારી મિલ્કતનો વારસો તમને આપવામાં પણ અમને વાંધો નથી, પણ ધર્મવિરૂદ્ધ નહિ વર્તાય ! શાસ્ત્ર માટે કે દેવ - ગુરૂ - ધર્મ માટે એલફેલ નહિ બોલાય. અગર ન માન્યું અને એમજ વર્ત્યા તો અમે તમને રાતી પાઇ પણ નહિ આપવાના અને દીકરાવાળા કહેવાઇએ છીએ તે મટીને છતે દીકરે વાંઝીયા જેવા કહેવડાવવાના.

માબાપ તો સંતાનને ધર્મમાં જોડે. સંતાન ના પાડે તો કહે, કેમ ન થાય ? પણ માનો કે એ ન બને, પરંતુ ધર્મ વિરૂદ્ધ જતાં રોકવાનું ય ન બને ? જો એટલું પણ ન બને, એ માટેય જો યોગ્ય અને શકય કોશિષ ન થઇ શકે તો એ માબાપ માબાપ શાનાં ?

આજના કેટલાંક માબાપ તો કહે છે કે, 'એકનો એક દીકરો છે; એને કહેવાય કેમ ? કહીયે તો લક્ષ્મી ભોગવે કોણ ?' ખરેખર આવા આદમીઓ ધર્મની વાસ્તવિક આરાધનાને માટે અપાત્ર જેવા ગણી શકાય. 'આ માબાપના પુત્ર તરીકે મારાથી ધર્મવિરૂદ્ધ પગ ન જ મૂકાય.' એટલી ભીતિ સંતાનને માબાપની ન હોય ? જો એટલું ય ન હોય તો માબાપ કહેવડાવા માત્રથી શું ?

હિતસ્વી માબાપ તો કહે કે, 'તારા ધર્મવિરૂદ્ધ વર્તનથી અમારૂં નામ તથા કુળ લાજે છે.' જે માબાપ પોતાના સંતાનને ધર્મથી વિરૂદ્ધ જતાં રોકતા નથી, એની કારમી સ્વચ્છંદતાને પોષે છે અથવા રોકવાની સ્થિતિ છતાં તેને ચાલવા દે છે, તે માબાપ ઇરાદાપૂર્વક પોતાના સંતાનને દુર્ગતિમાં મોકલવાનું જવા દેવાનું પાપ વહોરે છે. તમે દૂધ પાઓ, ભીનેથી સુકે સુવાડો, પાળી પોષી મોટા કરો, એ તમારા સંતાન, તમારૂં સારૂં અને સાચું પણ કહ્યું ન માને ? તમારા કલ્યાણકારી ધર્મથી પણ તે વિરૂદ્ધ થાય ? વાસ્તવિક રીતે તો એમ કહેવાય કે, 'માનવું જ જોઇએ અને વિરૂદ્ધ ન જ થવા જોઇએ !' એ માટે મૂળથી જ સારા સંસ્કાર નાખો. એજ રીતે એ વાત પણ સ્પષ્ટ છે કે માબાપ પણ પોતાના સંતાનને જો ધર્મથી પતિત કરતાં ન જ અટકે, ધર્મથી વિરૂદ્ધ માર્ગે દોરે, તો આત્મહિતની દૃષ્ટિએ તેમને ય તજી શકાય છે.

રાવણને વિનવવા છતાં પણ જ્યારે તેમણે સાચી વાતને માની નહિ, એટલે બિભીષણ જેવા પણ ત્યાંથી ચાલ્યા ગયા અને એ વાત આગળ આવવાની છે.

**લંકાની વિજયયાત્રા માટે શ્રી રામચંદ્રજીનું પ્રયાણ :**

હવે રામચંદ્રજીને સીતાજીના ચોક્કસ સમાચાર મળી ગયા અને દુશ્મન જણાઇ ગયો, એટલે પ્રયત્ન કર્યા વિના કેમ રહી શકે ? આ જ કારણે સુગ્રીવ આદિ સુભટોથી વીંટાએલા રામચંદ્રજી, લક્ષ્મણજી સહિત લંકાની

વિજયયાત્રા માટે આકાશમાર્ગે ચાલ્યા. ભામંડલ, નલ, નીલ, મહેન્દ્ર, હનુમાન, વિરાધ, સુષેણ, જાંબવાન, અંગદ અને બીજા પણ કરોડો મહાવિદ્યાધરોના રાજાઓ, પોતાના સૈન્યોથી દિશાઓના મુખને ઢાંકતા, તત્ક્ષણ રામચંદ્રજીને વીંટાઇને ચાલ્યા.

આ બધા આ પક્ષમાં આવ્યા, કારણકે પક્ષ સાચો છે; વળી આમનું પુણ્ય પણ તપતું છે અને રાવણનો પુણ્યોદય ખતમ થવા આવ્યો છે. શરૂઆતમાં તકલીફ ભોગવવી પડી, પણ સત્ય, પરાક્રમ અને પુણ્યોદયના પરિણામે આ પક્ષ વધ્યો અને બળવાન બન્યો. રામચંદ્રજી અને લક્ષ્મણજી બેય પુણ્યવાન છે, પરાક્રમી છે અને સાચા છે. રાવણ જો કે મોટા છે, ઋદ્ધિસિદ્ધિવાળા છે અને શકિતમાન છે, પણ પરસ્ત્રીનું હરણ કરવાનું પાપ કર્યું છે, સતીના સતીત્વને ભ્રષ્ટ કરવા ઉત્સુક બન્યા છે અને તેમનો પુણ્યોદય પણ પરવારવાની તૈયારીમાં છે. એથી જ રાવણ સમ્યગ્દૃષ્ટિ છે; છતાં અત્યારે આંતર શત્રુઓની કારમી આધીનતામાં સપડાયા છે; પોતાનો અને પોતાનાંઓનો વિનાશ નજદિક આવ્યો છે, છતાં તેમને સારૂં સૂઝતું નથી અને સારૂં બતાવનારાઓ પણ ગમતા નથી.

**સમુદ્ર તથા સેતુરાજા સાથે યુદ્ધ અને જીત :**

વિદ્યાધરો લડાઇનાં અનેક વજીંત્રો વગાડે છે. યુદ્ધયાત્રાનાં વાજીંત્રોના અત્યંત ગંભીર નાદોથી આકાશ પૂર્ણ થઇ ગયું છે, એટલે કે ગાજી રહ્યું છે. સ્વામીના કાર્યની સિદ્ધિમાં ગર્વવાળા ખેચરો, વિમાનો - રથો - અશ્વો - હાથીઓ અને બીજા વાહનો દ્વારા આકાશમાર્ગે જઇ રહ્યા છે. સમુદ્રની ઉપરથી પસાર થતા રામચંદ્રજી ક્ષણવારમાં સૈન્ય સહિત વેલંધર નામના પર્વત ઉપર રહેલા વેલંધરપુર નામના નગર પાસે પહોંચ્યા.

એ નગરમાં સમુદ્ર અને સેતુ નામના બે રાજાઓ સમુદ્ર જેવા દુર્ધર હતા. એ બેય ઉદ્ધત રાજાઓએ, રામચંદ્રજીના અગ્રસૈન્યની સાથે યુદ્ધ કરવાનો આરંભ કર્યો. પરન્તુ સ્વામીના કાર્યમાં બુદ્ધિશાળી અને પરાક્રમી નલે સમુદ્રરાજાને અને નીલે સેતુરાજાને એમ બેયને બાંધી લીધા. પછી એ બેયને લાવીને તેઓએ શ્રી રામચંદ્રજીની પાસે હાજર કર્યા. રામચંદ્રજી તો દયાળુ છે એટલે કૃપાળુ એવા રામચંદ્રજીએ પાછા તેમને તેમના રાજ્ય ઉપર સ્થાપિત કર્યા. ખરેખર મહાન્ પુરૂષો હારેલા દુશ્મન ઉપર પણ કૃપાળુ જ હોય છે. એ સમુદ્રરાજાએ પણ રૂપથી સુંદર અને સ્ત્રીઓમાં શ્રેષ્ઠ એવી પોતાની ત્રણ દીકરીઓ લક્ષ્મણજીએ આપી.

તે રાત્રિ રામચંદ્રજીએ ત્યાં જ ગાળી અને પ્રાતઃકાલે સમુદ્રરાજા તથા સેતુરાજા એ બેય રાજાઓને પણ સાથે લઇને ત્યાંથી રામચંદ્રજી પોતાની તમામ સેના સાથે ક્ષણવારમાં સુવેલાદ્રિએ આવી પહોંચ્યા. જૂઓ કે પુણ્યયોગે સામગ્રી કેવી મળતી જાય છે !

રામચંદ્રજી અયોધ્યાથી નીકળ્યા ત્યારે એકાકી હતા. એટલે કે તેઓ, લક્ષ્મણજી અને સીતાજી ત્રણ જ હતા; પણ હવે તો આ બધી સેના એમની જ છે ને ? રામચંદ્રજી સપરિવાર વેલંધરપુરથી નીકળી ક્ષણવારમાં સુવેલગિરિ પાસે આવી પહોંચ્યા. ત્યાં પણ સુવેલ નામના દુર્જય ગણાતા રાજા ઉપર જીત મેળવી અને એક રાત્રિ ત્યાં ગાળી પ્રાતઃકાલે પાછા ત્યાંથી ચાલ્યા. ત્રીજા દિવસે લંકાની પાસે આવેલ હંસદ્વીપે આવ્યા. ત્યાંના હંસરથ નામના રાજાને પણ જીતીને ત્યાં જ કર્યો છે આવાસ જેમણે એવા રામચંદ્રજી, તે હંસદ્વીપમાં જ રહ્યાઃ એટલે કે - ત્યાં જ પોતાની છાવણી નાખી.

**લંકામાં ક્ષોભ-પ્રલયની શંકા અને યુદ્ધની તૈયારીઓ :**

લંકામાં પણ આ બધા ખબર મળવાથી ક્ષોભ થયો. મીનરાશિમાં જેમ શનિ રહ્યો હોય અને એથી મીનરાશિવાળા ક્ષોભને પામે, તેમ નજદિકમાં રહેલા રામચંદ્રજીથી ચારે બાજુના પ્રલયની શંકા કરનારી લંકા

ક્ષોભ પામી. હસ્ત, પ્રહસ્ત, મારીચ, સારણ, આદિ રાવણના હજારો સામંતો, યુદ્ધને માટે તૈયાર થઇ ગયા. શત્રુને મારવામાં વિચક્ષણ એવા રાવણે પણ યુદ્ધનાં કરોડો દારૂણ વાજીંત્રો કિંકરોની પાસે વગડાવ્યાં. અર્થાત્-લંકામાં પણ યુદ્ધને માટેની આ પ્રકારે તડામાર તૈયારીઓ ચાલી.

**ભવિષ્યના અનિષ્ટ પરિણામને અવસરે નહિ કહેનારા સાચા સ્નેહી નથી :**

આ સમયે બિભીષણ રાવણને સમજાવવાને માટે આવે છે. ભાઇ પોતાનો ધર્મ બજાવે છે અને ભવિષ્યથી અનિષ્ટકર આગાહીથી ચેતવવા મથે છે. જેઓ જાણવા છતાં પણ અવસરે ભવિષ્યના અનિષ્ટ પરિણામને નથી કહેતા, તેઓ સાચા સ્નેહી નથી. ખોટી રીતે અનિષ્ટકારી વાતમાંય હાજી- હાજી કરનારા તો સાચા સેવકો ય નથી, સાચા સ્નેહીઓ ય નથી, પણ સેવક અને સ્નેહીરૂપે રહેલા હોવા છતાં ય દુશ્મનોથી ય ભૂંડા છે. માટે એવાઓથી ચેતતા રહેવું જોઇએ.

રાવણ પણ નિર્બલ નથી અને તેમાંય અત્યારે ઘમંડમાં ચઢેલ છે. છતાં બિભીષણ પોતાના મોટા ભાઇને હિતકર વાત કહેવા આવે છે. નમસ્કાર કરીને શરૂઆતમાં જ બિભીષણ રાવણને કહે છે કે, 'હે ભાઇ ! ક્ષણવાર પ્રસન્ન થાઓ અને શુભ પરિણામવાળા મારા વચનની ઉપર વિચાર કરો.'

કોઇ ક્રોધથી ધમધમી રહ્યો હો અને અકરણીય કરવા તત્પર બન્યો હોય, ત્યારે કહેવાય કે ''ભાઇ ! જરા ઠંડો પડ, ક્રોધ તજી પ્રસન્ન બન અને હું કહું છું તે સાંભળી શુભ અશુભ પરિણામનો વિચાર કર,'' એ જ રીતે બિભીષણ પણ કહે છે. કેમ કે આવેશ હઠે નહિ ત્યાં સુધી સામાનાં વચનો જે રીતે સંભળાવાં જોઇએ, વિચારાવાં જોઇએ અને સમજાવાં જોઇએ તે રીતે સંભળાય નહિ, વિચારાય નહિ અને સમજાય પણ નહિ.

'ભાઇ ! ક્ષણવાર પ્રસન્ન થાઓ અને શુભ પરિણામવાળા મારા વચનને વિચારો.' એમ કહ્યા બાદ બિભીષણ આગળ વધીને કહે છે કે, 'પહેલાં તો પરદારાના અપહરણનું આ લોક તથા પરલોકનું ઘાતક એટલે બેય લોકના હિતનું ઘાતક એવું કૃત્ય આપે વગર વિચાર્યું કર્યું છે. અને તેથી આપણું કુળ લજ્જિત થયું છે. હવે રામચંદ્ર પોતાની સ્ત્રીને લેવાને આવ્યા છે, માટે તેમની સ્ત્રીને અર્પણ કરવા રૂપ જ તેમનું આતિથ્ય કરો. જો આપ એમ નહિ કરો, સીધી રીતે સીતાને પાછી નહિ સોંપી દો, તો પણ રામ બીજી રીતે એટલે યુદ્ધથી, બળાત્કારથી પણ આપની પાસેથી સીતાને લઇ લેશે અને આપની સાથે આપણા આખાય કુળનો નાશ કરશે. સાહસગતિનો અને ખરનો વધ કરનારા એવા તે રામ-લક્ષ્મણ તો દૂર રહ્યા, તેમના એક સેવક હનુમાનને શું દેવે નથી જોયો ? માટે કહું છું કે ઇન્દ્રના કરતાંય અધિક લક્ષ્મી આપની પાસે છે અને તે સીતાના કારણે આપ એને ન છોડી દો. છતાં જો આપ આમ જ કરશો તો આપની ઉભયભ્રષ્ટતા થશે.'

**જેવું ભવિષ્ય હોય તેવા સંયોગો, સાધનો, સહવાસીઓ મળે છે :**

બિભીષણની સલાહ કેવી મજાની છે ? શાસ્ત્ર કહે છે કે કેટલાક સ્નેહીરૂપે વૈરી પણ હોય છે અને કેટલાક સાચા સ્નેહીઓ પણ હોય છે, કે જેઓ પોતાના સ્નેહીના રોષ કે તોષની પરવા કર્યા વિના અવસરે સાચી હિતકર વાત કહેવાને ચૂકતા નથી. બિભીષણે તો રાવણના સાચા સ્નેહી તરીકેનું કામ કર્યું, પણ સ્નેહીના રૂપમાં રાવણના વૈરી ઘણા હતા. એમના દીકરા વગેરે ત્યાં હાજર હતા ! બિભીષણના કથન સામે રાવણ કંઇ બોલે તે પહેલાં તો રાવણનો પુત્ર ઇન્દ્રજિત લાલચોળ થઇ ગયો.

જેવું ભવિષ્ય હોય તેવા સંયોગો, સાધનો અને સહવાસીઓ આદિ સાંપડે છે રાવણનો પણ વિનાશકાળ નજદિક છે એટલે સાચી અને હિતકર સલાહ પણ બીજાઓ એમના હૃદયમાં જચવા જ કેમ દે ? અને કદાચ જચી જાય

તોય તેને ટકવા જ કેમ દે ? વળી રાવણના નિકટના વિનાશકાળે એમને પણ મદોન્મત્ત બનાવ્યા છે. એવા વખતે સાથીઓ પણ એવા જ મળે તે સ્વાભાવિક છે. વિનાશકાળ નજદિક હોય ત્યારે સાચા હિતસ્વી સલાહકાર તે શત્રુ લાગે અને ખોટી રીતે હાજી - હાજી કરનારા શત્રુ જેવા મિત્રો સારા લાગે.

**ઘમંડી અને પુદ્ગલાનંદી શેઠીયાઓના મિત્ર કેવા હોય ?**

શાસ્ત્ર કહે છે કે કેટલાક સાથી એવા હોય છે કે જે પાસે રહીને સંહાર કરાવે, નુકશાન કરાવે અને અહિતના માર્ગે ઘસડે. ઘમંડી અને પુદ્ગલાનંદી શેઠીયાઓના મિત્ર કોણ હોય ? જે બધી વાતે પૂરા હોય તેઓ જ પ્રાયઃ એવા શેઠીયાઓના મિત્ર થઇ શકે. સાચો ધર્મી કદિ એવા શેઠીયાઓનો મિત્ર ન થઇ શકે, કેમકે એને હાજી -હાજી કરવાનું પાલવે નહિ. શેઠ જેમનું વાટે તેમનું એનાથી વટાય નહિ, માટે એ એનો મિત્ર ન થઇ શકે. જી - હાં, જી-હાં કરીને ખીસ્સા તર કરનારા, શેઠની તીજોરીને તલીયાંઝાટક કરનારા નાગાઓજ મોટા ભાગે એવા શેઠીયાઓના મિત્રો થઇ શકે ! એવા શેઠીયાઓને પ્રાયઃ સાચી અને હિતકર સલાહ આપનારા સ્નેહીઓ રૂચતા નથી, એટલું જ નહિ પણ ઉલ્ટી તેમના તરફ તેઓની મોટે ભાગે કરડી નજર હોય છે.

**હિતૈષીના વ્યાજબી કથન સામે ઉચ્છૃંખલતાભર્યું વર્તન :**

બિભીષણના કથનનો રાવણ કાંઇ પણ ઉત્તર આપે તે પહેલાં તો રાવણપુત્ર ઇન્દ્રજિત કહે છે કે ''તમે તો જન્મથી માંડીને બીકણ છો અને એથી તમે આપણા આખાય કુળને દૂષિત કર્યું છે.'' બિભીષણે પહેલાં રાવણને કહ્યું હતું કે, 'પરદારાના અપહરણથી આપે કુળને કલંકિત કર્યું છે. ત્યારે બિભીષણે ભીરૂપણાથી કુળને દૂષિત કર્યાનું ઇન્દ્રજિત કહે છે. આવા વચનોમાં રાવણની ગર્ભિત પ્રશંસા પણ આવી જાય છે. બિભીષણ બીકણ અને રાવણ બહાદુર, એ ભાવ પણ એમાં રહેલો છે. આવું બોલાય ત્યારે રાવણ ફુલાયને ? આગળ વધીને ઇન્દ્રજિત કહે છે કે, 'તમે મારા પિતાના સહોદર નથી. અર્થાત્ જે બાપાના મારા પિતા પુત્ર છે તે બાપના તમે પુત્ર નથી.'

ઇન્દ્રજિત છે તો ડાહ્યા, પણ મદમાં, નશામાં, ક્રોધમાં ચઢેલાને પોતે જે બોલે છે તે યોગ્ય છે કે અયોગ્ય છે તેનું ભાન નથી રહેતું. જો કે વસ્તુ બહાદુરીને અંગે જ કહેવાએલી છે છતાં ઇન્દ્રજિતના એ કથનમાં રાવણને પણ ગાળ નથી ? રાવણ પેદા થયા ત્યાં સુધી રાવણની માતા સતી હતી અને પછી શું વ્યભિચારિણી થઇ એમ ? ઇન્દ્રજિતના પોતાના કથનમાં એ ભાવ ગર્ભિતપણે રહેલો છે એનો તેને લેશ પણ ખ્યાલ નથી; કારણ કે ક્રોધાધીન બનેલો વિવેકાન્ધ પણ બને છે.

વળી વધુમાં ઇન્દ્રજિત કહે છે કે, ''હે મૂર્ખ ! ઇન્દ્ર જેવા વિદ્યાધરેન્દ્ર રાજાને પણ જીતનાર અને સર્વ સંપત્તિના સ્વામી એવા મારા પિતાને માટે, તેમના પરાજય વગેરેની કલ્પના - સંભાવના કેમ કરો છો ? ખરેખર એવી સંભાવના કરતાં તમે મરવાને જ ઇચ્છો છો. પહેલાં પણ તમે પિતાજીને જાૂઠું બોલીને છેતર્યા હતા, કારણ કે દશરથ રાજાનો વધ કરવાની તમે પ્રતિજ્ઞા કરી હતી, તે છતાં તમે આમ કર્યું નહિ : અને હે નિર્લજ્જ ! હવે જ્યારે દશરથપુત્ર અહીં આવેલ છે ત્યારે ભૂચરોથી પણ ભયને ઉત્પન્ન કરીને દર્શાવતા તમે એનું પિતાથી રક્ષણ કરવાને ઇચ્છો છો તે કારણથી હું માનું છું કે તમે રામના પક્ષમાં પડેલા છો અને એ કારણે હવે મંત્રણા માટે પણ તમે અધિકારી નથી : કારણ કે રાજાનો આપ્તમંત્રિની સાથેનો વિચાર શુભ પરિણામવાળો નિવડે છે. અર્થાત્ - તમે હવે આપ્ત મંત્રી રહ્યા નથી અને એથી તમારી સાથે વિચાર કરવાથી શુભને બદલે અશુભ પરિણામ આવે; માટે હવે તમે તમારી સાથે મંત્રણા કરવાની યોગ્યતાને ગૂમાવી બેઠા છો !''

બિભીષણે તદ્દન વ્યાજબી, સાચી અને હિતકર સલાહ આપી હતી છતાં પણ ઈન્દ્રજિતે એના ઉત્તરમાં શું કહ્યું તે જોયું ને ? સાચી, સારી અને હિતકર સલાહ છતાં કાકા તરફ ભત્રીજાને આટલો બધો ક્રોધ કેમ આવ્યો ? કારણ કે અત્યારે તે ભાનભૂલો બન્યો છે; અને ભાનભૂલા બનેલાઓ સાચી અને હિતકારી વાત કહેનાર સામે ય ભાંડચેષ્ટા કરે તો નવાઇ નહિ. આ રીતે શાસનની સારી, સાચી અને હિતકારી વાતોથી, શાસનના દુશ્મનો ઉન્મત્ત બની ગમે તેવી ભાંડચેષ્ટા કરે તોય શાસનના સાચા સેવકે મૂંઝાવાનું ન હોય.

**ઉન્માર્ગગામી કાંઇ ન ચાલે એટલે જાુઠો આરોપ મૂકે :**

ઘરના કલહ માત્રથી ડરીને અવસરે યોગ્ય સલાહ નહિ આપનારા પ્રસંગે પોતાના સ્નેહીજનોને નહિ ચેતવનારા જેવા નિમકહરામ બીજા કોણ છે ? રૂચે કે ન રૂચે, પણ અવસરે સ્વપરના હિતને ધ્યાનમાં રાખી ચેતવણી આપવી જોઇએ. એ ચેતવણી સામાને ફળે કે ન ફળે પણ હિતબુદ્ધિથી ચેતવણી આપનારાને તો લાભ જ થાય છે. અહીં ચેતવણી આપતાં બિભીષણને કેટલું સાંભળવાનું થયું ? આવેશમાં આવી ગયેલો ઈન્દ્રજિત પોતાના કાકા ઉપર આ રીતે આક્રોશ કરે છે અને ખોટા આરોપ ઉપર આરોપ મૂકતો જાય છે. ખરેખર નમાલાઓનાં અને ઉન્મત્તોનાં લક્ષણ જ એ. મૃષાભાષીઓ, ઉન્માર્ગગામીઓ, દુરાચારીઓને અંતે એમ જ કરવું પડે. કાંઇ ન ચાલે ત્યારે બીજા ઉપર જાુઠા પણ આરોપ મૂકયા વિના એ રહે જ નહિ; છતાં સત્યવાદી માર્ગસ્થો એની દરકાર કરતાં નથી અને એથી ડરી જઇને પોતાનું જે શુભ કાર્ય છે તેને ત્યજી દેતા નથી એ પણ યાદ રાખવાની જરૂર છે.

ઈન્દ્રજિતે ઉચ્છૃંખલપણે જેમ-તેમ કહી નાખ્યું. એ સાંભળી લીધા પછી બિભીષણ પણ કહે છે, ''હું શત્રુના પક્ષમાં પડેલો નથી જ; પણ મને લાગે છે કે પુત્રરૂપે તું, કુળનો નાશ કરનારો શત્રુ ઉત્પન્ન થયો છે. હે મુગ્ધ ! ક્ષીરકંઠ એવો તું શું સમજે કે આ તારો પિતા જન્માન્ધ હોય તેમ ઐશ્વર્ય અને કામથી અન્ધ બનેલો છે ?''

આટલો જવાબ ઈન્દ્રજિતને આપ્યા બાદ બિભીષણ રાવણની પ્રત્યે પણ કહે છે કે '' હે રાજન્ ! તું આ પુત્ર વડે અને તારા પોતાના ચારિત્રથી, થોડા જ વખતમાં પતિત થઇશ. ખરેખર હું તારા માટે વ્યર્થ પરિતાપ કરૂ છું. અર્થાત્ મેં કહેવાનું કહી દીધું છે. પણ આપ આપના આવા પુત્રથી અને પોતાના અધમ આચારથી અલ્પ સમયમાં જ પતિત થવાના છો, એટલે મારો પરિતાપ તદ્દન વ્યર્થ છે.''

**રાવણ બિભીષણ સાથે યુદ્ધ કરવા તત્પર થયો :**

બિભીષણનાં આવાં વચનોને સાંભળીને દૈવથી દૂષિત એવો રાવણ પણ અધિકપણે ક્રોધ પામ્યો. અત્યંત ક્રોધાધીન બનીને રાવણે પોતાની ભીષણ તલવાર ખેંચી અને બિભીષણનો વધ કરવાને તે એકદમ ઉભો થયો.

એથી બિભીષણે પણ આંખ ફેરવી અને ભ્રૂકુટીથી ભીષણ બનેલા બિભીષણે હાથીની જેમ સ્થંભ ઉપાડયો અને રાવણની સામે તે યુદ્ધ કરવાને ઉભો થયો. રાવણ અને બિભીષણ બેય એક બાપના દીકરા છે. એક જ માતાનું સ્તનપાન બેય જણાએ કર્યું છે. બેય વિદ્યાધર રાક્ષસ છે, સામાન્યતઃ કમીના એકેમાં નથી. રામચંદ્રજી તો દૂર રહ્યા અને અહીં આ બે લડવાને તૈયાર થઇ ગયા; પણ જ્યારે બિભીષણ અને રાવણ પરસ્પર યુદ્ધ કરવાને તત્પર બન્યા, એટલે કુંભકર્ણે અને ઈન્દ્રજિતે વચમાં પડીને તેમને યુદ્ધ કરતા અટકાવી એકબીજાથી તરત જ દૂર કર્યા; અને હાથીને જેમ ગજશાળામાં લઇ જાય, તેમ તે બન્નેને તે બે તેમના તેમના સ્થાને દોરી ગયા.

**રાવણે બિભીષણને લંકા છોડી જવાની આજ્ઞા કરી :**

આ પછી બિભીષણને રાવણે કહ્યું કે ''જેના આશ્રયમાં હોય તેનું ભક્ષણ કરનારા અગ્નિના જેવો તું છો, માટે

મારી નગરીમાંથી તું ચાલ્યો જા !'' આથી બિભીષણ લંકાના અધિપતિ રાવણને ત્યજીને રામચંદ્રજીની પાસે જવા નીકળે છે. બિભીષણે જે કાંઇ કહ્યું હતું, એમાં મર્યાદાભંગ હતો ? નહિ જ ! વડિલ ઉન્માર્ગે જતા હોય તો તેમને રોકવા એ નાના બંધુનું શું કામ નથી ? છે જ ! આમ છતાં પણ રાવણે બિભીષણને લંકા છોડીને ચાલ્યા જવાની આજ્ઞા કરી એટલે તરતજ બિભીષણ પણ ત્યાંથી નીકળી જવાને તૈયાર થયા.

**બિભીષણ લંકા છોડીને ચાલ્યા જાય છે :**

રાવણ પોતે જ અગ્નિને સળગાવી રહેલ છે છતાં બિભીષણને અગ્નિસ્વરૂપ કહીને રાવણ તેમને ચાલ્યા જવાનું કહે છે. જ્યારે પુણ્યોદય પૂરો થાય અને પાપોદય જાગે ત્યારે પાપીઓ પોતાને પુણ્યવાન મનાવરાવે, પુણ્યવાન કહે અને પુણ્યવાનને પાપી કહે, એ પણ બનવાજોગ છે. રાવણનાં એવાં વચનોથી એમના ભકતબંધુ બિભીષણ પણ લંકા છોડીને રાવણના દુશ્મન ગણાતા પણ સત્યપક્ષવાળા રામચંદ્રજીની પાસે જવાને ચાલી નીકળ્યા. પુણ્યશાલી આત્માને આ રીતે પ્રણ દુશ્મનના ઘરથી જ અચાનક મદદ મળી રહેલ છે.

## [ ૨ ]

બિભીષણ કાંઇ એકલા જ જાય ? એક માબાપના આ ત્રણ દીકરા : રાવણ, કુંભકર્ણ અને બિભીષણ. બિભીષણ ભલે સૌથી નાના હતા અને રાવણ ભલે સૌથી મોટા અને રાજા હતા, પણ કાંઇ બધાં જ રાવણના પક્ષમાં ન હોય. બિભીષણના પક્ષમાં પણ હોય, વળી બિભીષણ તો નીતિમાન અને ધર્માત્મા હતા એટલે એમના પક્ષને માટે તો પૂછવું જ શું ? બિભીષણને એ રીતે કહીને રાવણે ભયંકર ભૂલ કરી છે પણ વિનાશકાળ નજીક હોવાથી તે એ ભૂલને જોવા દેતો નથી. બિભીષણની પાછળ, રાક્ષસ વિદ્યાધરોની મહા ઉત્કટ એવી ત્રીસ અક્ષૌહિણી સેના રાવણને છોડીને ચાલી નીકળી. આ રીતે રાવણે પોતાના જ હાથે પોતાનો નાશ પોતાના જ ઘરથી શરૂ કર્યો એમ કહી શકાય.

આટલી મોટી સેના આવે તે છૂપું રહે ? બિભીષણને સેના સહિત આવતા જોઇને સુગ્રીવ આદિ ક્ષોભ પામ્યા, કારણ કે ડાકણની જેમ શત્રુઓ ઉપર પણ જેમ - તેમ વિશ્વાસ આવતો નથી. સુગ્રીવ આદિને લાગ્યું હશે કે બિભીષણ કદાચ લડવા આવતા હશે, અન્યથા ક્ષોભ ન થાત પણ બિભીષણ લડવા માટે નહોતા આવતા એ નક્કી વાત છે. બિભીષણે પ્રથમ રામચંદ્રજીની પાસે પોતાનો માણસ મોકલ્યો અને પોતાના આગમનની ખબર કહેવડાવી. રામચંદ્રજી કાંઇ આ લોકોના સ્વભાવથી પરિચિત નથી. એટલે તેમણે તરત પોતાના વિશ્વાસપાત્ર સુગ્રીવના મુખને જોયું. એનો અર્થ એ કે વિના પૂછયે પૂછયું કે આ આવે છે તો શું કરીશું ?

સુગ્રીવ પણ રામચંદ્રજીની એ ચેષ્ટાના ભાવને સમજી ગયા. આથી સુગ્રીવે કે ''જો કે આ રાક્ષસો પ્રકૃતિવડે જન્મથી માયાવી અને ક્ષુદ્ર હોય છે, છતાં ય જ્યારે આ આવે છે તો ભલે આવે. ગૂઢ પુરૂષો દ્વારા અમે એના શુભ કે અશુભ ભાવને જાણી લઇશું અને હે પ્રભો ! જેવો ભાવ દેખાશે તેને અનુરૂપ ગોઠવણ કરીશું.''

**બિભીષણનું આગમન અને રામચંદ્રજીએ તેમનું કરેલ સુચિત સન્માન :**

આ વખતે બિભીષણને સારી રીતે ઓળખનાર વિશાલ નામનો ખેચર ત્યાં હાજર હતો. તેણે કહ્યું કે ''રાક્ષસોમાં એક આ બિભીષણ મહાત્મા છે અને ધાર્મિક છે. એણે સીતાને છોડી દેવા રાવણને કહ્યું, રાવણે તે ન માન્યું અને અત્યંત ક્રોધથી રાવણે એને કાઢી મૂકયો. એથી શરણભૂત એવા આપના શરણે બિભીષણ આવેલા છે.

એમાં કાંઇ પણ ફેરફાર છે જ નહિ.'' આથી રામચંદ્રજીએ દ્વારપાળને બિભીષણને અંદર આવવા દેવાની આજ્ઞા કરી. બિભીષણ અંદર આવ્યા. ગુણવાન પ્રત્યે એમને પ્રેમ તો છે જ, એટલે રામચંદ્રજીના ચરણોમાં બિભીષણે માથું મૂકયું. રામચંદ્રજી પણ તેવા જ યોગ્ય પુરૂષ છે. એથી પગમાં માથું મૂકીને રહેલા બિભીષણને તેઓ સંભ્રમથી પ્રેમપૂર્વક ભેટી પડયા.

બિભીષણે તે વખતે રામચંદ્રજીને કહ્યું હતું કે, ''અન્યાયી એવા મારા વડિલબંધુ રાવણનો ત્યાગ કરીને હું આપના શરણે આવ્યો છું; તો આપના ભકત એવા મને સુગ્રીવની જેમ આજ્ઞા કરો.'' રામચંદ્રજી પણ રાજનીતિને જાણે છે. જો કે બિભીષણમાં ભેદ નથી, પણ રાજરમત ભયંકર છે. બીજી વાત એ છે કે રામચંદ્રજી કાંઇ રાજ્યના લોભે યુદ્ધ કરવાને નથી આવ્યા, પણ સતી સીતાજીને છોડાવવાને જ આવ્યા છે રામચંદ્રજીએ તરત જ લંકાનું રાજ્ય બિભીષણને આપવાનું કહ્યું. એક - બે ગામ નહિ પણ લંકાનું રાજ્ય આપે છે !

આમાં રાજનીતિની દૃષ્ટિએ તેમજ બીજી અનેક રીતે લાભ છે. આવેલો દુશ્મનનો માણસ પણ પોતાનો પાકો થાય અને પછી આંખ ઉંચી ન કરે; પછી પ્રાયઃઅવળો વિચાર સરખો ય ન કરે. આ રીતે સાંસારિક કાર્યસિદ્ધિમાં પણ ઉદારતા જોઇએ છે, તો ધર્મનાં કાર્ય સિદ્ધ કરવા માટે ઉદારતા પણ જોઇએ એ સ્વાભાવિક જ છે.

**શ્રી જિનેશ્વરદેવને કરેલો એક પણ નમસ્કાર તારે, પણ તે કયારે ?**

આ પ્રસંગને અનુલક્ષીને આ ગ્રંથરત્નના રચયિતા પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે,

**'न मुधा भवति क्वापि, प्रणिपातो महात्मसु ।'**

*મહાત્મા પુરૂષોને કરેલો નમસ્કાર કોઇ પણ સ્થળે ફોગટ જતો નથી.*

જ્યારે અહીં આવો લાભ છે, તો શ્રી જિનેશ્વરદેવને કરેલો નમસ્કાર કેવો લાભ આપે ? પણ શુદ્ધ હૈયાથી શુદ્ધ પ્રકારે નમસ્કાર કરવો જોઇએ !

આથી તો શ્રી જિનશાસનમાં એ પણ ફરમાવ્યું છે કે,

**'इक्को वि नमुक्कारो, जिणवरवसहस्स वद्धमाणस्स । संसारसागराओ, तारेइ नरं व नारिं वा ॥१॥'**
(સિદ્ધાણં બુદ્ધાણં - સિદ્ધસ્તવ) ॥

*એનો ભાવાર્થ એ છે કે શ્રી જિનવરોમાં વૃષભ સમાન શ્રી વર્ધમાનસ્વામીને કરેલો એક પણ નમસ્કાર પુરૂષને કે સ્ત્રીને સંસારરૂપ સાગરથી તારે છે.*

શ્રી જિનેશ્વરદેવને કરેલો એક પણ નમસ્કાર સંસારરૂપ સાગરથી તારે કયારે ? સંસારરૂપ સાગરથી તરવાની બુદ્ધિ હોય તો કે એમ ને એમ ? એ નમસ્કાર કરનારે સંસારને કેવો માનવો જોઇએ ? ભયંકર, તજવા જેવો, દુઃખમય, દુઃખફલક અને દુઃખપરંપરક ! એવા સંસારને વધારવાની ઇચ્છાથી શ્રી જિનેશ્વરદેવને નમસ્કાર કરાય કે એવા સંસારથી તરવાને માટે શ્રી જિનેશ્વરદેવને નમસ્કાર કરાય ? સંસારસાગરથી તરી મુકિતએ પહોંચવાના ઇરાદાપૂર્વક શ્રી જિનેશ્વરદેવને શુદ્ધ ભાવે નમસ્કાર કરવો જોઇએ. સમ્યગ્દૃષ્ટિ આત્મા જ શ્રી જિનેશ્વરદેવને યથાસ્થિતપણે નમસ્કાર કરી શકે છે અને સમ્યગ્દૃષ્ટિ એના પ્રતાપે સુસંયોગો પામી એ ભવમાં તેમજ પછીના ભવોમાં પણ રત્નત્રયીની આરાધના કરી બધાં જ કર્મો સર્વથા ક્ષીણ કરવા દ્વારાએ મુકિતને પામે, તે તદ્દન સ્વાભાવિક જ છે અને એ દૃષ્ટિએ કહેવાય કે એક પણ નમસ્કાર સંસારથી તારે !

**જેને સંસાર ગમે, તે ભગવાનને સાચો નમસ્કાર કરી શકે નહિ :**

શ્રી જિનેશ્વરદેવના મંદિરમાં જતાં પોતાના પાપ માટે કંપારી છૂટવી જોઇએ. જેને સંસાર ગમે અને પાપ ડંખે નહિ એ સાચો નમસ્કાર કરી શકે નહિ. કેટલાકો કહે છે કે, ''પાપ કર્યે જવાં અને ભગવાનને નમસ્કાર કરી આવવો એટલે પાપ ધોવાઇ જાય !'' પણ એવા આત્માઓએ પોતાનાં કલ્યાણને ખાતર એ સમજી લેવાની જરૂર છે કે, 'એમ ભગવાનનું નામ લીધે કે ભગવાનને એમ નમસ્કાર કર્યે પાપ ન જાય !' કોઇ પોતાના દીકરાનું નામ મહાવીર રાખે અને વારંવાર બોલાવ્યા કરે તો પાપ જાય ? પાપ જાય કે પાપ વધે ? એક નમસ્કાર માત્રથી તરાય, એનાં રહસ્યને સમજો ! સામાન્ય રીતે સાચો નમસ્કાર તે જ કરી શકે કે, જેને શ્રી જિનાજ્ઞા ઉપર પૂરી શ્રદ્ધા હોય, એટલું જ નહિ પણ શ્રી જિનાજ્ઞાની જે આરાધના કરવાને સાચી રીતે તત્પર હોય !

શ્રી જિનેશ્વરદેવને સાચો નમસ્કાર કરનાર શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાને ઠોકરે મારનારો ન હોય. શ્રી જિનાગમને માટે એલફેલ બોલનાર ન હોય. શ્રી જિનાજ્ઞાને માટે એલફેલ બોલવું અને શ્રી જિનેશ્વરદેવને નમસ્કાર પણ કરવો એનો અર્થ શો ? કહેવું જ પડશે કે લુચ્ચાઇ ! સાચી રીતે નમસ્કાર કરનારને આજ્ઞા ઉપર પ્રેમ ન હોય એમ ન બને. જો આજ્ઞા ઉપર પ્રેમ ન હોય તો એ નમસ્કારમાં પોલ સમજી લેવી. આથી તો મહાપુરૂષોએ ફરમાવ્યું કે,

**'आज्ञाराद्धा विराद्धा च, शिवाय च भवाय च ।'**

શ્રી જિનેશ્વરદેવોની આરાધેલી આજ્ઞા જેમ મોક્ષને માટે થાય છે, તેમ શ્રી જિનાજ્ઞાની વિરાધનાથી સંસાર વધે છે. એક તરફ નમસ્કાર કરી આવે અને બીજી તરફ આજ્ઞાની વિરાધના થાય તેની દરકારેય રાખ્યા વિના વિરાધના પણ કરે તો શું થાય ? સંસારસાગરથી તરે કે સંસારસાગરમાં વધારે ડુબે ? કહોને કે વધારે ડુબે !

**રામચંદ્રજી અને રાવણની સેના :**

હંસદ્વીપમાં આઠ દિવસ પસાર કરીને સેનાથી પરિવરેલા રામચંદ્રજીએ કલ્પાંત કાળની જેમ લંકા તરફ પ્રયાણ કર્યું. લંકાની બહારના મેદાનમાં એ વિશાળ સેનાએ વીસ યોજન પ્રમાણ ભૂમિ રૂંધી હતી. બલે કરીને પર્વત સમા રામચંદ્રજી, એ સેના સહિત યુદ્ધને માટે સજ્જ થઇને રહ્યા સાગરના વેલાધ્વનિની માફક રામચંદ્રજીની સેનાનો કોલાહલ બ્રહ્માંડના સ્ફોટથી ઉત્પન્ન થયો હોય તેવો લાગતો હતો અને એવા એ કોલાહલે લંકાને બહેરી બનાવી મૂકી !

જેમનું અનન્ય સાધારણ ઓજસ્ છે એવા પ્રહસ્ત આદિ રાવણના સેનાનાયકો પણ ઝટ બખ્તર ધારણ કરી હથીયાર ઉંચાં કરી તૈયાર થઇ ગયા. કેટલાકો હાથીઓ ઉપર બેસીને, કેટલાકો ઉંટો ઉપર બેસીને, કેટલાકો સિંહો ઉપર બેસીને, કેટલાકો ખરો ઉપર બેસીને, કેટલાકો રથો ઉપર બેસીને, કેટલાકો કુબેરની જેમ મનુષ્યોને વાહનો બનાવીને, કેટલાકો અગ્નિની જેમ મેષો - બકરાઓ ઉપર સ્વારી કરીને, કેટલાકો યમની જેમ મહિષો - પાડાઓ ઉપર ચઢીને, કેટલાકો રેવંતકુમારની જેમ અશ્વો ઉપર બેસીને અને કેટલાકો દેવોની જેમ વિમાનોમાં બેસીને એમ જૂદી જૂદી રીતે રણકર્મમાં ચાલાક એવા અસંખ્ય વીરો, ઉડીને એકી સાથે રાવણની ચોગરદમ ફરી વળ્યા.

રોષથી જેમના નેત્રો રાતાં થઇ ગયાં છે એવા અને રત્નશ્રવા રાજાના પ્રથમ નંદન રાવણ પણ તૈયાર થઇને વિવિધ આયુધોથી રથમાં બેઠા. હાથમાં ત્રિશૂલને ધારણ કરનાર કુંભકર્ણ ભાનુકર્ણ, બીજો યમરાજ જ જાણે ન હોય તેમ રાવણની પાસે આવીને પાર્શ્વરક્ષક થઇને ઉભો રહ્યો. બીજી બે ભુજાની જેમ ઇન્દ્રજિત અને મેઘવાહન

નામના કુમારો રાવણની પાસે આવીને બે બાજુ ઉભા રહ્યા. બીજા પણ મહા પરાક્રમી પુત્રો અને કરોડો સામંતો ત્યાં આવીને હાજર થયા. જેમાં શુક, સારણ, મારીચ, મય અને સુંદ વગેરે હતા. આ રીતે યુદ્ધમાં ચતુર એવી અસંખ્ય હજાર અક્ષૌહિણી સેનાઓથી દિશાઓને આચ્છાદિત કરતા રાવણ લંકાપુરીથી યુદ્ધને માટે ચાલ્યા.

**ધ્વજાઓ અને હથીયારોનું વર્ણન :**

હવે સૈનિકોની ધ્વજાઓનું વર્ણન આવે છે. ધ્વજામાં અમુક અમુક ચિન્હો હોય છે. કેટલાકોની ધ્વજાઓમાં સિંહનું ચિહ્ન હતું, તો કેટલાકોની ધ્વજાઓમાં અષ્ટાપદ મૃગનું ચિહ્ન હતું : એમ કેટલાકોની ધ્વજાઓમાં અમૂરૂં મૃગનું, કેટલાકોની ધ્વજાઓમાં હાથીનું, કેટલાકોની ધ્વજાઓમાં મયૂરનું, કેટલાકોની ધ્વજાઓમાં સર્પનું કેટલાકોની ધ્વજાઓમાં માર્જારનું અને કેટલાકોની ધ્વજાઓમાં કુકડાનું ચિહ્ન હતું. કેટલાકોના હાથમાં ધનુષ્ય તો કેટલાકોના હાથમાં તલવાર, કેટલાકોના હાથમાં ભુશુંડી તો કેટલાકોના હાથમાં મુદ્ગર, કેટલાકોના હાથમાં ત્રિશૂળ તો કેટલાકોના હાથમાં પરિઘ, અને કેટલાકોના હાથમાં કુઠાર તો કેટલાકોના હાથમાં પાશ, એમ યુદ્ધ માટેનાં જૂદાં જૂદાં હથીયારો રાવણના વીર સૈનિકોની પાસે હતાં.

રાવણના વીરો વારંવાર નામ લઇ લઇને દુશ્મન પક્ષમાં વીરોને પૂછતા થકા રણકર્મમાં ચતુરાઇપૂર્વક વિચરવા લાગ્યા. વૈતાઢ્યગિરિની જેમ પોતાની સેનાની વિશાલતાથી પચાસ યોજન પ્રમાણ ભૂમિમાં રાવણે રણકાર્યને માટે પડાવ નાખ્યો.

બેય સેનાના સૈનિકો પોતાના નાયકોની પ્રશંસા કરતા હતાં અને દુશ્મનપક્ષના નાયકોની નિન્દા કરતા હતા; પરસ્પર આક્ષેપો કરતા હતા અને અંદર અંદર કથાઓ કહેતા હતા : તેમજ કરાસ્ફોટ પૂર્વક અસ્ત્રોને અસ્ત્રોથી વગાડતા હતા. આ રીતે કાંસીતાલની જેમ રામચંદ્રજી અને રાવણનાં સૈન્યો મળ્યાં. ત્યાં એમના મોંમાંથી બીજું શું નીકળે ? 'જા-જા, ઉભો રહે-ઉભો રહે, ભય પામ નહિ, આયુધ છોડ, આયુધ ગ્રહણ કર' - એવી વાણી સૈનિકોના મુખમાંથી ત્યાં નીકળવા લાગી.

**યુદ્ધ ચાલ્યું પણ જય કોઇનો થયો નહિ :**

બન્ને સેનામાં શલ્યો, શંકુઓ, બાણો, ચક્રો, પરિઘો અને ગદાઓ, જંગલમાં પક્ષીઓની જેમ આવી આવીને પડવા લાગ્યાં, પરસ્પર ઘાતનું કામ ચાલુ થઇ ગયું. યુદ્ધ એટલે જ સંહારકાર્ય. તે સમયે પરસ્પર ઘાતથી ભગ્ન થયેલાં ખડ્ગોથી અને વેગથી છેદાએલાં ઉછળતાં મસ્તકોથી આકાશ વિવિધ કેતુ અને વિવિધ રાહવાળું હોય તેવું દેખાવા લાગ્યું. સુભટો મુદ્ગરોના આઘાતોથી હાથીઓને વારંવાર પાડી દેતા હતા, તેથી તેઓ ગેદીદડાની રમત રમતા હોય તેવા લાગતા હતા. દુશ્મનના સૈનિકો દ્વારા કુઠારાઘાતોથી છેદાએલા સૈનિકોની બે હાથ, બે પગ અને માથું એમ પાંચ શાખાઓ વૃક્ષોની શાખાઓની જેમ પડવા લાગી. ભૂખ્યા યમરાજને ઉચિત એવા કોળીયાની જેમ, વીરો વીરોનાં માથાંઓને છેદીને ભૂમિ ઉપર ફેંકવા લાગ્યા. પરંતુ મહાપરાક્રમી એવા રાક્ષસોના અને વાનરોના તે યુદ્ધમાં ભાગીદાર પિત્રાઇઓના ધનની જેમ, જય લાંબા કાળે સાધ્ય બન્યો. અર્થાત્ આટલું યુદ્ધ થયું તેમાં તો બેમાંથી એકેયનો જય થયો નહિ.

**જો વિવેકપૂર્વક વિચારાય તોય વૈરાગ્ય ઉત્પન્ન થાય :**

સભા ૦ યુદ્ધના રસનું વર્ણન કેમ ?

વર્ણન યુદ્ધનું પણ ધ્યેય વૈરાગ્ય પમાડવાનું. આ વર્ણન પણ જો વિવેકપૂર્વક વંચાય અને વિચારાય તો તેથી પણ વૈરાગ્ય ઉત્પન્ન થાય. યુદ્ધ કરનારા આત્માઓ કેવા ? યુદ્ધનું નિમિત્ત કેવું ? આંતર શત્રુઓની પરાધીનતા

કેવી ? અને કામાધીનતાના યોગે આત્મા કેવા ભયંકર પાપકાર્યોમાં પ્રવૃત્ત થાય છે ? એ વગેરે ઘણું ઘણું આ વર્ણનો ઉપરથી વિચારી શકાય તેમ છે. અવસરે વિવેકપૂર્વક શ્રૃંગારનું વર્ણન કર્યા બાદ પણ વૈરાગ્યનું સુંદર પ્રકારે વર્ણન થઇ શકે છે. આવડવું જોઇએ ! સંસારની અસારતા બતાવવા સંસારના વિષમ અને જ્ઞાનદૃષ્ટિએ બિભત્સ સ્વરૂપનું પણ વિવેકપૂર્વક વર્ણન કરી શકાય. સમ્યક્ત્વનું સ્વરૂપ સમજાવવા મિથ્યાત્વના ભેદ-પ્રભેદ આદિનું પણ વર્ણન કરવું પડે. ક્ષમાના સ્વરૂપને સમજાવવા ક્રોધનું પણ વર્ણન કરવું પડે.

વળી આ કથાનો પ્રસંગ છે. એટલે બનેલો બનાવ લખાય. રામચંદ્રજીની અને રાવણની એટલી બલવત્તા બતાવ્યા પછીથી અને રાવણની કામાધીનતા સાથે સીતાજીને નહિ છોડવાની પૂરીપૂરી મક્કમતા દર્શાવ્યા પછીથી એમ ને એમ લખી દે કે, 'યુદ્ધ થયું, રાવણ હાર્યા અને રામચંદ્રજીએ સીતાજીને પાછાં પ્રાપ્ત કર્યાં.' તો એ કથાલેખન કળાની દૃષ્ટિએ પણ યોગ્ય ગણાય નહિ યુદ્ધની ભીષણતા બતાવવા બનેલા બનાવનું યોગ્ય રીતે કથાગ્રંથના રચનારે વર્ણન કરવું પડે.

અમુક મુનિ અમુક ગામમાં ગયા અને વિરોધી વાતાવરણ સુધરી ગયું, એટલું લખી દેવા માત્રથી જ પૂરતી પ્રતીતિ સૌને ન થાય; પણ એમ લખાય કે 'અમુક મુનિ અમુક ગામમાં ગયા, વિરોધીઓએ ખૂબ ધમાલો મચાવી, મુનિએ એ ધમાલોને મચક આપી નહિ. સિદ્ધાંત મુજબ સત્યની પ્રરૂપણા નિડર બનીને ચાલુ જ રાખી, તેમજ ગાળો ખાઇને - આફતો વેઠીને - આક્રમણો સહીને વિરોધીઓના વિરોધની પોકળતા જાહેર કરી અને એથી પરિણામે વિરોધ શમ્યો. જનતા ધર્મમાર્ગમાં વધુ સ્થિર બની તથા ધર્મની આરાધના નિષ્કંટક થઇ.' એમ બધું વિસ્તારથી લખાય તો કોઇ પણ નિષ્પક્ષ વિચારક માણસ ઉપર એની વાસ્તવિક અસર થયા વિના પ્રાયઃ રહે નહિ; માટે યુદ્ધ થયું તો યુદ્ધનું પણ વર્ણન કરાય તે સ્વાભાવિક છે.

ધર્મકથાના ગ્રંથોમાં આવી રીતે યુદ્ધનું વર્ણન લખીને, દુનિયામાં થાય છે તેમ માણસની તામસી પ્રકૃતિને ઉશ્કેરાતી નથી પણ આત્મશત્રુઓથી બચવા માટે સમતા આદિ કેળવવાનું જ સૂચન કરાય છે. આ વસ્તુ ખ્યાલમાં હોય તો આવા પ્રશ્નો ઉઠવા જ પામે નહિ.

**સમવસરણ એય સમ્યક્ત્વ પ્રાપ્તિનું પ્રબળ કારણ છે :**

શ્રી તીર્થંકરદેવ તો વીતરાગ હતા, છતાં ત્રણ કિલ્લા કેમ ? એ તારકના પુણ્યકર્મનો પ્રતાપ, દેવતાઓની ભક્તિ, પણ એથી બાલ જીવો આકર્ષાય, જોવા - સાંભળવા આવે અને યોગ્ય જીવો પામી જાય એમ બનેને ? શાસ્ત્રકાર ફરમાવે છે કે 'શ્રી તીર્થંકરદેવનું નવું સમવસરણ રચાતું હોય ત્યાં બાર યોજનમાં રહેલા સાધુ કે જેમણે સમવસરણ જોયું નથી તે ન જાય તો એ પ્રાયશ્ચિતને પાત્ર છે.' સમવસરણ પણ સમ્યક્ત્વની પ્રાપ્તિ આદિનું પ્રબળ કારણ છે. એ જોઇને પણ યોગ્ય આત્મા શુદ્ધ ભાવોલ્લાસને પામે છે.

ઘરમાં પડેલા હીરા - માણેક વિકાર પેદા કરે અને અહીં પ્રભુના મંદિરમાં એ ગોઠવાય ત્યાં ભક્તિ પેદા કરે. ચીજ એક જ છે, પણ સ્થળનો પ્રભાવ જૂદો છે. કેસર, કસ્તુરી, ચંદનનાં વિલેપન યુવાન સ્ત્રી ઉપર થાય તો વિષયવૃત્તિ જગાડે અને પ્રભુના અંગ ઉપર થયેલાં એનાં વિલેપન આત્માને શાંત બનાવે કેટલો ભેદ ? અહીં પુષ્પના ઢગલા હોય તોયે શાંતિ થાય પણ સુંઘવાનું મન ન થાય અને ઘરમાં હોય તો સુંઘ સુંઘ કરે. અહીં સુંઘવાનું મન થાય જ નહિ. પૂજામાં કે શાન્તિસ્નાત્રમાં કેટલાં મિષ્ટાન્ન હોય ? પણ ખાવાનું મન ન થાય અને ઘરમાં એમાંની કોઇ ચીજ હોય અને માએ જો છોકરાને આપી ન હોય તો છૂપી રીતે લઇને ય ખાવાનું મન થઇ જાય. શ્રી જિનમંદિરની ચીજ ખાવાનું મન ન જ થાય. પાપાત્માને થાય તે વાત જૂદી. દરેક વાત અપેક્ષાથી જ કહેવાય. દુર્જન આદિને સંવરના સ્થાન પણ આશ્રવના સ્થાનરૂપ બને : એવો આત્મા પોતાને માટે સંવરનાં

સ્થાનોને ય આશ્રવનાં સ્થાનોરૂપ બનાવી દે ! સ્થાન જૂદું માટે ભાવના જૂદી : આથી કોઇ વસ્તુ કહેવાય ત્યારે અપેક્ષાનો પણ ખ્યાલ રાખવો જોઇએ.

**ક્ષેત્ર આદિના પ્રભાવે પુણ્યાત્માઓ પણ સંહારક પ્રવૃત્તિમાં ઝઝુમી રહ્યા છે :**

રાવણ મોહથી મૂંઝાયા, એથી સીતાજી જેવાં સતીને ઉપાડી લાવ્યા, કામાધીન બની તેમણે કોઇની પણ સારી તથા સાચી સલાહ માની નહિ અને એથી આ વિનાશકાળને લાવનારૂં યુદ્ધ થયું ને ? એ યુદ્ધનું વર્ણન પણ બીજા પ્રસંગોની જેમ ગ્રંથકાર કરે અને તેમાં પણ આત્માની જાગૃતિ રાખનારા પુણ્યાત્માઓને ય ઓળખાવે. રામચં-દ્રજીની તથા રાવણની સેનામાં ચરમશરીરી આત્માઓ પણ છે, પરંતુ અત્યારે તો યુદ્ધભૂમિમાં 'મરો કે મારો' એવી કારમી ક્રિયામાં જોડાએલા છે. રામચંદ્રજી, હનુમાનજી વગેરે ચરમશરીરી છે, ઈન્દ્રજીત વગેરે ચરમશરીરી છે : રાવણની કેટલીય સ્ત્રીઓ ચરમશરીરિણી છે. ચરમશરીરી આત્માઓ પણ અત્યારે યુદ્ધમાં શું કરી રહ્યા છે ? સ્થાન, સંયોગ આદિનો પણ એ પ્રભાવ છે. ક્ષેત્રાદિનો પણ અમુક પ્રકારનો પ્રભાવ હોય છે, એ વાત પણ શ્રી જૈનશાસનને માન્ય છે. દીક્ષા આદિમાં શુભક્ષેત્ર, શુભકાળ આદિ જોવાનું પણ ફરમાવાયું છે કે જેથી અશુભ ક્ષેત્રાદિના યોગે પરિણામ ફરે નહિ અને એ કારણે દીક્ષા લેનાર દીક્ષાથી પતિત ન થાય. અત્યારે તો એ જ ભવમાં દીક્ષા લઇ, અખંડ સંયમની ઉત્તમ પ્રકારે સાધના કરી કેવળજ્ઞાન પામી, મુક્તિએ જનારા આત્માઓ પણ રણભૂમિનું સ્થળ વગેરેના યોગે સંહારક પ્રવૃત્તિમાં ઝઝૂમી રહ્યા છે.

અહીં મારો - મરોની ભાવનામાં આયુષ્યનો બંધ પડે અને મરે તો દુર્ગતિ થાય કે બીજું કાંઇ ? પણ ચરમશરીરી આત્માઓ આવા પણ ભીષણ યુદ્ધમાં એક યા બીજું નિમિત્ત પામીને બચી જાય : મરે નહિ. એ પરાક્રમીઓના પરાક્રમને તથા ત્યાંથી ખસ્યા પછી થયેલા એમના જીવનપલટાને પણ વર્ણવ્યા વગર ગ્રંથકાર ન રહે. યુદ્ધનું વર્ણન વાંચતા કે સાંભળતાં જો ગ્રન્થનિર્માણનો વાસ્તવિક હેતુ ખ્યાલમાં રહે, તો પરમોપકારી પરમર્ષિઓએ રચેલા ગ્રન્થોમાંનાં એવાં પણ વર્ણન આત્માને આંતરશત્રુઓથી બચવાની પ્રેરણા કરે અને એવા ભયંકર પાપમાં ખરડાતાં અટકવાની ભાવના થયા વિના રહે નહિ.

રામચંદ્રજીની અને રાવણની સેના વચ્ચે ભયંકર યુદ્ધ ચાલી રહ્યું છે. ત્યાં કેવળ રૌદ્રરસની પ્રધાનતા છે. લાંબો કાળ યુદ્ધ ચાલ્યા પછીથી, ચિર સમય સુધી પ્રવર્તિ રહેલા એ યુદ્ધમાં મહાપરાક્રમી એવા વાનરોએ રાક્ષસોના સૈન્યને વનની જેમ ભાંગી નાંખ્યું. રામચંદ્રજીની મહાબલવાન વાનરસેનાએ જ્યારે રાક્ષસસેનામાં ભંગાણ પાડયું, ત્યારે સદા રાવણના જયના જામીન એવા હસ્ત અને પ્રહસ્ત નામના સુભટો વાનરોની સાથે યુદ્ધ કરવાને માટે ઉદ્યત થયા. યુદ્ધરૂપ અધ્વર માટે દીક્ષિત થએલા એવા તે બેની સામે આ બાજુથી મહાકપિ નલ અને નીલ ઉપસ્થિત થયા. પ્રથમ સંમુખ થયેલા મહાભુજ એવા હસ્ત અને નલ રથમાં આરૂઢ થયા થકા, વક્રાવક્ર ગ્રહની જેમ મળ્યા. પણચના નાદથી યુદ્ધનું નિમંત્રણ કરવાને પરસ્પર તત્પર બન્યા હોય તેમ તે બંનેએ ધનુષ્યને પણચ ઉપર ચડાવીને તેનું આસ્ફાલન કર્યું. પછી તે બંનેએ બાણોને પરસ્પર એવી રીતે વર્ષાવ્યાં, કે જેથી તેમના રથો બાણરૂપ શૂલથી ભરપૂર થઇ શાહૂડી જેવા દેખાવા લાગ્યા. ક્ષણવાર નલની હારજીત થતી, તો ક્ષણવાર હસ્તની હારજીત થતી; એમ ક્ષણે ક્ષણે બંનેની હારજીત થતી હોવાથી તેમના બળના અંતરને નિપુણો પણ જાણી શકતા નહિ. આથી બળવાન નલ, સભ્ય થઇને જોનારા વીરોની આગળ લજ્જા પામ્યો; અને એથી અવ્યાકુલ એવા નલે ક્રોધમાં આવી જઇએ ક્ષુરપ્રથી હસ્તના મસ્તકને છેદી નાખ્યું.

નલે જેમ હસ્તનો વધ કર્યો તેમ નીલે પણ તરત જ પ્રહસ્તનો વધ કર્યો : આથી નલ અને નીલ ઉપર આકાશમાંથી તરત જ પુષ્પવૃષ્ટિ થઇ.

**દેવતાઓમાં પણ ક્ષુદ્ર દેવતાઓ હોય છે :**

કેટલાંક ક્ષુદ્ર દેવતાઓ પણ યુદ્ધમાં આવી રીતે પાપ બાંધે છે. એ પુષ્પવૃષ્ટિ પેલા જીત્યા એટલા જ પૂરતી હતી ને ? એવા દેવો જે જીતે તેના ઉપર પુષ્પો વરસાવનારા હોય છે. દુનિયામાં પણ બે ઉંબરા વચ્ચે પગ રાખીને ઉભા રહેનારા ઘણા હોય છે; એમની ભાવના એ કે- 'જીસકે તડમેં લડુ, ઉસકે તડમેં હમ !' સારા- ખોટાની પરીક્ષા કે વિવેક નહિ, પણ નમતે પલ્લે બેસનારા હોય છે ને ? એવાઓ બહુ ભયંકર ! ક્ષુદ્ર દેવો પણ પુષ્પવૃષ્ટિ જીતનારા પર કરે છે, તે જીત્યા માટે કરે છે; ત્યાં કાંઇ પ્રેમ નથી. કેટલાક વ્યંતર દેવો એવાય હોય છે કે, ભલે ખાય નહિ પણ યુદ્ધમાં થતા લોહી-માંસના ઢગલાઓને જ જોઇને એ રાજી થાય.

જેમ અમુક માણસો એવા હોય છે કે નવરા પડે ત્યારે એક બે કલાક ઓટલે, ચોતરે, પાટે કે એવા કોઇ ઠેકાણે બેસીને પાંચ-પચીસનું ભૂંડુ કરનારી વાતો કરે તો જ એમને ઠંડક થાય; બે-ચાર સાધુ કે સજ્જન માણસોને ગાળો દે ત્યારે એમને લ્હેજત આવે! કેટલાક લેખક પણ એવા હોય છે કે સારા માણસને ગાળ દીધા વિના એને ચેન પડે જ નહિ.

જેમ મનુષ્યોમાં આવા અધમ હોય છે, તેમ દેવોમાં પણ એવા ક્ષુદ્રો હોય છે. ઘણા દેવો તો એવા પણ છે કે જે સારી ભાવનામાં રૂઢ જ હોય. ઉચ્ચ જાતિના દેવો તો આ લોકમાં ખાસ કારણ વિના આવતા પણ નથી. એમનાથી મનુષ્ય લોકની ગંધ પણ ન સહાય. શ્રી તીર્થંકરદેવોનાં કલ્યાણકોના સમયે કે કોઇ વિશિષ્ટજ્ઞાનીનો મહોત્સવ કરવા, ઇત્યાદિ ધાર્મિક શુભ પ્રસંગો સિવાય પ્રાયઃ એવા દેવો આવતા નથી. નારકીમાં પણ પરમાધાર્મિકો છે ને ? એ ક્ષેત્રમાં પણ એમને કેમ મજા ? નારકીના જીવો તેમને થતી અને અપાતી ઘોર વેદનાદિથી ચીસો મારે એ જોઇને પેલા ખુશી થાય.

દુર્જનો પણ સજ્જનો ઉપર આવતી આફતોથી ખુશ થાય છે ને ? સજ્જનને જરા આપત્તિ આવે તો કહે કે, 'અમે નહોતા કહેતા ?' અને જો આપત્તિ ટળી જાય તો બહારથી મીઠું ય બોલે કે, 'સારા માણસને આપત્તિ ન હોય.'

**રાક્ષસ અને વાનર સુભટો વચ્ચેનું મહાયુદ્ધ :**

આ બાજુ હસ્ત અને પ્રહસ્તના મરણથી રાવણની સેનામાંથી મારીચ, સિંહજઘન, સ્વયંભૂ, સારણ, શુક, ચંદ્ર, અર્ક, ઉદ્દામ, બીભત્સ, કામાક્ષ, મકર, જ્વર, ગંભીર, સિંહરથ અને અશ્વરથ તથા બીજા પણ સુભટો ક્રોધથી મોખરે આવ્યા. તે રાક્ષસસુભટોની સાથે મદનાંકુર સંતાપ, પ્રથિત, આક્રોશ, નંદન, દુરિત, અનંગ, પુષ્પાસ્ત્ર, વિઘ્ન તથા પ્રીતિકર વગેરે વાનરસુભટો પૃથક્ પૃથક્ યુદ્ધ કરવા લાગ્યા અને કુક્કુટોની સાથે કુક્કુટો લડતાં ઉંચા ઉછળે અને નીચા પછડાય તેમ તે સુભટો પણ ઉંચા ઉછળવા લાગ્યા તથા નીચે પછડાવા લાગ્યા. યુદ્ધમાં મારીચ રાક્ષસે સંતાપ વાનરને, નંદન વાનરે જ્વર રાક્ષસને, ઉદ્દામ રાક્ષસે વિઘ્ન વાનરને, દુરિત વાનરે શુક રાક્ષસને અને સિંહજઘન રાક્ષસે પ્રથિત વાનરને યુદ્ધ કરાવી દૃઢપણે હણ્યા.

એ જ વખતે સૂર્યનો અસ્ત થયો. સૂર્યાસ્ત થયો એટલે રામચંદ્રજીનું અને રાવણનું સૈન્ય યુદ્ધથી નિવૃત્ત થયું અને પોતપોતાના હણાએલા અગર નહિ હણાએલાની પણ શોધ શરૂ થઇ. યુદ્ધ એ એવી સ્થિતિવાળું છે કે ત્યાં મરેલાની કે જીવતાની રાતના જ પ્રાયઃ ખબર લેવાય.

યુદ્ધ કરનારાઓને પોતાનાં કાળજાં કેટલાં કઠણ બનાવવાં પડતાં હશે ? ખરેખર માણસ પોતાને ઇષ્ટ લાગે તે મેળવવાને માટે શું શું નથી કરતો ? તેમ ધર્મ જો ઇષ્ટ જ લાગી જાય તો ધર્મ માટે પણ જો પ્રાણાર્પણ કરવાની તક આવી પડે તોય એ આત્મા ભીરૂતાથી પાછો ન પડે.

**યુદ્ધભૂમિનાં ત્રાસદાયક વિવિધસ્વરૂપો :**

રાત્રિ વિતી અને પ્રભાતકાળ થયો એટલે પાછી એની એ યુદ્ધની સંહારપ્રવૃત્તિ શરૂ થઇ ગઇ. રાત્રિ વિત્યા છતાં સૂર્યોદય પહેલાં સૂર્યની સામે દાનવોની જેમ, રામચંદ્રજીના સૈન્યની સાથે યુદ્ધ કરવાને માટે રાક્ષસયોદ્ધાઓ આવી ઉભા રહ્યા. સૈન્યની મધ્યમાં રહેલા રાવણ, ભૂમધ્યમાં મેરૂપર્વત જેવા લાગતા હતા. પછી હાથી જોડેલા છે જેને એવા રથમાં આરૂઢ થઇને રાવણ રણકર્મને માટે ચાલ્યા. તત્કાળ પોતાની અરૂણ બનેલી દૃષ્ટિથી પણ શત્રુઓને બાળતા હોય તેમ, વિવિધ અસ્ત્રોને ધારણ કરતા રાવણ યમરાજથી ભયંકર ભાસવા લાગ્યા. એ રીતે પોતાના પ્રત્યેક સેનાનાયકને જોતા અને શત્રુઓને તણખલા તુલ્ય માનતા ઇંદ્ર જેવા રાવણ રણભૂમિમાં આવ્યા. રામચંદ્રજીના તે મહાપરાક્રમી સેનાનાયકો પણ સૈન્યોની સાથે આકાશમાંથી દેવતાઓ દ્વારા જોવાતા યુદ્ધને માટે આવી ઉભા રહ્યા.

યુદ્ધ ભયંકર રીતે ચાલ્યું. યુદ્ધભૂમિ ત્રાસદાયક વિવિધ સ્વરૂપો ધારણ કરતી હોય તેવી દેખાવા લાગી. ક્ષણવારમાં કોઇ ઠેકાણે ઉછળતા રૂધિરજળથી સમરાંગણ નદીવાળું હોય તેવું દેખાવા લાગ્યું : કોઇ ઠેકાણે પડેલા હાથીઓથી સમરાંગણ ઊંચા પર્વતવાળું હોય તેવું દેખાવા લાગ્યું : કોઇ ઠેકાણે રથમાંથી ખરી પડેલ કાષ્ટના મકરોથી સમરાંગણ મોટા મગરવાળું હોય તેવું દેખાવા લાગ્યું : કોઇ ઠેકાણે અર્ધભગ્ન થએલા મહારથોથી સમરાંગણ જાણે દાંતાળું હોય તેવું દેખાવા લાગ્યું : અને કોઇ ઠેકાણે નાચતાં ઘડોથી સમરાંગણ નૃત્યસ્થાન હોય તેવું દેખાવા લાગ્યું. પણ આમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી; કારણ કે લડનારા જેવા તેવા નથી !

**સન્માર્ગે જતાંને રોકનાર જૈન, કુળકલંક ગણાય :**

ક્ષત્રિયો યુદ્ધને ધર્મ માને છે. જીતે તો જયશ્રી અને હારે તો દેવાંગના મળે, એમ માને છે. યુદ્ધમાં જતા પતિને કે પુત્રને, પત્ની કે માતા કુંકુમતિલકથી વધાવે છે અને યુદ્ધમાં જતાં જો રોકે, તો તે ક્ષત્રિયકુળકલંક ગણાય છે. તે જ રીતે જૈનકુળમાં માતા, પિતા, પત્ની વગેરે સન્માર્ગે જનારને ન રોકે ! પોતાનો પતિ કે પુત્ર સન્માર્ગે જાય એમાં રાજી હોય. તેઓ સમજે કે, 'એથી આ લોકમાં તે સાધુ તરીકે પૂજાશે, અનેક ભવ્યોનો ઉદ્ધાર કરશે. અને પછીથી શુભ ગતિ પામીને પરિણામે મોક્ષને પામશે.' સન્માર્ગે જતાં રોકે તે કુળકલંક ગણાય. તો તેવા કાર્યને ઉત્તેજન નહિ જ આપવું જોઇએ ને ?

શાસ્ત્રે આજ્ઞા કરી કે, 'સોળ વર્ષની ઉંમર બાદ રજા ન મળે તો રજા વિના પણ યોગ્ય દીક્ષાર્થી દીક્ષા લઇ શકે છે અને ગીતાર્થ ગુરૂ તેને દીક્ષા દઇ શકે છે' ઔચિત્યનો વાંધો નથી, આજ્ઞા જરૂર લેવી, આજ્ઞા મેળવવા બનતું યોગ્ય જરૂર કરવું, છતાં પણ આજ્ઞા ન જ મળે તો સન્માર્ગે ન જ જવાય એવો કાયદો નહિ. ખોટા કામમાં લાખ વાર એ વાત કબૂલ કે આજ્ઞા વિના કદમ ન ભરાય, પણ સારા કામમાં તો સમજાવવા છતાં ય આજ્ઞા ન જ મળે તો તે વિના પણ સાચો જૈન જાય.

જેમ સાચો ક્ષત્રિય યુદ્ધની નોબત વાગે એટલે માતા, પિતા, પત્ની આદિ કદાચ યુદ્ધમાં જવાની રજા ન આપે રૂદન કરે, તો ય ચાલી નીકળે; તેમ અહીં પણ સમજી લેવું જોઇએ. માતાપિતા આદિને રડાવવાની ભાવના ન હોય, એટલે રડાવીને ય જાય એમ ન બોલાય, પણ મોહથી રડે તો રડતાં મૂકીને ય શુભ ભાવનાપૂર્વક જવાય એમ ખુશીથી કહી શકાય !

**સુગ્રીવને નિષેધીને હનુમાન યુદ્ધમાં જાય છે :**

પછી રાવણના હુંકારથી પ્રેરાએલા સર્વ રાક્ષસોએ પોતાના સઘળા બળથી વાનરસેનાઓને ભાંગી નાખી. પોતાના સૈન્યના ભંગથી ક્રોધે ભરાએલો સુગ્રીવ, ધનુષ્ય ચડાવીને પ્રબલ સૈન્યોથી પૃથ્વિને ચળાવતો પોતે જ

રણભૂમિમાં ચાલ્યો. એ વખતે સુગ્રીવને હનુમાને કહ્યું કે, " હે રાજન્ ! તમે અહીં જ રહો અને મારા જ પરાક્રમ જૂઓ !" એ પ્રમાણે સુગ્રીવને નિષેધીને હનુમાન યુદ્ધમાં ચાલ્યા. હવે હનુમાનજી પોતાનું પરાક્રમ બતાવવા ઇચ્છે છે; અથવા પોતે હાજર છતાં વડીલ જેવા સુગ્રીવને યુદ્ધ કરવા જવા દેવાને તે ઇચ્છતા નથી. હનુમાને એકલાએ પણ લંકામાં શું કર્યું હતું, એની આપણને ખબર છે; કારણ કે આપણે એ પ્રથમ જોઇ ગયા છીએ.

આ બધા યુદ્ધનો હેતુ તો શીલરક્ષણ છે ને ? દેશ-કાળ આદિ જોવાનું કહીને સીતાજીને શીલ મૂકવાનું કહેવાય ? નહિ જ. તેમ છતાં આજની વાયડી વાતો કરનાર સીતાજીને અંગે એમ કહે તો નવાઇ પામવા જેવું નથી. " રાવણ ગુસ્સે થયો છે, એ તો કોઇ પણ રીતે માને તેમ નથી : હવે તમે જો માની જાવ અને એનાં બળતાં હૃદયે પણ એ કહે તેમ કરીને એના તમે બની જાવ તો આ કારમી કતલ અટકી જાય, હજારોનો સંહાર ન થાય : તમે અહિંસાધર્મનાં પાલક છો, તો તમારા એકલા શીલની ખાતર આ કારમી કતલ કેમ ચાલવા દ્યો છો ? જો સાચા અહિંસાધર્મી હો તો વખત જૂઓ અને શીલને મૂકીને ય સંહાર અટકાવો !" -આવી સલાહ સીતાજીને કોઇએ આપી હોત તો ? આજના ધર્મવિરોધીઓ આવી-રીતે ધર્મિઓને ધર્મ છોડવાનું કહે છે; કેટલાક મૂર્ખાઓએ તો રાષ્ટ્રની મુક્તિના નામે એવું કર્યાની વાતો પણ બહાર આવી છે. એ તરફ રાષ્ટ્રના કોઇ પણ સાચા હિતસ્વીની પસંદગી હોય નહિ, કારણ કે એમ કરવું એ કારમી અજ્ઞાનતા છે. સીતાજીનો મુદ્દો તો માત્ર શીલ અખંડિત રાખવાનો હતો. આ યુદ્ધની કતલમાં તેમને શું લાગે વળગે ? યુદ્ધની અનુમોદના કરે તો પાપ જરૂર બાંધે, પણ એ વાત જૂદી છે. એ રીતે ધર્મિ ધર્મ કરે અને એની પાછળ બીજા ધાંધલ કરે તો એનું પાપ ધર્મિને શિરે નથી; કારણ કે એની ભાવના એ નથી. એમાં એની અનુમોદના પણ નથી.

**માલીને અસ્ત્રરહિત કરીને હનુમાને તેને ચાલ્યા જવાનું કીધું :**

અગણિત સેનાઓથી દુર્મદ એવા રાક્ષસોના સૈન્યમાં મુશ્કેલીએ પ્રવેશ થઇ શકે એમ હતું; છતાં એવા દુઃખે કરીને અવગાહન કરી શકાય તેવા સૈન્યમાં પણ હનુમાને સમુદ્રમાં મંદરગિરિની જેમ પ્રવેશ કર્યો. હવે મેઘની જેમ ઉગ્રપણે ગર્જના કરતો, ધનુષ્ય અને ભાથાને ધારણ કરતો દુર્જય એવો માલી હનુમાનની ઉપર યુદ્ધમાં ચઢી આવ્યો. હનુમાન અને માલીએ બન્ને વીરો ધનુષ્યના ટંકારને કરતાં, પૂછડાંના સ્ફોટને કરતા ઉદ્દામ સિંહોની જેમ શોભવા લાગ્યા. હનુમાન અને માલી પરસ્પર અસ્ત્રોથી પ્રહારો કરતા હતા. પરસ્પરનાં અસ્ત્રોને છેદતા હતા અને પરસ્પર ગર્જના કરતા હતા. લાંબા કાળ સુધી યુદ્ધ કર્યા પછીથી હનુમાને ગ્રીષ્મઋતુનો સૂર્ય જેમ નાના સરોવરને જલરહિત કરી નાખે તેમ વીર્યશાલી એવા માલીને અસ્ત્રરહિત કરી નાંખ્યો. પોતે અસ્ત્ર સહિત છે અને માલી અસ્ત્રરહિત છે, પોતે જુવાન છે અને માલી વૃદ્ધ છે, આથી અસ્ત્રરહિત બનેલા માલી ઉપર પ્રહાર નહિ કરતાં હનુમાન તેને કહે છે કે-

**'गच्छ गच्छ जरद्रक्षः, किं हतेन त्वया ननु ।"**

હનુમાન એ કથનદ્વારા એમ જણાવવાને ઇચ્છે છે કે, "હે વૃદ્ધ રાક્સ ! તું જા, જા! ખરેખર તને હણવાથી શું ? અર્થાત્ તું જીવે કે મરે એની શી કિંમત છે ? અથવા તારા જેવાને હણવામાં મારૂં પરાક્રમ શું ? માટે તું ચાલ્યો જા."

હનુમાન માલીને જયારે એ પ્રમાણે કહી રહ્યા હતા તે વખતે વજ્રોદરે હનુમાનની પાસે આવીને કહ્યું કે, "અરે પાપી ! કુત્સિત વચનોને બોલનાર ! એ પ્રમાણે બોલતાં તું મરી જઇશ. આવ, આવ, મારી સાથે યુદ્ધ કર ! મારી સાથે આ તું નહિ રહી શકે ! તો તું ચાલ્યો ન જા." તેનાં એવાં વચનોને સાંભળીને હનુમાને સિંહની

ગર્જનાની જેમ મોટા અહંકારથી ગર્જના કરી અને વજ્રોદરને બાણોથી ઢાંકી દીધો. હનુમાને કરેલી બાણવૃષ્ટિને દૂર કરીને, વર્ષાઋતુ જેમ વાદળાથી સૂર્યને ઢાંકી દે તેમ વજ્રોદરે પણ હનુમાનને બાણોથી ઢાંકી દીધા.

આ વખતે રણક્રીડાના સભ્ય દેવોની વાણી થઇ કે- ''અહો જ, વીર વજ્રોદર હનુમાનને પહોંચી શકે તેમ છે અને અહો વીર હનુમાન વજ્રોદર રાક્ષસને પહોંચી શકે તેમ છે.'' બન્નેને સરખી કોટિમાં મૂકનારી રણક્રીડાના સભાસદ દેવતાઓની આવી વાણીને નહિ સહી શકનાર, દુશ્મનોને જીતનાર અને માનના પર્વત એવા હનુમાને એ જ કારણે ઉત્પાત મેઘની જેમ એકી સાથે વિચિત્ર અસ્ત્રોને વર્ષાવીને રાક્ષસોના દેખતાં જ તે વજ્રોદરને હણી નાખ્યો. આ પછીથી વજ્રોદરના વધથી ક્રોધિત બનેલો એવો રાવણનો પુત્ર જંબુમાલી હનુમાનની સામે આવ્યો.

**મોહમમતાની કતલથી જ મોક્ષશ્રી :**

અહીં દીકરાની કાણ-મોંકાણની ફીકર નથી, કેમકે જયશ્રી વરવી છે. જ્યારે આત્મધર્મની સાધનાની વાતમાં મોહાધીન માતાપિતા દીકરા ઉપર મોહથી ભરેલો હાથ ફેરવે છે અને એ રીતે તેને ધર્મ કરતાં રોકી દે છે. આમ હાથ ફેરવ્યે પણ જેમ જયશ્રી ન મળે તેમ અહીં મોક્ષશ્રી પણ દૂર રહે તે સ્વાભાવિક જ છે. મોક્ષશ્રી જોઇએ તો મોહની, મમતાની કતલ કરવી પડશે; અને એની કતલ તલવારથી નહિ થાય પણ અહિંસા, સંયમ અને તપરૂપ ધર્મથી થશે. અનંતજ્ઞાનીઓએ કલ્યાણના અર્થીઓને માટે એ જ માર્ગ ઉપદેશ્યો છે.

રાવણપુત્ર જંબુમાલીએ સામે આવીને, મહાવત જેમ હાથીને બોલાવે તેમ હનુમાનને તર્જનાપૂર્વક બોલાવ્યા. અન્યોન્યના વધની આકાંક્ષાવાળા તે બેય મહામલ્લોએ સર્પોથી જેમ વાદિઓ યુદ્ધ કરે તેમ લાંબા કાળ સુધી બાણોથી યુદ્ધ કર્યું. એક - બીજાનાં બાણોથી એક-બીજાને બમણાં બમણાં બાણોને ફેંકતા તે બન્ને લેણદાર અને દેણદારના જેવી સ્થિતિને પામ્યા.

આ પછીથી ક્રોધે ભરાએલા હનુમાને તે શત્રુ જંબુમાલીને ઘોડા, રથ અને સારથી વિનાનો કરી નાખીને મોટા મુદ્દગર વડે તાડન કર્યુ; એથી જંબુમાલી મૂર્ચ્છિત થઇને પૃથ્વી ઉપર પડી ગયો.

**હનુમાને મહોદર આદિ રાક્ષસવીરોનો કરેલો નાશ :**

જંબુમાલી મૂર્ચ્છિત થઇને જમીન ઉપર પડતાં રાક્ષસોમાં વીર એવો મહોદર, બાણોને વર્ષાવતો ક્રોધથી સામો આવ્યો. હનુમાને માલીને અસ્ત્રરહિત કર્યો, વજ્રોદરને હણ્યો અને જંબુમાલીને મૂર્ચ્છિત કર્યો એટલે હનુમાન તરફ રાક્ષસવીરો ક્રોધે ભરાય એમાં નવાઇ છે ? નહિ જ ! મહોદર ઉપરાંત બીજા પણ હનુમાનને હણવાની ઇચ્છાવાળા રાક્ષસસુભટો, જાતિવાન શ્વાન જેમ ડુક્કરને વીંટળાઇ વળ્યા : પણ કેટલાકોની ભૂજામાં, કેટલાકોના મુખમાં, કેટલાકોના પગમાં, કેટલાકોના હૃદયમાં અને કેટલાકોની કુક્ષીમાં તીક્ષ્ણ બાણોથી પ્રહારો કરીને હનુમાને તેઓને હણી નાંખ્યા. રાક્ષસોના સૈન્યમાં વીર હનુમાન, વનમાં દાવાનળની જેમ અને સમુદ્રમાં વડવાનળની જેમ, પ્રકાશવા લાગ્યા. સૂર્ય જેમ વાદળાંઓને નષ્ટ કરે, તેમ પરાક્રમીઓમાં ચૂડામણિ જેવા હનુમાને ક્ષણવારમાં રાક્ષસોને ભાંગી નાંખ્યા.

ભૂમિ ઉપર આવેલા ઇશાનેંદ્રની જેમ રાક્ષસોના ભંગથી ક્રોધિત બનેલા અને ત્રિશૂલને ધારણ કરાનારા કુંભકર્ણ, હવે જાતે જ યુદ્ધ કરવાને દોડયા કેટલાકોને ચરણના પ્રહારથી, કેટલાકોને મુષ્ટિના ઘાતથી, કેટલાકોને કોણીના ઘાતથી, કેટલાકોને તલના ઘાતથી, કેટલાકોને મુદ્દગરના ઘાતથી, કેટલાકોને શૂળના ઘાતથી અને કેટલાકોને અન્યોન્યના ઘાતથી પણ એમ અનેક પ્રકારે કુંભકર્ણે વાનરોને હણી નાખ્યા. કલ્પાંત કાળના સમુદ્ર જેવા તે

બળવાન કુંભકર્ણને આવતા જોઇને આ તરફથી સુગ્રીવ તેની સામે દોડયો. વધુમાં અગ્નિની જેમ ઉદ્યમ થઇને ભામંડલ, દધિમુખ, મહેન્દ્ર, કુમુદ, અંગદ અને બીજાઓ પણ સુગ્રીવની પાછળ દોડયા.

**મૂર્છાધીન થયેલા કુંભકર્ણ :**

અને તે અવસરે સુગ્રીવ, ભામંડલ આદિ વાનરશ્રેષ્ઠોએ વિચિત્ર અસ્ત્રોને એકી સાથે વર્ષાવતાં થકાં, શિકારીઓ જેમ સિંહને રૂંધી નાખે, તેમ રાવણના નાના ભાઇ કુંભકર્ણને રૂંધી દીધો. એથી રોષે ભરાયેલા કુંભકર્ણે મુનિવાક્ય જેવું અમોઘ, બીજી કાળરાત્રિની જેમ પ્રસ્વાપન અસ્ત્ર તેઓના ઉપર મૂક્યું : એથી દિવસે કુમુદખંડની જેમ પોતાની સેનાને ઉંઘતી જોઇને સુગ્રીવે પ્રબોધિની નામની મહાવિદ્યાનું સ્મરણ કર્યું : એટલે રાત્રિ વ્યતીત થતાં પક્ષીઓ જેમ જાગૃત થાય, તેમ 'અરે, કુંભકર્ણ કયાં છે ?' એમ તુમુલ કોલાહલને કરતાં વાનરસુભટો જાગૃત થયા. પછી કાન સુધી ધનુષ્યો જેમણે ખેંચ્યા છે એવા સેનાનાયક સુગ્રીવ વિદ્યાધરથી અધિષ્ઠિત યુદ્ધકુશળ વાનરકુંજરો કુંભકર્ણને ઉપદ્રવ કરવા લાગ્યા. ત્યારબાદ વૈદ્ય જેમ રોગોને દૂર કરે તેમ સુગ્રીવે ગદાથી કુંભકર્ણના સારથિને, રથને અને અશ્વોને દલિત કરી નાખ્યા. હવે ભૂમિ ઉપર રહેલ કુંભકર્ણ, હાથથી મુદ્ગરને ઉંચો ઉપાડીને, એક શિખરવાળા ગિરિની જેમ સુગ્રીવની સામે દોડયો. યુદ્ધને માટે દોડતા એવા તેના અંગના મોટા પવનથી, જેમ હાથીના સ્પર્શથી વૃક્ષ પડી જાય તેમ ઘણા વાનરો પડી ગયા. સ્થલોથી નદીના વેગની જેમ વાનરોથી અસ્ખલિત એવા કુંભકર્ણે મુદ્ગરના પ્રહારથી સુગ્રીવના રથને ચૂરી નાખ્યો.

આથી સુગ્રીવે આકાશમાં ઉડી જઇને એક મોટી શિલાને ઇંદ્ર જેમ પર્વત ઉપર વજ્ર મૂકે તેમ, કુંભકર્ણ ઉપર મૂકી : પણ વાનરોને ઉત્પાતિકી રજોવૃષ્ટિ બતાવતા હોય તેમ કુંભકર્ણે પણ મુદ્ગર વડે તે શિલાને કર્ણશઃ કરી નાખી. પોતે મૂકેલી મોટી શિલા પણ નિષ્ફળ નિવડી, એટલે સુગ્રીવે તડ-તડ શબ્દ કરતું ઉત્કટ તડિદ્દંડ અસ્ત્ર કુંભકર્ણની ઉપર છોડયું. તે પ્રચંડ વિદ્યુદ્દંડને નિષ્ફળ બનાવી દેવાને માટે કુંભકર્ણે અનેક શસ્ત્રો ફેંકયા, પરંતુ તે કારગત નિવડયા નહિ : અને તે પ્રચંડ વિદ્યુદ્દંડથી તાડિત થયેલ કુંભકર્ણ, જગતને માટે ભયંકર છે આકાર જેમનો એવા તે, કલ્પાંત કાળે પર્વતની જેમ પૃથ્વી ઉપર પડી ગયા. કુંભકર્ણ પણ ચરમશરીરી છે. તે મર્યા નથી, પરંતુ મૂર્ચ્છિત જ થયા છે.

પોતાનો ભાઇ કુંભકર્ણ મૂર્ચ્છિત થવાથી ક્રોધિત બનેલા રાવણ સ્વયંમેવ યુદ્ધ કરવાને ચાલ્યા. ભ્રૂકુટીથી ભયંકર મુખવાળા રાવણ અત્યારે સાક્ષાત્ યમ જેવા લાગતા હતા એ વખતે રાવણને નમસ્કાર કરીને ઇન્દ્રજિતે કહ્યું કે, ''હે સ્વામીન્ ! તમારી સામે રણમાં યમ, વરૂણ, કુબેર અથવા ઇન્દ્ર ઉભા રહેતા નથી, તો આ વાનરો શું ઉભા રહેશે ? માટે હે દેવ ! આપ થોભો. આ રુષ્ટ થયેલો એવો હું જઇને તેઓને મશકમુષ્ટિની જેમ હણી નાખીશ !'' એ પ્રમાણે રાવણને યુદ્ધમાં જતાં નિષેધીને, માનથી ઉર્ધ્વ ગ્રીવાવાળો મહાભુજ ઇન્દ્રજિત, કપિઓને હણતો છતો કપિસૈન્યમાં પેઠો.

**સુગ્રીવ ઇન્દ્રજિત સાથે અને ભામંડલ મેઘવાહન સાથે યુદ્ધમાં :**

તળાવમાં પાડો આવી પડતાંની સાથે જ દેડકાંઓ જેમ તળાવને છોડી દે, તેમ તે મહાપરાક્રમી રાવણનો પુત્ર ઇન્દ્રજિત યુદ્ધભૂમિમાં આવતાંની સાથે જ, ઇન્દ્રજિતની સમરભૂમિને વાનરોએ છોડી દીધી ત્રાસ પામીને ભાગતા એવા વાનરોને ઇન્દ્રજિતે કહ્યું કે, ''હે વાનરો ! તમે ઉભા રહો ! યુદ્ધ નહિ કરનારાઓને હું હણતો નથી; કારણ કે હું રાવણનો પુત્ર છું.''

ઇન્દ્રજિત એમ કહેવા માગે છે કે, 'રાવણ જેમ યુદ્ધ નહિ કરનાઓને હણતા નથી તેમ રાવણપુત્રો પણ યુદ્ધ નહિ કરનારાઓને હણતા નથી.' યુદ્ધભૂમિમાંથી નાસતા એવા દુશ્મનના સુભટોને આવું કોણ કહે ? પોતાના

બળ પ્રત્યે જેને વિશ્વાસ હોય તે. વધુમાં ઇન્દ્રજિત કહે છે કે, 'હનુમાન કયાં છે ? સુગ્રીવ કયાં છે ? અથવા એ બેથી સર્યું : પણ વીરમાની એવા તે રામ-લક્ષ્મણ જ કયાં છે ?' એ પ્રમાણે ગર્વથી બોલતા, રોષથી રકત નેત્રોવાળા બનેલા તે ઇન્દ્રજિતને સુગ્રીવે ભૂજાના અહંકારથી યુદ્ધ માટે આહ્વાન કર્યું; અને અષ્ટાપદની સાથે અષ્ટાપદની જેમ ભામંડલે પણ ઇન્દ્રજિતના નાના ભાઇ મેઘવાહન સાથે યુદ્ધ કરવાનું આદર્યું.

ત્રણ લોકને ભયંકર એવા તે ચાર પરસ્પર અથડાતા ચાર દિગ્ગજેન્દ્રો અને ચાર સાગરોની જેમ શોભી રહ્યા. તેઓના રથોનાં ગમનાગમનોથી વસુંધરા કંપી; પર્વતો ખળભળ્યા અને મહાસાગર ક્ષોભ પામ્યો. અત્યંત હસ્તલાઘવતાવાળા અને અનાકુળપણે યુદ્ધ કરનારા તેઓના બાણના આકર્ષણ અને મોક્ષ વચ્ચેનું અંતર જણાતું નહિ; અર્થાત્ તેઓ એટલા વેગથી અને એટલી ચપળતાથી બાણો ખેંચતા અને છોડતા કે તે કયારે ખેંચે છે ? અને કયારે છોડે છે ? તે જણાતું નહિ.

લાંબા કાળ સુધી તેઓ લોહમય દેવાધિષ્ઠિત અસ્ત્રોથી લડયા. પણ તેઓમાંથી કોઇ જ કોઇનાથી પણ જીતાયું નહિ. એટલે ક્રોધે ભરાએલા ઇન્દ્રજિત અને મેઘવાહને સુગ્રીવ અને ભામંડલ તરફ ઉદ્ધત નાગપાશ અસ્ત્રને છોડયું. અને એ અસ્ત્રના યોગે સુગ્રીવ અને ભામંડલ નાગપાશથી એવા બદ્ધ થઇ ગયા કે જેથી શ્વાસ લેવા -મૂકવાને પણ તેઓ અસમર્થ થઇ ગયા. જો વધુ વખત આ સ્થિતિમાં રહે તો મરણ પામે એવી તે બેની દશા થઇ. વળી આ તરફ સંજ્ઞાને પામેલા કુંભકર્ણે પણ રોષથી હનુમાનને ગદા મારી અને એથી હનુમાન મૂર્ચ્છિત થઇને પૃથ્વી ઉપર પડી ગયા. તે પછી હાથી જેમ સુંઢ વડે ઉપાડે તેમ કુંભકર્ણે હનુમાનને તક્ષક જેવી વાળેલી ભુજાથી ઉપાડયા અને પછી હનુમાનને કાંખમાં નાખીને કુંભકર્ણ યુદ્ધ ભૂમિમાંથી પાછા વળ્યા.

**સુગ્રીવાદિને છોડાવવા માટે બિભીષણ તૈયાર થાય છે :**

આ રીતે એક તરફ સુગ્રીવ અને ભામંડલ નાગપાશથી બંધાયા અને બીજી તરફ મૂર્ચ્છિત થયેલા હનુમાનને બગલમાં ઘાલી કુંભકર્ણે ચાલવા માંડયું. તે પછી શું બન્યું તેનું વર્ણન કરતાં આ મહાકાવ્યના પ્રણેતા પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે, 'સુગ્રીવને ઇન્દ્રજિતે અને ભામંડલને મેઘવાહને નાગપાશથી બાંધી લીધા તેમજ હનુમાન જેવા વીરને પણ મૂર્ચ્છિત બનાવીને કાંખમાં ઘાલી કુંભકર્ણે લંકા તરફ ચાલવા માંડયું' - એ જોઇને બિભીષણે રામચંદ્રજીની પ્રત્યે જે કહ્યું એનો ભાવાર્થ એવો છે કે, ''હે સ્વામીન્ ! સુગ્રીવ અને ભામંડલ એ જ બે આપના સૈન્યમાં બળવાન છે : અને મુખમાં બે નેત્રો જેમ સારભૂત છે તેમ બે વીરો જ આપના સૈન્યમાં સારભૂત છે : ઇન્દ્રજિત અને મેઘવાહન દ્વારા મોટા સર્પોથી બંધાએલા ભામંડલને અને સુગ્રીવને, જેટલામાં તેઓ લંકામાં ન દોરી જાય, તેટલામાં હું છોડાવું હે રઘૂદ્વહ ! કુંભકર્ણથી મોટી ભૂજા દ્વારા બદ્ધ હનુમાનને પણ તે લંકામાં પહોંચે તે પહેલાં જ છોડાવવા જોઇએ ! હે સ્વામીન ! સુગ્રીવ, ભામંડલ અને હનુમાન વિનાનું આપણું સૈન્ય વીરરહિત જેવું છે, તો આપ મને આજ્ઞા કરો, જેથી હું તેમને છોડાવવાને માટે જાઉં !''

જૂઓ કે આ રીતે બિભીષણ પણ પોતાની ફરજ અદા કરવાને તૈયાર થઇ જાય છે.

આ પ્રમાણે બિભીષણ રામચંદ્રજી પ્રત્યે કહી રહ્યા છે તેટલામાં જ એટલે કે, રામચંદ્રજી કે લક્ષ્મણજી કાંઇ પણ ઉત્તર આપે તે પહેલાં જ, અંગદ નામનો યુદ્ધકુશળ સુભટ વેગથી જઇને, આક્ષેપ કરીને કુંભકર્ણની સાથે યુદ્ધ કરવા લાગ્યો. આથી ક્રોધમાં અંધ બનેલા કુંભકર્ણનો ભુજરૂપ પાશ ઉંચો થવાથી, પીંજરામાંથી પક્ષીની જેમ હનુમાન ઉડીને ચાલ્યા ગયા.

આ તરફ બિભીષણ પણ ભામંડલ અને સુગ્રીવને છોડવવાને માટે ઇન્દ્રજિત અને મેઘવાહન સાથે યુદ્ધ કરવાને રથમાં બેસીને દોડયા. કાકાને યુદ્ધ કરવાને માટે આવતા જોઇને ઇન્દ્રજિત અને મેઘવાહને શું કરવું, એમ વિચારવા જેવું છે ને ?

તેઓએ જે વિચાર્યું અને કર્યું તેનું વર્ણન કરતાં ગ્રંથકાર પરમમહર્ષિ ફરમાવે છે કે, ''પોતના કાકા બિભીષણને પોતાની સાથે યુદ્ધ કરવાને માટે આવતા જોઇને રાવણપુત્રો ઇન્દ્રજિત અને મેઘવાહન વિચારમાં પડી ગયા.'' ઇન્દ્રજિત અને મેઘવાહને એ વિચાર્યું કે, ''આપણા પિતાના આ નાના ભાઇ, આપણી સાથે યુદ્ધ કરવાને સ્વયં આવે છે. હા ! હવે પિતાતુલ્ય એમની સાથે કેમ લડાય ? માટે અહીંથી ખસી જવું એ યુકત છે; અને પૂજ્યથી બ્હીવામાં કાંઇ શરમ જેવું ય નથી. વળી પાશથી બંધાએલા આ બે શત્રુઓ નિશ્ચયથી મરવાના છે : માટે તેમને અહીં જ મૂકી દઇએ જેથી કાકા આપણી પાછળ આવે નહિ.'' એવો વિચાર કરીને બુદ્ધિમાન એવા તે બે રાવણપુત્રો યુદ્ધભૂમિમાંથી નાસી ગયા; અને બદ્ધ દશામાં રહેલા ભામંડલ તથા સુગ્રીવને જોતાં બિભીષણ ત્યાં જ ઉભા રહ્યા.

**ભામંડલ - સુગ્રીવને નાગપાશથી છોડાવવાની ચિંતા :**

ઇન્દ્રજિત અને મેઘવાહન તો ભામંડલ અને સુગ્રીવને મૂકીને ચાલી ગયા, પણ હવે ભામંડલને તથા સુગ્રીવને નાગપાશથી છોડાવે કોણ ? પેલા તો શ્વાસ પણ લઇ શકતા નથી, એવુ દૃઢ બંધન છે અને જો વધુ વખત એ જ સ્થિતિમાં તેઓ રહે તો મરણ પામે એય શંકા વિનાની વાત છે : એટલે હવે તેમને નાગપાશથી છોડાવવા કરવું શું ? એટલે ઘણા હિમથી આચ્છાદિત થયેલા સૂર્ય - ચંદ્રની જેમ, ચિંતાથી મ્લાન વદનવાળા થયા થકા રામચંદ્રજી અને લક્ષ્મણજી ત્યાં રહ્યા. અત્યારે તો સૌની મૂંઝવણ એક જ છે અને તે એ જ કે, ''આમને હવે નાગપાશના બંધનથી કેમ છોડાવવા ?''

દુનિયામાં કહેવાય છે કે, ''ભાગ્યશાળીને ભૂત રળે.'' એ કહેવતનો ભાવાર્થ એ છે કે ભાગ્યવાનને માથે આપત્તિ આવી હોય ત્યારે પણ એને ગમે ત્યાંથી બચાવની સામગ્રી મળી રહે છે. ભૂત એય દેવતાની જાતિ છે. ભાગ્યવાનની દેવો પણ સેવા કરે છે. નિર્ભાગી મજૂરી કરીને મરે તોય ન મળે અને ભાગ્યશાળીને ગાદીએ બેઠા ય મળી જાય ! અહીં પણ અણધારી સહાય મળી ગઇ છે.

આપણે જોઇ ગયા છીએ કે પૂર્વભવના વૈરથી કોપ કરીને દેવતા ભામંડલને જન્મતાંની સાથે જ ઉઠાવી ગયો હતો. શિલાતલ ઉપર અફાળી અફાળીને ભામંડલને હણી નાંખવાની તે દેવની ભાવના હતી, પરંતુ ભામંડલના સુભાગ્યના યોગે તે દેવની દુષ્ટ ભાવના ફરી ગઇ તે દેવને ઉલ્ટો એવો વિચાર આવ્યો કે, ''પૂર્વભવે મેં જે દુષ્ટ કર્મ કરેલું તેનું ફળ અનેક ભવોમાં ચિરકાળ મેં અનુભવ્યું છે. દૈવયોગે મુનિપણાને પ્રાપ્ત કરીને તેના પ્રતાપે હું આટલી ભૂમિકા સુધી આવ્યો છું, તો આ બાળકની હત્યા કરીને પાછો અનંતાભવોનું પરિભ્રમણ કરનારો હું શા માટે થાઉં !'' ભામંડલના ભાગ્યશાળીપણાના યોગે દેવનો ક્રોધ તો ચાલ્યા ગયો, પણ આવો વિચાર આવ્યો ! એટલું જ નહિ પણ જે દેવતા એને મારી નાંખવાને લાવ્યો હતો તે જ દેવતાએ એને કુંડલો આદિ આભૂષણોથી શણગારીને નંદન નામના ઉદ્યાનમાં જાળવીને મૂકયો. ત્યાં ભામંડલ વિદ્યાધરપતિ ચંદ્રગતિના પુત્ર તરીકે ઉછર્યો. એ રીતે ભામંડલ ભૂચર મટીને ખેચર બન્યો. આ બધુ શાથી થયું ? કહેવું જ પડશે કે ભામંડલના ભાગ્યથી !

**નાગપાશોથી મુક્તિ અને જય જય નાદ :**

સુગ્રીવ તથા ભામંડલનાં બંધન છૂટે શી રીતે ? - એ ચિંતાના યોગે વિચાર આવતાં જ રામચંદ્રજીએ પૂર્વે અંગીકાર કર્યું છે વર જેણે એવા મહાલોચન નામના સુવર્ણનિકાયના દેવપુંગવને સંભાર્યો. જ્યારે કુલભૂષણ

અને દેશભૂષણ નામના બે મુનિવરો ઉપર દૈવી ઉપસર્ગ આવ્યો હતો, તે સમયે રામચંદ્રજીએ તે મુનિવરોને ઉપસર્ગને દૂર કરવારૂપ ભકિત કરી હતી; અને એથી પ્રસન્ન થયેલા મહાલોચન નામના ગરૂડપતિ દેવે રામચંદ્રજીને ખાસ કહ્યું હતું કે, ''હું કોઇ પણ રીતે તમારી ઉપર ઉપકાર કરીશ.'' આવા પ્રકારનું જેણે પૂર્વે વચન આપ્યું હતું તે મહાલોચન દેવને રામચંદ્રજીએ આ ચિંતાના પ્રસંગે યાદ કર્યો. રામચંદ્રજીએ સ્મરણ કર્યું એ અવધિજ્ઞાનથી જાણીને મહાલોચન નામનો તે ગરૂડપતિ દેવ ત્યાં આવ્યો.

રામચંદ્રજીને તે દેવે સિંહનિનાદા નામની વિદ્યા, મુશલ, રથ અને હળ આપ્યાં : તેમજ લક્ષ્મણજીને ગારૂડી વિદ્યા, રથ અને યુદ્ધમાં શત્રુસંહારક વિદ્યુદ્‌વદના નામની ગદા આપી. આ ઉપરાંત વરૂણ, આગ્નેય અને વાયવ્ય વગેરે બીજા પણ દિવ્ય અસ્ત્રો તથા બે છત્ર તે દેવે રામચંદ્રજી તથા લક્ષ્મણજી એ બન્નેને આપ્યાં. આ પછી લક્ષ્મણજીના વાહનીભૂત ગરૂડને જોઇને તે જ ક્ષણે સુગ્રીવ અને ભામંડલના પાશરૂપ સર્પો નાસી ગયા. આથી રામચંદ્રજીના સૈન્યમાં સર્વ બાજુએ જય જય નાદ થયો અને રાક્ષસસૈન્યની જેમ સૂર્યનો અસ્ત થયો. આ પ્રકારે આફત દૂર કરીને તે દેવ પણ ચાલ્યો ગયો.

**પહેલા વાનરસૈન્યમાં અને પછી રાક્ષસસૈન્યમાં ભંગ :**

યુદ્ધના બે દિવસ તો થઇ ગયા. ત્રીજા દિવસની સવારે રામચંદ્રજી અને રાવણ - બન્નેયનાં સારભૂત સૈન્યો સર્વ પ્રકારના બળથી યુદ્ધ કરવાને માટે રણાંગણમાં આવી પહોંચ્યા. પછીથી યમના દાંતની જેમ સ્ફુરાયમાન અસ્ત્રોથી ભયંકર, અકાળે આરંભાયેલ પ્રલયકાળના સંવર્ત મેઘ જેવો મહાસંગ્રામ તેઓની વચ્ચે પ્રવર્ત્યો. મધ્યાહ્ન કાળના તાપથી સંતપ્ત વરાહો જેમ તલાવડીને ક્ષોભ પમાડે તેમ ક્રોધે ભરાએલા રાક્ષસોએ વાનરોની સેનાને ક્ષુબ્ધ કરી નાંખી. પોતાના સૈન્યની ભગ્નપ્રાયઃ દશાને જોઇને સુગ્રીવ આદિ મહાપરાક્રમી વાનરસુભટો, યોગિઓ જેમ બીજા શરીરોમાં પેસે તેમ રાક્ષસસૈન્યોમાં પેઠા. આથી ગરૂડોથી સર્પોની જેમ અને જળથી કાચા ઘડાઓની જેમ, તે કપીશ્વરોથી આક્રાંત થયેલા રાક્ષસો પણ ભાગી ગયા.

**રાવણની સામે બિભીષણ યુદ્ધમાં :**

રાક્ષસોના ભંગથી સંક્રુદ્ધ થયેલ અને પોતાના મહારથના પ્રચારથી જાણે પૃથ્વીને વિદારતા હોય તેમ રાવણ સ્વયં યુદ્ધમાં દોડયા. દાવાનળની જેમ વેગથી પ્રસરતા અને બળવાન એવા તે રાવણની આગળ કપિવીરોમાંથી કોઇ એક મુહૂર્ત જેટલો વખત પણ ટકયો નહિ. આથી રામચંદ્રજી પોતે જ રાવણની સાથે યુદ્ધ કરવાને ચાલ્યા, એટલે બિભીષણે તેમને વિનયપૂર્વક નિષેધ્યા અને પોતે જ ક્ષણવારમાં યુદ્ધભૂમિમાં આવીને રાવણને રૂંધ્યા. એટલે ભાઇ સામે ભાઇ આવીને ઉભા રહ્યા.

તે અવસરે બિભીષણને રાવણ શું કહે છે ? પોતાની સાથે યુદ્ધ કરવાને માટે આવેલા પોતના ભાઇ બિભીષણને રાવણે કહ્યું કે ''હે બિભીષણ ! તું કોના આશ્રયે ગયો છે કે જેણે યુદ્ધમાં ક્રોધે ભરાએલા એવા મારા મોઢામાં તને કોળીયાની જેમ ફેંકયો છે ? શિકારી જેમ ડુક્કર ઉપર કૂતરાને મોકલે તેમ તને મારી ઉપર મોકલતા રામે વિચાર તો સારો કર્યો અને આત્મરક્ષણ પણ સારૂં કર્યું. હે વત્સ ! અદ્યાપિ તારા ઉપર મારૂં વાત્સલ્ય છે, માટે તું ચાલ્યો જા ! અને એ બે રામ- લક્ષ્મણને તો સૈન્યસહિત આજે હું નિશ્ચયપૂર્વક હણી નાંખીશ. એ હણનારાઓનો તું સંખ્યાપૂરક થા નહિ અને સ્વસ્થાને જ તું ચાલ્યો જા ! તારા પુષ્ઠ ઉપર આજે મારો હાથ છે.''

સભા૦ સામાને શ્વાન બનાવતાં પોતે ડુક્કર બન્યા ?

આવેશમાં એ ભાન ન રહે, સામાને કૂતરાની ઉપમા આપવી હોય ત્યારે સામે ભૂંડની ઉપમા લેવી પડે, કારણ કે દૃષ્ટાંત તો ઘટતું લેવાય ને ? વળી અશુભોદય આવતો હોય ત્યારે ભાષા પણ કેટલીક વાર ભવિષ્યની

આગાહી આપનારી નીકળી જાય છે. રાવણ પોતે જ કહે છે કે રામચંદ્રજી એ શિકારી છે અને પોતે એમના ટુક્કરરૂપ શિકાર છે.

**બિભીષણે રાવણને આપેલો સચોટ ઉત્તર :**

રાવણના કથનની સામે બિભીષણે પણ કહ્યું કે ''રામ યમની જેમ ક્રોધ કરીને આપની પ્રત્યે સ્વયં ચાલતા હતા, પરંતુ છળથી મેં તેમને નિષેધ્યા. આપને બોધ કરવાની ઈચ્છાવાળો હું યુદ્ધના બહાનાથી અહીં આવ્યો છું. હે ભાઈ ! આપ પ્રસન્ન થાઓ, મારા કહ્યા મુજબ કરો અને હજુ પણ સીતાને છોડી દો. હે દશાનન ! હું કાંઈ મૃત્યુના ભયથી કે રાજ્યના લોભથી રામને શરણે ગયો નથી. કિંતુ અપવાદના ભયથી ગયો છું. જો આપ સીતાનું અર્પણ કરવા દ્વારા એ અપવાદનો નાશ કરો તો રામને છોડીને પુનઃ પણ હું આપના આશ્રયને કરું.''

બિભીષણે પોતાના ટૂંક કથનમાં અને વસ્તુઓ જણાવી દીધી. સૌથી પહેલાં તો બિભીષણે રામચંદ્રજી ઉપર રાવણ દ્વારા મૂકાયેલા જુઠ્ઠા આક્ષેપનો પ્રતિકાર કર્યો. બિભીષણે રામચંદ્રજીને અત્યારે સ્વામી તરીકે સ્વીકારેલા છે, એટલે એક વફાદાર અને નીતિમાન સેવક તરીકે તેઓ પોતાના સ્વામીની ઉપર મૂકાએલા જુઠ્ઠા આક્ષેપનો સચોટ ઉત્તર આપે એ તદ્દન સ્વાભાવિક છે. બળવાન એવા વડિલ ભાઈની શેહમાં તણાઈને પણ શક્તિસંપન્ન ન્યાયનિષ્ઠ સેવકો સ્વામીની બદનામીને સહી લેનારા નથી હોતા.

એ જ રીતે દેવ - ગુરૂ - ધર્મના ઉપર જ્યારે જુઠ્ઠા આક્ષેપો મૂકાય, દેવ - ગુરૂ - ધર્મને માટે એલફેલ લખાય કે બોલાય અને દેવ - ગુરૂ - ધર્મ ઉપર હિચકારા હુમલાઓ કરીને ધર્મના નાશનો નીચ પ્રયત્ન થઈ રહ્યો હોય ત્યારે જેઓ દેવ - ગુરૂ - ધર્મને વફાદાર રહેવામાં પોતાનું આત્મશ્રેય સમજતા હોય, તેઓ તેનો છતી શક્તિએ પ્રતિકાર કર્યા વિના રહી શકતા નથી. દેવ - ગુરૂ - ધર્મ પ્રત્યેનો ભક્તિરાગ એવા સમયે શાસનના સાચા સેવકના હૃદયમાં સ્વાભાવિક રીતે જ પ્રતિકારની લાગણી ઉત્પન્ન કરી દે છે. પોતાની ઉપર આવનાર સંખ્યાબંધ હુમલાઓ સમભાવે સહનારા સમતાશીલ આત્માઓમાં પણ શાસનને જેઓ વફાદાર હોય છે, તેઓ દેવ - ગુરૂ - ધર્મ ઉપરના જુઠ્ઠા આક્ષેપોનો છતી શક્તિએ અને છતાં સંયોગોએ પ્રતિકાર કર્યા વિના રહે એ પ્રાયઃ બનવાજોગ વસ્તુ જ નથી.

**રામચંદ્રજી ઉપર રાવણે મૂકેલા જુઠ્ઠા આક્ષેપોનો પ્રતિકાર :**

રાવણે કહ્યું કે રામે તને કોળીયાની જેમ મારા મોઢામાં ફેંક્યો છે અને એ રીતે આત્મરક્ષણ કર્યું છે. એવા કથન દ્વારા રાવણ એમ જણાવવા ઈચ્છે છે કે રામ કાયર છે અને એથી પોતે યુદ્ધ કરવાને નહિ આવતાં બિભીષણને મોકલી આત્મરક્ષણ કર્યું. રામચંદ્રજી ઉપર આ પ્રકારનો તદ્દન જુઠ્ઠો આક્ષેપ રાવણ દ્વારા મૂકાયો, એટલે ન્યાયનિષ્ઠ બિભીષણે પોતાના બળવાન વડિલ ભાઈને પણ એવા ભાવનું કહી દીધું કે, 'ક્રોધે ભરાએલા રામ તો યમની જેમ આપની તરફ ચાલ્યા હતા, એટલે એ કાયર છે કે એમણે આત્મરક્ષણ માટે મને મોકલ્યો છે એ વાત ખોટી જ છે. હું જ પોતે તેમને આવતા રોકીને આપને બોધ કરવાને માટે અહીં આવ્યો છું.' આ પ્રકારે રાવણે મૂકેલા જુઠ્ઠા આક્ષેપનો પ્રતિકાર કર્યા પછી બિભીષણે કહ્યું કે, 'હજુ પણ પ્રસન્ન થઈને મારૂં કહ્યું માની મહાસતી સીતાને છોડી દો.' હજુ પણ પોતાનો ભાઈ ઉન્માર્ગથી પાછો હઠે અને ઉન્માદ ત્યજી સદ્બુદ્ધિને ભજે તો સારૂં એવી બિભીષણની કામના છે એમ આથી પણ સ્પષ્ટપણે જણાઈ આવે છે.

**આજે ભાઇ - ભાઇમાં પ્રાણ લેવા સુધીનાં વેરઝેર પણ થાય છે :**

રાવણ અને બિભીષણ એ બન્ને એક જ બાપના દીકરા છે, બેય વીર છે. એ ભાઈ આજના જેવા નહોતા. ગુરૂ - શિષ્યની જેમ પહેલાં સાથે રહેલા છે. પહેલાં તો નાના ભાઈઓ મોટાને પિતાની જેમ માનતા અને ચરણમાં

લેટતા. મોટા ભાઇઓ પણ નાના ભાઇઓને વત્સ કહેતા અને વાત્સલ્યથી એની પૂરતી સંભાળ લેતા. રાવણ અને બિભીષણ પણ એ રીતે વર્ત્યા છે. આજે તો ભાઇ - ભાઇમાં ભાગ માટે પ્રાણ લેવા સુધીનાં વેરઝેર પણ કેટલેક ઠેકાણે થાય છે. બિભીષણ એ સાચા ભાઇ છે. રામચંદ્રજીને શરણે જવામાં બિભીષણે સત્ય પક્ષનો સ્વીકાર કર્યો છે અને પોતાના કુળના ભલાને માટે એ જ માર્ગ એમને હિતાવહ લાગ્યો છે. અત્યારે પણ રાવણને સમજાવવાની જ એમની બુદ્ધિ પ્રધાનપણે છે.

આથી બિભીષણ સ્પષ્ટપણે એ કહે છે કે, ''હું મૃત્યુના ભયથી ડરી જઇને કે રાજ્યના લોભથી લલચાઇ જઇને રામના શરણે આવ્યો નથી, પણ અપવાદના ભયથી આવ્યો છું. અર્થાત્ આપે કુળને કલંક લગાડનારૂં કાર્ય કર્યું, અન્યાય કર્યો, પરસ્ત્રીનું હરણ કર્યું, એમાં હું પણ સામેલ હતો એવા અપવાદના ભયથી હું રામના શરણે આવ્યો છું, અથવા તો કોઇ એમ ન કહે કે રાક્ષસકુળના બધા જ આવા કાળા કૃત્યને પસંદ કરનારા હતા, એમાં કોઇ ન્યાયી જ ન હતું અને આખું કુળ જ એવું ખરાબ હતું એવા અપવાદના ભયથી હું અહીં આવ્યો છું.''

**ધર્મ વિરોધી બનેલાઓને ધર્મીઓ પણ યોગ્ય રીતે કહી શકે છે :**

આ રીતે જણાવ્યા પછી છેલ્લે છેલ્લે બિભીષણ ત્યાં સુધી કહે છે કે, 'હજુ પણ જો સીતાને અર્પણ કરવા દ્વારા એ અપવાદનો આપ નાશ કરો, તો રામને છોડીને પહેલાની જેમ પુનઃ પણ હું આપનો આશ્રય સ્વીકારૂં !'

ધર્મવિરોધી બનેલા પોતાના સંબંધીઓને ધર્મી આત્માઓ પણ આ રીતે કહી શકે છે. 'આપણું જૈન કુળ શ્રી જિનશાસનને સદા વફાદાર રહેવું જોઇએ. શ્રી જિનશાસનને વફાદાર રહેવામાં જ આપણા કુળની શોભા અને આપણું કલ્યાણ, ધર્મના વિરોધી બનીને તમે જૈનકુળને કલંકિત કર્યું છે. તમારી સાથે રહીને અમે પણ તમારા ધર્મવિરોધના પાપી કાર્યમાં સંમત હતા એમ જણાવવાને અમે ઇચ્છતા નથી જો ધર્મવિરોધનું કલંક ટાળો તો અમારો - તમારો મેળ, નહિતર નહિ. તમે તમારે રસ્તે અને અમે અમારે રસ્તે.' આવું ધર્મવિરોધી બનેલા પોતાના સંબંધીઓને પણ ધર્મી આત્માઓ સ્પષ્ટ કહી શકે છે : અને એ કથનમાં બીજો કોઇ પણ સાંસારિક સ્વાર્થ ન હોય, કેવળ ધર્મલાગણી જ હોય, તો લઘુકર્મી સંબંધીઓ નિમિત્ત પામીને સુધરી જાય, એમ પણ બને.

રાવણનો તો વિનાશકાળ નજદિક આવ્યો છે પુણ્યોદય ખૂટયો છે અને પાપોદય વધ્યો છે. આ દશામાં બિભીષણની હિતકારી શિખામણ પણ તેમને ન રૂચે એ સ્વાભાવિક છે. આવા વખતે એટલે આંતર શત્રુઓની કારમી આધીનતાવાળી દશામાં સારી અને સાચી વાત પણ ખરાબ લાગે તેમજ ક્રોધ ઉત્પન્ન કરીને ઉન્માદી બનાવે એય બનવાજોગ છે. બિભીષણના કથનથી ક્રોધિત થઇને રાવણ કહે છે કે, ''રે કાયર અને દુર્બુદ્ધિવાળા બિભીષણ !''

દુર્બુદ્ધિવાળું અત્યારે કોણ ? રાવણ ! છતાં સદ્‌બુદ્ધિવાળા બિભીષણને રાવણ દુર્બુદ્ધિવાળા કહે છે, ઉન્માર્ગે ચઢીને ભાનભૂલા બનેલા તેમજ પોતાની અન્યાયી તથા કારમી દુર્બુદ્ધિવાળી વલણને પકડી બેઠેલાઓ, અજ્ઞાનાદિથી આંધળા બની જઇને સદ્‌બુદ્ધિવાળાને પણ દુર્બુદ્ધિવાળા કહે એમા નવાઇ પામવા જેવું નથી, પણ એવાઓની દયા ખાવા જેવું જ છે !

**રાવણ અને બિભીષણ વચ્ચે યુદ્ધની શરૂઆત :**

રાવણ કહે છે કે, ''રે કાયર અને દુર્બુદ્ધિવાળા બિભીષણ ! શું હજુ પણ તું મને બીક બતાવે છે ? મેં તને જે કાંઇ કહ્યું એ તો ભાઇની હત્યાના ભયથી કહ્યું છે, પણ કાંઇ બીજા હેતુથી કહ્યું નથી !'' આટલું કહીને રાવણે ધનુષ્યનું આસ્ફાલન કર્યું, એટલે આ અવસરે બિભીષણ શું કરે ? બિભીષણે પણ કહ્યું કે, 'મેં પણ તને જે કાંઇ

કહ્યું તે ભાઇની હત્યાના ભયથી જ કહ્યું છે, કાંઇ બીજા હેતુથી કહ્યું નથી.'' અને એમ કહીને તે બિભીષણે પણ ધનુષ્યનો ટંકાર કર્યો.

બસ, પછી શું હોય ? યુદ્ધ. યુદ્ધને માટે ઉદ્યત થયેલા તે બન્ને ભાઇઓ વિચિત્ર અસ્ત્રોને ખેંચતા અને નિરંતર વર્ષાવતા યુદ્ધ કરવાને પ્રવર્ત્યા. બિભીષણને હવે યુદ્ધ કર્યા વિના ચાલે તેમ નહિ હતું, કારણ કે પોતે રામચંદ્રજીને રોકીને યુદ્ધ કરવાનું કહીને આવેલ છે. યુદ્ધ કરતાં પહેલાં યથોચિત સમાધાનની વાત કરી લીધી, પણ યથોચિત સમાધાનનો પ્રયત્ન નિષ્ફળ ગયો, એટલે હવે બીજો ઉપાય રહ્યો નહિ.

આમ તે અવસરે ઇન્દ્રજિત, કુંભકર્ણ અને બીજા પણ રાક્ષસો સ્વામીભકિતથી યમરાજના કિંકરોની જેમ યુદ્ધભૂમિમાં તે તરફ દોડી આવ્યા. એ રાક્ષસસુભટોની સામે વાનરસેનામાંથી પણ એમને રોકવા માટે મોટા સુભટો આવી રોકાણા, કેમકે બિભીષણને એક પણ પ્રહાર ન પડે અને બિભીષણના યુદ્ધમાં ભંગાણ ન થાય એય હેતુ છે. હવે જીવ પરની લડત છે. કોને કોની સામે રોકવા, કોણ કોણ રોકાયા ? તે હવે ગ્રંથકાર પરમર્ષિ ફરમાવે છે : કુંભકર્ણની સામે રામચંદ્રજી, ઇન્દ્રજિતની સામે લક્ષ્મણજી, સિંહજઘનની સામે નીલ, ઘટોદરની સામે દુર્મર્ષ, દુર્મતિની સામે સ્વયંભૂ, શંભુની સામે નલ નામનો વીર, મયની સામે અંગદ, ચન્દ્રણખની સામે સ્કન્દ, વિઘ્નની સામે ચન્દ્રોદરનો પુત્ર, કેતુની સામે રાજા ભામંડલ, જંબુમાલિની સામે શ્રીદત્ત, કુંભકર્ણના દીકરા કુંભની સામે પવનંજયપુત્ર હનુમાન, સુમાલ નામના રાક્ષસની સામે કિષ્કિન્ધા નગરીનો સ્વામી સુગ્રીવ, ધૂમ્રાક્ષ નામના રાક્ષસની સામે કુન્દ અને સારણ નામના રાક્ષસસુભટની સામે વાલીપુત્ર ચન્દ્રરશ્મિ. એમ જુદા જુદા રાક્ષસસુભટોને તેવા તેવા વાનરસુભટોએ રૂંધ્યા અને સમુદ્રમાં જળજંતુઓની સાથે જળજંતુઓ લડે તેમ તે વાનરસુભટો તે રાક્ષસસુભટો સાથે યુદ્ધ કરવા લાગ્યા.

**ઇન્દ્રજિત, કુંભકર્ણ, મેઘવાહન અને બીજા સુભટો બંધાયા :**

આ પ્રકારે જ્યારે ભયંકરમાં ભયંકર યુદ્ધ ચાલી રહ્યું છે, તે વખતે ક્રોધથી ઇન્દ્રજિતે લક્ષ્મણજી તરફ તામસ અસ્ત્રને છોડયું. શત્રુને પરિતાપ કરનારા લક્ષ્મણજીએ પણ તરત જ અગ્નિથી મીણના પિંડની જેમ ઇન્દ્રજિતે છોડેલા તે અસ્ત્રને તપનાસ્ત્ર વડે ગાળી નાખ્યું. પછી ઇન્દ્રજિત ઉપર લક્ષ્મણજીએ ક્રોધથી નાગપાશ અસ્ત્રને મૂકયું, અને એથી તે જલમાં તંતુથી જેમ હાથી બંધાય તેય નાગપાશ અસ્ત્રથી તરત જ બંધાઇ ગયો. નાગાસ્ત્રથી સર્વાંગે આક્રમણ કરાએલો ઇન્દ્રજિત વજ્રની જેમ પૃથ્વીને ચીરતો પૃથ્વી ઉપર પડયો. પછી વિરાધે લક્ષ્મણજીની આજ્ઞાથી ઇન્દ્રજિતને પોતાના રથમાં નાંખ્યો અને કારાગૃહના રક્ષકની જેમ તરત જ તેને પોતાની શિબિરમાં લઇ ગયો. રામચંદ્રજીએ પણ નાગપાશોથી કુંભકર્ણને બાંધ્યા અને પછીથી રામચંદ્રજીની આજ્ઞાથી ભામંડલ તેમને પોતાની છાવણીમાં લઇ ગયા. રામચંદ્રજીના સૈનિકોએ મેઘવાહન આદિ બીજા પણ રાક્ષસસુભટોને બાંધ્યા અને તે રામચંદ્રજીના સેવકો તેઓને પણ પોતાની છાવણીમાં લઇ ગયા; અર્થાત્ આજના ભીષણમાં ભીષણ યુદ્ધમાં રાક્ષસસુભટોનો મોટો ભાગ કારાગૃહવાસી બન્યો.

## [ ૫ ]

'ઇન્દ્રજિત, કુંભકર્ણ અને મેઘવાહન જેવા મહાપરાક્રમી સુભટો અને સ્વજનો બંધાઇ જાય અને શત્રુપક્ષ તેમને બાંધીને પોતાની છાવણીમાં લઇ જાય તેમજ બીજા પણ રાક્ષસસુભટો બંધાઇ જાય અને શત્રુદળ તેમને બાંધીને પોતાની છાવણીમાં કેદ રાખે એ રાવણને શોક અને ક્રોધ ઉપજાવે જ ને ? એ જોઇ ને રાવણ ક્રોધ તથા શોકથી સમાકુલ થઇ ગયા અને જયલક્ષ્મીના મૂળરૂપ શૂલને રાવણે બિભીષણની તરફ ફેંકયું. લક્ષ્મણજીએ પોતાનું

તીક્ષ્ણ બાણોથી તે શૂલને અધવચમાં જ જેમ કદલીકાંડને લીલા પૂર્વક કણશઃ કરી શકાય તેમ કણશઃ કરી નાખ્યું : અર્થાત્ લક્ષ્મણજીએ તે શૂલના વચ્ચે જ ભૂક્કા કરી નાખ્યા.

**અમોઘવિજયા મહાશક્તિ :**

પોતાના શૂલના ભૂક્કા થઇ ગયેલા જોઇને વિજયાર્થી એવા રાવણે, ધરણેન્દ્રે આપેલી તે 'અમોઘવિજયા નામની મહાશક્તિને ઉપાડી. ધગ ધગ કરતી, જલતી અને તડ્ તડ્ એવો અવાજ કરતી તે મહાશક્તિને પ્રલયકાળના મેઘની વિદ્યુલ્લેખાની જેમ, રાવણે આકાશમાં ભમાવી. આથી આકાશમાંથી દેવો ખસી ગયા, સૈનિકોએ આંખો બંધ કરી દીધી અને સુસ્થિતોમાંથી પણ તેને જોઇને કોઇ પણ સુસ્થિત રહ્યા નહિ, અર્થાત્ એ મહાશક્તિના તેજની સામે કોઇ ટકી શકયું નહિ.

એ મહાશક્તિને જોતાં રામચંદ્રજીને પણ એમ થઇ ગયું કે બિભીષણ એની સામે ટકી શકશે નહિ, પણ એનાથી હણાઇ જશે : એટલે રામચંદ્રજીએ લક્ષ્મણને કહ્યું કે ''આ બિભીષણ આપણો મહેમાન છે, આશ્રિત છે. એ જો હણાય તો આશ્રિતનો ઘાત કરનાર આપણને ધિક્કાર છે ! અર્થાત્ આપણે કોઇ પણ ભોગે બિભીષણને બચાવી લેવો જ જોઇએ.''

**ભયંકર સ્થલોમાં પણ મહાપુરૂષો પોતાની સજ્જનતા નથી ચૂકતા :**

બિભીષણ રામચંદ્રજીના શરણે ગયેલ છે અને શરણાગતનો નાશ થાય, તે પોતે આશ્રિતના ઘાતક કહેવાય, એમ રામચંદ્રજી માને છે. રામચંદ્રજીને લક્ષ્મણજી ઉપર પ્રેમ નહોતો એમ નહિ, પણ ક્ષત્રિયો શરણાગતનું પોતાના પુત્રાદિના ભોગે પણ રક્ષણ કરનારા હોય છે. પોતાના પ્રાણના ભોગે પણ શરણાગતનું રક્ષણ કરવું, એવી દૃઢ માન્યતા ક્ષત્રિયોની હોય છે. શરણ આપ્યા પછી શરણે આવેલાને બચાવવો નહિ, એને ક્ષત્રિયો કાયરતા સમજે છે. એ માટે બધી રીતે તારાજ થઇ જવું પડે તો ક્ષત્રિયો તારાજ થઇ જાય, પણ શરણાગતને ચાલે ત્યાં સુધી પોતે જીવતાં શત્રુથી હણવા ન દે જૂઓ કે ભયંકર યુદ્ધભૂમિમાં પણ આ પુણ્યવાનો નથી ચૂકતા. સ્થલોમાં પણ મહાપુરૂષો પોતાની સજ્જનતાને નથી છોડતા.

**મહાશક્તિથી ભેદાઇને લક્ષ્મણજી ભૂમિતલ ઉપર પડયા :**

રામચંદ્રજીના શરણે આવ્યા પછીથી નીતિમાન બિભીષણ લક્ષ્મણજીના મિત્રરૂપ બની ગયા છે. લક્ષ્મણજી જેમ આજ્ઞાંકિત છે, તેમ મિત્રવત્સલ પણ છે. આથી જ ''આ બિભીષણ આપણો મહેમાન છે, આશ્રિત છે; એ જો હણાય તો આશ્રિતનો ઘાત કરનારા આપણને ધિક્કાર છે.'' એવા રામચંદ્રજીના વચનોને સાંભળીને મિત્રવત્સલ એવા લક્ષ્મણજી રાવણને આક્ષેપ કરતા થકા, બિભીષણની આગળ જઇને ઉભા રહ્યા. ગરૂડસ્થ લક્ષ્મણજીએ બિભીષણની આગળ ઉભેલા જોઇને રાવણે કહ્યું કે - ''તારે માટે મેં શક્તિને ઉત્ક્ષિપ્ત કરી નથી, માટે બીજાના મૃત્યુ દ્વારા તું મર નહિ ! એટલે કે બીજાનું મૃત્યું થવાનું છે તો તું મર નહિ !'' પણ એટલું કહ્યા બાદ તરત જ રાવણ કહે છે કે ''અથવા તો તું મર, કારણ કે તું જ મારે માટે મારવાને યોગ્ય છો ! આ ગરીબ બિભીષણ તો તારે સ્થાને મારી આગળ ઉભેલો છે.'' એ પ્રમાણે કહીને પડતા ઉત્પાત વજ્રના જેવી તે શક્તિને ભમાવીને રાવણે લક્ષ્મણજીના ઉપર છોડી.

લક્ષ્મણજીએ, સુગ્રીવે, હનુમાને, નલે, ભામંડલે, વિરાધે અને બીજાઓએ પણ આવી પડતી એવી તે અમોઘ વિજયા મહાન શક્તિને પોતપોતાના અસ્ત્રો વડે તાડિત કરી, પરન્તુ ઉન્મત્ત બનેલો હાથી જેમ અંકુશની અવજ્ઞા કરે, તેમ તે બધાના અસ્ત્રોના સમૂહની અવજ્ઞા કરીને તે શક્તિ સમુદ્રમાં જેમ વડવાનલ પડે તેમ લક્ષ્મણજીના

ઉરસ્થલ ઉપર પડી. તેનાથી ભેદાએલા લક્ષ્મણજી પૃથ્વી ઉપર પછડાયા અને તેમના સૈન્યમાં મોટો હાહાકાર ચારે તરફ વર્તી રહ્યો.

આ વખતે રામચંદ્રજીને ક્રોધ આવ્યા વિના રહે ? સિંહ જોડેલા રથમાં બેઠેલા, ક્રોધે ભરાએલા અને રાવણને હણવાની ઈચ્છાવાળા રામચંદ્રજીએ, રાવણને યુદ્ધ કરાવવાનો આરંભ કર્યો. સિંહના રથમાં બેઠેલા રામચંદ્રજીએ ક્ષણ માત્રમાં દુશ્મન એવા રાવણને રથહીન કરી નાખ્યા, એટલે રાવણ પણ વેગથી બીજા રથ ઉપર આરૂઢ થઇ ગયા. રાવણના બીજા પણ રથના રામચંદ્રજીએ ભૂક્કા ઉડાવી દીધા. એ રીતે જગત્‌માં અદ્વૈત પરાક્રમવાળા રામચંદ્રજીએ, રાવણને તેમના રથોને એ પ્રમાણે ભાંગી ભાંગીને, પાંચ વાર રથહીન કરી નાખ્યા. રામચંદ્રજીના પરાક્રમની હવે તો રાવણને બરાબર ખબર પડી ને ?

આ રીતે પાંચ પાંચ વાર પોતાના રથોને રામચંદ્રજીએ ભાંગી નાખ્યા. એટલે રાવણે વિચાર કર્યો કે, '' આ રામ ભાઇના સ્નેહથી સ્વયં મરશે જ, તો હવે હાલમાં આને યુદ્ધ કરાવવાએ કરીને મારે શું ? '' એવો વિચાર કરીને રાવણ તરત જ લંકાપુરીમાં ચાલ્યા ગયા; અને રામચંદ્રજીના શોકથી આતુર થયો હોય તેમ તે વખતે સૂર્ય અસ્તને પામ્યો.

**મૂર્ચ્છિત દશામાં રહેલ લક્ષ્મણજીને ઉદ્દેશીને રામચંદ્રજીનું કથન :**

રાવણ ભાગી ગયા એટલે રામચંદ્રજી પાછા ફરીને લક્ષ્મણજીની પાસે આવ્યા; અને મૂર્ચ્છિત દશામાં પડેલા લક્ષ્મણજીને જોઇને, મૂર્ચ્છિત થયેલા રામચંદ્રજી પૃથ્વી ઉપર પડી ગયા. સુગ્રીવ આદિ દ્વારા ચંદનજલથી સીંચાએલા રામચંદ્રજી, સંજ્ઞાને પ્રાપ્ત કર્યા પછીથી લક્ષ્મણજીની પાસે બેસીને રૂદન કરતાં જે બોલે છે તે કેવલ મોહની ઘેલછા જ છે.

રામચંદ્રજી અત્યારે મોહાધીનતાથી શોકાતુર બની ગયા છે; આથી અત્યારના વચનોમાં મોહની ઘેલછા હોય તે સ્વાભાવિક છે. મહાશકિતના ઘાતથી મૂર્ચ્છિત થયેલા લક્ષ્મણજીને સંબોધીને રામચંદ્રજી કહે છે કે ''હે વત્સ ! તને શી પીડા થાય છે ? કહે તો ખરો કો તું મૌન કેમ રહ્યો  છે ? અરે, સંજ્ઞાથી પણ કહે અને તારા વડિલ ભાઇને ખુશ કર ! આ સુગ્રીવ આદિ તારા સેવકો તારા મુખની તરફ જોઇ રહ્યા છે, છતાં હે પ્રિયદર્શન ! તું વાચાથી કે દૃષ્ટિથી તેમને અનુગૃહીત કેમ કરતો નથી ?'' આટલું કહ્યા બાદ જાણે લક્ષ્મણજીના મૌનનું કારણ કલ્પીને રામચંદ્રજી, લક્ષ્મણજીને મનાવતા હોય તેમ કહે છે કે, ''રણમાંથી રાવણ જીવતો જતો રહ્યો, એવી લજ્જાના વશથી જ, ખરેખર, તું જો ન બોલતો હોય, તો તું બોલ; કારણ કે તારા ઇચ્છિતને હું પૂર્ણ કરીશ.''

**પરાક્રમી રામચંદ્રજીને મોહ સતાવે છે :**

રામચંદ્રજી પરાક્રમી છે, પણ અત્યારે એમને મોહ સતાવી રહ્યો છે. મોહની ગતિ ભયંકર છે રામચંદ્રજી ગાંડા જેવી ચેષ્ટાઓ કરે છે. લક્ષ્મણજીને ભાન હોય તો બોલે ને ? લક્ષ્મણજી છે જીવતા, પણ મૂર્ચ્છિત છે. એ વાત ખરી કે જો આ એક જ રાત્રિમાં કોઇ કાર્યસાધક ઉપાય ન મળી જાય, તો તેઓ જરૂર મરી જાય; પણ પુણ્યવાનને ઉપાય મળ્યા વિના રહે જ નહિ. લક્ષ્મણજી નિરૂપક્રમી આયુષ્યવાળા છે, એટલે અત્યારે શકિતથી મૂર્ચ્છિત થયા છે પણ મરવાના નથી.

આટલું આટલું રામચંદ્રજીએ કહેવા છતાં પણ લક્ષ્મણજી બોલતાં જ નથી, બોલે એવી સ્થિતિમાં ય નથી, એટલે રામચંદ્રજી જાણે નક્કી કરે છે કે, રાવણ રણમાંથી જીવતો ગયો એની લજ્જાથી જ આ લક્ષ્મણ બોલતો નથી. અથવા તો લક્ષ્મણજી બોલે નહિ એટલે રામચંદ્રજીને વધારે ક્રોધ  ચઢે  એમે ય બને. એ ગમે તેમ હોય, પણ

''રે ! રે ! દુષ્ટાત્મા રાવણ ! તું ઉભો રહે, ઉભો રહે, તું કયાં જશે ? આ હું તને થોડા જ વખતમાં મહા માર્ગે એટલે મૃત્યુના માર્ગે મોકલાવી દઉં છું.'' એમ બોલીને ધનુષ્યનું આસ્ફાલન કરીને રામચંદ્રજી ઉભા થઇ ગયા. મોહાધીનતાએ એવું ભયંકર સ્વરૂપ પકડયું કે જેથી રામચંદ્રજી અત્યારે રાત્રિનો વખત છે અને રાવણ તો લંકાપુરીમાં ચાલી ગયેલ છે. એ વાતને પણ ભૂલી ગયા અને યુદ્ધ કરી રાવણને હણવાને તત્પર થઇ ગયા.

ધનુષ્યનું આસ્ફાલન કરીને રામચંદ્રજી જેટલામાં ઉભા થઇ ગયા, તેટલામાં જ સુગ્રીવે વિનયપૂર્વક રામચંદ્રજીને એ પ્રમાણે કહ્યું અર્થાત્ રામચંદ્રજીના ઉશ્કેરાટને શાંત પાડવાને માટે, સુગ્રીવ પરિસ્થિતિનો ખ્યાલ આપતા હોય તેમ રામચંદ્રજી પ્રત્યે કહે છે કે, 'હે સ્વામીન્ ! અત્યારે રાત્રિનો સમય છે અને રાક્ષસ રાવણ તો લંકામાં જતો રહ્યો છે; વળી અમારા સ્વામી લક્ષ્મણજી શકિતના પ્રહારથી વિધુર થયેલા છે, માટે આપ ધૈર્યને ધારણ કરો. આપ જાણો કે હવે રાવણ મરેલો જ છે, માટે લક્ષ્મણજીના પ્રતિજાગરણના ઉપાયનો આપ વિચાર કરો.'

ધૈર્યને ધારણ કરીને લક્ષ્મણજીના પ્રતિજાગરણનો ઉપાય ચિંતવવાનું સુગ્રીવે કહેવા છતાં પણ રામચંદ્રજીએ તો જાણે કે લક્ષ્મણજી મરી જ ગયા એમ માની લીધું છે : અન્યથા તેઓ આમ ન કહે . એટલે ફરીથી રામચંદ્રજીએ એમ કહ્યું કે ''પત્નીનું હરણ થયું અને નાનો ભાઇ હણાયો, છતાં આ રામ હજુ સુધી ઉભો છે - જીવે છે, પણ સેંકડો પ્રકારે વિદારાઇ જતો નથી. હે મિત્ર સુગ્રીવ ! હનુમાન ! ભામંડલ ! નલ ! અંગદ ! વિરાધ ! અને બીજા પણ બધાઓ ! હવે તમે તમારે ઘેર ચાલ્યા જાવ.'' આટલું કહ્યા બાદ રામચંદ્રજી પોતે શું કરવાને ઇચ્છે છે ? તે જણાવે છે. અત્યારે પણ પોતે આપેલા વચનનો પોતાને કેટલો ખ્યાલ છે ? અને એ વચનનું પાલન હજુ થઇ શકયું નથી એનું પોતાના હૃદયમાં કેટલું દુઃખ છે એ દર્શાવતાં રામચંદ્રજી બિભીષણને કહે છે કે,

''હે મિત્ર બિભીષણ ! તને મેં જે કૃતાર્થ કર્યો નથી, એ મને સીતાના અપહરણથી તથા લક્ષ્મણના વધથી પણ અધિક શોકરૂપ થયું છે. પણ હે ભાઇ ! બંધુરૂપે વૈરી એવા તે તારા બંધુને તું પ્રાતઃકાળે મારા ભાઇના માર્ગે દોરાતો એટલે મરેલો જોજે. પ્રાતઃકાળે તેને કૃતાર્થ કરીને હું લક્ષ્મણને અનુસરીશ એટલે મરીશ. કારણ કે લક્ષ્મણ વિના સીતાએ કરીને અને જીવિતે કરીને મારે શું પ્રયોજન છે.''

**રામચંદ્રજીને બિભીષણ કહે છે કે એક રાતમાં ઉપાય યોજો :**

હવે બિભીષણથી બોલ્યા વિના કેમ જ રહેવાય ? એ કાંઇ રાજ્યના લોભથી અહીં આવેલ નથી. એટલે બિભીષણ રામચંદ્રજીને કહે છે કે, 'હે સ્વામીન્ ! આ અધૈર્ય કેમ ? આ શકિતથી હણાએલો પણ પુરૂષ એક રાત્રિ સુધી જીવે છે; માટે હે નાથ ! જ્યાં સુધીમાં રાત્રિનો વખત ખલાસ ન થઇ જાય ત્યાં સુધીમાં શકિતથી થયેલા ઘાતના પ્રતીકારને માટે મંત્ર - તંત્રાદિથી સર્વ પ્રકારે પ્રયત્ન કરો.'

**ચાર દ્વાર વાળા સાત કિલ્લાઓમાં રક્ષણનો ઉપાય :**

બિભીષણ રાવણના ભાઇ છે. એ કહે છે કે આ શકિતથી હણાએલો એક રાત જીવે છે, માટે રાત વહી જાય ત્યાં સુધીમાં લક્ષ્મણજીને જીવાડવાનો પ્રયત્ન કરો. એટલે રામચંદ્રજી કાંઇક સ્વસ્થ થાય છે અને તેમ કરવાની હા પાડે છે. હવે ઉપાય તો મળે ત્યારે યોજાય, પણ અત્યારે તે બધા રાક્ષસની રાજધાનીની બહાર પડયા છે. ચોમેર રાક્ષસો ઘૂમ્યા કરતા હોય, ઇન્દ્રજિત, કુંભકર્ણ, મેઘવાહન વગેરેને પકડેલા છે એટલે રાક્ષસો ક્રોધે ભરાએલા હોય, વળી તેઓ જાણે છે કે લક્ષ્મણજી મર્યા છે એટલે રામંચદ્રજી શોકાતુર બનવાના અને રાક્ષસો પાછા પ્રકૃતિએ જન્મથી માયાવી ગણાય, એટલે સૌથી પહેલા રક્ષણની તૈયારી કરવી પડે તે સ્વાભાવિક છે; આથી રામચંદ્રજી અને લક્ષ્મણજીને ફરતા ચાર દ્વારો વાળા સાત કિલ્લાઓ સુગ્રીવ આદિએ વિદ્યાથી બનાવી દીધા.

આ સાત કિલ્લાનાં અઠ્ઠાવીસ દ્વારો ઉપર રક્ષકો પણ જોઇએ ને ? અત્યારે રક્ષકો સામાન્ય હોય તે ય કામ ન લાગે. આથી તે પૂર્વ દિશાનાં દ્વારો ઉપર સુગ્રીવ, હનુમાન, તાર, કુંદ, દધિમુખ, ગવાક્ષ અને ગવાય એ અનુક્રમે રહ્યા: અંગદ, કૂર્મ અંગ, મહેન્દ્ર વિહંગ, સુષેણ અને ચન્દ્રરશ્મિ એ અનુક્રમે ઉત્તર દિશાના દ્વારો ઉપર રહ્યા : નીલ, સમરશીલ, દુર્ધર, મન્મથ, જય, વિજય અને સંભવ એ પશ્ચિમ દિશાનાં દ્વારો ઉપર રહ્યા : તેમજ ભામંડલ, વિરાધ, ગજ, ભુવનજિત, નલ, મૈંદ અને બિભીષણ એ દક્ષિણ દીશાનાં દ્વારો ઉપર અનુક્રમે રહ્યા. આ રીતે રામચંદ્રજીને અને લક્ષ્મણજીને મધ્યમાં રાખીને સુગ્રીવ આદિ મહાપરાક્રમીઓ આત્મારામી યોગિઓની જેમ ઉદ્યત થયા થકા જાગરણમાં તત્પર થઇને રહ્યા : અર્થાત્ - ઝોકું પણ ખાધા વિના દ્વારરક્ષા કરવા લાગ્યા.

**લંકામાં સીતાજીનો કરૂણ સ્વરે વિલાપ :**

બીજી તરફ લંકામાં એ વાત ફેલાઇ ગઇ છે કે રાવણે મૂકેલી મહાશકિતથી લક્ષ્મણજી હણાયા અને ભાઇના મોહથી રામચંદ્ર પણ સવારે મૃત્યુને શરણ થશે. સીતાદેવીને કાને પણ એ વાત પહોંચી ગઇ. સીતાજીને કોઇએ કહ્યું કે, 'શકિતથી લક્ષ્મણજી હણાયા છે અને રામભદ્ર પણ ભાતૃસૌહૃદથી પ્રાતઃકાળે મરણ પામશે.' વજ્રના નિર્ઘોષ જેવા ભયંકર તે સમાચારને સાંભળીને પવનથી આહત થયેલી લતાની જેમ સીતાજી મૂર્ચ્છાથી પૃથ્વી ઉપર પડી ગયા. વિદ્યાધરીઓ દ્વારા જલથી સીંચાએલા અને એથી ચેતનાને પામેલા સીતાજી ઉઠીને કરૂણ સ્વરે વિલાપ કરવા લાગ્યા.

સીતાજી પણ અત્યારે મોહવશ બન્યા છે : અને એ મોહવશતાના પ્રતાપે વિલાપ કરતાં કરૂણ સ્વરે તેઓ એ રીતે બોલે છે કે, ''હા ! વત્સ લક્ષ્મણ ! વડિલભાઇને એકલા તજીને તું એકલો કયાં ગયો ? એ તારા વિના એક મુહૂર્ત પણ રહેવાને સમર્થ નથી. મને ધિક્કાર છે; હું મંદભાગ્યશાળી છું, કારણ કે મારે કારણે દેવતુલ્ય સ્વામી અને દીયરનું આવું થયું ! હે વસુંધરે ! પ્રસન્ન થઇને મારા પ્રવેશને માટે તું બે ભાગે થઇ જા ! અથવા હે હૃદય ! મારા પ્રાણનિર્વાણના હેતુથી તું બે ભાગવાળું થઇ જા !'' અર્થાત્ સીતાજી પણ પ્રાણત્યાગની ભાવનાવાળા બની જાય છે !

**મોહની મૂંઝવણ : આજની સ્વાર્થી દશા :**

આ બધા કાંઇ સામાન્ય કોટિના આત્માઓ નથી, પણ અત્યારે એ સૌને મોહ મૂંઝવી રહ્યો છે. મોહની મૂંઝવણના યોગે પેલી તરફ રામચંદ્રજી અને આ તરફ સીતાજી શું બોલે છે ? એ આપણે જોયું. આત્માના ભયંકર અકલ્યાણના કારણભૂત એ મોહથી દરેક કલ્યાણકાંક્ષિએ આ માટે ચેતતા રહેવું જોઇએ. ત્યાગી અને તપસ્વી આત્માઓ પણ જો ભૂલે તો એમને ય મોહની મૂંઝવણમાં ફસાઇ જતાં વાર લાગતી નથી. ધર્મનાં અનુષ્ઠાનો આચરવાનો, તપશ્ચર્યા આદિ કરવાનો, વિરતિનો આદર કરવાનો અને ધ્યાન આદિ કરવાનો હેતુ મોહને મારી મોક્ષને પ્રાપ્ત કરવાનો હોવો જોઇએ. જો કે આજે તો પૂર્વ કાળના જેવો સ્નેહ ભાગ્યે જ ભાઇ - ભાઇ વચ્ચે કે દીયર - ભોજાઇ વચ્ચે હશે. આજે તો સાંસારિક સ્વાર્થ એટલો વધી ગયો છે કે ભાઇ ભૂખે મરતો હોય છતાં પણ શ્રીમંત ભાઇ એની ખબર ન લે એવું પણ બને છે.

હવે એ પ્રકારે કરૂણપણે રૂદન કરતાં સીતાજીને કોઇક કૃપાવતી વિદ્યાધરીએ અવલોકિની વિદ્યા વડે જોઇને કહ્યું કે, 'હે દેવી ! આપના દિયર સવારે અક્ષતાંગ થશે, સાજા થઇ જશે અને રામચંદ્રજીને સાથે આપની પાસે આવીને આનંદને પમાડશે.' સીતાજીને માટે આ પ્રકારનું આશ્વાસન થોડું નથી. વિદ્યાધરીની વાણીથી તે વખતે સીતાજી સ્વસ્થ અવસ્થાવાળા બન્યાં અને જાગતાં રહી ચક્રવાકીની જેમ સૂર્યોદયનું ચિંતવન કરવા લાગ્યાં.

**રાવણની અવદશા - મૂર્છા ને રૂદન :**

આ બાજુ રાવણની શી દશા થઇ છે ? એનું વર્ણન હવે આવે છે. 'આજે લક્ષ્મણને હણ્યો' એ વિચારે રાવણ ક્ષણમાં હર્ષ પામતા અને ભાઇ, પુત્ર તથા મિત્રના બંધને સંભારીને ક્ષણમાં રાવણ રડતા. 'હા, વત્સ કુંભકર્ણ ! તું તો મારો બીજો આત્મા જ હતો : હા, ઇન્દ્રજિત અને મેઘવાહન ! તમે મારા બીજા બાહુઓ જેવા હતા : હા, જંબુમાલી આદિ વત્સો ! તમે મારા રૂપાંતરની ઉપમા જેવા હતા. પૂર્વે અપ્રાપ્ત એવા બંધનને તમે ગજેન્દ્રોની જેમ કેમ પ્રાપ્ત થયા ?' આ રીતે પોતાના બંધુઓના નૂતન બંધનાદિને સંભારી સંભારીને રાવણ પુનઃ પુનઃ મૂર્ચ્છા પામવા લાગ્યા અને રડવા લાગ્યા. જોયું ! અત્યારે પરાક્રમી એવા રાવણની કઇ દશા થઇ રહી છે ? ત્રણ ખંડના માલિકને પણ આવો વખત આવે છે હો ! એવું જાણવા અને સાંભળવા છતાં નહિ જેવી અથવા તો કહો કે ગુલામી જેવી સાહ્યબીમાં સડનારાઓને શું કહેવું ? નિરાંતે આત્માની સાથે આનો વિચાર કરજો.

આ તરફ રામચંદ્રજીના સૈન્યમાં પૂર્વના કિલ્લાના દ્વારરક્ષક ભામંડલની પાસે આવીને કોઇક વિદ્યાધરે કહ્યું કે, 'જો તું ખરેખર જ રામચંદ્રજીનો હિતસ્વી હો તો મને રામચંદ્રજીના દર્શન કરાવ ! હું તમારો હિતકારી છું અને લક્ષ્મણને જીવાડનારી ઔષધિને હું કહીશ.' અત્યારે વખત એવો છે કે કોઇ અજાણ્યો ગમે તેમ કહેતો આવે, છતાંયે વિશ્વાસ રખાય નહિ. રખે કોઇ દુશ્મનનો જ સાગરીત હોય તો ? પહેલાં જ્યારે લક્ષ્મણજી અને રામચંદ્રજી સ્વસ્થ હતા, ત્યારે વાત જુદી હતી; કારણ કે તેઓ સમર્થ હતા; પણ અત્યારે લક્ષ્મણજી મૂર્ચ્છિત છે અને રામચંદ્રજી અસ્વસ્થ છે, એટલે અજાણ્યા કોઇને પણ કિલ્લામાં એકદમ પેસાડાય નહિ. બીજી તરફ જ્યારે સામો એમ જ કહેતો આવ્યો છે કે, 'હું તમારો હિતકારી છું અને લક્ષ્મણજીને જીવાડનારી ઔષધિને હું કહીશ.' ત્યારે એને ના પણ કેમ પડાય ? કારણ લક્ષ્મણજીને જીવાડવાને સૌ આતુર જ છે. આથી ભામંડલ તે વિદ્યાધરને હાથથી ભુજામાં પકડીને રામચંદ્રજીની પાસે લઇ ગયો.

**પ્રતિચંદ્ર વિદ્યાધર પોતાનો અનુભવ કહે છે :**

રામચંદ્રજીના પાદપદ્મને પ્રણામ કરીને તે વિદ્યાધરે એ પ્રકારે જણાવ્યું કે, 'મારૂં નામ પ્રતિચંદ્ર છે. સંગીતપુરના સ્વામી શશિમંડલ નામના રાજાનો હું પુત્ર છું. હું સુપ્રભા નામની દેવીની કુક્ષિથી ઉત્પન્ન થયેલો છું; અર્થાત્ મારી માતાનું નામ સુપ્રભા છે. એક વાર મારી પ્રિયાની સાથે હું ક્રીડાને માટે આકાશમાર્ગે ચાલ્યો જતો હતો, એટલામાં સહસ્રવિજય નામના વિદ્યાધરે મને જોયો. તે વિદ્યાધરે મૈથુન સંબંધીના વૈરના યોગે, મારી સાથે તે વખતે લાંબા કાળ સુધી યુદ્ધ કર્યું; અને આખરે ચંડરવા શકિત વડે મને મારીને તેણે ભૂતલ ઉપર પાડી દીધો. તે ચંડરવા શકિતથી હણાઇને હું સાકેતપુરીમાં માહેન્દ્રોદય નામના ઉદ્યાનમાં ભૂતલ ઉપર આળોટતો હતો. તે વખતે અતિ કૃપાળુ એવા ભરતરાજા કે જે આપના ભાઇ થાય છે, તેમણે મને જોયો. તરત જ તે ભરતરાજા દ્વારા હું સુગંધી જલથી સિંચાયો અને એથી પરગૃહમાંથી ચોર જેમ નીકળે તેમ મારામાંથી તે શકિત નીકળી ગઇ અને મારો ઘા પણ તરત જ રૂઝાઇ ગયો.'

'આથી મારૂં ચિત્ત વિસ્મિત થયું અને એથી તે ગંધોદકના માહાત્મ્યને મેં ભરતરાજાને પૂછયું. મારા પૂછવાથી આપના નાનાભાઇએ કહ્યું કે, 'ગજપુરથી વિંધ્ય નામનો એક સાર્થવાહ અહીં આવ્યો હતો. માર્ગમાં તેનો એક પાડો અતિ ભારથી તુટી પડયો. નગરલોક તેના મસ્તક ઉપર પગલુ માંડીને ચાલવા લાગ્યું અને એથી મોટા ઉપદ્રવ વડે તે પાડો મરી ગયો. તે પાડો મરીને અકામ - નિર્જરાના યોગથી, પવનપુત્રક નામે શ્વેતંકર નગરનો અધિપતિ વાયુકુમાર દેવ થયો.'

'વાયુનિકાયમાં દેવ બનેલા તે પાડાના જીવે, પોતાના પૂર્વ મૃત્યુને અવધિજ્ઞાનથી જાણ્યું; અને તે જાણીને કોપાયમાન થયેલા તેણે, આ નગરમાં અને દેશમાં વિવિધ પ્રકારના વ્યાધિઓને ફેલાવ્યા. આમ છતાં પણ મારા મામા

દ્રોણમેઘ રાજા મારી સરહદમાં રહેતા હોવા છતાં પણ, તેમના ઘરમાં કે દેશમાં તે વ્યાધિ નહિ હતો. આથી મેં તેમને એમ થવાનું, એટલે કે ત્યાં વ્યાધિ નહિ હોવાનું કારણ પૂછ્યું.'

'મારા પ્રશ્નનું સમાધાન કરતાં મારા મામા દ્રોણઘન રાજાએ કહ્યું કે ''પહેલાં મારી પત્ની પ્રિયંકરા અતિ વ્યાધિથી પીડાતી હતી. જ્યારે તેને ગર્ભ રહ્યો ત્યારે ગર્ભના પ્રભાવથી તે વ્યાધિમુકત થઇ ગઇ. પછી ક્રમે કરીને તેણે વિશલ્યા નામની પુત્રીની જન્મ આપ્યો. તારા દેશની જેમ મારા દેશમાં પણ વ્યાધિનો ઉપદ્રવ ઉત્પન્ન થયો હતો; પણ વિશલ્યાના સ્નાનજલથી લોકોને સિંચન કરાયું અને એ સ્નાનજલનું સિંચન કરવા માત્રથી જ લોકો રોગરહિત થઇ ગયા એક વાર મેં એ વિષે સાચી રીતે પ્રાણિમાત્રના શરણભૂત એવા સત્યભૂતશરણ નામના મુનિને પૂછતાં તેઓએ જણાવ્યું કે 'વિશલ્યાના જીવે પૂર્વજન્મમાં કરેલા તપનું એ ફળ છે; એ તપના પ્રભાવથી જ વિશલ્યાના સ્નાનજલથી પણ મનુષ્યોના ઘા રૂઝાશે, શલ્યો દૂર થશે અને વ્યાધિઓનો નાશ થશે.' વધુમાં તે મુનિએ એમ પણ જણાવ્યું હતું કે, 'લક્ષ્મણ આ વિશલ્યાનો પતિ થશે.' તે મુનિવાણી વડે સમ્યગ્જ્ઞાનથી અને અનુભવથી પણ મેં વિશલ્યાના સ્નાનજલનો એ પ્રભાવ નિશ્ચિત કર્યો છે.'

'આ પ્રમાણે કહીને વિશલ્યાનું સ્નાનજલ મારા મામા દ્રોણમેઘે મને પણ આપ્યું અને એથી મારી ભૂમિ - મારી પ્રજા રોગરહિત થઇ ગઇ. તે વિશલ્યાના આ સ્નાનજલથી મેં તને પણ સિંચ્યો અને એથી ક્ષણમાં તું શકિતના શલ્યથી રહિત થઇ ગયો તેમજ તારો ઘા પણ ક્ષણવારમાં રૂઝાઇ ગયો.'

આ રીતે પોતાનો થયેલો અનુભવ તથા ભરત દ્વારા સાંભળેલ તેમના મામાનો અને તેમના પોતાનો પણ અનુભવ જણાવીને રામચંદ્રજીને તે વિદ્યાધર કહે છે કે ''હે પ્રભો ! ભરતને અને મને પણ આ પ્રકારે વિશ્વાસ ઉત્પન્ન થયો છે, માટે લક્ષ્મણજીને જીવાડવાના ઉપાય તરીકે પ્રાતઃકાળ થયા પૂર્વે વિશલ્યાના તે સ્નાનજલને લાવો.'' વળી કહે છે કે ''આથી તમે ઝટ કરો, ઉતાવળ કરો, કારણ કે સવાર થઇ જશે તો પછી શું કરશો ? શકટ વીંખાઇ ગયા બાદ તો ગણાધિપ પણ શું કરે ?''

## [ ૬ ]

**'ધર્મીને ઘેર ધાડ અને પાપીને ઘી કેળાં' એ કહેવત વાસ્તવિક નથી :**

હવે આ પ્રસંગે સમજો કે આજની દુનિયામાં એ કહેવત પ્રચલિત થતી જાય છે કે 'ધર્મીને ઘેર ધાડ અને પાપીને ઘી કેળાં.' આ કહેવત વાસ્તવિક નથી પણ ખોટી છે. દરેક વસ્તુને વાસ્તવિકપણે વિચારતાં શીખવું જોઇએ. જો યથાર્થપણે વિચારાય તો સમજાય તેમ છે કે ધર્મી કદિ પણ દુઃખી હોય જ નહિ.

સભા૦ તો પછી જેટલા જેટલા દુઃખી, તેટલા તેટલા પાપી એમ જ ને ?

જરા બરાબર સાંભળો અને વિચારો તો ખરા ! હું તો એમ જણાવું છું કે ધર્મથી દુઃખ કદિ પણ આવે નહિ અને પાપથી દુઃખ ઉત્પન્ન થયા વિના રહે નહિ. ધર્મીને ઘેર ધાડ હોય જ નહિ અને પાપીને ઘીકેળાં એટલે કે વાસ્તવિક સુખ હોય જ નહિ. આ વસ્તુને સમજવાને માટે પૂર્વ જન્મનો પણ ખ્યાલ રાખવો જોઇએ. વર્તમાનમાં એક માણસ ધર્મ કરી રહ્યો છે, ધર્મી છે, પણ પૂર્વે એણે જે પાપ કર્યું હોય તે કયાં જાય ? પૂર્વનું પાપ તો ભોગવવું જ પડે ને ? પૂર્વના પાપના યોગે દુઃખ આવે, તો એથી ધર્મી ધર્મને વખોડે નહિ. ધર્મમાં તો એ તાકાત છે કે પૂર્વના પાપકર્મોની પણ ધર્મ દ્વારા નિર્જરા થઇ શકે છે, તેમજ ધર્મથી ભવિષ્યનું પણ શુભ જ થાય છે. એટલે એ વાત તો સુનિશ્ચિત જ છે કે ધર્મ ધર્મરૂપે જ કરાય, તો ધર્મથી દુઃખ થાય જ નહિ.

આ વસ્તુ ખૂબ વિવેકપૂર્વક વિચારી લો. સમજી લો અને 'ધર્મીને ઘેર ધાડ' એમ કહીને ધર્મ કરવાથી ધાડ આવે છે, એવું ધ્વનિત ન કરો; તેમજ 'પાપીને ઘી કેળા' એમ કહીને જે પાપ કરે તે સુખી થાય એવું ધ્વનિત ન કરો ! 'ધર્મથી તો સુખ જ થાય અને પાપથી દુઃખ થયા વિના રહેજ નહિ' એ વાતને બરાબર યાદ રાખો ! પાપી પણ જો વર્તમાનમાં સુખી દેખાતો હોય, તો સમજો કે પૂર્વના પૂણ્યના પ્રતાપે એ દશા છે, પણ વર્તમાનમાં આચરાતાં પાપો જ્યારે ઉદયમાં આવશે, વર્તમાનની પાપી કાર્યવાહીનું ફળ ભોગવવાનો જ્યારે અવસર આવશે, ત્યારે કોણ જાણે કેવી દુઃખમય દશા થશે ? અર્થાત્ ધર્મ ખોટી રીતે વગોવાય અને પાપને એ રીતે ઉત્તેજન મળે એવું ધર્માત્માઓએ તો કદિ બોલવું જોઇએ નહિ અને વિચારવું જોઇએ પણ નહિ.

આથી દુઃખ હોય તો પણ ધર્મને આઘો મૂકવાની ભૂલ કરતાં નહિ. આજની હાલત જૂદી છે. ગરીબોમાંના કેટલાક એવું કહેતા પણ થઇ ગયા છે કે 'ખાવાની મુશ્કેલી છે, ત્યાં ધર્મ શી રીતે થાય ? ધર્મ તો શ્રીમંતો કરે.' જ્યારે શ્રીમંતોમાંના કેટલાકો કહે છે કે, 'અમને ધર્મ કરવાની ફુરસદ નથી. ધર્મ તો નવરા કરે !' એટલે સરખેસરખો યોગ મળ્યો છે. સાહ્યબી વખતે ધર્મ કોઇ જ્ઞાની, સમજદાર કરે; જ્યારે દુઃખમાં તો ધર્મ કરવાને પ્રેરણાત્મક કારણો ય છે, પણ આજ તો સ્વચ્છંદપણે અજ્ઞાનભર્યું લખી - લખીને પાપાત્માઓએ એવા સંસ્કાર ફેલાવ્યા છે કે ખાવા રોટલો ન મળે ત્યાં નવકાર કયાંથી ગણાય ? અમુક વર્ષ પહેલાં ગમે તેવા દુઃખીના મોંમાં પણ પ્રાયઃ આવા શબ્દો નહોતા. અરે, એવી સ્થિતિ હોય છે કે, છોકરો મહિને બે રૂપીયા જ પગાર લાવતો હોય, મા મજૂરી કરતી હોય અને બ્હેન પણ બહારનું કામ કરતી હોય, ત્રણે જણાની એમ માસિક સાત - આઠની આવકમાં ત્રણેય રોટલો ખાતાં હોય, તો પણ 'આવી મુશ્કેલી છે માટે ધર્મ ન થાય' - અવું એ નહોતાં બોલતાં. આજના સ્વચ્છંદી ધર્મહીનો તો છડેચોક એવું લખે છે અને બોલે છે કે પેટમાં ખાવાનું નાખવાની મુશીબત હોય પછી ધર્મ કયાંથી થાય ? આજના કહેવાતા સુધારકોએ ઉપકારના નામે આ રીતે અપકાર કર્યો છે. તેઓ એટલો ય વિચાર કરતા નથી કે કંઠ સુધી રોટલા હોય એને ય ધર્મ કયાં યાદ આવે છે ?

**પેટના નામે ધર્મવિરાધને પોષણ અપાય છે, એથી ચેતવા જેવું છે :**

ધર્મની ઉપાદેયતા સમજનાર તો રોટલા મેળવવાની મુશીબતમાંથી પણ સમય બચાવીને ધર્મ કરે. પોતાને વર્તમાનમાં પડતી મુશ્કેલીને પોતાનો પૂર્વનો પાપોદય સમજે. ધર્મીને ધર્મસાધનામાં અનુકૂળ સામગ્રી મળે એવી ઇચ્છા થાય એ વાત જુદી છે, પરંતુ પ્રતિકૂળ દશામાં ધર્મને લાત મારવાની કે ધર્મને તજી દેવાની, ધર્મથી દૂર રહેવાની તો ઇચ્છા સરખી પણ ન થવી જોઇએ. આજે શું જેટલા ધર્મ નથી કરતા તે બધાને રોટલા રળવાની મુશ્કેલી છે એમ ? માત્ર પેટ ભરવા પૂરતી જ મહેનત કરવામાં તેમનો વખત વહી જાય છે એમ ? ખરી વાત તો એ છે કે આજે પેટની ભૂખ કરતાં પણ મનની ભૂખ વધી પડી છે. મોજમજાહ જોઇએ, શોખ જોઇએ, વ્યસનની આધીનતા માટે આ જોઇએ ને તે જોઇએ, એવી અનેક સ્વચ્છંદચારિતાઓએ આજની બેકારીને બહાવરી બનાવી દીધી છે. આવશ્યક સંયમશીલતા હોય તો પટે પૂરતું રળ્યા પછી પણ ધર્મ કરવાનું સૂઝેને ? આજે તો ધર્મ કરવો નથી અને ધર્મ તથા ધર્મીઓને વગોવવાને માટે રોટલાનું બહાનું આગળ ધરવું છે. રાટેલાની જ ભૂખ હોવાથી ધર્મ નહિ કરી શકનારા મારા જોવામાં હજુ આવ્યા નથી અને રોટલા ઉપરાંત ઘણી સામગ્રી હોવા છતાં ધર્મ નહિ કરનારા એવા સેંકડો મારા જોવામાં આવે છે; માટે પેટના નામે ધર્મવિરોધને પોષણ અપાય છે એથી ખૂબ જ ચેતવા જેવું છે.

**શ્રીમંતોમાં ધર્મભાવના હોય તો પોતે આરાધના કરી શકે અને સંખ્યાબંધ આત્માઓને પણ આરાધના કરાવી શકે :**

આજે શ્રીમંતો ધર્મ નથી કરતા એનાં પણ અનેક કારણો છે. ધર્મની ભાવના પણ સુયોગ્ય આત્માઓમાં જ

ઉત્પન્ન થાય છે. શ્રીમંતો જો સુજ્ઞપણે વિચાર કરે તો ધર્મની જરૂર સમજી શકે. શ્રીમંતોએ વિચારવું જોઇએ કે પોતે શ્રીમંત શાથી અને બીજા ગરીબ શાથી ? પૂર્વના પુણ્ય-પાપનો એ પ્રભાવ છે. શ્રીમંતાઈમાં ભાનભૂલા બનેલાઓ પોતાના વર્તમાન સમયનો વાસ્તવિક વિચાર કરી શકતા નથી. શ્રીમંતાઈ એ ઉપયોગ કરતાં આવડે તો મોક્ષમાર્ગની આરાધનામાં સહાયક નિવડે અને ઉપયોગ કરતાં ન આવડે, એના મદમાં છાકટા બની દેવ - ગુરૂ - ધર્મ માટે યદ્વા - તદ્વા બોલાય, ઇન્દ્રિયો ઉપર અંકુશ ન રખાય તો એ જ શ્રીમંતાઈ દુર્ગતિમાં ઘસડી જવાના કારણરૂપ બને. આજના શ્રીમંતોમાંના મોટે ભાગે લક્ષ્મીને દેવી જેવી માની છે. લક્ષ્મીવાન એને ખોટી માને, ઉપાધિરૂપ માને તો ધર્મ કરી શકે. જો શ્રીમંતોના હૃદયમાં ધર્મભાવના વસી જાય તો તેઓ જાતે ધર્મની ઉત્તમ પ્રકારે આરાધના કરી શકે અને સાથે સાથે સંખ્યાબંધ ગરીબોને પણ ધર્મના માર્ગમાં જોડી શકે એ સ્પષ્ટ વાત છે. પણ એ સૂઝે કોને ? પુણ્યાનુબંધી પુણ્ય હોય તો જ પ્રાયઃ એવું સૂઝે.

યાદ રાખો કે ધર્મી કદી દુઃખી હોય નહિ. દુઃખ પાપથી અને સુખ ધર્મથી, એમ તત્ત્વજ્ઞાની પરમમર્ષિઓ ફરમાવે છે. પૂર્વ ભવની તપશ્ચર્યાના પ્રભાવે વિશલ્યાના સ્નાનજલથી પણ લોકો રોગરહિત થાય છે. આજે તો ધર્મ બરાબર કરાય નહિ, મહીં હૈયામાં ઝેર ભર્યું હોય અને પછી કહેશે કે - 'ધર્મ ફળતો નથી.' એવાઓને કહો કે, 'ધર્મ કર્યો હોય તો ફળેને ? નાહક ધર્મને વગોવો નહિ.' ધર્મી આત્મા તો દુઃખમાં સુખનો અનુભવ કરી શકે છે. સમભાવે દુઃખને સહે, કર્મની દશાને સમજે અને શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવ્યા મુજબ ધર્મ કરે, તો દુઃખમાં પણ સુખનો સ્વાદ ચાખી શકે. ધર્મની પરિણતિ એ એવી વસ્તુ છે. ધર્મહીનદશાવાળી ચક્રવર્તિતા કરતાં, ધર્મ વાળી દરિદ્રાવસ્થા પણ મને મળો, એવું કયારે બોલાય ? ત્યારે જ એવું હૃદયપૂર્વક બોલાય, કે જ્યારે 'ધર્મ વિના કલ્યાણ નથી' અને 'ધર્મહીન ચક્રવર્તિતા આત્માનો એકાન્તે નાશ કરનારી છે' એવું અંતરમાં બરાબર જચી જાય ! પછી તો એ ચક્રવર્તિતા કરતાં પણ પેલી દરિદ્રતામાં આત્મા સાચા સુખનો અનુભવ કરી શકે છે, એ ધર્મનો જ અનુપમ પ્રભાવ છે.

**ભામંડલ આદિ ભરતની પાસે જાય છે :**

આ બાજુ પેલા વિદ્યાધરે વિશલ્યાના સ્નાનજલની વાત કરી, એટલે રામચંદ્રજીએ વિશલ્યાના સ્નાનજલને માટે ભરતની પાસે જવાની ભામંડલને, હનુમાનને અને અંગદને આજ્ઞા કરી. તે પછી વાયુ જેવા વેગવાળા વિમાનમાં બેસીને તે ભામંડલ આદિ અયોધ્યામાં ગયા : અને ત્યા પ્રાસાદાંકમાં સૂતેલા એવા ભરતરાજાને તેઓએ જોયા. રાજકાર્યમાં પણ રાજાઓને ઉપાયથી જ ઉઠાડાય છે, એથી ભરતને જાગૃત કરવાને માટે તે ભામંડલ આદિએ આકાશમાં ગીતગાન કર્યું. આથી ભરત જાગૃત થયા. ભામંડલે તેમની પાસે નમસ્કાર કર્યા. પોતાની પાસે નમસ્કાર કરતાં ભામંડલને જોઇને ભરતે પૂછયું, એટલે ભામંડલે જે કાર્ય હતું તે કહ્યું : કારણ કે 'આપ્ત માટે આપ્તની આગળ રોચક વાકયો કહેવાનાં હોય નહિ !'

**ભરત સાથે આવી વિશલ્યાને મેળવી આપી :**

આ પછીથી, 'મારા ત્યાં જવા દ્વારા આ કાર્ય સિદ્ધ થશે' એમ વિચારીને, ભરત તે વિમાનમાં આરૂઢ થયા અને કૌતુકમંગલ નામના નગરમાં ગયા. ભરતે પોતાના મામા દ્રોણમેઘની પાસે જઇને વિશલ્યાની યાચના કરી અને દ્રોણમેઘે પણ લક્ષ્મણજીને સાથે વિશલ્યાનો ઉદ્વાહ કરીને હજાર સ્ત્રીઓની સાથે વિશલ્યાને આપી.

ભરતને અયોધ્યામાં મૂકીને ઉત્સુક એવા ભામંડલ સપરિવાર વિશલ્યાને સાથે લઇને પરિવાર સહિત ત્યાં આવી પહોંચ્યા. જલતા દીપકોવાળા વિમાનમાં બેઠેલા ભામંડલ, સૂર્યોદયના ભ્રમથી ભય પામેલા પોતાનાઓ દ્વારા ક્ષણવાર દેખાયા. અર્થાત્ સૂર્યોદયનો ભ્રમ થવાથી સૌ ભય પામ્યા; કારણ કે જો સૂર્યોદય પહેલા ભામંડલ વિશલ્યાના સ્નાનજલને લઇને આવી ન પહોંચે, તો લક્ષ્મણજી મરી જ જાય એવી સૌને ખાત્રી છે. પછી પણ

સભા૦ હાજી.

તો પછી મૃત્યુ માટે તૈયાર રહેનારાનું જીવન કેવું હોવું જોઇએ ? આ જીવન દ્વારા સાધવા યોગ્ય સાધવામાં જે મશગુલ હોય, તે જ મૃત્યુ માટેની તૈયારીવાળો છે એમ ગણાય; કારણ કે મૃત્યુ ગમે ત્યાં અને ગમે ત્યારે આવે તો પણ એને મૂંઝવણ ન થાય !

**વિનોદની પત્નિ શાખાએ આવીને રમણની સાથે રતિક્રીડા કરી :**

રમણ ઉંઘી ગયા બાદ, તેના જ મોટા ભાઇ વિનોદની શાખા નામની પત્ની ત્યાં આવી પહોંચી.

સભા૦ ત્યાં કેમ આવી ?

શાખાને દત્ત નામના એક બ્રાહ્મણની સાથે સંબંધ હતો અને તેથી ' આજે રાતના યક્ષમંદિરમાં મળવું' એવો તેણે સંકેત કર્યો હતો. એ સંકેત મુજબ યક્ષમંદિરે આવવાને શાખા નીકળી, ત્યારે વિનોદ પણ તેની પૂંઠે ચાલ્યો. વિનોદને વહેમ પડી ગયો છે અને તેથી તેનાં પાપને મકડવા તે તત્પર બન્યો છે. શાખાની પાછળ તેનો પતિ વિનોદ ખડ્ગ સહિત યક્ષનાં મંદિરમાં આવ્યો, પણ શાખાને તેની ખબર નથી. શાખા એટલી બધી કામાધીન બની ગઇ છે કે અત્યારે તેને બીજું જોવાની કે જાણવાની દરકાર નથી. કામાન્ધોની દશા આવી બને તેમાં નવાઇ પામવા જેવું નથી. અહીં પણ બને છે એવું કે કોઇ પણ કારણસર, પેલો દત્ત નામનો બ્રાહ્મણ, કે જેની સાથે શાખાએ સંકેત કરેલો છે, તે આવ્યો નથી; અહીં તો પેલો રમણ સૂતેલો છે. શાખા તેને ઢંઢોળે છે અને ઉઠાડે છે, શાખા એને એ દત્ત માને છે અને એની સાથે જ રતિક્રીડા કરે છે !

રમણ અને શાખાની રતિક્રીડાને જોતા વિનોદે, આવેશમાં આવી જઇને પોતાના ખડ્ગથી રમણને મારી નાખ્યો. વિનોદે રમણને મારવાનો પ્રયત્ન કર્યો એટલે બંને વચ્ચે ઝપાઝપી થઇ, પણ રમણ પાસે છરી હતી અને વિનોદ પાસે તલવાર હતી, એટલે બંનેય પરસ્પરના ઘાતથી મરણ પામ્યા.

**મોક્ષમાર્ગની આરાધના કરનારાઓ જ જીવનને સફળ બનાવે છે :**

દેશભૂષણ નામના કેવલજ્ઞાની પરમર્ષિ ફરમાવે છે કે તે વિનોદ અને તે રમણ ત્યાંથી મરીને ફરી પાછા ચિરકાલ પર્યંત અનેક ભવોમાં ભટકયા. કોઇ પુણ્યના યોગે વિનોદને અને રમણને મનુષ્યભવની પ્રાપ્તિ થઇ ગઇ હતી પણ મનુષ્યજીવનની સાર્થકતા તેઓ સાધી શકયા નહિ. તેમને તેવી સામગ્રી મળી નહિ અને સંયોગો એવા આવી મળ્યા કે બન્નેયનું ઘણી ખરાબ રીતે મરણ થયું. મનુષ્યજીવનની સાર્થકતા ન સધાઇ એટલે ચિરકાલ ભવભ્રમણ કરવું પડયું. મનુષ્યજન્મની સાર્થકતા સાધવામાં જે ઉપેક્ષા સેવે, તેની આવી દશા થાય તે સ્વાભાવિક છે. ભવભ્રમણ ન જોઇતું હોય, ભવભ્રમણ ન ગમતું હોય તો જ્ઞાનીઓ ફરમાવે છે કે જીવનસાર્થકતા સાધવા મથો ! જીવનસાર્થકતા સાધવાના જ્ઞાનીઓએ ઘણા ઉપાયો દર્શાવ્યા છે. જેનાથી જે ઉપાયો દ્વારા શકય હોય તે ઉપાયો દ્વારા જીવનસાર્થકતા સાધવાની છે .જીવનસાર્થકતા સાધી ત્યારે જ કહેવાય કે જ્યારે આત્મા ઉપર લાગેલાં કર્મો બહુ ઘટી જાય, ભવભ્રમણ પરિમિત બની જાય, દુર્ગતિ અટકી જાય અને મુકિત નિકટમાં આવી જાય. એ માટે મોક્ષમાર્ગની આરાધના કરવી જોઇએ. મોક્ષમાર્ગ કયો ? રત્નત્રયી, સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર - આ ત્રણના યોગને મોક્ષમાર્ગ કહેવાય છે. આ ત્રણની આરાધના એ મુકિતમાર્ગની આરાધના અને તે સિવાયની જેટલી પ્રવૃત્તિઓ તે મુખ્યત્વે ભવભ્રમણનું કારણ. આથી સ્પષ્ટ છે કે મુકિત માર્ગની આરાધનામાં જેનું જીવન પસાર થાય તેનું જ જીવન સાર્થક છે; કારણ કે એના યોગે ભવભ્રમણ નષ્ટ અગર પરિમિત થઇ ગયા વિના રહેતું જ નથી.

**વિનોદ ધન તરીકે અને રમણ તેના પુત્ર ભૂષણ તરીકે ઉત્પન્ન થયા :**

ચિરકાલ પર્યંત ભવભ્રમણ કરીને વિનોદ એક શ્રેષ્ઠીને ત્યા જન્મ્યો અને તેનું નામ 'ધન' રાખવામાં આવ્યું. તે ધનશ્રેષ્ઠીએ લક્ષ્મી નામની એક કન્યા સાથે લગ્ન કર્યું અને એ જ લક્ષ્મીની કુક્ષિમાં, ચિરકાલ પર્યંત ભવભ્રમણ કરીને, રમણનો જીવ ઉત્પન્ન થયો.વિનોદ અને રમણ ઘણા કાળ પૂર્વે રાજાઓ હતા, ઘણા કાળ પછી એક રાજા બન્યો ને બીજો પુરોહિત બન્યો, તે પછી ઘણા કાળે બન્ને જોડીયા ભાઇ બન્યા અને તે પછી ઘણા કાળે અહીં તે બન્નેય પિતા - પુત્ર બન્યા, સંસારમાં આમ ચાલ્યા જ કરે છે. ભવે ભવે આત્માને નવા નવા સંબંધો પ્રાપ્ત થાય છે, ને ત્રુટે છે અને નવા સંધાય છે. આ ભવની પત્ની બીજા કોઇ ભવમાં પતિ બને, દીકરો બાપ બને, માતા પત્ની બને, એવું ચાલ્યા જ કરે છે; એટલે આવા કર્મજન્ય સંબંધોમાં નહિ મૂંઝાતાં, વિવેકશીલ આત્માએ તો જ્ઞાનીઓએ ફરમાવેલા માર્ગની સાધનામાં જ તત્પર બની જવું જોઇએ.

વિનોદનો જીવ ધનશ્રેષ્ઠી પોતાના પુત્રપણે ઉત્પન્ન થયેલા રમણનું નામ ભૂષણ રાખે છે અને બત્રીશ શ્રેષ્ઠીકન્યાઓ સાથે તેને પરણાવે છે. હવે એક વાર તે ભૂષણ પોતાની બત્રીશેય પત્નીઓની સાથે ક્રીડા કરતો અગાશીમાં બેઠો છે. રાત્રિના ત્રણ પ્રહરો એમ વીતી જાય છે અને રાત્રિનો ચોથો પ્રહર શરૂ થઇ જાય છે. એ વખતે શ્રીધર નામના એક મુનિવર કેવલજ્ઞાન પામે છે અને દેવતાઓ તેનો મહોત્સવ આરંભે છે. એ જોતાં ભૂષણના અંતરમાં ધર્મના પરિણામો પ્રગટે છે.

**ધર્મમહોત્સવો ધર્મભાવના વગેરે ઉત્પન્ન કરવાના હેતુરૂપ છે, માટે જરૂરી છે :**

દેવતાઓ સ્વયં વિરતિ કરી શકતા નથી. વિરતિ એમને માટે શકય નથી. ભગવાન પાસે જાય ત્યારેય એ ભોગક્રિયાથી સર્વથા પર હોતા નથી. ભોગસામગ્રીનો દેવોને યોગ એવો છે કે દેવતાઓ ધારે તોય દેશવિરતિ કે સર્વવિરતિ બની શકે નહિ દેવતાઓ વધુમાં વધુ ચોથા ગુણસ્થાનકે હોય, તિર્યંચો વધુમાં વધુ પાંચમાં ગુણસ્થાનક હો, જ્યારે મનુષ્યો ક્ષીણકર્મી બનતા આગળ વધે તો છેક ચૌદમા ગુણસ્થાનકે પણ પહોંચી શકે. જો કે આ કાળમાં આ ક્ષેત્રમાં એવી આરાધના કરનારા નથી, કે જેથી ક્ષપકશ્રેણિ માંડી શકે; છતા પણ દેવતાઓ અને તિર્યંચોથી ઉંચી સ્થિતિએ તો મનુષ્યો પહોંચી શકે છે. વિરતિ એ મનુષ્યજન્મની ઉત્તમતાનું મુખ્ય કારણ છે. દેવતાઓ માટે એ શકય નથી, છતાં પણ ઉત્તમ દેવો કલ્યાણકોત્સવ વગેરે દ્વારા દેવ - ગુરૂની ભકિત કરવાને ચૂકતા નથી.

દેવ - ગુરૂની ભકિત નિમિત્તે અને ધર્મની આરાધના નિમિત્તે થતા મહોત્સવો પણ અનેક આત્માઓમાં ધર્મપરિણામ ઉત્પન્ન થવાના નિમિત્તરૂપ છે. આજે આવા મહોત્સવો કેટલાકોને ખટકે છે. કહે છે કે, 'એમાં દ્રવ્યનો ધૂમાડો થાય છે !' એવું બોલનારાઓ એમણે માનેલા નેતાના સ્વાગત માટે, એમણે માનેલા વાવટા-ધ્વજના વંદન માટે અને એમણે ભેગી કરવા ધારેલી સભાઓને માટે કેટલો ખર્ચ કરે છે, એ જૂઓ !

સભા૦ એમાં તો લોકમાં દેશસેવાની લાગણી ઉત્પન્ન કરવાનો અને ઉત્તેજવાનો હેતુ છે.

તો પછી ધર્મના મહોત્સવોમાં ધર્મની લાગણી ઉત્પન્ન કરવાનો હેતુ છે. ધર્મના મહોત્સવો જોઇને લઘુકર્મી આત્માઓ અનુમોદના કરે, ધર્મની આરાધના કરવાની ભાવનાવાળા બને, એ નિમિત્ત પામીને પણ ધર્મનો અને ધર્માત્માનો વિચાર કરે, આ હેતુ છે. ધર્મની લાગણી ઉત્પન્ન કરનારા મહોત્સવોને નિરર્થક કેમ કહેવાય ? એમાં વપરાતા પૈસાનો ધૂમાડો થાય છે એમ કેમ કહેવાય ? જેને ધર્મની લાગણી ન હોય તે જ એવું બોલે અને એવાઓ બોલે કે બળે તેથી ધર્મમહોત્સવો ન અટકે ! એમાંના કેટલાક તો ધર્મદ્વેષી છે અને એથી ધર્મની દરેક ક્રિયા સાથે એમને વૈર છે ! એવા સંસારભ્રમણના સાગરીતોનું કહ્યું તે માને, કે જેને સંસારભ્રમણ વધારવું હોય !

**મુનિવરને વંદન કરવા જતાં ભૂષણને રસ્તામાં સર્પ કરડે છે :**

શ્રીધર નામના મુનિવરને ઉત્પન્ન થયેલા કેવલજ્ઞાનનો દેવતાઓએ આરંભેલો મહોત્સવ જોઇને ભૂષણના અંતરમાં ધર્મના પરિણામો ઉત્પન્ન થયા. ધર્મના પરિણામો ઉત્પન્ન થતાંની સાથે જ તે ઉભો થઇ ગયો. થોડીવાર પહેલાં તો પોતાની બત્રીશેય પત્નીઓની સાથે તે ક્રીડા કરતો હતો, પણ એક સુંદર નિમિત્ત મળ્યું; એટલું જ નહિ પણ ફળ્યું : ધર્મના પરિણામ ઉત્પન્ન થયા; અને એથી મુનિને વંદન કરવાનો ઉત્કટ ભાવ થવાથી તેણે બત્રીશેયને મૂકીને તે જ વખતે ચાલવા માંડયું. જેના અંતરમાં ધર્મના પરિણામો ઉત્પન્ન થયા હોય તેને માલુમ પડે કે ધર્મના પરિણામો પ્રગટતાંની સાથે જ આત્મામાં કેવુ પરિવર્તન થઇ જાય છે ! કલ્યાણકારી પરિવર્તન જોઇએ તો ધર્મના પરિણામો ઉત્પન્ન કરવાની મહેનત કરો, મુનિવરને વંદન કરવાની શુભ ભાવનાથી ભૂષણ જઇ રહ્યો છે, પણ મહાત્માનાં દર્શન થાય અને તેમની દેશના સાંભળીને ધર્મની આરાધનામાં લીન બની કલ્યાણ સાધી શકે, એવું ભૂષણનું ભાગ્ય નથી. મહાત્માનાં દર્શન પણ ભાગ્ય હોય તો થાય ને ? માર્ગમાં ભૂષણને સાપ કરડયો અને એથી તેનું મૃત્યુ નિપજ્યું.

સારી સામગ્રી મળવી અને ફળવી, એ માટે સુંદર ભવિતવ્યતા જોઇએ. ભગવાન વિચરતા હતા તે વખતે પણ દુર્ભવ્ય આત્માઓ અને અભવ્ય આત્માઓ ભવભ્રમણની જ કાર્યવાહી કરી રહ્યા હતા. ભગવાન મળ્યા પછી પણ ફળે કોને ? સારી ભવિતવ્યતા હોય તેને. ભગવાન શ્રી મહાવીરદેવની સભામાં ૩૬૩ પાખંડીઓ હતાને ? શ્રી જિનેશ્વરદેવ જેવા તારકની અતિશયસંપન્ન વાણી સાંભળવા છતાં પણ એ બિચારાઓ પાખંડી રહ્યા, તો વિચારો કે એમની કેવી કારમી ભવિતવ્યતા હશે ? એ બિચારાઓ કેટલા બધા દયાપાત્ર ? ઉત્તમમાં ઉત્તમ યોગ મળ્યો, પણ કમનસીબ એવા કે પાખંડથી ઘેરાયેલા રહ્યા. આમાં ભગવાનનો દોષ ? ભગવાનની ખામી ? આજનાઓ કહે છે કે, અમે ન સમજીએ તેમાં ખામી ગુરુની ! એવાઓ પ્રયત્ન કર્યા પછી બોલતા હોય તો તો સમજ્યા, પણ કશોય પ્રયત્ન કરે નહિ અને ગુરુની ખામી કહે, ત્યારે માનવું પડે કે, બિચારા પામરો પોતાની ભૂલ અને પોતાની ખામી છૂપાવવાના ઈરાદાવાળા છે, તેમજ સાથે એટલી બધી અયોગ્યતા ધરાવે છે કે, પોતાની ખામી ખાતર ગુરુને બદનામ કરતાં પણ એમને આંચકો આવતો નથી. ગુરુમાં ખામી ન જ હોય એમ આપણે કહેતા નથી. ગુરુઓ વીતરાગ કે સર્વજ્ઞ નથી, કષાયોથી સર્વથા પર નથી તેમજ બધું જાણે છે એમ પણ નથી. ગુરુઓમાં ખામી અને અજાણપણું હોય, પણ તે તેમના પદને કલંકરૂપ ન જોઇએ. વાત એ છે કે માણસે વસ્તુસ્વરૂપ જાણવાના અર્થી બનવું જોઇએ, જાણવાનો પ્રયત્ન કરવો જોઇએ, ન સમજાય તે સમજવા વધુ મહેનત કરવી જોઇએ અને તે પછી જ મર્યાદામાં રહીને બોલવુ જોઇએ !

**ભૂષણ શુભ ભાવમાં મરીને શુભગતિઓમાં જાય છે :**

ભૂષણને સર્પ ડસ્યો, પણ અત્યારે તે શુભ પરિણામમાં હતો. શુભ પરિણામમાં મરે તે શુભ ગતિમાં જ જાય એ નિયમ. મરતી વખતે આત્મા જેવા પરિણામોમાં વર્તતો હોય, તેવી તેની ગતિ થાય છે અને પૂર્વે આયુષ્યબંધ પડી ગયો હોય તો મરણ સમયે તે જ પ્રકારના પરિણામો ઉત્પન્ન થઇ જાય છે. ભૂષણ ત્યાંથી મરીને શુભ ગતિમાં ઉત્પન્ન થયો અને ધર્મના પરિણામ, મુનિવંદનની ભાવના તથા મુનિવંદન માટે જવાની પ્રવૃત્તિ એ બધાના યોગે તે હવે શુભ ગતિઓમાં ભમવા લાગ્યો. નિર્નિદાન ધર્મવૃત્તિ શુભ પરંપરાને વધારનારી નિવડે છે. ભૂષણના જીવને અત્યાર સુધી અશુભ ગતિઓમાં ભમવાનું થયું હતું, તે હવે શુભ ગતિઓમાં ભમવાનું થયું.

ચિરકાલ પર્યંત શુભ ગતિઓમાં ભ્રમણ કર્યા બાદ, દેશભૂષણ નામના કેવલજ્ઞાની મુનિવર ફરમાવે છે કે તે ભૂષણનો જીવ જંબૂદ્વીપના અપરવિદેહ નામના ક્ષેત્રમાં આવેલા રત્નપુર નામના નગરમાં અચલ નામના ચક્રવર્તીની હરિણી નામે પત્નીની કુક્ષિથી પુત્રપણે ઉત્પન્ન થયો. તેનું નામ પ્રિયદર્શન રાખવામાં આવ્યું.

સ્વભાવથી જ તે ધર્મતત્પર હતો. થોડા સમયના ધર્મપરિણામો પણ આત્માને કઇ રીતે મોક્ષની નિકટ લાવતા જાય છે એ જુઓ ! બાલવયમાં જ પ્રિયદર્શનના હૃદયમાં દીક્ષા લેવાની ભાવના ઉત્પન્ન થઇ. પૂર્વના સુસંસ્કારોના યોગે અને તેવા કર્મનો ક્ષયોપશમ થવાથી બાલવયમાં પણ દીક્ષા લેવાની ઈચ્છા થાય એ શકય છે. એવો બાલક પોતાના હૃદયની યથાર્થતાને વ્યકત ન કરી શકે એ બને, બીજાને સમજાવી ન શકે, પણ સ્વાભાવિક રીતે જ તે સંયમી બનવાની ભાવનાવાળો હોય. અહીં પ્રિયદર્શનમાં બાલવયથી જ દીક્ષિત બનવાની ઈચ્છા હતી, પણ માતાપિતાને મોહ છે, એટલે આગ્રહ કરીને તેમણે ત્રણ હજાર કન્યાઓ પરણાવી. ત્રણ હજાર કન્યાઓને પરણવા છતાં પણ પ્રિયદર્શન તો સંવેગમાં લીન રહ્યો. આ પ્રભાવ પુણ્યાનુબંધી પુણ્યનો. એ પુણ્ય એવું હોય છે કે ભોગસામગ્રી ઉત્તમ કોટિની આપે અને તે છતાંય વિરાગભાવ ઘટે નહિ પણ વધ્યે જાય !

**પ્રિયદર્શન ગૃહવાસમાં રહીને ઉત્કટ તપશ્ચર્યા કરે છે :**

પ્રિયદર્શને ગૃહવાસમાં રહીને પણ ચોસઠ હજાર વર્ષ પર્યંત ઉત્કટ તપનું આરાધન કર્યું. ગૃહવાસમાં રહેવા છતાં પણ પ્રિયદર્શને જે આરાધના કરી છે તે વખાણવા જેવી છે, અનુમોદવા જેવી છે. ગૃહવાસમાં પ્રિયદર્શન રહ્યો તેની અનુમોદના નથી, તેની સંયમી બનવા જેટલી સુંદર ભવિતવ્યતા નહિ સંયમી જીવન ન પમાયું એટલી ખામી, પણ ગૃહવાસમાં રહીને ય ૬૪ હજાર વર્ષ ઉત્કટ તપ તપવું એ સામાન્ય વાત છે ? તપ એ નિર્જરાનું અનુપમ સાધન છે. સંયમ સાથે ય તપ તો જોઇએ જ. તપ વિનાનું સંયમ એ સંયમ નથી તપ માત્ર ભૂખ્યા રહો તો જ થાય એમ પણ નથી. તપના છ બાહ્ય અને છ અભ્યંતર - એમ બાર ભેદો છે. તપની આરાધના એ બારેય ભેદોથી શકિત મુજબ કરવી જોઇએ. સંયમી માટે તપ એ ભૂષણ છે અને ગૃહસ્થો માટે તપ એ પરમ સાધના છે. એ સાધના પ્રિયદર્શને કરી અને એથી તે ત્યાંથી યથાકાળે મરણ પામીને બ્રહ્મલોકમાં દેવતા થયો.

**વિનોદનો જીવ સંસારમાં ભમીને મૃદુમતિ તરીકે**

ભૂષણનો જીવ તો આ રીતે શુભ ગતિઓમાં ભમતો ભમતો બ્રહ્મલોકમાં દેવ તરીકે ઉત્પન્ન થયો, પણ વિનોદનો જીવ જે ધનશ્રેષ્ઠીના ભવમાં આવ્યો હતો અને ભૂષણનો પિતા બન્યો હતો, તેનું તે પછી શું થયું અને કઇ રીતે તે પણ બ્રહ્મલોકમાં દેવ તરીકે ઉત્પન્ન થયો, એ વર્ણન હવે આવે છે. તે ધનશ્રેષ્ઠી ત્યાંથી મરીને ચિરકાલ પર્યંત સંસારમાં ભમ્યો. તે પછી પોતનપુર નામના નગરમાં, અગ્નિમુખ નામના બ્રાહ્મણના ઘેર, તેની શકુના નામની સ્ત્રીથી તે પુત્રપણે ઉત્પન્ન થયો અને તેનું નામ મૃદુમતિ રાખવામાં આવ્યું. તે મૃદુમતિ જેમ જેમ વયમાં વધતો ગયો, તેમ તેમ અવિનીતતામાં પણ વધતો ગયો. બાળક અવિનીત બને તેમાં માબાપ પણ જવાબદાર ગણાય. માબાપે કરવો જોઇતો શુભ પ્રયત્ન કર્યો હોય અને તે છતાંય બચ્ચાં ખરાબ નિવડે તો તેમાં તે બાળકોની અસુંદર ભવિતવ્યતા કારણરૂપ ગણાય, પણ માબાપ પોતાની ફરજ ચૂકયાં હોય તો ? તો તો માબાપ પણ દોષપાત્ર ગણાયને ? બચ્ચાં સારાં અગર ખરાબ નિવડે, તેમાં તેમના પૂર્વભવના સંસ્કાર, આ ભવના સંસ્કાર, તેમની તથાભવ્યતા વગેરે કારણો ગણાય, પરંતુ તેથી માબાપની, વડિલોની અને વિદ્યાગુરુની વગેરેની જવાબદારી ઓછી થતી નથી. સૌએ પોતાની ફરજ અદા કરવી જોઇએ; ફરજ અદા કર્યા પછી બચ્ચાં ખરાબ નિવડે તો નિરૂપાય મૃદુમતિનાં માતાપિતાએ પોતાની ફરજ અદા કરી કે નહિ તે જ્ઞાની જાણે, પણ અહીં ફરમાવે છે કે મૃદુમતિ અવિનીત પાકવાથી, તેના પિતા અગ્નિમુખ બ્રાહ્મણે તેને ઘરની બહાર કાઢી મૂકયો.

**અવિનીત મૃદુમતિનું નિરંકુશ ઉન્માર્ગી જીવન :**

હવે તો મૃદુમતિ સર્વથા અંકુશ વિનાનો બની ગયો. જ્યાં ત્યાં ભમવા લાગ્યો. સ્વચ્છંદપણે ભમતો તે જુગાર વગેરે સર્વ વ્યસનોમાં પાવરધો બન્યો તેમજ પાકો ધૂર્ત બન્યો; અને પછી પાછો પોતાને ઘેર આવ્યો. ઘેર પાછા ફર્યા પછી પણ તે જુગાર તો રમતો જ. પાકા જુગારીને જુગાર રમ્યા વિના ચેન ન પડે. આય જુગાર રમવા જાય

છે, પણ ધૂર્તકળામાં નિપુણ હોવાથી કોઇથી જીતાતો નથી. સૌને જીતીને જ એ આવે છે. આથી દિવસે દિવસે તેની ઋદ્ધિ વધતી જાય છે, અને ધીરે ધીરે તે મહાઋદ્ધિસંપન્ન બની જાય છે. એવા વ્યસનીઓ ધન આવે એટલે શું કરે ? પાપથી આવેલ લક્ષ્મી પ્રાયઃ પાપમાર્ગે જ જાય. અહીં પણ એમ જ બન્યું : કારણ કે મૃદુમતિ વસંતસેના નામની વેશ્યા સાથે ભોગ ભોગવવા લાગ્યો. જુગારી તો હતો જ અને હવે વળી વેશ્યાચારી બન્યો.

એક અવિનીતતામાંથી કેટલા દોષો જન્મ્યા ? સ્વચ્છંદ આત્માને ઉન્માર્ગે દોરનારો છે. આજે વિનીતતા ભાગતી જાય છે અને સ્વચ્છંદીપણું વધતું જાય છે. માતાપિતાનો વિનય, વડિલોનો વિનય, દેવ - ગુરુની પૂજા - સેવા, ધર્માત્માઓ પ્રત્યે બહુમાન, શિક્ષકો પત્યે સદ્ભાવ, એ વગેરે નષ્ટ થતું જાય છે. નાનપણથી જ ખોટી ખૂમારી આવવા માંડે છે અને વડિલોને મૂર્ખા માનવાની દુર્બુદ્ધિ પોષાય છે. અવિનીતતા, એ અનેક અનાચારોનું જન્મસ્થાન છે અને સુવિનીતતા, એ અનેક સદાચારોનું જન્મસ્થાન છે. અવિનીતાવસ્થામા અનાચાર આવવો સહેલો અને સુવિનીતાવસ્થામાં સદાચાર આવવો સહેલો. શાસ્ત્રકાર પરમમર્ષિઓએ ધર્મના અર્થીને ઓળખાવતાં, તેમાંય વિનયને પ્રધાન સ્થાન આપ્યું છે. વિનયગુણ જો યોગ્ય રૂપમાં આવી જાય, તો અનેક ગુણોને ઘસડી લાવે એવો એ મહાગુણ છે. જ્ઞાની ઉદ્ધત હોય અને અજ્ઞાની વિનીત હોય, તો ઉદ્ધત રઝળી જાય અને અજ્ઞાની વિનીત જ્ઞાનીની નિશ્રાયે રહીને તરી જાય. અવિનીતતા એ તો એવી ભયંકર વસ્તુ છે કે તે ન હોય ત્યાંથી દોષોને ઘસડી લાવે છે; જ્યારે સુવિનીતતા અનેક ગુણોને આકર્ષિત થવામાં બહુ સહાયક નિવડે છે.

મૃદુમતિ અવિનીત, ધૂર્ત, જાુગારી અને વેશ્યાચારી બન્યો; પણ તેની ભવિતવ્યતા એવી સુંદર હતી કે જીંદગીના અંત સુધી તે તેવો જ રહ્યો નથી. એને કોઇ એવા સુયોગ પ્રાપ્ત થઇ જાય છે, કે જે તેના આખાય જીવનને પલટાવી દે છે. મૃદુમતિનું સુંદર પરિવર્તન થઇ જાય છે. અવિનીતતા, ધૂર્તતા, દુર્વ્યસનિતા અને ઉન્માર્ગ-ગામિતા ચાલી જાય છે. એનો એ મૃદુમતિ વિનીત, સરલ અને સંયમી બની જાય છે. તે મૃદુમતિએ વસંતસેના નામની વેશ્યાની સાથે ભોગો ભોગવ્યા બાદ દીક્ષા ગ્રહણ કરી અને એ રીતે આ જીવનને પૂર્ણ કરીને તે મૃદુમતિનો જીવ પણ બ્રહ્મલોકમાં દેવ તરીકે ઉત્પન્ન થયો.

**દીક્ષાર્થીનું પૂર્વજીવન દોષરહિત જ હોવું જોઇએ એવો નિયમ નથી :**

જાુગારી, વ્યભિચારી, વેશ્યાગામી, ઉદ્ધત અને ધૂર્ત તેમજ જેને બાપે પણ કાઢી મૂકયો હતો એવો ય માણસ વૈરાગ્ય પામી શકે કે નહિ ? અને વૈયાગ્ય પામે તો વૈરાગ્ય પામીને દીક્ષા પણ લઇ શકે કે નહિ ? ગીતાર્થ મુનિ એની યોગ્યતા તપાસીને દીક્ષા આપી શકે કે નહિ ? એવા પણ વૈરાગ્ય પામીને યોગ્ય બને તો એવાનેય દીક્ષા આપી શકાય એવી શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા ખરી કે નહિ ? આ બધી વાતો વિચારવા જેવી છે. આજે કેટલાકો તરફથી ના પાડવામાં આવે છે; કેટલાકો કોઇ તેવા દીક્ષિત થાય તો એનો પૂર્વજીવનનાં સાંભળેલાં સાચા-ખોટાં વ્યસનો વગેરેના વૃત્તાંતો જાહેરમાં મૂકે છે અને પવિત્ર દીક્ષાને નિંદે છે; પણ દીક્ષા લેવાને માટે પૂર્વજીવન દોષરહિત જ હોવું જોઇએ એવો નિયમ નથી. પૂર્વજીવન સુંદર હોય તો સારી વાત છે, પણ માનો કે પૂર્વજીવન અને નિન્દ્ય દોષોથી ભરેલું હોય, છતાં તેવાય આત્મા વિરાગી બને સંયમનો અર્થી બને અને સુગુરુ તેનામાં યોગ્યતા જૂએ તો જરૂર દીક્ષા દઇ શકે છે.

કોઇ કોઇ વાર એવુંય બને કે રોજ પૂજા કરનાર ન પામે અને ભગવાનને ગાળ દેનાર પણ પામી જાય.

સભા૦ ઠગ પણ ?

હા, ઠગવૃત્તિ ગયા પછી અને લાયકાત પ્રગટયા પછી ! પૂજા કરનારમાં પણ કોઇ કોઇ ઠગ કયાં નથી હોતા ? સારા દેખાતા પણ ઠગ કયાં નથી હોતા ? એક માણસ રોજ પૂજા કરતો હોય પણ કેવળ અર્થકામનો જ અર્થી

હોય તો ? અર્થકામની લાલસાથી જ ધર્મક્રિયાઓ કરતો હોય તો ? પૂજા સિવાયની ધર્મક્રિયાઓનો તિરસ્કાર કરતો હોય તો ? સંયમનો વૈરી હોય તો ? એવા કોઇ રહી જાય એ પણ બને અને કોઇએ ભમાવવાના યોગે કેવળ અણસમજથી ગાળ દેનારો કોઇ સુયોગ પામીને તરી જાય એ પણ બને !

આજે કેટલાય કહેવાતા જૈનો એવા છે કે દેહરે જાય છે, પૂજા કરે છે, કેટલીક ધર્મક્રિયાઓ ય કરે છે અને છતાં સંસારત્યાગ સામે લાલ આંખે જુએ છે. બુઢ્ઢા બન્યા ત્યાં સુધી સંસારમાં ખૂંચી રહ્યા એનું એમને દુ:ખ નથી, પણ જો કોઇ જુવાન દીક્ષા લેવા તત્પર બને તો એને એ ડાહ્યા(?)ઓ બેવકૂફ કહે, એવાઓને - શ્રી જિનેશ્વરદેવોનું શાસન સંસારમાંથી છૂટવા માટે છે - એ વાત પણ ન ગમે. એમને તો જેનાથી સંસારમાં લીલાલ્હેર બની રહે એ ધર્મ ગમે. જેને સંસાર પ્રત્યે અણગમો નથી અને મોક્ષની રૂચી નથી તે જૈન નથી. આવી સાચી વાત કહેનારા ગુરુઓની સામે તો એ ધાડ લાવે. એમનું ચાલતું હોય તો માત્ર ઉપાશ્રયમાં જ નહિ પણ ગામમાંય ન રહેવા દે ! આવાઓ સંસારમાં રખડે એમાં આશ્ચર્ય શું ? સંસારના કારમા રાગમાં પડેલા કહેવાતા જૈનો રહી જાય અને મધ્યસ્થવૃત્તિના જિજ્ઞાસુ જૈનેતરો પામી જાય, આ બને કે નહિ ? કહો કે બને જ.

### દીક્ષિત બનતી વેળાએ પાપવૃત્તિ ન જોઇએ :

'પાપી ધર્મી ન જ બને' એવો નિયમ નથી. પાપી પાપને સમજે, પાપનો પશ્ચાત્તાપ કરે, પાપને મૂકવાને તૈયાર થાય અને મોક્ષમાર્ગની આરાધના કરવાની લાયકાતવાળો બને, એટલે એનેય દીક્ષા આપી શકાય. શ્રી જૈનશાસન પાપનો પશ્ચાત્તાપ કરનાર, પાપને છોડવા તત્પર બનનાર અને પાપ નહિ કરવાની પ્રતિજ્ઞા પાળવામાં ધીર આત્માને સંયમદાન કરવાનો નિષેધ કરતું નથી. પૂર્વનું જીવન મલિન હોય એવા ઘણાએ સંયમધર થયા છે ધર્મ તો પાપીને આશ્વાસન દેનારો છે પાપી પણ પાપથી કંપનારો બને પશ્ચાત્તાપવાળો બને અને વિવેકી જીવન જીવવાનું નક્કી કરે, એટલે એને તિરસ્કારવાનો ન હોય પણ વધાવી લેવાનો જ હોય. શ્રી જિનશાસનમાં પૂર્વના જીવનની અપેક્ષાએ મહાહિંસકો, મહામૃષાવાદીઓ, જબ્બર ચોટ્ટાઓ, મહાવ્યભિચારીઓ અને પાર વિનાનો પરિગ્રહ ધરાવનારાઓ પણ, પાપથી ત્રાસનારા બનવાના યોગે દીક્ષિત બનીને કલ્યાણ સાધી ગયા છે. વાત એ છે કે દીક્ષિત બનતી વેળાએ પાપવૃત્તિ ન જોઇએ અને જીવનના અંત સુધી પાપ નહિ કરવાની દૃઢતા જોઇએ. પાપી પણ જો સાચો વિરાગી બને અને સંયમજીવી બનવા ઇચ્છે તો એને લાયકાત છતાં દીક્ષા ન જ દેવાય, એવો નિયમ આ શાસનમાં નથી.

### ભૂષણનો જીવ તે ભરતજી; અને ધનનો જીવ ભુવનાલંકાર હાથી :

અસ્તુ. આપણે જોઇ ગયા કે ભૂષણનો જીવ પણ ચિરકાળ પર્યંત શુભ ગતિઓમાં ભ્રમણ કરી, પ્રિયદર્શનનો ભવ કરીને બ્રહ્મલોકમાં દેવ તરીકે ઉત્પન્ન થયો અને ધનશ્રેષ્ઠીનો જીવ પણ ચિરકાળ સંસારમાં ભમી, મૂદુમતિનો ભવ કરીને બ્રહ્મલોકમાં જ દેવ તરીકે ઉત્પન્ન થયો. પૂર્વભવોનું આ વર્ણન કર્યા બાદ, દેશભૂષણ નામના કેવલજ્ઞાની પરમર્ષિ રામચંદ્રજીને કહે છે કે, મૂદુમતિનો જીવ બ્રહ્મલોકમાંથી ચ્યવીને પૂર્વભવના કપટદોષના કારણે વૈતાઢયગિરિ ઉપર ભુવનાલંકાર નામે હાથી થયો છે અને પ્રિયદર્શનનો જીવ બ્રહ્મલોકમાંથી ચ્યવીને તમારો મહાભુજ ભાઇ ભરત થયેલ છે. ભરતને જોતાં જ ભુવનાલંકાર જાતિસ્મરણ જ્ઞાનવાળો બન્યો અને એથી જ તત્કાલ તે ગજેન્દ્ર મદરહિત બની ગયો; કારણ કે વિવેક ઉત્પન્ન થયા પછી રૌદ્રપણું રહેતું નથી.

### ભરતજીએ એક હજાર રાજાઓની સાથે દીક્ષા ગ્રહણ કરી : સૌ મોક્ષપદને પામ્યા :

પૂર્વભવોના આ વૃત્તાંતને સાંભળીને ભરતજી અધિક વિરાગી બન્યા. સંસારનું સ્વરૂપ સમજાયા બાદ શકિતસંપન્ન આત્મા સંસારને વળગી રહે એ બને જ નહિ. શકય હોય તો તે સંસારનો સર્વથા ત્યાગ કરે અને ત્યાગ ન થઇ

શકે તો ય તે ઉદ્વિગ્નતાથી રહે આપણે જાણીએ છીએ કે ભરતજી તો પ્રથમથી જ વિરાગી હતા. પોતાના પિતા દશરથ રાજાની સાથે જ દીક્ષિત થવાને ભરતજી ઉત્સુક હતા અને રામચંદ્રજી આદિ પાછા ફર્યા બાદ તો એ કોઇ પણ રીતે સંસાર છોડવાને જ ઇચ્છતા હતા, આથી અધિક વિરકત બનેલા ભરતજીએ, ત્યાં ને ત્યાં જ એક હજાર રાજાઓની સાથે દીક્ષા લીધી. ભરતજી ચરમશરીરી હતા. આ તેમનો છેલ્લો ભવ હતો. તેમણે દીક્ષા લીધી, નિરતિચારપણે પાળી, કેવળજ્ઞાન પ્રગટાવ્યું અને મોક્ષે ગયા સંસારથી મૂકાયા, સંસારના દુઃખોથી મૂકાયા, મુકિત પામ્યા અને અનંત સુખના ભોકતા બન્યા. ભરતજી સાથે જે એક હજાર રાજાઓએ દીક્ષા લીધી હતી, તેઓ પણ ચિરકાલ પર્યંત લીધેલા વ્રતનું પાલન કરીને અને ઉત્તમ કોટિના વ્રતપાલનના પ્રતાપે વિવિધ પ્રકારની લબ્ધિઓને મેળવી મોક્ષપદને પામ્યા : અર્થાત્ પરના સંયોગથી મૂકાયા અને સ્વભાવમાં લીન બન્યા.

આ બાજુ ભુવનાલંકાર હાથી પણ જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થવાથી વિવેકી બન્યો છે. ભરતજીને જ્ઞાનીએ કહેવાથી પૂર્વભવોનો ખ્યાલ આવ્યો. જ્યારે ભુવનાલંકાર હાથીને તો તે પહેલાં જ જાતિસ્મરણ જ્ઞાનના યોગે ખ્યાલ આવી ગયો હતો. આથી તે પણ વૈરાગ્ય પામીને વિવિધ પ્રકારનાં તપો કરવા લાગ્યો. વિવિધ પ્રકારનાં તપો કરીને તે ગજેન્દ્રે અંતે અનશન કર્યું અને ત્યાંથી મરીને તે બ્રહ્મલોકમાં દેવ તરીકે ઉત્પન્ન થયો.

ભરતજીની માતા કૈકેયીએ પણ દીક્ષા લીધી. જે કૈકેયીએ ભરતજીને માટે, પોતાના પુત્રને સંસારમાં રોકી રાખવાને માટે, રામચંદ્રજીનો હક્ક છીનવી લેવાનો પ્રયત્ન કર્યો હતો અને ગાદી ભરતજીને આપવાની માગણી કરી હતી, તે કૈકેયીએ પણ દીક્ષા લીધી. દીક્ષા લીધા બાદ સંયમનું અખંડ પાલન કર્યું અને પરિણામે તે પણ મુકિતએ પહોંચ્યા.

પરમ ઉપકારી કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવંત **શ્રી. હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ રચેલ**
**'શ્રી ત્રિષષ્ટિશલાકાપુરૂષ ચરિત્ત'** નામના મહાકાવ્યના સાતમા સર્ગ
જૈન રામાયણના સીતા ત્યાગ નામના આઠમા સર્ગનો
પૂર્વ ખંડ સમાપ્ત.

પૂજ્યપાદ પરમ શાસન પ્રભાવક, વ્યાખ્યાન વાચસ્પતિ, તપાગચ્છ સુવિહિત સમાચારી
સંરક્ષક આચાર્યદેવ **શ્રીમદ્ વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજશ્રીના**
વિશિષ્ટ વિવેચનયુકત જૈન રામાયણના સીતા ત્યાગ નામના
આઠમા સર્ગ પરના પ્રવચનોના સારભૂત
**અવતરણનો ચોથો ભાગ સમાપ્ત.**

પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્ય ભગવાન
શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ રચેલા
'શ્રી ત્રિષષ્ટિ શલાકાપુરૂષચરિત્ર'

# શ્રી જૈન રામાયણ

## વિભાગ પાંચમો

## આઠમો સર્ગ : (ચાલુ)

### [૧૫]

**પૂર્વના પ્રસંગોનું સિંહાવલોકન :**

પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્ય ભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ રચેલા **'શ્રી ત્રિષષ્ટિ શલાકાપુરૂષચરિત્ર'** નામના મહાકાવ્યના આ સાતમા પર્વમાંથી, આપણે સાત સર્ગોના પ્રસગો જાઇ ગયા, અને મહિનાઓ થયાં આઠમા સર્ગનું વાંચન પણ ચાલી રહ્યું છે. આ આઠમા સર્ગમાં ગૂંથાએલા પ્રસંગો ખૂબ વિચારવા જેવા છે, અને એથી જ, આગલા કોઇ પણ સર્ગ કરતાં આ સર્ગના વાંચનમાં ઘણો વધારે સમય નીકળી ગયો છે. હજુ તો આઠમા સર્ગનો માટો ભાગ બાકી છે. એટલે આ આઠમા સર્ગના વાંચનમાં જ કેટલા દિવસો પસાર થઇ જશે, તે કહી શકાય નહિ.

રાવણના મૃત્યુવર્ણન સાથે સાતમા સર્ગની સમાપ્તિ થઇ. 'રાવણના મૃત્યુથી ભયભ્રાન્ત બનેલા રાક્ષસવીરો બિભીષણની સલાહ મુજબ રામચન્દ્રજી અને લક્ષ્મણજીને શરણે આવ્યા તેમજ રામચન્દ્રજીએ પણ તે રાક્ષસવીરો ઉપર કૃપા કરી'-એ વર્ણન સાથે આઠમો સર્ગ શરૂ થયો.

તે પછી બિભીષણનો શોકાવેશ : રામચન્દ્રજીનું રાવણની પ્રશંસા કરવા સાથેનું આશ્વાસન : રાવણના શબને અગ્નિદાહ દેવો : કુંભકર્ણ આદિને રામચન્દ્રજીએ પોત પોતાનું રાજ્ય ભોગવવાનું કહેતા, કુંભકર્ણ આદિએ દીક્ષા લેવાની ભાવના વ્યકત કરવી : એ દરમ્યાન ચતુર્જ્ઞાની મુનિવરની પધરામણી થવી તથા તેમને સમુજ્વલ કેવલજ્ઞાન ઉત્પન્ન થતાં, દેવતાઓએ તેનો મહિમા કરવો : મુનિવરના શુભ સમાચારો મળતાં સીતાદેવીના મિલનની પણ ઉત્સુકતા છોડી, રામચન્દ્રજી આદિએ મન્દોદરી આદિએ પણ રાવણના મૃત્યુનો શોક ત્યજી, જ્ઞાની મુનિવર પાસે જઇ ધર્મદેશનાં સાંભળવી : પરમ વૈરાગ્યને પામેલા ઈન્દ્રજિત્ અને મેઘવાહને પૂછતાં, જ્ઞાની મુનિવરે તે બન્નેયના પૂર્વભવો કહેવા અને તે સાથે જ વચ્ચે આવતો મન્દોદરીનો સંબંધ પણ કહેવો : પૂર્વભવોનું વર્ણન સાંભળ્યા બાદ કુંભકર્ણે, ઈન્દ્રજિતે, અને મેઘવાહને તેમજ મન્દોદરી વગેરેએ દીક્ષા લેવી : ત્યાંથી નીકળી રામચન્દ્રજીએ સીતાદેવીનાં સ્થાને જવું : ત્યાંથી સૌની સાથે રાવણના મહાલયમાં આવી, ત્યાં ભ. શ્રી શાંતિનાથ ભગવાનના ચૈત્યમાં શ્રી જિન પૂજનાદિ કરવું : ત્યાંથી બિભીષણને ત્યાં જવું લંકાના રાજ્ય ઉપર બિભીષણનો અભિષેક કરવો : પરણવા કબૂલેલી કન્યાઓને બોલાવી મંગાવી, રામચન્દ્રજીએ તથા લક્ષ્મણજીએ પરણવું : ઈન્દ્રજિત્, મેઘવાહન તથા કુંભકર્ણે સિદ્ધિગતિ પામવી : નારદજી દ્વારા પોતાની માતાઓના દુઃખનો સર્વ વૃત્તાન્ત સાંભળી, રામચન્દ્રજીએ સપરિવાર અયોધ્યા જવાને તૈયાર થવું : બિભીષણની અનુમતિ માગતાં બિભીષણે સોળ દિવસ રોકાવાની પ્રાર્થના કરવી અને અયોધ્યાને શણગારવી. પુષ્પક વિમાનમાં બેસીને રામચન્દ્રજીએ સપરિવાર અયોધ્યા જવું : અયોધ્યા નજદિકમાં ભાઇઓનો ભેટો થવો : અયોધ્યામાં આવી પહોંચતાં રાજા-પ્રજાએ સ્વાગત કરવું : માતાઓને નમસ્કાર, માતાઓની આશિષો અને રામચન્દ્રજીની માતા અપરાજિતાદેવીએ પોતાની શોકયના પુત્ર લક્ષ્મણજીની પ્રશંસા કરતાં, લક્ષ્મણજીએ સૌજન્યભર્યો ઉત્તર દેવો. એ પછી અયોધ્યામાં ઉત્સવમય વાતાવરણ વચ્ચે ભરતજીનો વિરાગભાવ ગાન્ધર્વગીતનૃત્યોથી પણ ભરતજીએ રતિ નહિ પામવીઃ દીક્ષા લેવા માટે અનુમતિની માંગણી અને રામચન્દ્રજી વગેરેની મોહભરી સમજાવટ :

ભરતજીની મક્કમતા : ભરતજીને, રામચન્દ્રજીની ના છતાં તેમની અનુમતિની દરકાર કર્યા વિના ચાલ્યા જતાં લક્ષ્મણજીએ ભરતજીને પકડી રાખવા : સીતાદેવી અને વિશલ્યા આદિએ સંભ્રમ સહિત આવી પહોંચીને, ભરતજીના વ્રતાગ્રહને ભૂલાવવા જલક્રીડાના વિનોદ માટે ભરતજીને પ્રાર્થના કરવી : તેમના અતિઆગ્રહથી ભરતજીએ અન્તપુર સહિત જલક્રીડા કરવા જવું અને મુહૂર્ત પર્યંત વિરક્તભાવે જલક્રીડા કરી સરોવરના કાંઠે આવી ઉભા રહેવું : એજ વખતે ભુવનાલંકાર હાથીનો આશ્ચર્ય ઉત્પન્ન કરનારો પ્રસંગ બનવો : એ દરમ્યાનમાં જ દેશભૂષણ અને કુલભૂષણ નામના કેવલજ્ઞાની પરમર્ષિઓ પધાર્યાના સમાચાર મળતાં; રામચન્દ્રજી, લક્ષ્મણજી અને ભરતજીએ સપરિવાર તેમની પાસે જવું : વંદના કરીને રામચંદ્રજીએ, 'મદોન્મત્ત બનેલો અને કુશળ કારીગરોથી પણ શાન્ત નહિ બનતાં ઉપદ્રવ મચાવી રહેલો ભુવનાલંકાર હાથી ભરતજીને જોતાં વેંત જ શાથી મદરહિત થઇ ગયો ? ' - એ પૂછવું ; રામચન્દ્રજીના પ્રશ્નના ઉત્તરમાં દેશભૂષણ નામના કેવલજ્ઞાની પરમર્ષિએ, ભરતજીના જીવ સાથેના ભુવનાલંકાર હાથીના પૂર્વભવોના સંબધો કહીને, ભરતજીના દર્શનયોગે જાતિસ્મરણ જ્ઞાન પામી, ભુવનાલંકાર વિવેકી બન્યાનું જણાવવું : ભરતજીએ અધિક વિરાગી બનીને એક હજાર રાજાઓની સાથે દીક્ષા લેવી અને સૌએ કેવલજ્ઞાન પામી, મુક્તિએ જવું, ભુવનાલંકાર હાથીએ પણ વૈરાગ્ય પામી વિવિધ પ્રકારનાં તપો કરી, છેલ્લે અનશન આદરી બ્રહ્મલોકમાં દેવતા થવું : અને ભરતજીની માતા કૈકેયીએ પણ વૈરાગ્ય પામી, વ્રત ગ્રહણ કરી, નિરતિચાર ચારિત્રપાલન કરી, સમુજ્વલ કેવલજ્ઞાન ઉર્પાજી મુક્તિએ જવું : આ બધા વૃત્તાન્તો આપણે આઠમા સર્ગમાંથી જોઇ લીધા છે.

**શ્રી જૈન શાસનનો કથાવિભાગ પણ આત્મકલ્યાણ માટે જ છે :**

આ વૃત્તાન્તોને જાણીને આપણે શો બોધ લેવો જોઇએ ? અને આપણા જીવન પર આ વૃત્તાન્તોના શ્રવણની કેવી અસર ઉપજવી જોઇએ ? એનો પણ આપણે પ્રસંગે પ્રસંગે કેટલોક વિચાર કરી લીધો છે. કથાદ્વારા પણ આત્મકલ્યાણકારી તત્ત્વોનાં રસનું પાન કરાવવું, એજ આ કથાવાંચનનો હેતુ છે શ્રી જૈનશાસનનો કથાવિભાગ પણ આત્મ કલ્યાણ માટે જ યોજાયો છે. લખનારનું, વાંચનારનું અને સાંભળનારનું આત્મકલ્યાણ થાય, એજ હેતુથી જીવન વૃત્તાન્તો આદિ સંબંધી કથાઓ શ્રી જૈનશાસનમાં લખાઇ છે. આ ઉદેશ, કલ્યાણના અર્થી એવા ઉપદેષ્ટા અને શ્રોતા-ઉભયની આંખ સામે જ રહેવો જોઇએ.

આ ઉદ્દેશને પોતાને માટે સિદ્ધ કરવો હોય, તો વાંચનારે અને સાંભળનારે લાયકાત કેળવવી જોઇએ. વાંચતા કે સાંભળતા આમાં ઉપાદેય શું, જ્ઞેય શું અને હેય શું ? -એ સમજવાની પૂરી ચીવટ રાખવી જોઇએ. કથાઓ વાંચીને કે સાંભળીને ઉન્માર્ગે ન દોરાવું અને સન્માર્ગમાં સુસ્થિર બન્યે જવું, એ જો કે, શ્રદ્ધાસંપન્ન સમજુ આત્માઓ માટે મુશ્કેલ નથી, પરન્તુ પોતાની તથા પરમ ઉપકારી જ્ઞાનીઓની વિવેકબુદ્ધિ તરફ બેદરકાર બનનારાઓ તો , કથાવાંચન કે કથાશ્રવણ પ્રસંગે સ્હેજે ઉન્માર્ગે દોરાઇ જાય છે.

**આત્મકલ્યાણ એજ જીવનધ્યેય હોવું જોઇએ :**

'આત્મકલ્યાણ એજ જીવનધ્યેય અને શ્રી જૈનશાસન એ જ એ ધ્યેયને પ્રાપ્ત કરવાનું એક માત્ર સાધન' - આટલો નિશ્ચય જો નિરાબાધપણે યથાર્થ સ્વરૂપમાં થઇ જાય, તો વસ્તુને વસ્તુગતે પિછાનવી અને તેનો જીવનમાં અમલ થવો, એ સ્હેલું થઇ જાય. આજે જીવનના ધ્યેયનું ઠેકાણું નથી. કારણ કે શ્રદ્ધાનું ઠેકાણું નથી. શ્રદ્ધાસંપન્ન સમજુ આત્માઓ, બહુ જ થોડા અને પરભાવમાં મૂંઝાઇ રહેલા આત્માઓ પાર વિનાના - આવી સ્થિતિ તો અનન્તકાળથી ચાલી આવી છે અને અનન્તકાળ રહેવાની જ છે. એટલે આપણે આપણા આત્માને કઇ કક્ષામાં મૂકવો છે, એ જ ખાસ વિચારવા જેવું છે.

અમુક આત્માએ રાજપાટ છોડી દીધું, પાર વિનાનાં ભોગસુખોને લાત મારી દીધી અને કેવળ આત્મકલ્યાણ માટે સંયમનો સ્વીકાર કરી, તે મહાત્મા સંયમપાલનમાં સુસ્થિર બન્યા- એવા એવા વૃત્તાન્તોને વાંચતાં કે સાંભળતાં રોમાંચ થવો જોઇએ. એના વિચારમાં એવા પુણ્યાત્માઓને હાથ જોડાઇ જવા જાઇએ. ' આપણાથી નથી થતું, આપણું શું થશે ?' - એવું દુ:ખ થવું જોઇએ. આત્મકલ્યાણની સાચી અભિલાષા સહજ રીતિએ, આ બધા ભાવો ઉત્પન્ન કરી દે છે. આત્મકલ્યાણની સાચી અભિલાષા પ્રગટે તે પછી સંસારત્યાગ ન થાય એ બને, પણ સંસાર પ્રત્યે ઉદાસીનતા જરૂર આવી જાય : કારણ કે, આત્મકલ્યાણની સાચી અભિલાષા જ તે કહેવાય, કે જે સંસારથી મુક્ત બનવાના સ્વરૂપની હોય.

**જૈન સમાજમાં વૈરાગ્ય સામે આક્રમણ કેમ ?**

આત્મકલ્યાણની વાતો તો ઘણા કરે છે, પણ આત્મ કલ્યાણની સાચી અભિલાષા ઘણાં થોડાઓમાં જ પ્રગટેલી જોવાય છે. અને એથી જ જૈન સમાજમાં આજે વૈરાગ્ય સામે આક્રમણ છે, આત્મકલ્યાણની સાચી અભિલાષા હોય, ત્યાં વૈરાગ્યનો સત્કાર હોય કે વૈરાગ્યનો તિરસ્કાર હોય ? આજે તો કેટલાક પામરો કહે છે કે 'અમુક મહારાજ બહુ ખરાબ છે, કેમકે, કેવલ વૈરાગ્યની વાતો કરે છે.' આવું બોલનારાઓ કેટલા બધા દયાપાત્ર છે ? જૈનકુળમાં જન્મ પામવા છતાં, એ બિચારાઓ જૈનત્વથી વંચિત રહેલા છે. એવા નામના જૈનો જ આજે શ્રી જૈનશાસનના મૂળભૂત સિધ્ધાંતો ઉપર ઘા કરી રહ્યા છે, કારણ કે, તેમના મિથ્યાત્વનો ઉદય ખૂબ જ જોરદાર છે, તેમનો સંસારરાગ ગાઢ છે અને એથી જ એમને સાંચા વૈરાગ્ય પ્રત્યે સૂગ છે !

**શ્રી રામ-લક્ષ્મણનું નિકાચિત કર્મ :**

આ બાજુ ભરતજીએ દીક્ષા લીધી, એટલે કોઇ રાજા તો જાઇએ ને ? અનેક રાજાઓએ, પ્રજાજનોએ અને ખેચરોએ રામચન્દ્રજીનો રાજ્યાભિષેક કરવાની પ્રાર્થના કરી, પણ રામચન્દ્રજીએ તેઓને આજ્ઞા કરી કે, 'આ લક્ષ્મણ વાસુદેવ છે, માટે તેમનો રાજ્યાભિષેક કરો !' રામચન્દ્રજી બલદેવ છે, અને લક્ષ્મણજી વાસુદેવ છે, તે બન્નેય બલદેવપણાનું અને વાસુદેવપણાનું કર્મ એવું તો નિકાચિત લઇને આવ્યા છે કે એનો તેમને ભોગવટો કરવો જ પડે. ત્રેસઠ શલાકાપુરૂષોમાં બલદેવોની તથા વાસુદેવોની પણ ગણત્રી થાય છે. ચોવીસ શ્રી તીર્થંકરદેવો, બાર ચક્રવર્તિઓ; નવ વાસુદેવો, નવ બલદેવો અને નવ પ્રતિવાસુદેવો,-એ ત્રેસઠેય ઉત્તમ પુરૂષો ગણાય છે. એ બધાય છેવટમાં છેવટ અર્ધપુદ્ગલપરાવર્તન જેટલા કાળમાં તો નિયમા મોક્ષે જનારા હોય છે,

**ચોવીસ શ્રી જિનેશ્વરદેવો તદ્‌ભવમુક્તિગામી :**

શ્રી તીર્થંકરદેવો તો એ જ ભવમાં નિયમા મોક્ષે જાય, જ્યારે બીજાઓ માટે ફેરફાર છે. આ તમામ સ્થાનો, પૂર્વે કરેલી ધર્મની આરાધનાથી જ મળે છે શ્રી તીર્થંકરદેવોના આત્માઓ તો પૂર્વે વીસ સ્થાનકની આરાધના કરી અથવા તેમાંથી થોડાં અગર છેવટ એક સ્થાનકની પણ આરાધના કરીને, શ્રી તીર્થંકરનામકર્મની નિકાચના કરે છે. તે પછી એક ભવ વચ્ચે કરીને તે તારકના આત્માઓ અન્તિમ ભવમાં ત્રણ સુનિર્મલ જ્ઞાનોને સાથે લઇને જ આવે છે, ત્રણ સુનિર્મલ જ્ઞાનોને ગર્ભાવસ્થામાં પણ ધરનારા તે તારકોના આત્માઓ, જ્ઞાનપ્રધાન જીવનને જીવનારા હોય છે. આથી જ, એ તારકોના સંસારજીવનમાં પણ એકેય ક્રિયા એવી નથી હોતી,કે જે ઔચિત્યને લંઘનારી ગણાય, આ રીતિએ જ્ઞાન પ્રધાન જીવન જીવતાં દીક્ષિત બની, કેવલજ્ઞાન ઉપાર્જી, તીર્થની સ્થાપના કરી, જીવનમાં પણ અનેક આત્માઓના ઉદ્ધારક બનીને એ તારકો શ્રી સિદ્ધપદને પામે છે

**વાસુદેવો તથા પ્રતિવાસુદેવો નિયાણું કરીને જ આવે છે.**

વાસુદેવો અને પ્રતિવાસુદેવોના આત્માઓ પૂર્વે સંયમમાં નિયાણું કરીને આવે છે. ઊંચી કોટિના સંયમની સાધના

કરેલી હોવાથી, નિયાણાના યોગે એ આત્માઓને ઇચ્છેલી સ્થિતિ તો પ્રાપ્ત થઇ જાય છે, પરન્તુ મળેલી સામગ્રીનો એ આત્માઓ દ્વારા એવો તો ઉપયોગ થઇ જાય છે કે એ વાસુદેવોના અને એ પ્રતિવાસુદેવોના આત્માઓ, ત્યાંથી મરીને નિયમા નરકે જાય છે. આમ છતાં પણ, એ આત્માઓ ભવ્ય હોવાના કારણે તેમજ સમ્યક્ત્વ પામી ચૂકેલા હોવાના કારણે, છેવટ અર્ધપુદ્ગલપરાવર્તનમાં તો જરૂર મોક્ષે જાય છે.

સભા૦ નવ નારદ શલાકાપુરૂષોમાં નહિ ?

ના. ત્રેસઠશલાકાપુરૂષોમાં તેમની ગણના નથી, પરન્તુ એ વાત સાચી છે કે નારદો વાસુદેવના કાલમાં થાય છે,

સભા૦ નારદો અંતે મોક્ષગામી તો ખરા ને ?

જરૂર નારદો ચરમશરીરી પણ હોય છે. સઘળાય નારદોના આત્માઓ મોક્ષગામી તો ખરા જ. એ આત્માઓ પણ થોડા જ કાલમાં મુક્તિએ જનારા હોય છે. કોઇ પણ નારદનો આત્મા મુક્તિએ ન જાય, એ બને જ નહિ. કેમકે, એ આત્માઓ સમ્યક્ત્વ પામેલા હોય છે. અહીં તો વાત એ છે કે, ત્રેસઠ શલાકાપુરૂષોમાં નારદોની ગણના થતી નથી. એ તો ચોવીસ શ્રી તીર્થંકરદેવો અને બાર ચક્રવર્તિઓ મળીને છત્રીશ અને નવ નવ પ્રતિવાસુદેવો, વાસુદેવો અને બળદેવો એમ સત્તાવીસ, એ છત્રીશ અને સત્તાવીસ મળી કુલ ત્રેસઠ, જયારે ૭૨ ઉત્તમ પુરૂષોની ગણના થાય છે, ત્યારે તેમાં નવ નારદોનો સમાવેશ કરાય છે. એજ રીતિએ ૧૧ રૂદ્રોનો સમાવેશ કરી, ૮૩ ઉત્તમ પુરૂષો પણ ગણાય છે.

**બલદેવો સ્વર્ગે કે મોક્ષે જાય :**

બલદેવોના આત્માઓ તો તે ભવમાંથી નિયમા દેવલોકે જાય અથવા તો મોક્ષે પણ જાય. જેમ શ્રી તીર્થં-કરદેવનો જગતમાં જોટો નથી, તેમ બલદેવ અને વાસુદેવના ભ્રાતૃસ્નેહનો પણ જગતમાં જોટો નથી, વાસુદેવ જયારે મરે ત્યારે એ કાયદોજ કે, એમનું શબ લઇને બલદેવ છ મહિના સુધી ફરે. ગાઢ સ્નેહના યોગે મોહની મૂર્છા આવી જવાથી, ભાઇ મરી ગયો છે - એમ છ મહિના સુધી તો બલદેવ માને જ નહિ, પણ છ મહિને કોઇ સમજાવનાર મળી જતાં, ભાઇના શબનો અગ્નિસંસ્કાર કરીને સંયમ ગ્રહણ કરે. વાસુદેવનો વિરહ થવા પછીથી એક દિવસ પણ બલદેવ ગાદી ન ભોગવે. પહેલાંય વાસુદેવ જ ગાદીપતિ બને. બલદેવ અને વાસુદેવમાં ગાદી વાસુદેવની જ ગણાય અને પ્રતિવાસુદેવને મારે પણ વાસુદેવ જ. વયના હિસાબે બલદેવ મોટા હોય, પણ વાસુદેવ ત્રણ ખંડની માલિકી ભોગવવાનું કર્મ એવું તો નિકાચિત લઇને આવ્યા હોય છે કે, કોઇ પણ સંયોગોમાં વાસુદેવ ત્રણ ખંડના અધિપતિ બન્યા વિના મરે જ નહિ અને મરે ત્યારે પણ ત્રણ ખંડનુ આધિપત્ય ભોગવતા જ મરે. નાના ભાઇને ગાદીપતિ બનાવતાં બલદેવને આંચકો ન આવે એ ખુશી જ થાય. નાનો ભાઇ ગાદીપતિ બને તે છતાં પણ બન્ને વચ્ચે સ્નેહ સુમાર વિનાનો હોય વાસુદેવ મોટાભાઇનો વિનય ન જાળવે એમ નહિ. આગળ એ વાત આવવાની છે કે, રામચન્દ્રજીના મરણના ખોટા પણ સમાચારો સાંભળતાની સાથે જ લક્ષ્મણજી અવસાન પામ્યા. વાસુદેવ અને બલદેવ વચ્ચે એ રીતે એવો ગાઢ સ્નેહ સંબંધ હોય છે.

**ચક્રવર્તીઓ નરકે, સ્વર્ગે અગર મોક્ષે જાય :**

ત્રેસઠ શલાકાપુરૂષોમાં ચોવીસેય શ્રી જિનેશ્વરદેવો નિયમા મુક્તિએ જાય, વાસુદેવો તથા પ્રતિવાસુદેવો નિયાણું કરીને જ આવે અને એથી મરીને નરકે જ જાય, જયારે બલદેવો કાં તો દેવલાકે જાય અને કાં તો મુક્તિએ જાય. પ્રતિવાસુદેવો સંયમ અંગીકાર કરી શકે જ નહિ, એ નિયમ; અને બલદેવો સંયમ અંગીકાર કર્યા વિના મરે જ નહિ એય નિયમ. ચક્રવર્તીઓમાં તો કોઇ મુક્તિએય જાય, કોઇ દેવલોકેય જાય અને કોઇ નરકે પણ જાય. ચક્રાવર્તીઓના જે આત્માઓ સંયમની આરાધનામાં નિયાણું કર્યા વિના આવ્યા હોય, તે આત્માઓ

અમુક કાળ ચક્રવર્ત્તીપણું ભોગવ્યા બાદ, તેનો ત્યાગ કરીને સંયમ સ્વીકારે છે અને સંયમની અનુપમ કોટિની આરાધનામાં સ્થિર બની, સર્વ કર્મોને ક્ષીણ કરી, મુક્તિપદને પામે છે અથવા તો પુણ્ય કર્મનો બંધ કરીને દેવલોકમાં જાય છે.

ચક્રવર્ત્તીઓના જે આત્માઓ નિયાણું કરીને જ આવ્યા હોય છે, તે આત્માઓ તો જીવનના અન્ત સુધી સાહ્યબી ભોગવતા રહે છે અને ચક્રવર્ત્તીપણું ભોગવતાં ભોગવતાં મરીને નરકે જ જાય છે. એ સમજી લેવાનું : છેલ્લે છેલ્લે પણ બધું છોડીને સયંમ લે તેજ આત્માઓ ત્યાંથી મરીને નરકે જતા બચે.

રામચન્દ્રજી અને લક્ષ્મણજી, એ ત્રેસઠ શલાકાપુરૂષોમાંના છે રામચન્દ્રજી બલદેવ છે અને તદ્ભવમુક્તિગામી છે, જ્યારે લક્ષ્મણજી વાસુદેવ છે અને મરીને નરકે જનારા છે. એક જ પિતાના બે પુત્રો : બન્નેય શલાકાપુરૂષો, છતાં એક મોક્ષે જાય અને એક નરકે જાય ! કારણ ? કારણ એજ કે, બન્નેના આત્માઓની ભવિતવ્યતા આદિમાં એવો ભેદ છે !

**આપણું સુખ આપણે જ મેળવવાનું છે :**

કર્મદળના યોગથી જે વહેલો મૂકાય તે વહેલો મુક્તિએ જાય. એમાં સગપણ કે સીફારસ કામ લાગે કરે નહિ. આપણી મુક્તિ આપણે જ સાધવાની છે. બીજા માર્ગ દર્શક, પ્રેરક, સહાયક હોવાના યોગે ઉપહારક ખરા, પણ ઉંચામાં ઉંચી કોટિનાય ઉપકારક, આપણી મુક્તિને આપણી સાધના વિના, નિકટેય લાવી શકે તેમ નથી. મુક્તિ જોઈએ તો આત્માએ જ ઉદ્યત બનવું જોઈએ. સારાં આલંબનો લેવાનાં, પણ આલંબનો લઈને ય સાધના તો આપણે જ કરવાની. કર્મસત્તામાં કોઈના ભરોસા ઉપર રહ્યે કામ ચાલે તેમ નથી. એ સત્તાને તોડવાનો પ્રયત્ન આપણે જ કરવાનો છે અને એ પ્રયત્ન એજ સાચા સુખની સાચી આવી છે. આપણું સુખ આપણી પાસે જ છે, દૂર નથી, પણ ઢંકાએલું કર્મનું ઢાંકણ જતાંની સાથેજ અનંતસુખ પ્રગટી જવાનું છે. આવો પ્રયત્ન જે કોઇ કરશે તેજ સાચું સુખ પામશે, એ ચોક્કસ વાત છે.

આપણે એ જોઇ ગયા કે, ભરતજીએ દીક્ષા ગ્રહણ કર્યા બાદ, અનેક રાજાઓએ, પ્રજાએ અને ખેચરોએ પણ ભક્તિ પૂર્વક રાજ્યાભિષેકને માટે રામચન્દ્રજીને પ્રાર્થના કરી : પરન્તુ રામચન્દ્રજીએ પ્રાર્થનાના ઉત્તરમાં એવી આજ્ઞા કરી કે,

**'लक्ष्मणो वासुदेवोऽयं, भवद्भिरभिषिच्यताम्'**

'આ લક્ષ્મણ વાસુદેવ છે, માટે તેમને જ તમારે રાજ્યાભિષિક્ત કરવા.' એમ રામચન્દ્રજીએ ફરમાવ્યું અને એથી અનેક રાજાઓએ, પ્રજાએ અને ખેચરોએ પણ તરત જ લક્ષ્મણજીનો રાજ્યાભિષેક કર્યો. એ વખતે રામચન્દ્રજીને પણ બલદેવપણાનો અભિષેક કરવામાં આવ્યો. આઠમા બલદેવ રામચન્દ્રજી અને આઠમા વાસુદેવ લક્ષ્મણજી, તે પછી તો, ત્રણેય ખંડની પૃથ્વિના રાજ્યનું સુખ પૂર્વક પાલન કરવા લાગ્યા.

**:વાસુદેવ લક્ષ્મણજી, તે છતાંય વધુ નામના રામચન્દ્રજીની :**

લક્ષ્મણજી વાસુદેવ બન્યા, ગાદીપતિ બન્યા, પણ મોટા ભાઈની જ આણ વર્તાતી હોય એમ દેખાતું. મોટા ભાઈનો વિનય સાચવવાનું વાસુદેવ જરાય ચૂકે નહિ. ગાદીપતિ વાસુદેવ જ હોય અને સામાન્ય રીતિએ વધુ નામના પણ વાસુદેવની જ હોય, પરન્તુ આ બેના પ્રસંગમાં વધુ નામના રામચન્દ્રજીની થઇ છે. પોતાની ઓરમાન માતાને પિતાએ આપેલા વચન ખાતર રામચન્દ્રજીએ વનવાસ સ્વીકાર્યો એથી તથા રામચન્દ્રજીની નીતિપરાયણતા આદિ ગુણોવાળી દશા સુપ્રગટ હોવાના કારણે, રામચન્દ્રજીની ખ્યાતિ એટલી બધી વધી જવા

પામી હતી કે, લક્ષ્મણજીની ખ્યાતિ બીજા વાસુદેવોની જેમ પંકાવા પામી નથી. કૃષ્ણ વાસુદેવનું નામ જેટલું જાણીતું છે, તેટલું તેમના ભાઇ બલભદ્રજીનું નામ જાણીતું નથી : જયારે આમાં એથી ઉલટું જ છે રામચન્દ્રજીનું નામ એટલું બધું જાણીતું છે કે, લક્ષ્મણજીનું નામ યાદ આવે, તેય રામચન્દ્રજીના નામે જ પ્રાયઃ યાદ આવે !

**મહાન આત્માઓ સેવકોની વફાદારીને ભૂલે નહિ.**

આ પ્રસંગે યુદ્ધ વખતના ઉપકારો અથવા તો યુદ્ધ વખતે કરેલી સેવાઓને યાદ કરીને, રામચન્દ્રજી બિભીષણ આદિને ભેટો આપે છે, કેમકે, એ સ્વાર્થી નહોતા.

ઉત્તમ આત્માઓ અપકારીના અપકારને ભૂલી જાય છે. પણ ઉપકારીના ઉપકારને ભૂલતા નથી. વફાદાર સેવકોની થોડી પણ સેવાને ઉત્તમ આત્માઓ ભુલે નહિ.

રામચન્દ્રજી બિભીષણને આખોય રાક્ષસદ્વીપ આપે છે જો કે, લંકા તો પહેલેથી ભેટ આપી જ હતી. પણ હવે આખોય રાક્ષસદ્વીપ બિભીષણને ભેટ આપ્યો. તે પછી સુગ્રીવને આખોય કપિદ્વીપ અર્પણ કર્યો. હનુમાનને શ્રી-પુર નગર આપ્યું. વિરાધને પાતલલંકાનું નીલને ઋક્ષપુરનું પ્રતિસૂર્યને હનુપૂરનું, રત્નજટીને દેવોપગીત નગરનું, અને સીતાદેવીના ભાઇ ભામંડલને વૈતાઢયગિરિ ઉપર આવેલા રથનૂપૂર નગરનું રાજય આપ્યું. પોતપોતાની હદમાં સૌને સ્વતન્ત્રપણે રાજ્ય ભોગવવાની છૂટ આપી. એ બધાય પોતાને વાસુદેવ - બલદેવના સેવક જ માને અને તેવો જ વર્તાવ રાખે, પણ તે તે પ્રદેશોમાં તેમનું શાસન સ્વતન્ત્રપણે વર્તી શકે.

**એ કાલે અનીતિનું સેવન ન હતું**

આ ઉપરાન્ત બીજાઓને પણ જૂદા જૂદા પ્રદેશો ભેટ આપ્યા બાદ, રામચન્દ્રજી વિચારે છે કે, 'આ નાના ભાઇ શત્રુઘ્નને શું આપવું ? ' ચાર ભાઇઓમાં ભરતજીએ તો દીક્ષા લીધી, લક્ષ્મણજી વાસુદેવ તરીકે ગાદીપતિ બન્યા અને રામચન્દ્રજી બલદેવ તરીકે ત્યાંજ રહ્યા. એટલે બાકી રહ્યા એક માત્ર શત્રુઘ્ન. જો કે, શત્રુઘ્ન અયોધ્યામાં રહે તો કાંઇ વાંધો નથી, પણ બીજાઓને અમુક અમુક પ્રદેશો અપાય અને એને ન અપાય તો એ ઉચિત નહિ, આથી રામચન્દ્રજીએ પોતાના નાના ભાઇ શત્રુઘ્નને કહ્યું કે, રામચન્દ્રજીએ બીજાઓને તો પોતાની મરજી મુજબ આપ્યું, પણ શત્રુઘ્નને તો એજ કહ્યું કે, ' તારે જે દેશ જોઇતો હોય તે તું લઇ લે.'

નાનો ભાઇ જે માગે તે મોટો ભાઇ આપી દેને ?

સભા૦ વ્યાજબી માંગણી હોય તો !

વ્યાજબી માંગણી કોને કહેવાય ? પોતાના સ્વાર્થને જરાય અડચણ ન આવે અને તેમ છતાં પણ નાના ભાઇને તેની ઇચ્છા મુજબ દીધું - એમ કહેવાય, તે જ વ્યાજબી માંગણી ગણાય, કેમ ? આજે તો માંગણી વ્યાજબી છે કે ગેરવ્યાજબી- એ નક્કી કરવામાં પણ સ્વાર્થના યોગે અનીતિ સેવાય છે. અહીં એવું નહોતું.

રામચન્દ્રજીએ શત્રુઘ્નને કહ્યું કે, 'તારે જે દેશ જાઇતો હોય તે તું લઇ લે !' આના ઉત્તરમાં શત્રુઘ્ન કહે છે કે, 'મને મથુરાનું રાજ્ય આપો !'

આ માગણી વિચિત્ર છે. રામચન્દ્રજી એ સમજે છે અને એથી શત્રુઘ્નને સમજાવે છે. પોતાને મથુરા આપવી નથી માટે સમજાવે છે એમ નથી, સમજાવવાનું કારણ જૂદું જ છે. રામચન્દ્રજી શત્રુઘ્નને સમજાવે છે કે, 'હે વત્સ ! તે મથુરાપુરી દુઃસાધ્ય છે, કારણ કે, મથુરાનગરીના રાજા મધુની પાસે ચમરેન્દ્રે આપેલું એક શૂલ નામનું હથીયાર છે રાજા મધુનો ચમરેન્દ્ર મિત્ર હોવાથી, ચમરેન્દ્રે તે શૂલ રાજા મધુને ઘણા વખત પહેલાં

આપેલું છે. એ દેવાધિષ્ઠિત હથીયાર દૂરથી દુશ્મનના સર્વ સૈન્યનો નાશ કરી નાખે છે અને તેમ કરીને તે પાછું રાજા મધુના હાથમાંજ ચાલ્યું જાય છે.'

**શત્રુઘ્નનો મથુરા માટે અતિ આગ્રહ :**

રામચન્દ્રજી આ વસ્તુ દર્શાવવા દ્વારા શત્રુઘ્નને મથુરાની માંગણી પાછી ખેંચી લેવાનું અને બીજા કોઇ પ્રદેશની માંગણી કરવાનું સૂચવે છે; પરન્તુ શત્રુઘ્નને તો મથુરાનો જ મોહ લાગ્યો છે. શત્રુઘ્નને તો કોઇ પણ રીતિએ મથુરા જ જોઇએ છે : આથી રામચન્દ્રજીની વાતને નહિ ગણકારતાં શત્રુઘ્ન રામચન્દ્રજી પ્રત્યે કહે છે કે ' હે દેવ ! આપ રાક્ષસ કુલનો નાશ કરનારા છો અને હું આપનો જ ભાઇ છું !' અર્થાત્-આપ જયારે રાક્ષસ કુલ જેવા સમર્થ વીરોથી ભરેલા કુલનો પણ નાશ કરી શકયા, તો આપનો ભાઇ હું, મથુરાનગરીના મધુ જેવા રાજાને નહિ જીતી શકું ? મધુ બીજાઓ માટે અજેય હશે, પણ આપના ભાઇ એવા મારા માટે તે અજેય નથી જ. વળી-'જ્યાં હું તેની સાથે યુદ્ધ કરવા ગયો, એટલે મારી સાથેના યુદ્ધમાં તેનું રક્ષણ કરનાર કોણ છે ?' હું રામચન્દ્રજી જેવા પરાક્રમીનો બંધુ છું, એટલે એ મારી સામે ટકી શકશે નહિ; કારણ કે હું એની સામે યુદ્ધમાં જઇશ, એટલે એને બચાવનાર કોઇ નથી. આપ મારી ચિન્તા ન કરો. તેમજ હું એ મધુને શી રીતિએ જીતીશ એનોય વિચાર ન કરો ! 'આપ મને મથુરા આપો !' અર્થાત્-'તેને મથુરાનું રાજ્ય આપ્યું' - એટલું જ આપ કહી દ્યો એટલે બસ છે ! તે પછી તો તે મધુનો પ્રતીકાર હું સ્વયમેવ કરીશ ! ઉત્તમ વૈદ્ય જેમ વ્યાધિનો પ્રતીકાર કરે છે, તેમ હું પણ મધુનો પ્રતીકાર કરીશ.

**શકિતના સદુપયોગની પૂજા હોય :**

શત્રુઘ્નનો આ જવાબ, તેની પરાક્રમશીલતા સૂચવે છે. પરાક્રમી પુરુષોના વારસામાં પણ પરાક્રમની છાયા આવે છે. આપણે આ પરાક્રમની કાંઇ પ્રશંસા કરતાં નથી. પણ કુલની છાયા કેવી પડે છે તે જોવાનું છે, આપણે કેવળ પરાક્રમશીલતાના જ પ્રશંસકો નથી, પણ આપણે તો વસ્તુતઃ પરાક્રમના સદુપયોગના જ પ્રશંસકો છીએ. બીજાઓની જેમ શ્રી જૈનશાસન શકિતનું પૂજક બનવાને ફરમાવતું નથી. પણ શકિતના સદુપયોગની પૂજાનું વિધાન કરે છે. આનું આ પ્રરાક્રમ જો સ્વપરના આત્મશ્રેયમાં વપરાય, દુ:ખી આત્માઓનાં દુ:ખો દૂર કરવામાં વપરાય, સજ્જનોની સેવામાં વપરાય, સંયમની સાધનામાં વપરાય, આરાધકોની આરાધનાને નિર્વિઘ્ન બનાવવામાં વપરાય, આત્માના સ્વભાવને ખીલવવામાં વપરાય, તો આપણે પરાક્રમના એવા ઉપયોગને ખૂબ જ વખાણીએ.

**વસ્તુ અને વસ્તુનો ઉપયોગ-એ બે વચ્ચે ભેદ પાડતાં શીખવું જોઇએ :**

આજે ઘણાઓ વસ્તુ અને વસ્તુના ઉપયોગ વચ્ચે જે ભેદ પાડવો જોઇએ, તે પાડી શકતા નથી. સમ્યકૃત્વના યોગે વસ્તુ અને વસ્તુના ઉપયોગ વચ્ચે રહેલા ભેદ પારખવાની વિવેકશકિત પણ પ્રગટે છે. ખરાબમાં ખરાબ પણ વસ્તુ, કોઇક અવસરે સારાના હાથે એવા સદુપયોગમાં આવી જાય છે, કે બીજી સારામાં સારી વસ્તુથી જે કાર્ય પતે તેમ ન હોય, તેજ કાર્ય ખરાબમાં ખરાબ વસ્તુથી વિવેકીના હાથે સ્હેજમાં પતી જાય. આમ છતાં પણ, ખરાબ વસ્તુનું સારી વસ્તુ તરીકે વર્ણન ન થાય. એવા પ્રસંગે તો સદુપયોગ કરનારનાં વિવેકને જ વખાણાય અને એનાં વખાણ કરતાં પણ, ખરાબ વસ્તુ સારી વસ્તુ તરીકે ન મનાઇ જાય-એ માટે કાળજી રખાય. કેટલીક વાર વસ્તુનો ઉપયોગ કરનારના વિવેકની પ્રધાનતા હોય છે, તો કેટલીકવાર વસ્તુની પ્રધાનતા હોય છે. એનો નિશ્ચય કરતી વેળા પરિણામની ઉપેક્ષા ન કરાય.

**ધર્માત્માનું સત્ત્વ સ્વ-પર બન્નેયને લાભદાયી હોય :**

શકિત ઘણી હોય, પણ એનો દુરૂપયોગ થઈ રહ્યો હોય તો ? ઘણા કાયબળવાળો બીજા જીવોને રંજાડયા કરતો હોય તો ? પાપકર્મોને કરવામાં ચકચૂર રહેતો હોય તો ? ધર્મનો દ્વેષ કરતો હોય તો ? ધર્મમાર્ગમાં વિઘ્નો નાંખ્યા કરતો હોય તો ? ધર્માત્માઓને પરિતાપ ઉપજાવવાના જ પ્રયત્નો કર્યા કરતો હોય તો ? એવાનું સત્ત્વ એવાને દુર્ગતિમાં જ ઘસડી જનારૂં બને. ધર્મીસત્ત્વશીલ હોય તો સ્વપર-કલ્યાણ સાધે અને અધર્મી ધર્મદ્વેષી સત્ત્વશીલ હોય તો સ્વ-પર બન્નેના હિતને હણનારો બને, ધર્માત્મામાં ભલે થોડું સત્ત્વ હોય, પણ તે બીજાને નુકશાન તો નહિ કરે ને ? કાયદા ભણ્યો, પણ કાયદા જાણીને યુકિતથી બીજાઓનું હોઈયાં કરવાનું જ લઈ બેઠો, તો એ ભણતર શા કામનું ? વસ્તુમાં જેમ સારી ખોટીનો વિવેક કરવો જાઈએ, તેમ ઉપયોગ પણ જોવો જોઈએ. આજે આ વસ્તુ ભૂલાઈ છે.

શત્રુઘ્ન કમ પરાક્રમી નથી. રાજા મધુ રાવણનો જમાઈ છે, દૈવી સંપત્તિ ભોગવનારો છે. દેવાધિષ્ઠિત શસ્ત્રવાળો છે. ભલભલા બળવાન રાજાઓ એની સામે આંગળ ચીંધી શકતા નથી. રામચન્દ્રજીએ પણ કહ્યું છે કે 'એવાને અમારેય કેમ જીતવો એની અમને મુંઝવણ છે.' શત્રુઘ્ન આ બધું જાણે છે, છતાં-'મધુનો પ્રતિકાર હું સ્વમેવ કરી લઈશ' - એમ કહે છે ! આ સત્ત્વશીલતા તો છે જ પરન્તુ એનો ઉપયોગ વખાણવા જેવો નથી.

સભા૦ આ તો વાસુદેવ અને બલદેવ હતા ને ? છતાં આનામાં બલ વધારે કેમ ?

રામચન્દ્રજી વગેરેનું પુણ્ય જૂદું છે અને મધુનું પુણ્ય જૂદું છે. ભરતજી ચક્રવર્તી હતા, છતાં બાહુબલજીમાં જે બલ હતું તે ભરતજીમાં નહિ હતું. શ્રેણિકની પાસે રાજ્ય હતું. પણ શાલિભદ્રજી જેવી ભોગસામગ્રી નહોતી અને શાલિભદ્રજી પાસે દૈવી ભોગસામગ્રી હતી, પણ રાજ્ય નહિ હતું. આ પુણ્યભેદ ! લક્ષ્મણજી વાસુદેવ તથા રામચન્દ્રજી બલદેવ હતા એ બરાબર છે. તેમાં કોઈ વચ્ચે ન આવી શકે એવા પુણ્યવાળા તેઓ હતા એય બરાબર છે પણ કોઈ પુણ્યવાનની પાસે તે કાળમાંય વિશિષ્ટ સામગ્રી હોય એ બંને.

રામચંદ્રજી શત્રુઘ્નને અનેક પ્રકારે સમજાવે છે, પણ શત્રુઘ્ન મથુરાપુરી મેળવવાનો પોતાનો આગ્રહ ચાલુ રાખે છે રામચન્દ્રજીએ જોયું કે 'આ કોઈ પણ રીતિએ માને તેમ નથી.' એટલે રામચન્દ્રજીએ મથુરાનગરીના રાજા મધુને જીતવાનો ઉપાય બતાવતાં કહ્યું કે, 'મધુ જે વખતે તેના મિત્ર ચમરેન્દ્રે આપેલા શૂલથી રહિત હોય તેમજ પ્રમાદમાં પડયો હોય, તેવા સમયે જ તારે મધુની સામે લડવું !'

**ખરેખર પ્રમાદ મહા ભયંકર છે**

આ ઉપરથી એ પણ જાણવાનું મળે છે કે, દેવાધિષ્ઠિત શસ્ત્રાસ્ત્રો પણ પ્રમાદીને માટે સહાયક બની શકતાં નથી. વિષય-કષાયની રકતતા, એ ભયંકર પ્રમાદ છે. એકલા જ બલ ઉપર તાગડધીન્ના કરવા અને પોતાની સામગ્રી તથા પુણ્યનું માપ નહિ કાઢતાં ધપાવ્યે જ રાખવું, તે પોતાના નાશને પોતે નોતરવા જેવું છે. એ રીતિએ તો હજારોનો નાહક સંહાર થાય. અકાલે કેટલાય મરે અને તે છતાંય વસ્તુની પ્રાપ્તિ ન થાય, પુણ્ય ક્ષીણ થવા આવ્યું હોય, ત્યારે જ પ્રાયઃ આવું નિમિત્ત મળી જાય છે. મધુ પાસે કમ સામગ્રી નથી, પણ હવે તેનો પરાજય થવાનો નિર્માયો છે. સામગ્રીસંપન્ન પણ પ્રમાદી બને તો હારે. રાજ્યની સાધનામાં પણ પ્રમાદ જો ભયંકર છે, તો ધર્મની સાધનામાં પ્રમાદ ભયંકર હોય, એમાં નવાઈ શી ?

**દુર્ગતિથી બચવું હોય તો સંયમ રૂપ શસ્ત્ર લઇ પ્રમાદી બનવું નહિ :**

શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાની આરાધના અખંડપણે કરવી હોય, તેણે પ્રમાદરૂપ મહાશત્રુથી સદા સાવધ રહેવું

જોઈએ. દુર્ગતિ દુશ્મનને ભેદનાર અને અક્ષયપદને પમાડનાર સંયમ રૂપ શસ્ત્ર સાધુઓની પાસે હોય છે. સંયમ રૂપ શસ્ત્રને જે જાળવી જાણે, તે દુર્ગતિમાં જાય નહિ અને અલ્પકાળમાં અક્ષયપદનો ભોક્તા બન્યા વિના રહે નહિ; પણ સંયમ વેષ પૂરતું રહી જાય અને વિષય કષાય રૂપ પ્રમાદથી ઘેરાઈ જવાય; તો દુર્ગતિ રૂપ દુશ્મન ફાવી જાય તે સ્વાભાવિક છે. શાસનની આરાધના કરીને આત્માને કર્મથી અલિપ્ત બનાવી દેવો હોય, તો પ્રમાદ સામે સાવધ બન્યા રહેવું જોઈએ. પ્રમાદ, એ સંસારભ્રમણની જડ છે અને સંયમ, એ સંસારનાશનો સર્વશ્રેષ્ઠ ઉપાય છે. સંયમરૂપ શસ્ત્ર, કે જે શ્રી જિનવરેન્દ્રે આપેલું છે, તે જેની પાસે હોય તેનાથી સંસાર વધારનારા શત્રુઓ ભાગતા ફરે છે. જેણે એ શસ્ત્રને ગ્રહણ કર્યું છે, તેણે તે શસ્ત્ર દૂર ન રહી જાય અને પ્રમાદમાં પડી ન જવાય, એની ખૂબજ કાળજી રાખવી જાઈએ. સંયમની સાચવણીમાં કલ્યાણના અર્થીએ જરા પણ બેદરકાર નહિ બનવું જોઈએ.

**રામચન્દ્રજી તથા લક્ષ્મણજીએ શત્રુઘ્નને ધનુષ્ય - બાણો આપ્યાં :**

રામચન્દ્રજીએ શત્રુઘ્નને કહ્યું કે, 'મધુની સાથે તારે તેવા જ સમયે યુદ્ધ કરવું, કે જે સમયે તે ચમરેન્દ્રે આપેલા શૂલશસ્ત્રીથી રહિત હોય તેમજ જે સમયે તે પ્રમાદમાં પડેલો હોય !' આટલી સૂચના કરીને રામચન્દ્રજીએ શત્રુઘ્નને અક્ષયબાણવાળાં બે ભાથાં આપ્યાં તેમજ કૃતાન્તવદન નામના સેનાપતિને પણ શત્રુઘ્નની સાથે જવાની આજ્ઞા ફરમાવી. રામચન્દ્રજીએ આટલું કેમ કર્યું ? એટલા જ માટે કે -શત્રુઘ્ન જયારે હિંમત કરીને મથુરાનું રાજ્ય જીતવા જાય જ છે, તો પછી એ જીતીને જ આવે. લક્ષ્મણજી પણ વિજયની જ આશંસાવાળા છે. મધુ ઉપરનો વિજય, એ સામાન્ય વિજય નથી. તેવા અસામાન્ય વિજયને ઇચ્છતા લક્ષ્મણજીએ પણ એ વખતે શત્રુઘ્નને પોતાનું અર્ણવાવર્ત્ત ધનુષ્ય આપ્યું. તેમજ તેની સાથે પોતાનાં અગ્નિમુખ બાણો પણ આપ્યાં. આટલી સામગ્રી આપી, કારણ કે, એ લોકો આંધળીયા કરનારા નહોતા ! આવા અવસરે પરિણામ વિચાર્યા વિના કદમ ભરનારા એ નહોતા ! અને માટેજ શત્રુઘ્ન જીતે એવી ઇચ્છાથી, મધુની બલસામગ્રીનો વિચાર કરીને, જરૂરી સૂચના અને સામગ્રી આપવાનું તેઓ ચૂકતા નથી.

**શત્રુઘ્ને મધુરાજાના પ્રમાદીપણાની માહિતી મેળવી :**

આ બાજુ શત્રુઘ્ન ત્યાંથી મથુરા તરફ પ્રયાણ કરે છે. નિરંતર પ્રયાણ કરીને તે મથુરાનગરીની નજદિકમાં આવી પહોંચે છે. શત્રુઘ્ન અને કૃતાન્તવદન સેનાપતિ વગેરે તેના સરદારો એવી રીતિએ પ્રયાણ કરીને આવ્યા છે કે - મધુરાજાને તેમના આગમનની કશી જ ખબર પડી નથી. શત્રુઘ્ન વગેરે ત્યાં આવીને નદીકાંઠે પોતાનો પડાવ નાંખે છે. રામચન્દ્રજીએ કરેલી સૂચનાને યાદ કરવામાં આવે છે અને તે સૂચનાનો અમલ કરવાનો નિશ્ચય હોવાથી, પોતાની પાસેના બાહોશ ચરપુરૂષોને, શત્રુઘ્ન,મથુરાનગરીમાં તપાસ કરવાને મોકલે છે. મધુરાજા કયાં છે ? અને તેની પાસે ચમરેન્દ્રે આપેલું શૂલ છે કે નહિ ? એની ચરપુરૂષો તપાસ કરે છે. છૂપી રીતિએ તપાસ કરતાં, તે ચરપુરૂષોને ખબર પડે છે કે - 'રાજા મધુ મથુરાનગરીમાં નથી. મથુરાનગરીની બહાર પૂર્વ દિશામાં આવેલા 'કુબેર' નામના ઉદ્યાનમાં તે પોતાની જયંતી નામની પત્નીની સાથે ક્રીડા કરવાને માટે ગયેલ છે.' ચરપુરૂષો એવી પણ બાતમી મેળવે છે કે હાલ રાજા મધુ ક્રીડારક્ત છે અને ચમરેન્દ્રે આપેલું શૂલ શસ્ત્ર તેની પાસે નથી, પણ તે મથુરાનગરીમાં તેની-રાજા મધુની આયુધશાલામાં છે ! ' ચરપુરૂષો એજ વખતે જઈને પોતાને મળેલી માહિતી શત્રુઘ્નને જણાવે છે.

**પ્રશસ્ત પ્રવૃત્તિમાં વિવેક હોય છે.**

જૂઓ કે, ભવિતવ્યતા વિપરીત હોય, ત્યારે કેવા સંયોગ આવી મળે છે, શત્રુઘ્નને વિજય મળવો છે, એટલે એને કેટલી અનુકૂળતા મળે છે, શત્રુઘ્ન પ્રપંચ રમી રહ્યો છે. અત્યાર સુધી તે શાંતિ જાળવીને બેઠો હતો.

યુદ્ધનું એક પણ ચિહ્ન એણે દેખાવા દીધું નહોતું. આ શાંતિ અને આ બહોશી, એ ધર્મ છે ? શાન્તિ - શાન્તિ એવો જાપ કરનારાઓનો હેતુ જૂઓ ! શાંતિ દંભ રૂપ હોય, તો મહા અશાંતિનું કારણ. પ્રશસ્ત ઉગ્રતા સારી, પણ દાંભિક શાંતિ ખરાબ. પ્રશસ્ત ઉગ્રતા સ્વપર માટે લાભકારી અને દાંભિક શાન્તિ સ્વપરનો ઘાત કરનારી. પ્રશસ્ત કોને કહેવાય ? એ જરૂર જોજો ! પ્રશસ્તના નામે અપ્રશસ્ત ન પોષાઇ જાય, તેની કાળજી રાખજો. પૌદ્ગલિક સ્વાર્થવૃત્તિનો એક અંશ પણ જેમાં હોય , તે પ્રશસ્ત નથી. પ્રશસ્ત પ્રવૃત્તિમાં વિવેક હોય અને કેવળ સ્વ - પરના આત્મહિતની દ્રષ્ટિ હોય. જયાં એનો અભાવ, ત્યાં પ્રશસ્તનો પણ અભાવ, આટલી સમજ પૂર્વક અપ્રશસ્તને તજી પ્રશસ્તને અપનાવજો.

**શત્રુઘ્ને મથુરા બહાર મધુને રોકયો :**

ચરપુરૂષો દ્વારા મધુરાજાની પ્રમાદવાળી સ્થિતિ અને શૂલશસ્ત્ર રહિત દશા જાણીને, શત્રુઘ્ને તેજ રાત્રે મથુરાનગરીમાં પ્રવેશ કર્યો. ચરપુરૂષોએ પણ આવીને કહ્યું હતું કે **'कालोऽयं तस्य योधने'** રામચન્દ્રજીની પણ એવી જ સૂચના હતી. શત્રુઘ્ને મથુરાપુરીમાં પ્રવેશ કર્યો, એટલે હવે વાત છુપી રહે ? વળી આ વખતે તો યુદ્ધની જ સઘળી તૈયારી હતી. કુબેર ઉદ્યાનમાં ક્રીડામસ્ત બનેલા રાજા મધુને તેની ખબર પડી, એટલે ઝટ તે મથુરા નગરીમાં આવવા નીકળ્યો. પણ શત્રુઘ્ને તેને રસ્તામાં જ રોકીને રૂંધી લીધો. શત્રુઘ્નનો પહેલેથી જ ઇરાદો એ હતો કે - મધુરાજાને પાછો મથુરાનગરીમાં પેસવા દેવો જ નહિ. અને એથી ચમરેન્દ્રે આપેલું શૂલ તેના હાથમાં આવી શકે નહિ. રાજા મધુ મથુરામાં પેસી શકે અને આયુધશાળા સુધી શત્રુઘ્ન તેને પહોંચવા દે, તો પેલું હથીયાર તેના કામમાં આવે ને ? પણ મધુ રાજાને મથુરામાં પેસતાં જ શત્રુઘ્ને રૂંધ્યો, એટલે ત્યાંજ યુદ્ધની શરૂઆત થઇ ગઇ.

**આત્મિક દૃષ્ટિ વિનાના લોકોની ઉંધી પ્રવૃત્તિ :**

યુદ્ધમાં શું હોય ? મારામારી અને કાપાકાપી ! યુદ્ધમાં ગયેલો જીવતો પાછો આવશે કે નહિ ? તે કહેવાય નહિ મરવાનો સંભવ ઘણો અને જીવવાનો સંભવ ઓછો. એ મરણ પણ કેવું ? મોટે ભાગે તો ત્યાં દુશ્મનના માણસોને હણવાની જ વૃત્તિ હોય અને એવા દુર્ધ્યાનમાં મરે તે દુર્ગતિએ ગયા વિના રહે નહિ. આ ભવમાં અકાળે મૃત્યુ અને પરભવમાં દુર્ગતિ, આમ છતાં પણ, કોઇ યુદ્ધમાં જાય ત્યારે દુનિયા એને ફૂલહારો પહેરાવે છે. કારણ ? કારણ કે દુનિયા એવી જ વૃત્તિમાં પડેલી છે. યુદ્ધમાં આ ભવનું અકાળે મૃત્યુ અને પરભવની દુર્ગતિનો ઘણો મોટો સંભવ હોવા છતાં પણ, એ રસ્તે જનારાઓને કોઇ અટકાવતું નથી. મા -બાપ અટકાવે તો મા -બાપને કાયર તથા દ્રોહી કહેવાય છે, તાજી પરણેલી પત્ની પણ 'મારું શું થશે ? ' એમ ત્યાં બોલી શકતી નથી કે એની ત્યાં કોઇ દયા ખાતું નથી, જયારે દીક્ષાનાં નહિ જેવા પ્રસંગમાં કારમો કોલાહલ કરી મૂકાય છે. દીક્ષામાં કલ્યાણ નિશ્ચિત છે, તે છતાંય ! દીક્ષા જો શુભ ભાવપૂર્વક લેવાય અને આજ્ઞાધીનપણે પળાય તો એનાથી જે કલ્યાણ સધાય છે, તેવું બીજા કશાથી પણ સધાતું નથી. આમ છતાં દીક્ષાના પ્રસંગમાં કારમો કોલાહલ અને અકાલે મરવા તથા દુર્ગતિમાં પડવા જાય, ત્યાં અભિનન્દન ! આ દશાનો જો વિવેકપૂર્વક વિચાર કરવામાં આવે, તો સમજાય કે, જેનામાં આત્મિક દૃષ્ટિ નથી આવી અને પરદૃષ્ટિથી જ જેઓ દોરાયા છે, તેઓ પ્રાયઃ જ્ઞાનીઓથી ઉંધે માર્ગે જ ચાલનારા હોય છે.

ખેર, અહીં પણ મારામારી શરૂ થઇ ગઇ. રામાયણ રણના આરંભમાં લક્ષ્મણજીએ જેમ ખરને હણ્યો હતો, તેમ આ યુદ્ધના આરંભમાં શત્રુઘ્ને પહેલો જ મધુના દીકરા લવણને માર્યો. મધુનો દીકરો લવણ કોડભર્યો નહિ હોય ? એને માટે રોનાર કોઇ નહિ હોય ? પણ ત્યાં મોહની વાત જ ન થાય, એમ માને છે !

આથી ચિન્તાતુર બનેલા સુબુદ્ધિ મંત્રીએ એ વાત પૂર્ણ રાજાને જણાવી અને કર્ત્તવ્યપરાયણ પૂર્ણ રાજાએ પણ, પડહ વગડાવીને લોકને સાવધ બનાવ્યો તેમજ સારા પાણીનો સંચય કરી લેવાની આજ્ઞા ફરમાવી.

પેલા નિમિત્તિયાએ કહેલું તે મુજબ કુવૃષ્ટિ થઇ, કુવૃષ્ટિનું પાણી બધે ભરાઇ ગયું. લોકોએ પહેલાં તો કુવૃષ્ટિના એ પાણીને પીધું નહિ; કારણ કે - રાજાની આજ્ઞાથી સારા પાણીનો સંચય કરી લીધો હતો. પણ જેમ જેમ સારૂં પાણી ખૂટતું ગયું, તેમ તેમ લોકો મૂંઝાવા લાગ્યા અને તરસને સહન નહિ કરી શકવાથી કુવૃષ્ટિનું પાણી પીવા લાગ્યા. જેમ જેમ લોકો કુવૃષ્ટિનું પાણી પીતા ગયા, તેમ તેમ લોકો ગાંડા બનવા લાગ્યા. દહાડે દહાડે ગાંડાઓની સંખ્યા વધવા લાગી અને ડાહ્યાઓની સંખ્યા ઘટવા લાગી. રાજા અને મંત્રીને આથી દુઃખ તો ઘણું થાય, પણ કરે શું ? લોકને સારૂં પાણી આપવાનો તેમની પાસે કોઇ જ ઇલાજ છે નહિ. ધીરે ધીરે રાજાના સામન્તો આદિના ઘરમાં પણ સારૂં પાણી ખૂટયું અને તેઓએ પણ જીવ બચાવવાની અભિલાષાથી કુવૃષ્ટિનું પાણી પીધું. એમ કરતાં કરતાં એવો વખત આવી લાગ્યો કે, એક રાજા અને એક મંત્રી, એ બે સિવાયના તે પુથિવીપુરી નગરીના સઘળા જ લોકોએ કુવૃષ્ટિનું પાણી પીધું અને સૌ કોઇ ગાંડા બની ગયા. આ દશામાં રાજા અને મંત્રી સુવૃષ્ટિની રાહ જોઇ રહ્યા છે. તેઓને સુવૃષ્ટિની આશાએ બેસી રહેવા સિવાય ચાલે તેમ નથી : કારણ કે, સુવૃષ્ટિ થવી, એ કાંઇ એમના હાથની વાત નથી.

પણ અહીં જુદો જ બનાવ બનવા પામે છે. ગાંડા બની ગયેલા રાજસામન્તો અને બીજા લોકો તો નાચગાન કરે છે, ગમે તેમ હસે - બોલે છે; અને બીજી પણ ગાંડાને છાજતી ચેષ્ટાઓ કરે છે. માત્ર રાજા અને મંત્રી એ બે જ જણા તેવું કાંઇ કરતા નથી. આથી ગાંડા બનેલા રાજસામન્તો આદિ નક્કી કરે છે કે, ' આ બન્ને જણા પાગલ બની ગયા છે; જો તેઓ પાગલ ન બની ગયા હોય, તો આપણી સથે ભળે કેમ નહિ ? ' આપણી માફક નાચ-ગાન વગેરે કેમ કરે નહિ ? આટલું નક્કી કરીને જ તે ગાંડા બનેલા રાજસામન્તો આદિ અટકયા નહિ, પણ તેઓએ તો એવો જ નિર્ણય કર્યો કે, 'વિલક્ષણ આચારવાળા આ રાજાને અને મંત્રીને સ્થાનભ્રષ્ટ બનાવીને, આપણે બીજા કોઇ યોગ્ય રાજાની અને મંત્રીની નિમણુંક કરવી.' ગાંડા બનેલા રાજસામન્તો આદિના આવા નિર્ણયની રાજાને અને મંત્રીને ખબર પડી ગઇ. બન્ને વિચાર કરવા બેઠા કે, 'હવે કરવું શું ? ' કારણ કે , ગાંડાઓ બધા હતા અને ડાહ્યા તો માત્ર આ બે જ જણા હતા. તેઓ ગાંડાઓને સમજાવી શકે કે ડાહ્યા બનાવી શકે તેમ હતું નહિ અને ગાંડાઓ ઉત્પાત મચાવીને રાજ્યની લગામ હાથમાં લઇ, તો રાજા કે મંત્રી તેનો સામનો કરી શકે એમેય હતું નહિ. આથી રાજસંપત્તિ રક્ષણને માટે તેઓએ નિર્ણય કર્યો કે, 'આપણે પણ હવે ગાંડા ભેગા ગાંડા બની જવું !' ગાંડા ભેગા ગાંડા જ બની જવું, એનો અર્થ એમ નહિ કે, ગાંડા જ બની જવું. પણ મનમાં સમજવા છતાં બહારથી આચરણ ગાંડા જેવું જ રાખવું. આ રીતિએ ગાંડા જેવા વર્તાવ રાખીને પણ, આપણે બેએ રાજસંપત્તિનું રક્ષણ કરવું અને જયારે સુવૃષ્ટિ થશે ત્યારે તો સૌ સારાં વાનાં થઇ રહેશે.

આ પ્રકારના દૃષ્ટાન્તને ફરમાવીને સૂચવાયું છે કે, એવો પણ સમય આવી લાગશે, કે જે સમયે શાસનસંપદાનું સંરક્ષણ કરવું અતિશય મુશ્કેલ બની જશે અને શાસનસંપદાનું સંરક્ષણ કરવાની ભાવનાવાળા ગીતાર્થ મહાત્માઓને પણ વેષધારીઓની જેમ વર્તવું પડશે ! આ દૃષ્ટાન્તને બરાબર વિચારશો, તો તમે પણ સમજી શકશો કે, કુવૃષ્ટિ-ન્યાયનો અમલ કોણ કરી શકે ? અને કુવૃષ્ટિ-ન્યાયનો અમલ કેવા સંયોગોમાં થઇ શકે ? આજે જો એવા જ સંયોગો હોય અને એથી જ તેઓ વિચાર જૂદા અને વર્તન જૂદું - એમ રાખતા હોય, તો વાત જૂદી છે; પણ વિચારવા જેવી વાત એ છે કે, 'શું આજે એવા જ સંયોગો છે ? વેશધારીઓનું જોર એટલું બધું વધી ગએલું ? ગીતાર્થ મહાત્માઓ આજ્ઞાનુસારિણી વાત કહે, તો તેને સમજવાને માટે શું કોઇ તૈયાર જ નથી ? શું ગીતાર્થ મહાત્માઓની પડખે રહે, એવા સુસાધુઓ અને સુશ્રાવકો આજે વિદ્યમાન જ નથી ?

સભા૦ આજના સંયોગોમાં એવું તો કશું પણ કહી શકાય એવું નથી.

જે બોલો તે વિચાર કરીને બોલજો. અહીં કાંઇ ને બહાર કાંઇ-એવું કરશો નહિ. ન સમજાય કે ન જચે તો પૂછવાની છૂટ છે. હમણાં હમણાંમાં તો ખૂલાસાઓ કરવાનું જ કામ મોટે ભાગે ચાલી રહ્યું છે.

સભા૦ પ્રસંગ એવો છે અને આપે પૂછવાની છૂટ આપી છે એટલે આડા-અવળા પ્રશ્નો પણ પૂછાય.

તો આપણે ખૂલાસો આપવાની કયાં ના પાડીએ છીએ ? આપણે ખૂલાસો આપએ જ છીએ. આ નિમિત્તે પણ કોઇને ભ્રમણા ભાગે તો એ પણ લાભ જ છે. ખેર, આપણે ત્યાં સાધુ; સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા - એમ ચતુર્વિધ શ્રી સંઘ ગણાય છે. 'કુવૃષ્ટિ - ન્યાયનો અમે અમલ કરી રહ્યા છીએ ' - એમ કહેનારોઓ શું ચતુર્વિધ શ્રી સંઘને પાગલ જેવો બની ગયેલો ધારે છે ? આ વિષયમાં તો ભારપૂર્વક કહેવું જોઇએ કે, આ એક પોકળ બચાવ છે. જેઓ આજે આવો બચાવ કરી રહ્યા છે, તેઓ ઘોર અજ્ઞાનમાં સબડે છે. આજે પણ એવા સંખ્યાબંધ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા વિદ્યમાન છે, કે જેઓ શ્રી જૈનશાસન પ્રત્યે અવિહડ રાગ ધરાવે છે અને સિદ્ધાન્તરક્ષા માટે જાતનો ભોગ આપવો પડે તો જાતનો ભોગ આપવાને પણ તૈયાર છે. કુવૃષ્ટિ ન્યાયના અમલ આદિની વાતો કરનારાઓ તો, તેમના વિશ્વાસમાં રહેલા ધર્મશીલ આત્માઓને પણ ઉન્માર્ગે દોરી રહ્યા છે અને આજ્ઞારત સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકાની સ્થિતિને કફોડી બનાવી રહ્યા છે. પોતાની લોકૈષણાની કારમી ભૂખને છૂપાવવવાને માટે, આ જાતિનો બચાવ કરવાને તૈયાર થવાય, એ તો ઘણું જ ખરાબ છે. પોતાની વાહ-વાહને બની બનાવી રાખવાને માટે પોતાની જાતને ડાહી ઠરાવીને બીજા સર્વને ગાંડા ઠરાવવા તૈયાર થવું, એ ઘણી જ અધમ કોટિની મનોદશા વિના શકય નથી. તેઓ જો વિચાર કરે, તો આજે તેમની પાસે પણ એવા અનુયાયીઓ છે કે જેઓ તેમનાથી પ્રેરણા પામીને જૈન શાસનની રક્ષામાં સહાય કર્યા વિના રહે નહિ તેઓ તો એવા ઉત્તમ પણ આત્માઓની સદ્ભાવનાનો નાશ કરવાનું મહાભયંકર પાપ આચરી રહ્યા છે. તમને નથી લાગતું કે, લોકહેરીની કારમી આધીનતાનું જ આ પરિણામ છે ?

સભા૦ હવે તો બરાબર લાગે છે.

**કીર્તિની કારમી લાલસા, દોષનો નશો :**

ખરેખર, કીર્તિની કારમી લાલસા, સારા પણ આદમીના હાથે ઘણું જ અયોગ્ય એવું પણ કાર્ય કરાવી જ દે છે અહીં પણ રામચંદ્રજી અજ્ઞાન લોકની નિન્દામાંથી પોતાની જાતને બચાવી લેવાને માટે, મહાસતી સીતાજીનો સગર્ભાવસ્થામાં પણ ત્યાગ કરી દેવાને તત્પર બન્યા છે. અત્યારે એમને સીતાજી જેવાં મહાસતીને લોક અસતી માને એની કે અરણ્યમાં એકલાં સીતાજીને છોડી દેવાથી તેમનું અને તેમના ઉદરમાં રહેલાં બાળકોનું શું થશે ? એની કશી જ પડી નથી. એમને ચિન્તા છે માત્ર પોતાની નિન્દા અટકાવવાની ! આથી એમ ન માનતા કે સીતાજી માટે એમને કશું જ લાગતું નથી, લાગે છે તો ઘણું, પણ એ ઘણુંય એવું કે જેની પોતાના યશ પાસે કશી જ કિંમત નહિ ! પણ આ તો ધૂન માત્ર છે, સીતાજીનો ત્યાગ કર્યા પછી તો, એ મહાસતીનો વિરહ વેઠવો પણ અતિશય ભારે થઇ પડવાનો છે; પણ એ તો જ્યારે આ દોષનો નશો ઉતરશે ત્યારે ! અત્યારે તો લક્ષ્મણજી જેવાને પણ તેમણે, 'એક પણ અક્ષર નહિ બોલવાની' આજ્ઞા ફરમાવી દીધી અને એથી લક્ષ્મણજીને મોઢા ઉપર કપડાને ઢાંકીને રડતાં રડતાં પોતાના આવાસે ચાલ્યા જવું પડયું.

**અવિવેકી બનીને ગુણસંપન્નતાનો અપલાપ કરનારા બનો નહિ :**

હવે આપણે આ આઠમા સર્ગના છેલ્લા પ્રસંગને જોવાનો અને વિચારવાનો છે, કે જે પ્રસંગ આ આઠમા સર્ગનાં

'સીતાપરિત્યાગ' એવા નામને સાર્થક બનાવનારો છે. સીતાપરિત્યાગને લગતા આ છેલ્લા પ્રસંગને, સીતાજીના સંદેશાએ ખૂબ જ મહત્ત્વનો બનાવી દીધો છે. અન્યાયથી ભરેલું અને અતિશય ક્રૂરતાવાળું ગણાય તેવું પણ પોતાની પ્રત્યે વર્તન ચલાવનાર પોતાના સ્વામીને માટે ય મહાસતીઓની કેવી મનોદશા હોય છે ? તેમજ સદ્ધર્મને પામેલી મહાસતીઓ પોતાના સ્વામીનું કેવા પ્રકારનું કલ્યાણ ચાહનારી હોય છે ? એ વસ્તુ મહાસતી સીતાજીએ રામચન્દ્રજીને કહેવડાયેલા સંદેશા દ્વારા ઘણી જ સુન્દર રીતિએ સ્પષ્ટ થઇ જાય છે. મહાસતી સીતાજીએ રામચન્દ્રજીએ કહેવડાવેલા સંદેશાના મર્મને પામી શકનારા પુણ્યાત્માઓ, જરૂર સમજી શકશે કે, મહાભાગ્યશાલી આત્માઓને જ આવી સુન્દર મનોદશાને ધરનારી મહાસતીની પ્રાપ્તિ થાય છે.

સભા૦ છતાં રામચન્દ્રજી જેવાએ પણ તેમનો ત્યાગ કરવાનું જ પસંદ કર્યું ને ?

આ વિષે ઘણી વાતો કહેવાઇ ગઇ છે અને ઘણું સ્પષ્ટીકરણ થઇ ચૂકયું છે. રામચન્દ્રજી તદ્ભવમુક્તિગામી આત્મા છે, વિવેકશીલ છે, ન્યાયપરાયણ છે અને તેમ છતાં પણ આ વસ્તુ જયારે બની ગઇ છે, ત્યારે સમજવું જોઇએ કે, તથાપ્રકારની ભવિતવ્યતાના યોગે ઉત્તમ પણ આત્માથી કવચિત અનિચ્છનીય કાર્ય પણ બની જાય છે. રામચન્દ્રજીમાં ઘણા ઘણા ગુણો હતા, છતાં તેઓ સઘળા જ દોષોથી રહિત હતા, એમ તો નથી ને ? આ જ ભવમાં સર્વ દોષોથી રહિત અને સર્વ ગુણોથી પરિપૂર્ણ એવી અનુપમ દશાને રામચન્દ્રજી પ્રાપ્ત કરવાના છે, પણ એ દશા તો જયારે પ્રાપ્ત થશે ત્યારે ખરી. એથી અત્યારે તેમનામાં એક પણ દોષ નથી, એમ તો કહી શકાય નહિ ને ? જો કે, આવા ગુણ સંપન્ન પણ આત્માના દોષની વાત આપણે ન છૂટકે જ કરવી પડી છે કારણ કે - પ્રસંગ એવો જ બની ગયો છે અને આપણે એ પ્રસંગનો પણ વિચાર કર્યા વિના ચાલે તેમ નહિ હતું; અન્યથા આવા ગુણસંપન્ન આત્માઓની વાત જયારે ચાલતી હોય, ત્યારે તેઓના અલ્પ અને સંયોગવશ ઉત્પન્ન થવા પામેલા દોષોને યાદ પણ કરવાના હોય નહિ. પરિપૂર્ણ વીતરાગતાને પામ્યા વિના, સર્વ દોષોથી રહિતપણું અને સર્વ ગુણોથી સંપન્નપણું શકય નથી; પરંતુ જ્યાં અમુક વિશિષ્ટ ગુણો હોય છે, ત્યાં તેવા ગુણવિશિષ્ટ આત્માઓની દોષસંભવિતતાને આગળ કરાય નહિ અને જયાં આત્મસ્વભાવને આવરનારા મિથ્યાત્વાદિ દોષોની પ્રધાનતા હોય, ત્યાં અમુક અમુક ગુણો લાગતા હોય, તો પણ તે ગુણો ગુણ રૂપે નહિ હોવાથી, દોષોની પ્રધાનતાને ભૂલી શકાય નહિ. વાંચનાર કે વિચારનાર, બોલનાર કે સાંભળનાર, સૌમાં આ વિવેક હોવો જોઇએ. જેમકે,

**'जीवा द्विविधाः संसारिणो मुक्ताश्च ।'**

આવું પણ વર્ણન શાસ્ત્રમાં આવે. જીવો બે પ્રકારના છે : એક સંસારી અને બીજા મુકત. આ સિવાયના કોઇ પણ પ્રકારના જીવ આ સંસારમાં હતા નહિ, છે નહિ અને હશે પણ નહિ. આ સંસારમાં જેટલા જીવો છે, તેમાં કોઇ પણ કાલે વધારો કે ઘટાડો થવાનો નથી. નવા જીવો આવવાના નથી કે વિદ્યમાન જીવો સર્વથા વિનાશને પામવાના નથી, આ સંસારમાં જે કાંઇ વિદ્યમાન છે, તે કોઇ ને કોઇ રૂપે વિદ્યમાન રહેવાનું છે અને જે કોઇ પણ રૂપે વિદ્યમાન નથી, તેની કોઇ પણ કાળે ઉત્પત્તિ થવાની નથી. વિદ્યમાનના રૂપાદિમાં પરિવર્તન થયા કરે એ બને, પણ સર્વથા વિનાશ કે તદ્દન નવીન ઉત્પત્તિ થાય, એ તો કદિ જ બને નહિ. યોગ્ય સંસારી જીવો મુકત બને એ બને, પણ તેની વિદ્યમાનતાનો કદિ જ નાશ થાય નહિ. એ જ રીતિએ વિદ્યમાન જીવોમાં કાં તો જીવ સંસારી હોય અને કાં તો જીવ મુકત હોય; પણ ન સંસારી હોય કે ન મુકત હોય અને એથી જૂદી એવી જ કોઇ ત્રીજી અવસ્થાવાળો એક પણ જીવ હોય, એ સંભવિત નથી. હવે વિચાર કરો કે, ચૌદમા ગુણ સ્થાનકે રહેલા અયોગી - કેવલી એવા પણ આત્માઓ સંસારી ગણાય કે નહિ ? તેરમા ગુણસ્થાનકે વર્તતા શ્રી અરિહન્ત પરમાત્માઓ અને બીજા પણ કેવલજ્ઞાની મહાત્માઓ સંસારી ગણાય કે નહિ ? બારમા ગુણસ્થાનકે વર્તતા અને પરિપૂર્ણ વીતરાગતાને પામી ચૂકેલા પણ પુણ્યાત્માઓ સંસારી ગણાય કે નહિ ? ક્ષપકશ્રેણિએ આરૂઢ થઇને,

અનુક્રમે સાત અને એકવીસ, સમ્યક્ત્વ અને ચારિત્ર સંબંધી પ્રકૃતિઓનો ક્ષય સાધી રહેલા આત્માઓ પણ સંસારી ગણાય કે નહિ ? અને છટ્ઠા ગુણસ્થાનકવર્તી આચાર્ય આદિ પણ સંસારી ગણાય કે નહિ ? જ્યારે જીવોનું સિદ્ધ અને સંસારી એમ બે પ્રકારોએ જ વર્ણન ચાલી રહ્યું હોય, તેવા પ્રસંગમાં શ્રી સિદ્ધાત્માઓ સિવાય સર્વ જીવો સંસારી જીવોની કક્ષામાં ગણાય તે સ્વાભાવિક છે : પણ એ વાતનું અવલંબન લઇને, ગમે તે વાતમાં સર્વવિરતિધર આચાર્યાદિને સંસારી તરીકે વર્ણવતા તૈયાર થવું, એ મૂર્ખતા છે અને શાસ્ત્રને શસ્ત્ર બનાવવા જેવું છે. કોઇ પણ આત્મા જ્યારે ' સાધુઓ સંસારત્યાગી હોય છે'-એવું વર્ણન કરતો હોય, ત્યારે એ વાતનો વિરોધ કરવાને માટે **'जीवा द्विविधाः । संसारिणो मुक्ताश्च ।'** - એવી વાતનો ઉપયોગ થઇ શકે ?

સભા૦ નહિ જ.

અને જો કોઇ પણ આત્મા, શાસ્ત્રની એ વાતનો તેવો ઉપયોગ કરે, તો તેણે મૂખ્યત્વે પોતાને માટે શાસ્ત્રને શસ્ત્ર રૂપ બનાવ્યું, એમ જ ગણાય ને ?

સભા ૦ હાજી.

કર્મનિર્જરાની સાધક પ્રવૃત્તિઓને અંગે પણ આવી જ રીતિએ વિચારવું જોઇએ. શું ખમાસમણ દેવાં, સૂત્રો ઉચ્ચારવાં, એ વગેરે ક્રિયાઓ મુકતાત્માને કરવાની હોય છે ? નહિ જ, કારણ કે, એ અક્રિય અવસ્થા છે. ત્યાં એની જરૂર પણ નથી અને સંભાવના પણ નથી. એ અવસ્થાને આગળ કરીને કોઇ, એ અવસ્થાને પમાડનારી ક્રિયાઓનો અપલાપ કરવા નીકળે તો ?

સભા૦ મિથ્યાત્વના તીવ્ર ઉદય વિના એવી પાપબુદ્ધિ સૂઝે જ નહિ.

એ જ રીતિએ પ્રશસ્ત રાગ-દ્વેષની વાત. પ્રશસ્ત રાગ-દ્વેષ, કે જેના વિના મુકિતની સાધના જ શકય નથી, તેનો વિરોધ કરવાને માટે કોઇ, શાસ્ત્રકાર - મહાત્માઓએ ફરમાવેલા વીતરાગતાના ધ્યેયની વાતને આગળ ધરે તો ? પ્રશસ્ત રાગની ઉપાદેયતાના સમર્થનની સામે થવાને માટે જ 'વીતરાગ તેજ બની શકે છે, જે સર્વ પ્રકારના રાગોનો ત્યાગ કરે છે, માટે પ્રશસ્ત રાગ પણ અપ્રશસ્ત રાગની જેમ હેય જ છે ' - આવું કોઇ શાસ્ત્રના નામે વર્ણન કરે તો ?

સભા૦ તો એ પણ ઘોર મિથ્યાત્વના ઉદયથી રીબાઇ રહ્યો છે, એમ જ માનવું પડે.

આથી આપણે એ વાત સ્પષ્ટ કરી રહ્યા છીએ કે, કોઇ પણ વાત કરવી હોય ત્યારેય કલ્યાણકામી આત્માએ વિવેકને વિસરવો જોઇએ નહિ. પરિપૂર્ણ વીતરાગતાને નહિ પામેલા આત્માઓ પણ, એવા એવા ગુણોથી સંપન્ન હોઇ શકે છે; કે જે ગુણોની પાસે અમુક દોષો ગૌણ બની જાય. આટલું સમજ્યા વિના તમે ગુણસંપન્ન પણ આત્માઓના સંભવિત કે સંભાવનીય દોષોને આગળ કરવાથી બચી શકો, એ બહુ મુશ્કેલ છે. રામચન્દ્રજીએ ભૂલ કરી છે, ભયંકર ભૂલ કરી છે, પણ એથી તેઓની ગુણસંપન્નતાનો કે મહાભાગ્યશાલિતાનો કોઇ પણ રીતિએ અપલાપ થઇ શકે તેમ નથી. એય એટલી જ ચોક્કસ બીના છે.

**કોઇ પણ પ્રકારના આવેશને આધીન ન બનાય તેમ કરવું :**

કેટલાક સંયોગો એવા હોય છે, કે જે સંયોગોમાં દોષને વિફરતાં વાર લાગે નહિ. વિરલ આત્માઓ જ એથી બચી શકે છે. દોષ વિફરવો, એ પણ એક પ્રકારનો આવેશ છે અને આવેશ એ એક એવી વસ્તુ છે કે એને આધીન બન્યા પછી તો, સારા પણ આત્મા દ્વારા અતિશય અનુચિત એવી પણ ક્રિયા બની જાય. ઉત્તમ

આત્માઓ પ્રાયઃ આવેશને આધીન બને જ નહિ, પણ ક્વચિત્ આવેશને આધીન બની જાય તો અનુચિત ક્રિયા થઇ પણ જાય આ સમજીને આપણે તો, ગમે તેવા સંયોગોમાં પણ આપણો આત્મા કોઇ પણ પ્રકારના આવેશને આધીન બને નહિ, એવો પ્રયત્ન કરવો જોઇએ. રામચન્દ્રજી અત્યારે આવેશમાં છે, તેમણે સીતાજીનો ત્યાગ આવેશમાં કરેલો છે, દોષ વિફરે ત્યારે આવું પણ બની જાય એ સંભવિત છે. જો કે, રામચન્દ્રજીએ યશની કામનાને આધીન બનીને જે અનુચિત કૃત્ય કર્યું છે, તેનો આપણે બચાવ કરતા નથી : પણ આજના કેટલાકોની વાતને લઇએ, તો તેઓ રામચન્દ્રજીની આ અનુચિત પણ કરણીની સામે, ટીકાનો એક અક્ષર પણ બોલવાને લાયક નથી, એ નિર્વિવાદ વાત છે. આપણે એ વાત તો એટલા જ ખાતર છેડી નથી કે, એવી વાતથી ભૂલેચૂકે પણ તેવા પ્રકારની યશઃકામનાના ત્યાગની વાતને આંચ આવે નહિ. અજ્ઞાન લોકની નિન્દામાંથી એ રીતિ પોતાની જાતને બચાવી લેવાની ભાવનાને લેશ પણ પોષણ ન મળે અને એવી ભાવના સદાને માટે ત્યાજ્ય જ છે એ વાત સારી રીતિએ તમારા ધ્યાનમાં આવી જાય, એ જ હેતુથી આપણે એ વાતને છેડી નથી : અન્યથા, રાવણની સ્ત્રીલોલુપતાની સામે એક પણ શબ્દ ઉચ્ચારવાની જેમ આજના ઘણાઓ લાયકાત ધરાવતા નથી, તેમ રામચન્દ્રજીની પણ એ યશોલોલુપતાની સામે એક પણ શબ્દ ઉચ્ચારવાની આજના ઘણાઓ લાયકાત ધરાવતા નથી, એ સુનિશ્ચિત વાત છે. સીતાજીમાં અતિશય રકત એવા પણ રાવણે, પોતાના પરસ્ત્રીને બલાત્કારે નહિ ભોગવવાના એક માત્ર નિયમની જ ખાતર, સીતાજી ઉપર બલાત્કાર કર્યો નથી. એમની લોલુપતાની ભયંકરતાની સાથે નિયમ પાલનની અડગતા વિચારવા જેવી છે. આમ છતાં રસ્તે ચાલતાં પણ જયાં-ત્યાં ડાફોળીયાં મારનાર માણસો ય રાવણની નિન્દા કરવાને તત્પર બની જાય છે, એ શું યોગ્ય છે ? એજ રીતિએ એક ફુટડી બૈરી ખાતર ગમે તેવાં અનુચિત આચરણો આચરનારાઓને રામચન્દ્રજીના આવા અનુચિત પણ વર્તનની સામે બોલવાનો શો અધિકાર છે ?

સભા૦ કશો જ નહિ.

છતાં આપણે એ વાતને નહિ છેડવાનું કારણ એજ છે કે, કોઇ પણ રીતિએ દોષત્યાગની ભાવના સતેજ બને.

**પ્રેરક અને ઉપકારક પ્રસંગ :**

અસ્તુ. આપણી ચાલુ વાત તો એ હતી કે, આઠમા સર્ગનો છેલ્લો પ્રસંગ વાંચવાની હવે શરૂઆત થાય છે અને એ પ્રસંગ મહાસતી સીતાજીએ રામચન્દ્રજીને કહેડાવેલા સંદેશાથી અતિશય મહત્ત્વનો બની ગયો છે. આપણે જે વાતનું રામચન્દ્રજીએ કરેલા સીતાત્યાગના નિર્ણયને અવલંબીને સ્પષ્ટીકરણ કર્યું છે, તે વાત પણ મહાસતી અને પરમ શુદ્ધ શ્રાવિકા સીતાદેવીએ રામચન્દ્રજીને કહેવડાવી છે. દુઃખમય દશામાં પણ જો વિવેક જાગૃત હોય છે, તો આત્મા કેવી સુન્દર વિચારણા કરી શકે, એનો પણ ખ્યાલ, મહાસતી સીતાજીના વર્તનમાંથી મેળવી શકાય તેમ છે. સ્ત્રીઓને માટે આ પ્રસંગ કદાચ સૌથી વધારે ઉપયોગી છે, એમ કહી શકાય. આ પ્રસંગ અને એમાં તરવરી રહેલી ભાવના જે કોઇ સ્ત્રીના હૈયામાં જચી જાય, તે સ્ત્રી પોતાની અને પોતાના પતિ આદિની પણ ઉદ્ધારક બની શકે એ સુસંભવિત છે. ધર્મશીલ આત્માઓને માટેય આ પ્રસંગ ઘણો મજેનો છે. અજ્ઞાન લોકની નિન્દાથી ગભરાઇને, સ્વપર હિતકારક કર્ત્તવ્યથી ચૂકનારાઓને માટે પણ, આ પ્રસંગ ખૂબજ પ્રેરક અને ઉપકારક છે.

**યાત્રાના બહાને સીતાજીને જંગલમાં છોડી દેવાની આજ્ઞા :**

આપણે જોઇ આવ્યા કે, મહાસતી 'સીતાદેવીનો ખોટા લોકાપવાદથી ત્યાગ કરવો, એ કોઇ પણ રીતિએ ઉચિત નથી' - એવી લક્ષ્મણજીએ પગે પડીને રડતાં રડતાં વિનંતિ કરી તે છતાં પણ રામચન્દ્રજીએ એ વાતને ગણકારી નહિ. એટલું જ નહિ. પણ એવી સખ્ત આજ્ઞા ફરમાવી દીધી કે, 'આ વિષયમાં હવે તારે એક અક્ષર પણ

ઊચ્ચારવો નહિ.' આથી લક્ષ્મણજી કાંઇ પણ બોલ્યા વિના જ, વસ્ત્રથી પોતાનું મોઢું ઢાંકીને રડતા રડતા પોતાના આવાસે ચાલ્યા ગયા. લક્ષ્મણજી આ રીતિએ ચાલ્યા ગયા, એની પણ રામચન્દ્રજી ઉપર કશી જ અસર થઇ નહિ. રામચન્દ્રજીએ તો સીતાત્યાગના પોતાના નિર્ણયને, બને તેટલી વધુ ત્વરાથી અમલમાં મૂકવાની તત્પરતા દાખવી. કદાચ એમને એમ પણ લાગ્યું હોય કે, 'આ વાત જો પ્રસાર પામશે, તો સીતાત્યાગમાં અવનવી અડચણો આવીને ખડી થઇ જશે.' વળી એ વિચાર પણ તેમને આવ્યો હોય એ બનવાજોગ છે કે, 'જો આ વાતની સીતાને ખબર પડી જશે, તો પણ મુશ્કેલી વધી પડશે. ' ગમે તેમ, પણ રામચન્દ્રજી બને તેટલી વધુ ત્વરાથી સીતાજીનો ત્યાગ કરવાને તત્પર બન્યા છે અને એથી લક્ષ્મણજી જેવા ચાલ્યા ગયા કે તરત જ, રામચન્દ્રજી પોતાના કૃતાન્તવદન નામના સેનાપતિને આજ્ઞા ફરમાવે છે કે, 'સીતાને શ્રી સંમેતશિખરજી તીર્થની યાત્રાનો દોહદ ઉત્પન્ન થયેલો છે, એટલે તું એ બહાનાથી સીતાને વનમાં લઇ જા !'

સભા૦ સીતાજીનો ત્યાગ પણ કપટપૂર્વક ?

એક દોષ અનેક દોષોને જન્માવે તે સ્વાભાવિક છે, રામચન્દ્રજીને ખાત્રી છે કે, 'સીતાજી મહાસતી છે' અને તેમ છતાં પણ તેમનો ત્યાગ કરવો છે એ નક્કી વાત છે, એટલે આવું કપટ આચરવું જ પડે ને ? સીધી વાત કરે અને સીતાજી પૂછે કે, લોક ભલે ગમે તેમ કહે પણ આપ શું માનો છો ? ' તો જવાબ શો દેવો ? વળી પોતે મહાસતી હોવા છતાં, ખોટા લોકાપવાદને કારણે જ પોતાનો ત્યાગ કરવાને રામચન્દ્રજી જેવા તૈયાર થયા છે, એવા વિચારથી સીતાજીના હૃદયને સખ્ત આઘાત લાગે અને એથી કદાચ તેમનું મૃત્યુ પણ થઇ જાય, તો તે વખતે રામચન્દ્રજીની શી હાલત થાય ? એવું કંઇ બને, તો તો કદાચ એનો એ નિન્દક લોક પણ એવોય અપવાદ બોલતાં અચકાય નહિ કે, 'લોકોએ વાતો કરી, એટલે રામે બૈરીને મારી નાખી.'

સભા૦ સીતાજીને સગર્ભા હાલતમાં વનમાં એકલાં છોડાવે, એથી પણ નિન્દા થાય ને ?

એમાં ઘણો ફેર છે. રામચન્દ્રજી સીતાજીનો ત્યાગ કરી રહ્યા છે, પણ તે છૂપી રીતિએ ! લોક સીતાજીનો ત્યાગ કર્યો એટલું જ જાણે, પણ જો કયાં અને કેવી રીતિએ સીતાજીનો ત્યાગ કરાયો એ ન જાણે, તો કદાચ અજ્ઞાન લોકમાં નિન્દાને બદલે પ્રશંસાય થાય કે - ' ગમે તેમ પણ રામે અપવાદ જાણ્યો કે તરત પોતાની અતિ પ્રિય પણ પત્નીનો ત્યાગ કર્યો !'

**સીતાજીને લઇને કૃતાન્તવદન રવાના થાય છે :**

ખેર, કૃતાન્તવદન રામચન્દ્રજીની એ આજ્ઞાનો અમલ કરવાને તત્પર બન્યો; તત્પર બન્યો શું, તેને તત્પર બનવું પડયું : કારણ કે -એ ગમે તેવો તોય નોકર હતો. શ્રી રામચન્દ્રજીની આજ્ઞા ઉત્થાપવાનું તેનામાં સામર્થ્ય નહોતું. એ જાણતો હતો કે, 'સીતાજી મહાસતી છે અને તેમનો ત્યાગ કરવામાં રામચન્દ્રજી ભૂલ કરી રહ્યા છે.' પણ એ કરે શું ? વાસુદેવ એવા પણ લક્ષ્મણજીને મોઢું ઢાંકીને રડતાં રડતાં ચાલ્યા જવું પડયું, ત્યાં કૃતાન્તવદન જેવા નોકરથી તો બોલાય જ શું ? એનું હૈયું બળી રહ્યું છે, પણ બળતા હૈયેય તેને રામચન્દ્રજીના હુકમને તાબે થયા વિના ચાલે તેમ નથી.

સભા૦ નોકરી છોડી દે.

નોકરી છોડવી એ તો સામાન્ય વાત છે, પણ રાજ હુકમનો ભંગ કરવો, એ તો કદાચ મૃત્યને નોતરવા જેવું ગણાય અને બધા એટલા તૈયાર ન હોય તે સ્વાભાવિક છે. હવે બળતે હૈયે પણ રામચન્દ્રજીની આજ્ઞાનો અમલ જ કરવાનો હોઇને, તે ઠાવકે મોંઢે સીતાદેવીની પાસે જાય છે અને કહે છે કે; 'શ્રી સંમેતશિખરજીની યાત્રાર્થે

આપને લઈ જવાની રામચન્દ્રજીએ મને આજ્ઞા ફરમાવી છે અને એ માટે રથ તૈયાર છે, તો આપ પધારો !' રામચન્દ્રજીની આજ્ઞાથી સીતાદેવી ધર્મક્રિયાઓમાં રક્ત હતાં જ અને વળી શ્રી સંમેતશિખરજી તીર્થની યાત્રા કરવાનો તેમનો દોહદ પણ હતો : એટલે રામચન્દ્રજીના વિશ્વાસુ સેનાપતિએ રામચન્દ્રજીની આવી આજ્ઞા સંભળાવી કે તરત જ તેઓ આવીને રથમાં બેઠાં અને રામચન્દ્રજીની આજ્ઞા મુજબ કૃતાન્તવદને પણ રથને એકદમ મારી મૂકયો.

નિમિત્તો અને શકુનો, એ પણ એક એવી વસ્તુ છે, કે જેના દ્વારા જાણકારો સારા-નરસા ભાવિનો ખ્યાલ મેળવી શકે છે. સારાં નિમિત્તો અગર સારા શકુનો જેમ સારા ભાવિનાં સૂચક ગણાય છે, તેમ ખરાબ નિમિત્તો અગર ખરાબ શકુનો દુર્ભાવિનાં સૂચક ગણાય છે. મુહૂર્ત્ત કરતાં પણ શકુન બળવાન ગણાય છે. નિમિત્ત અગર શકુન ભાવિને ઘડનાર છે એમ નથી, પણ તેવા પ્રકારના ભાવિનાં તે સૂચક છે. દેશ-કાલાદિનો પણ તથા-પ્રકારના યોગને પામીને શુભાશુભ કર્મો ઉદયને પામે છે. આથી જ ઉપકારી મહાપુરૂષોએ દીક્ષા જેવી પવિત્ર ક્રિયાને માટે પણ શુભ મુહૂર્ત્તાદિને લેવાનો વિધિ બાંધેલો છે. અહીં આ વાત આપણે એ માટે કરી રહ્યા છીએ કે, રથમાં બેસીને જ્યારે સીતાજી નીકળ્યાં, ત્યારે તેમને સારાં નિમિત્તોનો કે સારા શકુનોનો યોગ ન થયો, પણ દુર્નિમિતોનો અને અપશકુનોનો યોગ થયો, એમ કથાકાર પરમર્ષિ આચાર્યભગવાને અત્રે ફરમાવેલ છે. રથમાં બેઠેલાં સીતાજી આ જુએ છે અને જાણે પણ છે કે - આ નિમિત્તો અને આ શકુનો ઠીક નથી : પણ સરલતાને કારણે, એ વિષે સીતાજી કશો વિચાર જ કરતાં નથી.

સભા૦ એમ કેમ ?

પોતાને શ્રી સંમેતશિખરજીની યાત્રા કરવાની ઘણી જ તીવ્ર ઇચ્છા છે અને એ માટે જ પોતાને લઈ જવામાં આવે છે એમ સીતાજી માને છે. વળી રામચન્દ્રજીની પોતાના સ્વામીની આજ્ઞાથી પોતે જઈ રહ્યાં છે અને સ્વભાવનાં સરલ છે. એ બધાના યોગે દુર્નિમિત્તો અને અપશકુનોનો યોગ થવા છતાં પણ, શ્રીમતી સીતાદેવીને બીજા વિચારો ન આવે એ સહજ છે.

**સીતાજીનો કૃતાન્તવદનને પ્રશ્ન : કૃતાન્તવદનનો દર્દભર્યો જવાબ.**

અહીં તો રથ પૂરજોસમાં ચાલી રહ્યો છે. કૃતાન્તવદન બને એટલી ઉતાવળ કરી રહ્યા છે એમ કરતાં કરતાં તેઓ ગંગાસાગર ઉતરીને સિંહનિનાદક અરણ્યમાં આવી પહોંચે છે. અરણ્યમાં આવી પહોંચ્યા બાદ, કૃતાન્તવદન રથને થોભાવે છે અને નીચે ઉતરીને કોઈ ઉંડા વિચારમાં ગરકાવ બન્યો હોય, એ રીતિએ ઉભો રહે છે. ધીરે ધીરે તેની આંખોમાંથી અશ્રુધારા વહેવા માંડે છે અને તેનું મોઢું પણ ફીકકું પડી જાય છે. કૃતાન્તવદનને આ રીતિએ મૂંગો મૂંગો છતાં રડતો, મ્લાન મુખવાળો અને ચિન્તાતુર બની ગયેલો હોય તેમ ઉભેલો જોઈને, સીતાજી મૂંઝાય છે. સીતાજીને તો હજુ કશી જ કલ્પના નથી, એટલે કૃતાન્તવદનની આવી ચેષ્ટાને જોઈને તેઓ મૂંઝાય તે સ્વાભાવિક છે. બીજી તરફ-'તેમનો ત્યાગ કરાયો છે તથા તેમને આ અરણ્યમાં છોડી દેવાને માટે જ પોતે અહીં લઈ આવ્યો છે' - એ વાત સીતાજીને કહેવાને માટે કૃતાન્તવદનની જીભ ઉપડતી નથી. આથી જ તે આવી રીતિએ વગર બોલ્યે - ચાલ્યે ઉભો રહ્યો છે. સીતાજી તેને આવી રીતિએ મૌન ધારીને ઉભેલો જોઈને પૂછે છે કે, 'છે શું ? તારા મનમાં શું દુ:ખ છે ? શોકગ્રસ્તની જેમ દુ:ખી મને તું આમ કેમ ઉભો છે ?'

હવે કૃતાન્તવદન શું કહે ? જીભ ઉપડતી નથી અને કહ્યા વિના ચાલે તેમ નથી. આ વખતે તો તેને પોતાના સેવકપણા ઉપર ખૂબ ખૂબ તિરસ્કાર છૂટે છે. તેને એમ થઈ જાય છે કે,'હું નોકર હોઈને જ મારે આ કરવું પડયું ને ?' મહામુશીબતે તે બોલવા માંડે છે. અને તે સીતાજીને એ કહે છે કે, 'હે પવિત્ર દેવિ ! આપ પૂછો

છો, પણ હું શી રીતિએ દુર્વચન બોલું ? હું સેવકપણાથી દૂષિત છું અને એથી જ મારે આ દુષ્કર એવું પણ કામ કરવું પડયું છે. આપને રાવણના આવાસમાં જે રહેવું પડયું, તેને અંગે લોકોએ જન્માવેલા અપવાદથી ડરી ગયેલા રામચન્દ્રજીએ, આપનો વનમાં ત્યાગ કર્યો છે. ચરપુરૂષોએ આવીને જ્યારે એ અપવાદ રામચન્દ્રજીને કહ્યો અને એથી રામચન્દ્રજી જ્યારે આપનો ત્યાગ કરવાને ઉદ્યત બન્યા, ત્યારે લક્ષ્મણજીએ તો લોકો ઉપરના ક્રોધથી લાલચોળ નેત્રોવાળા બનીને, આપનો ત્યાગ નહિ કરવાની રામચન્દ્રજીને વિનંતિ કરી, પણ રામચન્દ્રજીએ કોઈપણ રીતિએ જેનો અમલ થવો જ જોઇએ એવી સિદ્ધાજ્ઞાદ્વારા લક્ષ્મણજીને બોલતા બંધ કરી દીધા, એટલે તે રડતા રડતા ચાલ્યા ગયા અને બીજી તરફ રામચન્દ્રજીએ આ કાર્ય માટે મને મોકલ્યો. દેવિ ! ખરેખર, હું પાપી જ છું. શ્વાપદોથી આકીર્ણ એવું આ વન મૃત્યુના એક નિકેતન સમું છે. આવા અરણ્યમાં મારાથી ત્યજાએલાં આપ, કેવલ આપના પ્રભાવથી જ જીવી શકશો.'

**સીતાજીને કારમો આઘાત લાગે છે :**

કૃતાન્તવદને આ રીતિએ પોતાને જે કાંઇ તે કહેવાનું હતું તે કહ્યું તો ખરૂ, પણ એનું કથન જોતાં આપણે સમજી શકીએ છીએ કે, એણે આ વાત ખૂબ દર્દભરી રીતિએ અને બહુ જાળવી જાળવીને જ ઉચ્ચારી છે. આમ છતાં, એ વાત જ એવી છે, કે જે સીતાજીના હૈયાને કારમો આઘાત પહોંચાડયા વિના રહે નહિ. આવી આફતને લેશ પણ આઘાત વિના સમભાવે સહી લેવાનું સામર્થ્ય કોઇમાં જ નથી હોતું એમ તો નહિ, પણ જવલ્લે જ હોય એ તો ચોક્કસ. પોતે નિર્દોષ છે, ત્યજનાર પણ જાણે છે કે, આ નિર્દોષ છે અને સગર્ભાવસ્થામાં તજી લેવાની આજ્ઞા ફરમાવતાં પહેલાં પોતાને કશું જ પૂછવામાં આવતું નથી - આ બધા સંયોગોમાં હૃદયને કારમો આઘાત પહોંચે. તો તે કોઇપણ રીતિએ આશ્ચર્યકારક કે વિચિત્ર વસ્તુ ગણાય નહિ. જો કે - આવા અગર તો આથી પણ વધારે વિષમ સંયોગોમાં ય અદીનતા ટકી રહે, આઘાત થાય નહિ અને સમભાવ બન્યો રહે - એવું સામર્થ્ય પ્રાપ્ત કરવાનો જ પ્રયત્ન કરવો જોઇએ, પણ એ સામર્થ્યની પ્રાપ્તિ બહુ વિરલ આત્માઓને જ થાય છે.

અહીં તો પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્ય ભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે, કૃતાન્તવદને કહેલી વાત સાંભળતાંની સાથે જ સીતાજી મૂર્ચ્છાધીન બની જાય છે અને મૂર્ચ્છિત એવાં તે રથમાંથી સીધા જ જમીન ઉપર ગબડી પડે છે. આ જોઇને કૃતાન્તવદનને તો એમ જ થઇ જાય છે કે, 'ખલાસ. મહાસતી સીતાજી સખત આઘાતના વશે મૃત્યુ જ પામ્યાં.' અને આથી પોતાને પાપી માનતો કૃતાન્તવદન, એકદમ રડવા માંડે છે.

આ રીતિએ કૃતાન્તવદન રડી રહ્યો છે, તે વખતે વનમાં વાયુ વહી રહ્યો અને એ વનવાયુથી સીતાજી કાંઇક ચેતનાને પ્રાપ્ત કરે છે. વનવાયુથી કાંઇક ચેતનાને પામેલા સીતાજી પુનઃ મૂર્ચ્છાને પામે છે. વારંવાર એવું બને છે. સીતાજી ઘડીમાં મૂર્ચ્છાને પામે છે; તો ઘડીમાં ચેતનાને પામે છે.

**રામચન્દ્રજી સાથે વાત કરવાથી કાંઇ જ વળે તેમ છે નહિ :**

આમ ઘણો કાળ વહી ગયા બાદ, સીતાજી સ્વસ્થતાને પ્રાપ્ત કરીને કૃતાન્તવદનને પૂછે છે કે, અહીંથી અયોધ્યા નગરી કેટલે દૂર છે ? અથવા રામચન્દ્રજી હાલ કયાં છે ? કૃતાન્તવદન સીતાજીના આ પ્રશ્નના હેતુને કળી જાય છે, પણ એ જાણે છે કે, 'હવે ખૂદ સીતાજી પણ રામચન્દ્રજીને મળે, તોય તેનો કાંઇ અર્થ જ નથી. રામચન્દ્રજી અત્યારે કોઇની પણ વાતને કાને ધરે એ શકય જ નથી. અને આવી ઉગ્ર આજ્ઞા કરનારની સીતાજીએ તો વાત પણ શા માટે કરવી જોઇએ ?' આથી કૃતાન્તવદન કહે છે કે, 'દેવી ! અયોધ્યા તો અહીંથી દૂર છે, પણ આપ આવો પ્રશ્ન શા માટે પૂછો છો ? ઉગ્ર એવી આજ્ઞાવાળા રામચન્દ્રજીની તો વાત જ કરવા જેવી નથી.' જ્યારે

રામચન્દ્રજીએ લક્ષ્મણજીનું કહ્યું માન્યું નહિ અને કૃતાન્તવદનને સીતાજીને વનમાં છોડી આવવાની આજ્ઞા ફરમાવી, તે વખતે બિભીષણ અને સુગ્રીવ હાજર હતા; તે છતાં પણ, તેઓ કેમ કાંઇ બોલ્યા નહિ, તેનો ખૂલાસો કૃતાન્વદનના આ કથનમાંથી પણ મળી રહે છે. એક તો રામચન્દ્રજીની એવી છાયા જ હતી, કે જેથી તેમની આજ્ઞાની સામે કોઇથી પણ કાંઇ બોલી શકાય નહિ અને વધુમાં તેઓ આ પ્રસંગમાં ઘણા ઉગ્ર બની ગયા હતા. સીતાત્યાગના પોતાના નિર્ણયને ફેરવવાને પોતે કોઇપણ સંયોગોમાં તૈયાર નથી, એમ રામચન્દ્રજીની વાણી પણ કહી આપતી હતી. આથીજ કૃતાન્તવદન સીતાજીને પણ એમ જ સમજાવે છે કે, 'રામચન્દ્રજીની વાર્તાથી સર્યું !' કૃતાન્તવદનના આ શબ્દોમાં રામચન્દ્રજી પ્રત્યેની તીખાશ પણ છે. એ એમ પણ સૂચવતો લાગે છે કે, 'આ જાતિનું આપની સાથે વર્તન કરનાર તેમની, આપે વાત પણ શા માટે કરવી જોઇએ ?'

**વેદના અને ચિન્તાને વ્યક્ત કરતો સીતાજીનો રામચન્દ્રજીની પ્રત્યેનો સંદેશો :**

કૃતાન્તવદનના મુખેથી આ પ્રમાણે સાંભળવા છતાં પણ રામચન્દ્રજી પ્રત્યેની સીતાજીની ભકિતમાં ફેર પડતો નથી. 'ઉગ્ર આજ્ઞાવાળા રામચન્દ્રજીની વાર્તાથી સર્યું' -એમ કૃતાન્તવદને કહેવા છતાંય, પરમ પતિભકતા સીતાજી પુનઃ પણ કહે છે કે, 'હે ભદ્ર ! મારા આ સંદેશને તું રામચન્દ્રજીને સર્વ પ્રકારે કહેજે ! અર્થાત્ - 'આ હું તને જે કહું છું, તે તું શ્રી રામચન્દ્રજીની પાસે જઇને યથાયોગ્ય રૂપે જણાવજે !'

આ પ્રમાણે કહીને મહાસતી સીતાદેવી રામચન્દ્રજીને જે સંદેશો કહેવડાવે છે, તેનું વર્ણન કરતાં પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે,

**'यदि निर्वादभीतस्त्व, परीक्षां नाकृथा कथम् ?' । शंकास्थाने हि सर्वोऽपि, दिव्यादि लभते जनः ॥१॥**
**अनुभोक्ष्ये स्वकर्माणि, मन्दभाग्या वनेऽप्यहम् । नानुरूपं त्वकार्षीस्त्वं, विवेकस्य कुलस्य च ॥२॥**
**यथा खलगिरा त्याक्षीः, स्वामिन्नेकपदेऽपि माम् । तथा मिथ्यादृशां वाचा, मा धर्मं जिनभाषितम् ॥३॥'**

મહાસતી સીતાદેવીએ આ સંદેશો ખૂબ જ વલોવાતે હૃદયે ઉચ્ચાર્યો છે. આ સંદેશો સૂચવે છે કે, સીતાજીનું હૈયું વેદના અને ચિન્તાથી એકદમ ભરાઇ ગયું છે. સીતાજીને એમ થઇ ગયું છે કે, 'રામચન્દ્રજીએ આ કર્યું શું ? ડરી જઇને પણ તેમણે આવું વિચારહીન પગલું ભરવાની જરૂર શી હતી ? તે ડરી ગયા તો મારી પરીક્ષા કરી શકતા હતા. તેમ તેમના વિવેકને અને કુલને ન છાજે, એવું આ સાહસ તેમણે શું વિચારીને કર્યું ? મારી વાત તો બાજુએ રહી, પણ તેઓ જો લુચ્ચા આદમીઓની વાતોથી આવી જ રીતિએ ડરી જાય, તો તેમની કયી દશા થાય ? આજે ડરી જઇને તમે મારો ત્યાગ કર્યો, તો કાલે કદાચ સદ્ધર્મનો ત્યાગ કરે અને એમ થાય તો તેમનું ભાવિ કેટલું બધું ખરાબ થઇ જાય ? ' સીતાજીના હૈયામાં આ જ જાતિની વેદના તેમજ ચિન્તા હતી અને એથી જ સીતાજી પોતાના સંદેશામાં એ વાતને જણાવી દેતાંની સાથે જ મૂર્છા પામીને ભૂમિ ઉપર પટકાઇ પડયાં છે.

સીતાજી સૌથી પહેલી વાત તો એ ભાવની કહેવડાવે છે કે, 'હે નાથ ! આપ જયારે લોકાપવાદથી ભય પામ્યા, તો પછી આપે મારી પરીક્ષા શા માટે કરી નહિ ? આપ જાણો છો કે, દિવ્યો દ્વારા પણ સત્યાસત્યની પરીક્ષા કરી શકાય છે અને શંકાસ્થાને સૌ કોઇ એમ કરે પણ છે; એ રીતિએ આપ પણ દિવ્યાદિ દ્વારા મારી પરીક્ષા કરી શકતા હતા. આપ જો દિવ્યાદિ દ્વારા મારી પરીક્ષા કરવાને તૈયાર થયા હોત, તો હું કાંઇ એનો ઇન્કાર કરત નહિ !, અરે, આપે જો મને આ રીતિએ ત્યજતાં પહેલાં વાત કરી હોત, તો હું પણ કહેત કે - સર્વ લોક કરે છે તેમ આ પણ મારી દિવ્યાદિ દ્વારા પરીક્ષા કરો ! આપે જો એ રીતિએ મારી પરીક્ષા કરી હોત, તો લુચ્ચા લોકોએ ઉત્પન્ન કરેલો અપવાદ ટળી જાત, સર્વ કોઇને મારા સતીપણા વિષેની ખાત્રી થઇ જાત, એટલે ભવિષ્યમાં આવો કોઇ અપવાદ ઉત્પન્ન થવાને અવકાશ રહેત નહિ, આપને આવી રીતિએ મારો ત્યાગ પણ કરવો પડત નહિ અને મારે માથે પણ આવી આફત આવત નહિ !'

**હું મારાં કર્મો ભોગવીશ પણ આપનું કૃત્ય વિવેક અને કુલને અનુરૂપ નથી :**

આ પછી સીતાજી એવા ભાવનું કહેવડાવે છે કે, 'મારે માથે આવી આફત આવી પડી છે, એ માટે આપને હું શું કહું ? હું જ મન્દભાગ્યા છું. હું સમજું છું કે, મારા અશુભોદયે જ મારે શિરે આ કારમી આફત આવી છે; અને એથી હું તો અહીં વનમાંય મારાં પુર્વકૃત કર્મોને ભોગવીશ, પણ હે નાથ ! આપે જે આ રીતિએ મારો ત્યાગ કર્યો, એ શું આપનાં વિવેકને અને આપના કુલને છાજતું કર્યું છે ? આપ વિવેકી છો અને આપનું કુલ ઉત્તમ છે, માટે જ મારે કહેવું પડે છે કે, આપે જે કર્યું છે. તે તો કોઇ પણ રીતિએ આપના વિવેકને અને કુલને અનુરૂપ નથી જ ! સત્યાસત્યની પરીક્ષા કરવાનું જે કોઇ પણ રીતિએ શકય હોય, તે રીતિએ પરીક્ષા કરીને અસત્યનો અનાદર કરવા પૂર્વક સત્યનો આદર કરવો, એ જ આપના વિવેકને અને કુલને અનુરૂપ ગણાય. કોઇ અવિવેકીએ અગર અકુલીને આવું દુસ્સાહસ કર્યું હોય, તો તે ક્ષન્તવ્ય ગણાય : પણ આપના જેવા વિવેકી અને કુલીન આવું દુસ્સાહસ કરે, તે કેમ જ ક્ષન્તવ્ય ગણાય ? આપનું આ કૃત્ય આપના વિવેકને અને કુલને કલંક લગાડનારૂં છે, એજ મારા દુઃખનો વિષય છે. મારા અશુભોદયને તો હું ભોગવી લઈશ, પણ આપનું આ કલંક કેમ ટળશે ?'

**મિથ્યાદૃષ્ટિઓની વાણીથી શ્રી જિનભાષિત ધર્મને તજશો નહિ :**

મહાસતી સીતાજીએ કહેવડાવેલી આ બે વાતો તો એવી છે, કે જે સદ્ધર્મને નહિ પામેલી હોવા છતાં પણ ભાગ્યને માનનારી અને આ રીતિએ ત્યજાએલી શીલવતી સ્ત્રી કહેવડાવી શકે : પણ મહાસતી સીતાજીએ જે છેલ્લી વાત કહેવડાવી છે, તેમાં તો તેમનું સુશ્રાવિકાપણું ઘણી જ સુન્દર રીતિએ ઝળહળી રહ્યું છે. રામચન્દ્રજીના ભાવિની ચિન્તા એમા સુસ્પષ્ટપણે તરવરી રહેલી જણાય છે. સીતાજી એવા ભાવનું કહેવડાવે છે કે, 'ખલજનોની વાણીથી આપે એક જ તડાકે મારો ત્યાગ કરી દીધો, એ જો કે આપે અનુચિત જ કર્યું છે, છતાં એમાં એટલી બધી હાનિ નથી; પણ મને એ ચિન્તા થાય છે કે, ખલજનોની વાણીથી આટલા બધા દોરવાઇ જનારા આપ, મિથ્યાદૃષ્ટિ આત્માઓની વાણીથી શ્રી જિનભાષિત ધર્મનો ત્યાગ કરનારા તો નહિ બની જાઓ ને ? હું આપની પાસેથી ગઈ એ તો તો સામાન્ય વાત છે, પણ જો શ્રી જિનભાષિત ધર્મ આપની પાસેથી જશે, તો આપનું થશે શું ? આથી ખલજનોની વાણીનાં કારણે ત્યજાએલી એવી પણ આપની સીતા આપને વિનંતિ કરે છે કે, 'હે સ્વામિન્ ! આપે જેમ ખલજનોની વાણીથી એક જ તડાકે મારો ત્યાગ કરી દીધો, તમે મિથ્યાદૃષ્ટિ આત્માઓની વાણીથી આપ શ્રી જિનભાષિત ધર્મનો ત્યાગ કરશો નહિ !'

**મહાસતી સીતાજીનું અપ્રતીમ હૃદયસૌન્દર્ય :**

જો કે, પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ બધી જ વાતોનું અક્ષરશઃ નિરૂપણ કરેલું છે અને આપણે તેના અર્થ માત્રનોં જ ઉચ્ચાર કર્યો છે એમ નથી : પણ એ પરમ ઉપકારી મહાત્માએ જે નિરૂપણ કર્યું છે, તેની પાછળ આ બધો ભાવ સમાએલો છે, એમ કોઇ પણ વિચક્ષણ આત્મા સહજમાં સમજી શકે તેમ છે. હવે તમે વિચાર કરો કે, સીતાજીએ જે સંયોગોમાં આ સંદેશો કહેડાવ્યો છે, એ સંયોગો કેવા છે ? અને એવા પણ સંયોગોની વચ્ચે એ શું કહેવડાવે છે ? જેનાં હૈયામાં પોતાના પતિના ધર્મ માટેની આટલી બધી ચિન્તા છે, તેવી મહાસતી સ્ત્રી મહાભાગ્યશાલીઓને જ મળે, એમ હવે તમને લાગે છે ને ?

સભા૦ હાજી.

પોતાની પત્ની ઉપર તદ્દન ખોટું કલંક આવ્યું, ત્યારે તેના નિવારણનો કોઇ પણ ઉપાય નહિ કરતાં પોતાની પત્નીનો જ ત્યાગ કરી દેવાને તત્પર બનનાર અને લોક નિન્દમાંથી પોતાની જાતને બચાવી લેવાને માટે કપટનો આશ્રય લઇને પણ, જંગલમાં શીલવતી પણ પત્નીને ત્યજાવી દેનાર પતિને માટે, શું ત્યજાએલી પત્નીના હૈયામાં દુર્ભાવ ન આવે ? એને ગાળો દેવાનું મન ન થઇ જાય ?

સભા૦ વિવેકને અને કુલને છાજતું નથી કર્યું, એમ તો કહેવડાવ્યું છે ને ?

એ દુર્ભાવથી કહેવડાવ્યું છે ? એને ગાળો દીધી કહેવાય ? હિતની કામનાથી ઉપાલંભના શબ્દો કહેવાય; એનેય દુર્ભાવ અને અને ગાળોની કોટિમાં લઇ જવાય,તો તો એ કારમુ અજ્ઞાન જ ગણાય.

સભા૦ આ તો ખૂલાસો થઇ ગયો.

પૂછયું એ ખરાબ કર્યું એમ નહિ, પણ આવો વિચાર જ હૈયામાં જન્મવો જોઇએ નહિ. એ મહાસતીએ તો ચોખ્ખું કહેવડાવ્યું છે કે, 'મન્દભાગ્યા એવી હું વનમાં પણ મારાં કર્મોને ભોગવીશ.' આ વાતને કેમ ભૂલી જાઓ છો ? બાકી અનુચિત કાર્યને કરતા પતિને પણ સતી સ્ત્રીઓ, પોતાની મર્યાદામાં રહીને ઉપાલંભના શબ્દો પણ સંભળાવી શકે છે. શું તમે એમ માનો છો કે, સાચી હિતકામનાથી નીકળતા ઉપાલંભના શબ્દો, દુર્ભાવવાળા આત્માના મુખમાંથી જ નીકળી શકે ? અને જે કોઇ ઉપાલંભના શબ્દો કહે, તે સર્વ દુર્ભાવવાળા જ હોય ?

સભા૦ નાજી.

ખરેખર, આવાં સુન્દર હૈયાં તો તેવા આત્માઓને જ પ્રાપ્ત થાય છે કે જેઓની ભવિતવ્યતા સુન્દર હોય છે.

**મહાસતી સીતાજીને જીવનમાં આદર્શ બનાવો !**

સાચા સતીપણાને પામવાની અભિલાષાવાળી સ્ત્રીઓએ મહાસતી સીતાજીને આદર્શ બનાવી લેવાની જરૂર છે. મહાસતી સીતાજીના જેવા હૃદયસૌન્દર્યને પામેલી સ્ત્રીઓ; દુષ્ટમાં દુષ્ટ એવા પણ પતિ પ્રત્યે દુર્ભાવવાળી બનવાથી બચી શકશે તેમજ પતિ અને કુટુમ્બ આદિની ઉદ્ધારક પણ બની શકશે. પતિ દુષ્ટ બને, અમાનુષી વર્તન ચલાવે, ભયંકર ત્રાસ દે - એ બધું જ ખરાબ હોવા છતાં પણ, સતી સ્ત્રીઓએ પોતાના પવિત્ર કર્ત્તવ્યની સામે જ નજર રાખવી જોઇએ કર્ત્તવ્યભ્રષ્ટ બનનાર, નથી પોતાનો ઉદ્ધાર સાધી શકતો કે નથી બીજા કોઇનો ઉદ્ધાર સાધી શકતો. સામો મારા પ્રત્યેના કર્ત્તવ્યને ચૂકયો, તો મારે પણ એના તરફના મારા કર્ત્તવ્યને ચૂકવું જોઇએ - એવો વિચાર કરનાર અને એ રીતિએ વર્તનાર સ્ત્રી કે પુરૂષ, હિતકારી માર્ગથી ભ્રષ્ટ જ થાય છે. મહાસતી સીતાદેવીએ જો એવો વિચાર કર્યો હોત, તો તેઓ પોતાના મહાસતીપણાને પણ ગુમાવી બેસત. મહાસતી સીતાજીએ એવો વિચાર નથી કર્યો, પણ એક પતિભકતા સુશ્રાવિકાને છાજતો જ વિચાર કર્યો છે અને એથી જ એ મહાસતીનું વર્તન મહાપુરૂષોની પણ પ્રશંસાને પામી શકયું છે. આજની સ્ત્રીઓ જો આ વસ્તુને બરાબર સમજી લે, હૃદયમાં ઓતપ્રોત બનાવી લે અને જીવનમાં એનો શકય એટલો અમલ કરવાને જો તત્પર બની જાય, તો આજના અનેકવિધ મૂંઝવનારા ગણાતા પ્રશ્નોનો નિકાલ સહજમાં આવી જાય. સ્ત્રીઓએ કોઇ પણ સંયોગોમાં પોતાના કર્ત્તવ્યને ભુલવું જોઇએ નહિ અને પતિના કલ્યાણની પૂરતી કાળજી રાખવી જોઇએ, એમ મહાસતી સીતાજીનો આ સંદેશો પણ સૂચવી રહ્યો છે. આજના સંયોગોમાં આ વાત રૂચવી ઘણી મુશ્કેલ છે, બહુ જ થોડી સ્ત્રીઓને આ વાત રૂચે એ સંભવિત છે, પણ કલ્યાણની કામનાવાળી દરેક સ્ત્રીએ આ વાતને અપનાવી લેવી એ જ શ્રેયસ્કર છે.

**શુભાશુભ કર્મનો વિવેકપૂર્વકનો વિચાર અનેક રીતે લાભદાયી છે :**

મહાસતી સીતાજીએ શ્રી રામચન્દ્રજીને ઉપાલંભના શબ્દો જણાવીને જેમ તેમના કર્ત્તવ્યનો ખ્યાલ આપ્યો છે, તેમ તે મહાસતીએ પોતાના ભાગ્યદોષને પણ, વિચાર્યો જ છે. શુભાશુભ કર્મનો વિવેક પૂર્વકનો વિચાર આત્માને ઉન્મત્ત અને હતાશ બનતાં બચાવી લે છે એ વિચાર દોષિત પ્રતિ પણ દયાળુ બનાવનારો છે. ગમે તેવી તકલીફમાં મૂકનાર પણ આત્મા તરફ, એ વિચારના યોગે દુર્ભાવ જન્મતો નથી. ખરાબમાં ખરાબ સ્થિતિ વેળાએ પણ એ વિચાર, આત્માને ખોટી ગભરામણમાંથી બચાવી લે છે અને આપત્તિને સમભાવે સહવાનું સામર્થ્ય સમર્પે છે. એ વિચાર તો મોક્ષની અભિલાષાને પણ સતેજ બનાવનારો છે. મોક્ષની સાધનામાં, એ વિચાર આત્માને ખૂબ જ ઉત્સાહિત બનાવી શકે છે. દુઃખભરી સ્થિતિમાં પણ આત્મિક સુખનો અનુભવ કરવાને માટે, આ વિચાર ખૂબ જ સહાયક નિવડે છે. પૌદ્ગલિક સુખની વિપુલ સામગ્રી મળી હોય, તેવા સમયે પણ આ વિચાર આત્માને વિરાગભાવમાં રમતો બનાવી શકે છે. સીતાજીએ રામચન્દ્રજીને કહેવડાવેલા સંદેશામાંથી આ બોધપાઠ પણ લઇ શકાય તેમ છે. આફત દેનારને પણ દોષ દેવાને તત્પર નહિ બનતાં પોતાના દુષ્કર્મને દોષ દેવો, એ સામાન્ય વસ્તુ નથી. પોતાના દુષ્કર્મને દોષ દેવો, એ પોતાના આત્માને જ દોષ દેવા બરાબર છે અને જે આત્માઓ એ રીતિએ પોતાના દોષને સમજી શકે છે, તેઓ પોતાના આત્માને સર્વથા દોષરહિત બનાવી દેવાને માટે, સારી રીતિએ ઉજમાલ પણ બની શકે છે. અને પોતાના આત્માને સર્વથા દોષરહિત બનાવવાની ભાવનાથી પ્રેરાઇને દોષરહિત બનવાના યથાસ્થિત માર્ગને સેવવામાં ઉજમાલ બનેલા આત્માઓને માટે, કોઇ પણ કલ્યાણ અપ્રાપ્ય નથી, એ પણ નિર્વિવાદ વાત છે. આથી તમે સમજી શકશો કે, શુભાશુભ કર્મ સંબંધી જો વિવેક પૂર્વક વિચાર કરતાં આવડે, તો એથી પણ આત્મા ઘણા ઘણા લાભને પામી શકે છે.

**પતિના આત્મહિતની કાળજી રાખવી,એ પણ સતી સ્ત્રીઓનો ધર્મ છે જ :**

સીતાજીનો આ સંદેશો એ વાત પણ સૂચવે છે કે, સ્ત્રીઓએ પોતાના સ્વામીના આત્મહિતની પણ ખૂબ ખૂબ કાળજી રાખવી જોઇએ. જો કે, પતિએ પણ પત્નીના આત્મહિતની પૂરેપૂરી કાળજી રાખવી જ જોઇએ; પણ અહીં સ્ત્રીનો પ્રસંગ હોઇને, એ વાત સ્ત્રીને અંગે સૂચવાય છે. પત્ની જેટલે અંશે પતિના આત્મહિતની પણ કાળજી ન રાખે, તેટલે અંશે પોતાના કર્ત્તવ્યને ચૂકે જ છે, કોઇ પણ રીતિએ પતિને ખુશ રાખવો - એટલો જ સતી સ્ત્રીઓનો ધર્મ નથી. સતી સ્ત્રીઓનો ધર્મ તો એ પણ છે કે, તેમણે પતિના આત્મહિતની ખૂબ ખૂબ કાળજી રાખવી. એ માટે પોતાને દુઃખ વેઠવું પડે તો દુઃખ વેઠીને પણ, સતી સ્ત્રીએ પતિને કલ્યાર્ણ માર્ગે યોજવાનો અને કલ્યાણમાર્ગે યોજાએલો પતિ કલ્યાણમાર્ગમાં ખૂબ ખૂબ સુસ્થિત બને તેવો પ્રયત્ન કરવો જોઇએ પોતાના કષ્ટને માટે પતિને કલ્યાણ માર્ગની સાધનામાં યોજાતાં રોકાવા અગર તો કલ્યાણમાર્ગે યોજાએલા પતિને કલ્યાણમાર્ગથી ભ્રષ્ટ બનાવવાનો પ્રયત્ન કરવો, એ મોહનો જ ચાળો છે. મોહથી મૂંઝાએલી પત્ની, સ્વભાવે સારી હોવા છતાં પણ, એવું અપકૃત્ય કરી બેસે એ જોકે સંભવિત છે; પણ કલ્યાણને ચાહનારી પત્નીએ તો એવી મોહની મૂંઝવણથી સદાને માટે પર રહેવાનો જ પ્રયત્ન કરવો જોઇએ.

**સ્વકલ્યાણની ભાવના વિના સાચા પરકલ્યાણની ભાવના પ્રગટે નહિ :**

રામચન્દ્રજીના આત્માની મહાસતી સીતાજીએ કરેલી ચિન્તાને, બીજા પણ આત્માઓ પોતાના માટે પ્રેરક બનાવી શકે છે. પિતા પુત્ર, રાજા પ્રજા, પતિ-પત્ની, સ્વામી સેવક, વડિલ-લઘુ, ભાઇ- બેન, નણંદ-ભોજાઇ આદિ સૌ કોઇએ બે પરસ્પરના આત્મકલ્યાણની ભાવના કેળવવી જોઇએ. આપણને મળેલા કુટુમ્બીઓ કોઇ પણ રીતિએ ધર્મને પામે અને આરાધે, એ ભાવનાને સૌએ અપનાવવી જોઇએ. કોઇનો પણ આત્મા

અકલ્યાણને સાધનારો નહિ બનતાં, કલ્યાણને સાધનારો જ બને - એ ભાવના સૌ કોઇએ કેળવીએ જોઇએ. પણ એ ભાવના કયારે જન્મે એ જાણો છો ? પોતાના આત્માના વાસ્તવિક કલ્યાણની ભાવના જન્મે ત્યારે ! જેનામાં પોતાના આત્માના વાસ્તવિક કલ્યાણની ભાવના જાગી નથી, તે પરના સાચા આત્મકલ્યાણની ભાવનાથી ભાવિત મતિવાળો બની શકતો જ નથી. સીતાજીના હૈયામાં પોતાના આત્માના વાસ્તવિક કલ્યાણની ભાવના હતી અને માટે જ સીતાજી રામચન્દ્રજીને કહેવડાવી શકયાં છે કે, 'ખલોની વાણીથી દોરવાઇ જઇને આપે જેમ મારો ત્યાગ કર્યો, તેમ મિથ્યાદૃષ્ટિઓની વાણીથી દોરવાઇ જઇને આપ શ્રી જિનભાષિત ધર્મનો ત્યાગ કરશો નહિ !'

**લોકહેરીમાં પડેલાઓને માટે ધર્મત્યાગ, એ પણ કોઇ અશકય વસ્તુ નથી :**

મહાસતી સીતાજીના આ કથનમાંથી, અજ્ઞાન લોકની નિન્દાથી ડરનારાઓ પણ સુન્દર પ્રેરણા મેળવી શકે તેમ છે. ખલોની નિન્દાથી પોતાની જાતને બચાવી લેવાને માટે, જેઓ છતા સામર્થ્યે પણ સિદ્ધાન્તરક્ષાના પોતાના કર્તવ્યની ઉપેક્ષા સેવે છે, તેઓ અજ્ઞાન લોકથી મોહ પામીને, કયારે સદ્ધર્મને ત્યજી દેનારા બનશે, તે કહી શકાય નહિ. ખલોની નિન્દા જેને એટલા બધા પ્રમાણમાં ડરાવી શકે છે, તે આદમી ધર્મ પ્રત્યે રાગ ધરાવનારો હોય તોય કરી શું શકે ? એ દુર્ગુણની સાથે અજ્ઞાનલોકની પ્રશંસાના અર્થીપણા રૂપ દુર્ગુણનો યોગ મળી જાય, તો ધર્મત્યાગ એ કાંઇ અશકય વસ્તુ નથી. મહાસતી સીતાજી માને છે કે, ખલજનોની નિન્દાથી જેઓ પોતાના વિવેક અને કુલને નહિ છાજતું એવું પણ કૃત્ય કરવાને તૈયાર થઇ જાય છે, તેઓ મિથ્યાદૃષ્ટિ આત્માઓની વાણીથી શ્રી જિનભાષિત ધર્મનો ત્યાગ કરનારા પણ ઘણી જ સહેલાઇથી બની શકે છે. મહાસતી સીતાજીની આ વાત, લોકહેરીમાં પડેલા ધર્માચાર્યો આદિએ પણ ખાસ ધ્યાનમાં લેવા જેવી છે. તેઓને માટે પણ આઠમા સર્ગનો આ અન્તિમ પ્રસંગ અને ખાસ કરીને સીતાજીના સંદેશામાંની આ વાત ખૂબ જ પ્રેરક અને ઉપકારક છે.

**કૃતાન્તવદનની સુંદર વિચારણા :**

આપણે જોઇ ગયા છીએ કે, પોતાના પતિ રામચન્દ્રજીને પહોંચાડવાનો સંદેશો કૃતાન્તવદનને સંભળાવ્યા બાદ, મહાસતી સીતાજી પુનઃ પણ મૂર્છા પામીને જમીન ઉપર પટકાયાં છે. થોડી વારે તેઓ ચેતનાને પામે છે, ઉઠે છે અને કહે છે કે, 'મારા વિના રામચન્દ્રજી જીવશે શી રીતિએ ? અરે રે, હું તો મરી ગઇ છું !' આ શબ્દો મોહના યોગે જ બોલાયા છે. આવા ઉત્તમ પણ આત્માઓને મોહ આ રીતિએ સતાવે છે. ખરેખર, મોહને માર્યા વિના છૂટકો જ નથી. મોહને માર્યા વિના આત્માને સાચા સુખની પ્રાપ્તિ થતી નથી.

સભા૦ મરી ગઇ એમ કહેવાય ?

અતિ દુઃખના યોગે એવું પણ બોલાઇ જાય. આવા શબ્દો આફતની મોહમય અસરના સૂચક છે. ખેર, એટલું બોલ્યા પછી મહાસતી સીતાજી કહે છે કે,

'રામચન્દ્રજીને કહેજે કે સીતા આપનું કલ્યાણ ઇચ્છે છે અને લક્ષ્મણજીને મારી આશિષ જણાવજે. હે વત્સ ! હવે તું રામચન્દ્રજીની પાસે જા. તારો માર્ગ કલ્યાણકારી હો !' સીતાજીની આ બધી વાતો સાંભળીને કૃતાન્તવદન તો દિઙ્મૂઢ જેવો બની ગયો છે. એને એજ થાય છે કે, 'રામચન્દ્રજીનું કૃત્ય કેવું અને સીતાજીની ભાવના કેવી ? ધન્ય છે આવી સતીઓને ! આ સીતાજી, ખરેખર જ, સતીઓમાં શ્રેષ્ઠ છે.' હવે પોતાને જવાનું હોઇને કૃતાન્તવદન ખૂબ ખૂબ રીતિએ મહાસતી સીતાજીને પ્રણામ કરે છે અને સીતાજીને વનમાં છોડી ધીરે ધીરે પાછો ફરે છે. રસ્તે પણ એ એજ ચિન્તવે છે કે, 'આવા પણ વિપરીત વૃત્તિવાળા સ્વામીને વિષે જ મહાસતી આવી ભકિત અને આવી ભાવનાવાળી છે, તેથી આ મહાસતી ખરેખર જ સતીઓમાં મુખ્ય છે.'

કૃતાન્તવદનના હૈયામાં જે ભાવના ઉદ્ભવી, તે ભાવના યોગ્ય આત્માઓના અન્તરમાં ઉદ્ભવવી એ સ્વાભાવિક જ છે. કૃતાન્તવદનના હૈયામાં એ પ્રસંગ નજરે જોવાથી આવી ભાવના ઉદ્ભવી અને આપણા હૈયામાં એ પ્રસંગના કથાકાર - પરમર્ષિએ કરેલા આલેખનના વાંચન અને શ્રવણથી એ ભાવના ઉદ્ભવે. આવી ભાવના યોગ્ય આત્માઓના અન્તરમાં જ ઉદ્ભવે છે. અને આવી ભાવના પણ આત્માને સુનિર્મલ બનાવવામાં સહાયક નિવડે છે.

આવી ભાવનાથી ભાવિત અન્તઃકરણવાળો કૃતાન્તવદન અયોધ્યા પહોંચ્યો ત્યારબાદ શું બને છે ? અને મૃત્યુના એક નિકેતન સમા આ અરણ્યમાં સીતાજીનું શું થાય છે ? એ વગેરે પ્રસંગ આવે છે,પણ તે નવમા સર્ગમાં ?

# નવમો સર્ગ :

## [૧]

**કથાનુયોગની મહત્તા :**

આજથી આપણે, 'શ્રી જૈન રામાયણ'ના નવમા સર્ગને વાંચવાની શરૂઆત કરીએ છીએ. આ નવમા સર્ગને 'સીતા-શુદ્ધિ-વ્રતગ્રહણ' એવું નામ આપવામાં આવ્યું છે. સર્ગનું નામ, સર્ગમાં આવતા વિષયનું સૂચક હોય છે. મહાસતી સીતાજીએ, પ્રસંગ પ્રાપ્ત થતાં કેવી રીતે પોતાની શુદ્ધતાને સાબીત કરી આપી ? અને કેવી રીતે વ્રતગ્રહણ કર્યું ? એના વર્ણન સાથે આ નવમો સર્ગ સમાપ્ત થતો હોવાથી, આ સર્ગને 'સીતાજીની શુદ્ધિ અને સીતાજીનું વ્રતગ્રહણ' - એવું નામ આપવામાં આવે, તે સ્થાને જ ગણાય. આ સર્ગમાં પણ એવી એવી બીનાઓ આવવાની છે, કે જે બીનાઓમાંથી ઘણું શીખવાનું મળે.

કથાઓ, જીવનવૃત્તાન્તો જો વાંચતાં ને વિચારતાં આવડે, તો એમાંથી પણ ઉત્તમ કોટિની પ્રેરણાઓ આપી અને મેળવી શકાય છે. વાંચનાર જો તત્ત્વસ્વરૂપનો જ્ઞાતા હોય, હિતાહિતના માર્ગનો જાણનાર હોય, સ્વ-પરના સાચા ઉપકારની ભાવનાથી ઓતપ્રોત હોય, સદ્‌બુદ્ધિનો સ્વામી હોય અને શ્રોતા જો સદ્‌ભાવનાસંપન્ન શ્રદ્ધાળુ હોય, તો સામાન્ય કથાઓને પણ તેઓ સ્વ-પરને માટે મહાઉપકારક બનાવી શકે છે. ખાસ કરીને બાલ જીવોને માટે, કથાઓ દ્વારા ઉપદેશ આપવાની પદ્ધતિ, વિશેષ ઉપકારક બને છે. કેટલીક વાર કહેવા યોગ્ય વસ્તુ કથા સાથે કહેવાય છે, તો શ્રોતાઓના અન્તરમાં તો ઘણી જ સહેલાઈથી પ્રવેશ પામી જાય છે. કથાઓમાં તાત્ત્વિક વાતો નથી આવતી એમ નહિ. તત્ત્વના સ્વરૂપનો વર્તન રૂપે સાક્ષાત્કાર કથાઓમાં થઈ શકે છે. તત્ત્વસ્વરૂપના વિવિધ પ્રકારોને, કથા દ્વારા પ્રત્યક્ષ જેવા રૂપે રજૂ કરી શકાય છે. કથાનુયોગ દ્વારા દ્રવ્યાનુયોગને પણ જેટલો ખીલવવો હોય તેટલો ખીલવી શકાય છે. સદ્‌બુદ્ધિસંપન્ન વકતા શ્રોતાઓની ગ્રહણ કરવાની શકિત આદિને જોઈને, કથાના પ્રસંગમાં પણ ઝીણવટભર્યું તત્ત્વવર્ણન કરી શકે છે.

**કથા વાંચનાર અને સાંભળનાર બન્ને યોગ્ય જોઈએ :**

દરેક વસ્તુ માટે લાયકાત, એ અનિવાર્ય વસ્તુ છે. વકતામાં યે લાયકાત જોઈએ અને શ્રોતામાં ય લાયકાત જોઈએ. ઉત્તમમાં ઉત્તમ વસ્તુ પણ નાલાયકને માટે નિરર્થક અગર તો નુકશાનકારક પણ નિવડે. ઉત્તમ કોટિની લાયકાતના યોગે આત્મા ખરાબ સાધન દ્વારા પણ ઉત્તમ પરિણામને નિપજાવી શકે છે અને કારમી અયોગ્યતા હોય, તો ઉત્તમ સાધન દ્વારા પણ આત્મા અધમ પરિણામને નિપજાવનારો બને. માત્ર વ્યાખ્યાન દેનાર જ લાયક જોઈએ એમ નહિ. વ્યાખ્યાન દેનાર પણ લાયક જોઈએ અને વ્યાખ્યાન સાંભળનાર પણ લાયક જોઈએ. સાંભળનાર અયોગ્ય હોય, તો લાયક પણ વ્યાખ્યાનકાર કરે શું ? એ કહે કાંઈ અને પેલો પકડે કાંઈ ! વકતા અને શ્રોતા બન્ને લાયક હોય, તો બેયનું ય કામ થઈ જાય. સારા શ્રોતાઓ તો વકતાની શક્તિને પણ ખીલવનારા હોય છે. એવા પણ શ્રોતાઓ હોય છે, કે જેઓને ઉપદેશ આપતાં વકતાનો ઉલ્લાસ વધતો જ જાય અને એથી નવી નવી લાગતી વસ્તુઓ નીકળ્યે જાય. એવી જ રીતે વકતાની શક્તિને બુઠ્ઠી બનાવી દેનારા શ્રોતાઓ પણ હોય છે. એ વાત સાચી છે કે, શ્રોતાઓની જેમ વકતાઓમાં યોગ્ય અને અયોગ્ય હોઈ

શકે છે. કેટલાક વક્તાઓ પણ એવા હોય છે, કે જેઓ મિથ્યાત્વાદિને કારણે હેયને ઉપાદેય અને ઉપાદેયને હેય આદિ રૂપે પણ વર્ણવનારા બની જાય છે. શ્રી જિનપ્રવચનની કુશલતાને અને બીજી પણ જરૂરી લાયકાતને નહિ પામેલા વક્તાઓ, શ્રોતાઓના હિતને હણનારા બને, તે સ્વાભાવિક જ છે. શ્રોતાઓ વિચક્ષણ હોય તો એમ પણ બને કે, પેલાના ઉંધા પ્રતિપાદનની તેમના ઉપર ખરાબ અસર ન થાય. આમ છતાં પણ, પેલાને તો નુકશાન થાય જ છે. આથી સ્પષ્ટ છે કે, ભવભીરૂ આત્માઓએ લાયકાતને વિષે તો સૌથી પહેલાં જ પ્રયત્નશીલ બનવું જોઇએ. લાયકાતની બેદરકારી, એ તો કલ્યાણની જ બેદરકારી છે.

**મહાસતી સીતાજીનું વનમાં પરિભ્રમણ :**

આઠમા સર્ગના અન્ત ભાગમાં આપણે જોઇ આવ્યા કે, રામચન્દ્રજીની આજ્ઞાથી મહાસતી સીતાદેવીને અરણ્યમાં ત્યજી દેવાને માટે નીકળેલા કૃતાન્તવદન નામના સેનાપતિએ, સિંહનિનાદક અરણ્યમાં આવીને સીતાજીનો ત્યાગ કર્યો. રામચન્દ્રજીને કહેવા માટેનો સીતાજીએ કહેલો સંદેશો સાંભળી લીધા બાદ, સીતાજીને નમસ્કાર કરીને, સીતાજીના મહાસતીપણાનો વિચાર કરતો કૃતાન્તવદન, અયોધ્યાના માર્ગે વળ્યો. હવે સીતાજી એકલાં પડયાં. ભયંકર અરણ્યમાં એકલવાયો આદમી, બલવાન અને શસ્ત્રસહિત હોય તોય મૂંઝાય : જ્યારે આ તો ગમે તેવી પણ સ્ત્રી. રાજાને ત્યાં જન્મેલી અને મહારાજાની મહારાણી બનેલી. આવાં કષ્ટોની જેને કલ્પના પણ ન હોય એવી. વળી પાછી સગર્ભા. તેમજ સ્વયં મહાસતી હોવા છતાંય કારમા કલંકનો ભોગ બનેલી. પાસે નથી કોઇ રક્ષક કે નથી કોઇ શસ્ત્ર. આવી દશામાં સીતાજી ભય પામે, ભયથી ઉદ્‌ભ્રાન્ત બને, તે સ્વાભાવિક જ છે. એટલે જ કૃતાન્તવદનના ગયા બાદ ,ભયથી ઉદ્‌ભ્રાન્ત બનેલાં સીતાજી વનમાં અહીંથી તહીં - એમ ભમવા લાગ્યા. અને વનમાં ભમતા સીતાજી ડગલે ને પગલે સ્ખલના પામે છે અને વારંવાર રૂદન કરે છે. આ રીતે કયાં જવું ? એનો નિર્ણય નહિ હોવા છતાં પણ, વિમનસ્કની જેમ સીતાજી, આગળ ને આગળ ચાલ્યે જાય છે.

**આપત્તિમાં 'અદીનતા' એ પણ ઉત્તમકોટિનો સદાચાર છે :**

આ હાલત વિચારવા જેવી છે. એક તરફ સીતાજી કોણ ? એ વિચારો અને બીજી તરફ સીતાજીની વર્તમાન દશાનો વિચાર કરો. આવા આત્માને શિરે પણ આવી આપત્તિ આવી અને તમે નિર્ભય છો ? તમને ખાત્રી છે કે, તમારે શિરે આપત્તિ નહિ જ આવે ? આપત્તિમાં અદીનતા, એ પણ એક સદાચાર છે : પણ વાતએ છે કે, આપત્તિની વેળાએ અદીનતા જાળવી કોણ શકે ? આપત્તિમાં અદીનતાની વાતો કરવી - એ જેટલું સહેલું છે, તેટલું જ આપત્તિમાં અદીન બન્યા રહેવું એ મુશ્કેલ છે. એને માટે પૂર્વતૈયારી પણ હોવી જોઇએ. અનુકૂળ સામગ્રીની વેળાએ આત્માને એવો તો કસીને તૈયાર કરવો જોઇએ, કે જેથી પ્રતિકૂળ સામગ્રીની વેળાએ ગભરામણ કે વલોપાત થાય નહિ. કર્માધીન પ્રાણીઓને શિરે આફત આવવી, એ નવાઇની વસ્તુ જ નથી. સંસારમાં ડગલે ને પગલે આપત્તિ તો બેઠેલી જ છે. પુણ્યનો ઉદય હોય ત્યાં સુધી વાત જૂદી છે, પણ કોઇ પુણ્ય એવું હોતું જ નથી, કે જેનો અન્ત જ ન હોય. એક દિવસ તમારા પુણ્યોદયનો અન્ત આવશે, એમ તો લાગે છે ને ?

**સભા૦** અમારા પુણ્યની તો વાત જ કરવા જેવી નથી.

આટલું જાણો છો, તે છતાં બેફીકર કેટલા છો ? વારંવાર તાલેવંત અને ગરીબ બનનારાઓ પણ, તાલેવંત બને ત્યારે ઘમંડથી બચતા રહે છે ? આ ચાર દિનની ચાંદની છે, એવો વિચાર કરે છે ખરા ? પુણ્યોદયે સમૃદ્ધિ મળી ગઇ હોય, તો તે જાય તે પહેલાં જ તેનો બને તેટલો વધુ સદુપયોગ કરી લેવો એવું મન થાય છે ? જીંદગીમાં અનેક વાર બેહાલ થઇ જનારાઓ પણ, સારા હાલનો સદુપયોગ કરી લેતા નથી, એ શું તેમની આત્મા

તરફની બેદરકારી નથી ? સંપત્તિ આવતાં ઉન્મત્ત બનવું અને જતાં લાચારી સેવવી, એ ધર્માત્માને ન છાજે. એ તો સંપત્તિ આવવાથી ઉન્મત્ત ન બને અને જવાથી લાચાર ન બને. ધર્મી તો બન્ને ય પ્રકારની સ્થિતિમાં પુણ્યપાપના ઉદયને સમજે. અને એવો જ આત્મા આપત્તિમાં અદીનતા ગુણનો અને સંપત્તિમાં સવિશેષ નમ્રતા ગુણનો સ્વામી બની શકે. સંપત્તિમાં જે ગર્વને આધીન બને, તેને આપત્તિમાં દીન બનતાં પણ વાર લાગે નહિ. સંપત્તિમાં ગર્વ કરનારો, આપત્તિમાં ભયંકર પાપાચરણોને આચરવાને તત્પર બની જાય, એય સુશક્ય છે. 'સંપત્તિ, એ મારાં પૂર્વનાં સત્કર્મોનું ફલ છે' - એમ સમજીને સંપત્તિ વેલાએ સત્કર્મોમાં વિશેષે પ્રવૃત્તિ કરવી અને - 'આપત્તિ, એ મારાં દુષ્કર્મોનું ફલ છે'- એમ સમજીને આપત્તિની વેલાએ પણ દુષ્કર્મોના ત્યાગમાં જ પ્રયત્નશીલ બનવું. આપત્તિ વહેલી કે મોડી પણ આવવાની છે, એમ જાણવા છતાં આપત્તિ માટે તૈયાર ન બનવું, એ ડહાપણ છે ? ડાહ્યા માણસે તો એવી તૈયાર કરી જ લેવી જોઇએ, કે જેથી કોઇ પણ સંયોગોમાં આત્મા દીન બને નહિ-ગમે તેવી સ્થિતિમાં પણ ભાનભૂલો બને નહિ.

**સભા૦** આપત્તિથી બચવા માટે તૈયારીઓ નથી કરાતી એમ તો નહિ, પણ આજની તૈયારીઓ જૂદી જાતની છે !

કયી જાતિની તૈયારીઓ થાય છે ?

એજ ને કે ? કે-અવસરે પોતાના દૂધ-ચોખા સલામત રહે અને બીજાઓને ઠંડે કલેજે રોવડાવી શકાય. ઘર ને ઘરનો ઘણો-ખરો માલ બૈરીના નામે અને વહેપાર પોતાના નામે, એમ ને ? ખરેખર, એ તૈયારી તો આપત્તિની જ જનેતા છે. બીજાને નવડાવી પોતાના સુખને સલામત રાખવાની ભાવનાવાળાઓ, સુખને સલામત રાખી શકતા નથી. તેઓ દુઃખને જ સલામત બનાવવાનો ધંધો કરી રહ્યા છે. એ જાતિની પાપ-ભાવનામાં રમનારાઓ પૂર્વના પાપાનુબન્ધી પુણ્યના યોગે થોડો કાલ મઝા માણી લે એ બને, પણ તેમનું ભવિષ્ય ભૂંડું બન્યા વિના રહે નહિ ! આ તો ભયંકર જાતિની અનીતિ છે, પણ આજે અનીતિ એટલી બધી વ્યાપક બની ગઇ છે કે, એની અરેરાટી પણ નાશ પામતી જાય છે. એવા દૂધ-ચોખા કરતાં ન્યાયના યોગે મેળવેલો સૂકો રોટલો પણ લાખ દરજ્જે સારો છે, એમ કલ્યાણના અર્થી આત્માઓએ સમજવું જોઇએ.

**વિવેક અને સામર્થ્ય વિના આપત્તિમાં અદીનતા આવે અગર ટકે નહિ :**

બીજી વાત એ પણ છે કે, સંપત્તિની રક્ષાને માટે ગમે તેટલા પ્રયત્નો કરો, તે છતાં પણ પુણ્ય ક્ષીણ થયે તે તમારી પાસે રહેવાની નથી. પુણ્ય ક્ષીણ થતાં ગમે તેવી અને ગમે તેટલી પણ સંપત્તિ, આંખના પલકારામાં ચાલી જશે. કોટ્યાધિપતિઓ અને મહારાજ્યના માલિકો પણ પાપના ઉદયે જોત-જોતામાં કંગાલ બની જાય છે. ગમે તેવી સત્તા ને ગમે તેટલી સંપત્તિ, પાપના ઉદયને રોકી શકે એમ લાગે છે ? તો પછી, જે આપત્તિ પાપના ઉદયે આવવાની છે, તેનાથી બચવા માટે સંપત્તિ મેળવવામાં અને તેનું રક્ષણ આદિ કર્યા કરવામાં જ મશગુલ બન્યા રહેવું, એ ડહાપણ છે કે ગાંડપણ ? આપત્તિથી બચવા ઇચ્છનારાઓએ તો, પાપથી જ બચતા રહેવાનો પ્રયત્ન કર્યા કરવો જોઇએ. જ્યાં પાપ નહિ, ત્યાં આપત્તિ નહિ. આ તો નવા પાપની વાત થઇ, પણ જે પાપોને પૂર્વે ઉપાર્જી ચૂક્યા છો, તેનું શું ? પાપનો ઉદય આવે તે સમયે આત્મા દીન બને નહિ અને પાપના ઉદયને એવી રીતિએ વેઠે કે-ઉદયમાં આવેલું પાપ સ્વયં જવા સાથે બીજાં પણ અનેક પાપોને ઘસડી જાય, એને માટે તૈયાર બનવાની વાત ચાલે છે. તમારા જીવનમાં એવી તૈયારી છે ? નથી, તો તેનું કારણ શું ? શું પાપ-પુણ્યને માનતા નથી ? આશ્રવ, સંવર ને નિર્જરાને માનતા નથી ?

**સભા૦** માનીએ તો છીએ.

તો પછી કોના બળે તમે આટલા બધા નિર્ભય છો ? સીતાજી એટલે જનક રાજાની પુત્રી, ભામંડલ જેવાની બેન અને રામચન્દ્રજી જેવાની પત્ની, છતાં સીતાજી કઇ હાલતને પામ્યાં ? જે પાપે સીતાજીને ન છોડયાં, તે પાપ તમને છોડી દેશે, એમ ? એવું કાંઇ ધારતા-કરતાં નહિ. શ્રી તીર્થંકરદેવના આત્માઓને પણ પાપે નથી છોડયા, માટે પાપ કરતાં ચેતો, બચો અને આત્માને તપ આદિમાં યોજી એવો તૈયાર કરો, કે જેથી અવસરે દિવસો સુધી ભૂખ-તરસને પણ સહી શકાય અને ટાઢ-તડકા આદિને પણ સહી શકાય. વિવેકી બનો અને સહવાનું સામર્થ્ય કેળવો. એ વિના આપત્તિમાં અદીનતા રૂપ સદાચારનો સાચો અમલ શક્ય નહિ જ બને.

**આત્મનિંદા એ વિવેકને આધીન છે :**

અહીં મહાસતી સીતાજી વનમાં ભયથી ઉદ્‌ભ્રાન્ત બન્યાં થકાં અહિંથી તહીં એમ ભમી રહ્યાં છે. વનમાં ભમતાં સીતાજી પગલે પગલે સ્ખલના પામે છે અને વારંવાર રડે છે, છતાં એમની એ વખતની પણ મનોવૃત્તિ કઇ જાતિની છે, એ જાણો છો ? એ સૂચવવાને માટે કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ ફરમાવ્યું છે કે -,

**"आत्मानमेव निन्दति, पूर्वदुष्कर्मदुषितम् ।"**

એવી રીતિએ ભયંકર વનમાં ભમતાં એવા પણ સીતાજી, પૂર્વના દુષ્કર્મથી દૂષિત એવા પોતાના આત્માને જ નિન્દી રહ્યાં છે. સદ્‌વિવેકનો જ આ પ્રભાવ છે, વિચાર કરો કે, સીતાજીએ આ ભવમાં એવું કોઇ જ કૃત્ય કર્યું છે, કે જેના યોગે આવી આપત્તિ આવે ? નહિ જ. તે છતાં પણ આપણે જોયું કે, આપત્તિ આવી છે અને સીતાજી એમાં પોતાની જ ખામી જોઇ રહ્યાં છે. એમના હૈયામાં પૂરેપૂરી ખાત્રી છે કે, દુષ્કર્મથી જે દૂષિત હોય છે, તેને જ દુઃખ આવે છે. જેણે પોતાના આત્માને કોઇ પણ કાળે દુષ્કર્મથી દૂષિત ન બનાવ્યો હોય, તેના ઉપર આપત્તિ આવે, એ સંભવિત જ નથી.' આવા સંકટના સમયે પણ બીજા કોઇને દોષ દેવો નહિ અને પોતાના આત્માની જ નિન્દા કરવી. એ વિવેકને જ આભારી છે. જેના હૈયામાં વિવેક-દીપક પ્રગટયો નથી, તેના હૈયામાં તો આવા સંકટના સમયે એવા એવા વિચારો આવે કે - ન પૂછો વાત.

મિથ્યાત્વના ઉદયથી આત્મા દોષને દોષ રૂપે જોઇ શકતો નથી. એવા પણ આત્માઓ હોય છે કે, પોતાનું એક સામાન્ય પણ કામ બગડે, તો તેમાં પણ સેંકડોને ગાળો દઇ દે. ફલાણાએ બગાડયું, ફલાણો વચ્ચે આવ્યો. ફલાણાએ મદદ ન કરી અને એમ કેટલાયને દોષ દે ! પોતાનો દોષ તો જૂએ જ નહિ. એવા આદમીને ધર્મના નિન્દક બનતાં પણ વાર લાગે નહિ. કહેશે કે, 'ધર્મ ઘણો કર્યો, પણ છેવટે દશા તો આ જ થઇને ?' પણ એ ન વિચારે કે, 'આ ફળ ધર્મનું છે કે તે પૂર્વે કરેલા પાપનું ?' એવાઓના ધર્મમાંય પ્રાયઃ ભલીવાર હોય નહિ. ધર્મકરણીને વિધિ મુજબ કરવાની મનોવૃત્તિ એવાઓમાં હોય, એ ભાગ્યે જ બને, ધર્મકર્મ કરતી વેળાએ પણ એવાઓનાં હૈયામાં પાપી વાસના હોય, તો નવાઇ પામવા જેવું નહિ. છતાં કહેશે, 'ધર્મ ઘણો કર્યો, પણ ફળ્યો નહિ !' ધર્મકરણી પણ ધર્મનું જ અપમાન થાય એવી રીતે કરવી અને ફળ સારૂં જોઇએ, તે મળે કયાંથી ? ધર્મ ધર્મ રૂપે થાય તો ફળે કે ધર્મનું અપમાન કરો છતાં સારૂં ફળ મળે ? પણ આ જાતિના વિચારો તો તેઓને જ સૂઝે, કે જેઓમાં પોતાની ખામી જોવા-સાંભળવાની લાયકાત હોય. કારમી ખામીવાળાઓ પોતાની ખામીને સાંભળી પણ શકતા નથી. એવાઓ તો, હિતબુદ્ધિએ કોઇ ખામી બતાવે, તોય તેને દુશ્મન માને. એવાઓએ ખાસ યાદ રાખવું જોઇએ કે, -

**'રીસ કરે દેતાં શીખામણ, તસ ભાગ્ય દશા પરવારીજી.'**

આમ કેમ કહેવું પડયું ? કારણ એ જ કે - જે પોતાની ખામીને સાંભળી પણ ન શકે અને હિતશિક્ષા દેનારાનો ઉપકાર માનવાને બદલે જે રીસ કરે, તેનું ભલું ન જ થાય - એ નિશ્ચિત વાત છે.

